# શ્રીમાન્ જિનહર્ષપ્રણીત-
# શત્રુઞ્જયમાહાત્મ્ય.



સંશોધક,

શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ
શ્રીબુદ્ધિસાગરસૂરિ.

શેઠ દેવચંદ લાલભાઇ-જૈન પુસ્તકોદ્ધારે-ગ્રન્થાંક. ૩૦.
(જૈન ગુર્જર-સાહિત્યોદ્ધારે-ગ્રન્થાંક ૪.)

# શ્રીઆનન્દ-કાવ્યમહોદધિ.

(પ્રાચીન-જૈનકાવ્યસંગ્રહ.)

મૌક્તિક ૪થું.



સંશોધક-શ્રીબુદ્ધિસાગરસૂરિ.

સંગ્રાહક-જીવણચંદ સાકેરચંદ ઝવેરી.

પ્રકાશક—

શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુ. ફંડ માટ

નગીનભાઇ ઘેલાભાઇ ઝવેરી, મુંબઇ.



ધી સુરત જૈન પ્રિન્ટીંગ પ્રેસ-સુરત.

વીરાંત ૨૪૪૨, વિક્રમ ૧૯૭૨, ક્રાઇષ્ટ ૧૯૧૫.

પ્રતિ ૧૦૦૦. વેતન રૂ. ૦-૧૨-૦



Published by
Naginbhai Chelabhai Javeri, for Sheth Devchand Lalbhai J. P. Fund, at the Office of Sheth Devchand Lalbhai Jain Pustakoddhar Fund

From 426 Javeri Bazar, BOMBAY.

Printed by
Vithaldas Kikabhai at K. A's "The Surat Jain Printing Press", Khapatia Chakla—SURAT.



Sheth Devchand Lalbhai Jain Pustkoddhar Fund Series. No. 30

# THE ANAND-KAVYA-MAHODADHI.

*( A collection of Old Gujarati Poems. )*

**PART 4.**

*Edited by*

**Shree Buddhi Sagar Suri.**

*Collected by*

**Jivanchand Sakerchand Javeri.**

*Published by*

**Naginbhai Ghelabhai Javeri,**

*a trustee.*

*Sold by*

THE LIBRARIAN

SHETH DEVCHAND LALBHAI J. P. FUND.

C/o Sheth Devchand Lalbhai Dharmashala.

Badekha Chakla, Gopipura, SURAT.



*1915*

**Re. 0—12—0**

કાવ્ય સાગરમાં વિહરી, કલ્લોલોમાં પછડાઇ, સસ્નેહ અનેક મૌક્તિક એકત્ર કરી, માળા ગુંથી, સર્જન કંઠ માટે તૈયાર કરી, પણ, માળાને પરિપૂર્ણ રીતે કંઠમાં સજી અન્યોને આકર્ષવા, એ કર્ત્તવ્ય રસપ્રજ્ઞોનું જ છે. જેમ કમળને-કાવ્યને વિકસિત-પ્રકાશમાં આણવાનું કાર્ય તો સૂર્યનુ-સુજનોનું-પંડિતોનું જ છે. વારિ-કવિ કે સંગ્રાહક તો માત્ર કમલ-કવિતાનો પોષ-ઉત્પાદ કે સંગ્રહ જ કરી શકે છે.

જીવન.



## ક્રમસૂચન.



## શત્રુંજયતીર્થરાસ.





અમારો અંક ૧૪મો "આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક પહેલું" મુંબાઈ ઇલાકાના સરકારી કેલવણી ખાતાએ સેકન્ડરી સ્કૂલ લાયબ્રેરી માટે મંજૂર કર્યું છે.

दद्दातु श्रुतदेवता सिद्धिम्.

## अवतरणिका.

/ અમારા તરફથી અત્યાર સુધીમાં સંસ્કૃત, માગધી, અંગ્રેજી, અને આવા કાવ્યોના ગૂજરાતી ગ્રન્થો પ્રસિદ્ધ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે, કે જે પ્રયાસવડે આ ગ્રન્થને અમો તરફથી બહાર પડતા ગ્રન્થોમાં "ગ્રન્થાંક ૩૦મા". (જૈન ગૂર્જર-સાહિત્યોદ્ધારે ગ્રન્થાંક ૪થા) તરીકે પ્રસિદ્ધ કરવા ભાગ્યશાળી થયા છીએ.

અત્રે ફંડનો ટુંક ઇતિહાસ આપવો એ અયોગ્ય લેખાશે નહિ. મહુંમ **શેઠ દેવચંદ લાલભાઈ ઝવેરીએ,** કે જેમની સ્મૃતિને અર્થે ફંડ સ્થાપવામાં આવ્યું છે, તેમણે, પોતાના વીલમાં રૂ. ૪૫૦૦૦ની રકમ, બીજી રૂ. ૫૫૦૦૦ની અન્ય માર્ગે ખર્ચવા કહેલી રકમ સાથે કાઢી હતી. આ રકમમાં તેમના સુપુત્ર **શા. ગુલાબચંદ દેવચંદ ઝવેરી** તરફથી મહુંમની યાદગિરી માટે શુભ કાર્યમાં ખર્ચવા કાઢેલ રૂ. ૨૫૦૦૦ની રકમ ઉમેરાઈ. ૧૦૦૮ શ્રી શ્રી શ્રી પંન્યાસજી **શ્રીઆનન્દસાગરજી ગણિની** સલાહ અને ઉપદેશથી, તથા **શા૦ ગુલાબચંદ દેવચંદ ઝવેરીની** સમ્મતિથી, આ રકમોને એકઠી કરી મહુંમની યાદગિરી માટે આ ટ્રસ્ટ સને ૧૯૦૯ માં સ્થાપ્યું, તેમજ યોગ્ય વ્યવસ્થા જળવાઇ રહેવા માટે ટ્રસ્ટીઓ નીમી ટ્રસ્ટડીડ કરાવવામાં પણ આવ્યું. મહુંમ શેઠની દીકરી તે મહુંમ **મૂલચંદ નગીનદાસની** વિધવા મહુંમ **બાઈ વીજકોરની** આશરે રૂ. ૨૫૦૦૦ની રકમ તેના ટ્રસ્ટીઓ તરફથી આવવાથી ફંડ રૂ. ૧૦૦૦૦૦ના આશરાનું થવા ગયું છે. ફંડનો આંતરીયભાવ "જૈન શ્વેતામ્બર મૂર્તિ પૂજક ધાર્મિક સાહિત્યની," જેવું કે પ્રાકૃત, સંસ્કૃત, ગૂજરાતી, અંગ્રેજી વગેરે ભાષામાં લખાયેલાં-વંચાયેલાં પ્રાચીન પુસ્તકો, કાવ્યો, શિલ્પો, લેખો વગેરેની જાળવણી અને ખીલવણી કરવાનો છે.

સાક્ષરશિરોમણિ શ્રીમાન્ **આનન્દસાગરગણિના** ઉપદેશથી આ ભંડારની સ્થાપના થયેલી હોવાથી તેઓનું નામ ચિરંજીવ રહે, એ ઇરાદાસહ આવા કાવ્યોના સંગ્રહનું નામ "**શ્રીઆનન્દકાવ્ય-મહોદધિ**" રાખવામાં આવ્યું છે.

રાસની એક જૂની પ્રતિ આપવા માટે શ્રીમાન્ **પંન્યાસજી શ્રીકમલવિજયજી** ગણિનો, બીજી માટે પ્રવર્તક શ્રીકાંતિવિજયજીનો, તથા ત્રીજી એક પ્રતિ અમદાવાદના સુપ્રસિદ્ધ ડહેલાના ઉપાશ્રયમાંથી મેળવી આપવા માટે ભાવનગરવાસી **શેઠ મગનલાલ બેચરદાસનો**, તેમજ ડહેલાના ઉપાશ્રયના કાર્યવાહકોનો પણ, અન્તઃકરણથી ઉપકાર માનીયે છિયે

પ્રુફ વગેરે તપાસી શુદ્ધ કરવા સારૂ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ **શ્રીબુદ્ધિસાગરજીનો** પણ અત્રે આભાર માનીએ છીએ. રાસ તથા કર્તા સંબંધીનો ઉહાપોહ, યોજક **શ્રીબુદ્ધિસાગર-સૂરિએ** કરેલ હોવાથી, અમે તત્સંબંધે કાંઇ લખવું ઉચિત ધાર્યું નથી. તેમજ સંગ્રહકર્ત્તાએ પણ, "રાસકાર શ્રીજિનહર્ષજીનુ ચરિત્ર આમાં લેઇશું" એવી ઇચ્છા, મૌક્તિક ૩જાના ગ્રન્થકારો એ વિષયમાં પાને ૧૪ માના છેલ્લે પેરે દર્શાવી હતી, તે ઇચ્છા, આના યોજકના પ્રયાસવડે ફળીભૂત લેખાયેલી માનીને વધુ પિષ્ટપેષણ કરવું યોગ્ય માન્યું નથી.

અંતમાં એટલું ઇચ્છી અવતરણિકાથી વિરમીશું કે,—આ અમારો પ્રયાસ સર્વ સાહિત્ય પ્રેમીજનોને પ્રિયકર થઇ, સુંદરફળ આપનારો થઇ પડો! આવા પ્રયાસને જો પ્રજા તરફથી સારૂં સન્માન મળશે તો આશા છે કે ભવિષ્યમાં ઘણાં મૌક્તિકો પ્રજા પાસે મૂકવા અમો અમારાથી બનતું કરી શકીશું.

૪૨૬ જવેરી બજાર, મુંબાઇ. ઑકટોબર, સન્ ૧૯૧૫ } **નગીનભાઈ ઘેલાભાઇ ઝવેરી**

હું, અને બીજા ટ્રષ્ટીઓ.

ॐ अर्हम्.

**પ્રસ્તાવના.**

વિશ્વપ્રવર્તિત સર્વ ધર્મપન્થોમાં તીર્થોનું માહાત્મ્ય વર્ણવ્યું છે. જૈનોમાં **સિદ્ધાચલ**પર્વતને ઉત્તમતીર્થ તરીકે તીર્થંકરોએ કથ્યો છે. મુસલ્માનો **મક્કાને**, ખ્રીસ્તિયો **યરૂસેલ**મને, અને બૌદ્ધો **બોધિ**વૃક્ષને તીર્થ તરીકે માને છે. હિંદુઓ ગંગા, કાશી, પ્રયાગ, જગન્નાથ, અને દ્વારકા વગેરેને તીર્થ તરીકે માને છે. આ પ્રમાણે અવલોક્તાં વિશ્વપ્રવર્તિત સર્વ ધર્મોમાં તીર્થોનું માહાત્મ્ય છે એમ સુજ્ઞજનો અવબોધી શકશે. જેનાથી સંસારરૂપી સમુદ્ર તરી શકાય છે તેને તીર્થ કહેવાય છે. તીર્થના બે પ્રકાર છે. જંગમતીર્થ અને સ્થાવરતીર્થ. જૈનદૃષ્ટિએ સાધુ સાધ્વી શ્રાવક અને શ્રાવિકા એ ચતુર્વિધ સંઘને જંગમતીર્થ કહેવામાં આવે છે. શ્રુતજ્ઞાનને પણ શાસ્ત્રકારો તીર્થ કહે છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રને ધારણ કરનારા તીર્થંકરો–કેવલજ્ઞાનીઓનાં જ્યાં જ્યાં દીક્ષાકલ્યાણક, જન્મકલ્યાણક, કેવલજ્ઞાનકલ્યાણક, અને નિર્વાણકલ્યાણક થએલાં હોય છે એવી ભૂમિને સ્થાવરતીર્થ કહેવામાં આવે છે. આચાર્યો ઉપાધ્યાયો અને સાધુઓએ જ્યાં ધ્યાન કરેલાં હોય છે અને જ્યાં મુક્તિપદ પામ્યા છે તેવી ભૂમિને પણ સ્થાવરતીર્થ કહેવામાં આવે છે. જૈનશાસ્ત્રદૃષ્ટિએ સમ્મેતશિખર, તારંગગિરિ, અર્બુદાચલ, ગિરનાર, અને અષ્ટાપદ વગેરે અનેક તીર્થોમાં **સિદ્ધાચલ**તીર્થને ઉત્તમોત્તમ માનવામાં આવ્યું છે. શત્રુંજયગિરિ ઉપર અનેક આચાર્યો અનેક ઉપાધ્યાયોઅને અનેક મુનિયો ભૂતકાળમાં મુક્તિ

પામ્યા છે અને ભવિષ્યમાં પામશે. શત્રુંજય પર્વતપર અનેક મુનિયોએ ધ્યાન અને અનસણ કર્યાં છે. સિદ્ધાચલના કાંકરે કાંકરે અનન્તા મુનિયો મુક્તિપદને પામ્યા તેથી **સિદ્ધાચલ**તીર્થ સર્વ તીર્થોમાં ઉત્તમોત્તમ તરીકે શોભી રહ્યું છે. ઉત્તમ ઉજ્જ્વલ લેશ્યાને ધારણ કરનારા અનેક મુનિયોની દ્રવ્ય મનોવર્ગણાના પુદ્ગલો અને તેમનાં લબ્ધીસંપન્ન શરીરનાં ઉત્તમ પુદ્ગલો ત્યાં વાતાવરણમાં છવાઈ રહેલાં હોય છે; તેથી ત્યાં જે યાત્રાળુઓ યાત્રા કરવાને જાય છે તેઓની લેશ્યાઓ સુધરે છે અને તેઓને તીર્થ સ્પર્શનાથી અનેકધા જ્ઞાન, દર્શન, અને ચારિત્રાદિ ગુણોનો લાભ થાય છે તેથી શાસ્ત્રોમાં તીર્થંકરો આદિના કલ્યાણકો જ્યાં થએલાં છે, તેવા સ્થાવરતીર્થોનો મહિમા વર્ણવવામાં આવ્યો છે. મુનિયો પ્રાયઃ મોટા ભાગે પર્વતો વગેરે ઉપર ધ્યાન **કરે** છે તેથી તેઓના કલ્યાણકોથી તે પર્વતો અને તે ભૂમિયો તીર્થ તરીકે બને છે. અનાદિકાળથી આવાં સ્થાવર તીર્થો બનેલાં છે અને કેટલાંક અમુક વખતથી પણ બનેલાં છે. સિદ્ધાચલતીર્થ અનાદિકાળથી બનેલું છે.

આ અવસર્પિણી કાળમાં ત્રીજા આરાને છેડે **શ્રીઋષભ**દેવ ભગવાનનો આદેશ પામીને **પુંડરીક** ગણધરે સવા લક્ષ શ્લોકપ્રમાણ **શત્રુંજયમાહાત્મ્ય** રચ્યું. (૧) તત્પશ્ચાત્ પરંપરાએ ચોવીસમા તીર્થંકર શ્રીમહાવીરસ્વામીના શિષ્ય પાંચમા ગણધર **સુધર્માસ્વામીએ** મનુષ્યોનું અલ્પાયુષ્ય જાણી ઘણું સંક્ષેપી તેનો સાર લેઇને ચોવીસ હજાર શ્લોક પ્રમાણ **શત્રુંજયમાહાત્મ્ય** રચ્યું. (૨) સુધર્માસ્વામી

પશ્ચાત્ વિક્રમ સંવત્ ૪૭૭ અને વીર સંવત્ ૯૪૭માં સૌરાષ્ટ્ર દેશ તિલકભૂત **વલ્લભીપુર**નગરીમાં વિરાજીત **શિલાદિત્ય**રાજાની વિજ્ઞપ્તિનો સ્વીકાર કરીને **શ્રીધનેશ્વર**સૂરિએ નવ હજાર શ્લોકપ્રમાણ **શત્રુંજયમાહાત્મ્ય ગ્રન્થની** સારભૂત સંક્ષેપમાં રચના કરી. (૩) તપાગચ્છીય શ્રીહંસરત્નસૂરિયે પણ, સંસ્કૃતમાં ગદ્યાત્મક **શ્રી**શત્રુંજયમાહાત્મ્યની રચના કરી છે. (૪) **શ્રીશિલાદિત્ય** રાજાના સમયમાં ધનેશ્વરસૂરિ મહારાજે અનેક પરોપકારક કાર્યો કરેલાં છે. શિલાદિત્યરાજાએ **શ્રીધનેશ્વર**સૂરિ મહારાજની આજ્ઞાઓ ઉઠાવેલી હતી. **શિલાદિત્ય** રાજાના સમયમાં સંસ્કૃતવિદ્યાવિજ્ઞ અનેક પંડિતો હતા. તત્ સમયે માગધીભાષા પ્રાકૃતભાષા પાલીભાષા આદિ ભાષાઓ વ્યવહારમાં જીવિતરૂપને ધારણ કરતી હતી. **ધનેશ્વરસૂરિએ** અનેક આશયને લક્ષમાં લઈ સંસ્કૃતભાષામાં શત્રુંજયમાહાત્મ્યની રચના કરી હતી. પશ્ચાત્ સંસ્કૃત ભાષા મનુષ્યોના જીવનવ્યવહારમાં મૃતપ્રાય થઈ ગઈ અને મનુષ્યોને સિદ્ધાચલતીર્થની મહત્તા અવબોધવાને માટે જીવત્ભાષામાં શત્રુંજયતીર્થનો કોઈ ગ્રન્થ નહીં હોવાથી અઢારમા સૈકાના મધ્ય કાલમાં થએલા **શ્રીમાન્ જિનહર્ષ**વાચકે શત્રુંજયતીર્થનો ગૂર્જરભાષામાં રાસ રચ્યો અને તેથી ગૂર્જરભાષા જાણનારા મનુષ્યોને સિદ્ધાચલમાહાત્મ્યનું સ્વરૂપ જાણવાને ઘણી અનુકૂળતા થઈ. **ધનેશ્વર**સૂરિરચિત શત્રુંજયમાહાત્મ્યનો ગૂર્જરભાષામાં **શ્રીજિનહર્ષે** સમ્યક્ અનુવાદ કર્યો છે તેમાં તેમણે **ધનેશ્વરસૂરિ**રચિત શત્રુંજય-

માહાત્મ્યગ્રંથના સર્વ ખંડોને અનુક્રમે સંપૂર્ણ વૃત્તાંતો સહિત ગોઠવ્યા છે તે વાંચકને સમ્યક્ રીતે અવબોધાય છે. શત્રુંજયમાહાત્મ્યના નવખંડ છે. ગ્રન્થની આદિમાં ઋષભદેવપ્રભુનું મંગલાચરણ કર્યું છે, પશ્ચાત્ ઋષભદેવ ભગવાન્ના વખતમાં પુંડરીકગણધરે સવાલક્ષ શ્લોકપ્રમાણ શત્રુંજયમાહાત્મ્ય રચ્યું, તેની શ્રીવીરપ્રભુએ કહેલા શત્રુંજયમાહાત્મ્યવર્ણનનો સાર શ્રીવીરપ્રભુના વખતમાં સુધર્માસ્વામીએ ચોવીશ હજાર શ્લોકપ્રમાણ શત્રુંજયમાહાત્મ્ય ગ્રન્થની રચના કરી તેની વિગત આપવામાં આવી છે, પશ્ચાત્ શ્રીવીરપ્રભુ શ્રીસિદ્ધાચલપર્વત પર સમોવસરે છે, ઇન્દ્ર તેમની આગળ સિદ્ધાચલ સંબંધો પ્રશ્ન કરે છે, શ્રીવીરપ્રભુ શ્રીસિદ્ધાચલ પર્વતની મહત્તા વર્ણવે છે, સિદ્ધાચલનાં એકવીશ નામનું વર્ણન કરવામાં આવે છે, અને સિદ્ધાચલ મહાકલ્પમાં સિદ્ધાચલનાં એકસો આઠ નામ આવે છે તેની દિશા દેખાડે છે. પહેલા આરામાં સિદ્ધાચલ એંસી યોજનનો; બીજા આરામાં સી-તેર યોજનનો; ત્રીજા આરામાં સાઠ યોજનનો; ચોથા આરામાં પચાસ યોજનનો; પાંચમામાં બાર યોજનનો; અને છઠ્ઠા આરામાં માત્ર સાત હાથના માનવાળો રહેશે એમ વીરપ્રભુ ઈન્દ્ર ની આગળ વર્ણવે છે. પશ્ચાત્ સિદ્ધાચલનામશ્રવણથી ચાર હત્યાદિક અનેક દોષોનો નાશ થાય છે તેનું વર્ણન કરે છે. પશ્ચાત્ તીર્થની આશાતનાનો ત્યાગ, તીર્થસેવન ફળમહિમા; શત્રુંજયતીર્થ ક્ષેત્રમાં પાપકર્મથી થતો કર્મબંધ-શત્રુંજયતીર્થમાં કર્તવ્યાકર્તવ્ય; સૂર્યકુંડમહિમા; બકનું સૂર થવું વગેરે અનેક અધિકારો શત્રુંજયરાસમાં વર્ણવવામાં આવ્યા છે. ઋષભદેવથી માંડીને ભરતેશ્વરબાહુબળીનું

સગરચક્રવર્તીના પુત્રો નું; રામરાવણનું; શ્રીનેમિનાથનું; પાંડવ કૌરવનું; પાર્શ્વનાથનું; તથા શ્રીમહાવીરપ્રભુનું અને છેવટે ભાવડ જાવડનું વૃતાંત શ્રીશત્રુંજયરાસમાં વર્ણવવામાં આવ્યું છે. પાંડવ કૌરવોનું વૃત્તાંત જેવી રીતે **પાંડવચરિત્ર**માં વર્ણવ્યું છે તેવી રીતે અત્ર વર્ણવ્યું છે. માગધી **પઉમચરિય** નામના ગ્રન્થમાં જેવી રીતે રામલક્ષ્મણ આદિનું વર્ણન કરવામાં આવ્યું છે તેવી રીતે અત્ર રાસમાં પણ વર્ણન કરવામાં આવ્યું છે. તાપસોની શ્રીઋષભદેવથી કેવી રીતે ઉત્પત્તિ થઈ તેનું આ રાસમાં સારી રીતે વર્ણન કરવામાં આવ્યું છે. શ્રીભરતરાજાએ ષટ્ખંડને કેવી રીતે સાધ્યા તેમજ તત્સમયના યવન મ્લેચ્છ લોકોને કેવી રીતે જીત્યા તત્સંબંધી સારૂં વર્ણન કરવામાં આવ્યું છે; અને તેથી માલુમ પડે છે કે ભરતરાજાના સમયમાં પણ મ્લેચ્છ લોકો હતા. તત્સમયના મ્લેચ્છ લોકો બળવાન હતા, તે ભરતરાજાએ તેમની સાથે કરેલા યુદ્ધપ્રયાણથી માલુમ પડે છે. ભરતરાજા શ્રીસિદ્ધાચલની યાત્રા કરવાને માટે આવે છે તે સમયે દેશની સ્થીતિ કેવી હતી, લોકો કેવા હતા, તે રાસમાં આપેલાં વૃત્તાંતથી બરાબર માલુમ પડે છે. સગરચક્રવર્તીના વખતમાં સગરચક્રવર્તીના સાઠ હજાર પુત્રોએ **અષ્ટાપદ**પર્વતની ચારે તરફ દંડરત્નવડે ખાઈ ખોદવાને માટે જે પ્રયત્ન કર્યો હતો તે વખતનું વૃત્તાંત અને સગરચક્રવર્તીને ઇન્દ્રે આપેલો ઉપદેશ મનન કરવા યોગ્ય છે. જહ્નુરાજાએ ખોદીને આણેલી ગંગાનું વૃત્તાંત દેશોના અવનવા ફેરફારને માટે ઘણું ઉપયોગી છે. **સૂર્યયશા** રાજાએ વિકટ પ્રસંગમાં પર્વની આરાધના કરવા

માટે જે આત્મસ્વાર્પણ અને સત્યાગ્રહ દર્શાવ્યો છે તે બહુ મનન કરવા યોગ્ય છે. પાંડવો અને કૌરવોના સમયમાં ભારતની અત્યંતોન્નતિ હતી એ પાંડવો અને કૌરવોનું વૃત્તાંત વાચતાં સમ્યગ્ સમજાય છે. **શ્રીપાર્શ્વનાથના** સમયમાં અજ્ઞાન તપસ્વીઓની કેવી સ્થિતિ હતી તે **કમઠના** વૃત્તાંતથી સારી રીતે સમજી શકાય છે. અતિ ઉન્નત અવસ્થાને પામેલો **રાવણ**, પરસ્ત્રીના પ્રેમથી કેવી અધમદશાને પામે છે, અન્તે તેના કેવા બેહાલ થાય છે, રામનો ન્યાયથી જગત્માં કેટલો બધો પ્રભાવ પડે છે, તથા **સીતાના** ઉપર કલંક આવતાં પણ તે શીયળના પ્રભાવથી જગત્માં નિષ્કલંકતાની સાથે કેટલી બધી પ્રખ્યાતિને પામે છે તેનું આબેહુબ સ્પષ્ટ વર્ણન આ રાસમાં કરવામાં આવ્યું છે. **ભરતરાજાથી** માંડીને **જાવડ** સુધીના જે જે ઉદ્ધારો થયા તેનું આ રાસમાં સારી રીતે વર્ણન કરવામાં આવ્યું છે. **ભાવડનું** વર્ણન **દૈશિક ઇતિહાસને** માટે ઉપયોગી છે. **ભાવડ** પૂર્વે ધનવાન વણિક ગૃહસ્થ હતો, પશ્ચાત્ તે ગરીબ થઈ ગયો તોપણ તેનું સત્વ ગયું નહતું. તે ત્રણકાળ જીનેશ્વરનું પૂજન કરતો, બે સંધ્યાએ પ્રતિક્રમણ કરતો અને ત્રણેકાળ ગુરૂનું વંદન કરતો હતો. એક વખત તેને ત્યાં બે મુનિ વ્હોરવાને માટે આવ્યા, એ બે મુનિને વ્હોરાવીને તેની સ્ત્રીએ ધનની પ્રાપ્તિ કેવી રીતે થાય તેનું કારણ પૂછ્યું, તેમાંના એક મુનિયે તેના ઘેર એક ઘોડી વેચાવા આવશે તેના લેવાથી ધનની વૃદ્ધિ થશે એમ કહ્યું, તેમજ વિશેષ જણાવ્યું કે તેના દ્રવ્યથી ત્હારો પુત્ર શત્રુંજયનો ઉદ્ધાર કરશે. **ભાવડશા** શેઠે એવી વાણી પોતાની સ્ત્રી પાસેથી સાંભળીને પોતાને ઘેર

વેચાવા આવેલી ઘોડીને ઉધારે રૂપૈયા લઈને, તેના માલિક પાસેથી વેચાતી લીધી. **ભાવડશા** શેઠે તે ઘોડીની સારી રીતે સેવાચાકરી કરી. ઘોડીને યોગ્ય સમયે સૂર્યના અશ્વસમાન પ્રખ્યાત ચમત્કારી ઘોડો થયો. તે ત્રણ વર્ષનો થયો ત્યારે પોતાના તેજવડે કરીને તે અત્યંત શોભવા લાગ્યો. આ અશ્વની વાત **તપનરાજાના** કાને ગઈ અને **ભાવડના** ઘેર આવ્યો. **કાંપિલ્યપુરનિવાસિ**ભાવડને ત્રણ લક્ષ ધન આપીને તે સૂર્યસમાન અશ્વ ખરીદ્યો. **તપન**રાજા કોણ છે તેનું વિશેષ વર્ણન કરવામાં આવ્યું નથી. તથાપિ તે કોઈ આર્યરાજા હોવો જોઇએ એવું અનુમાન થાય છે. **તપન**રાજાએ આપેલા ત્રણ લક્ષ દ્રવ્યથી **ભાવડે** અન્ય ઘણી ઘોડીઓને ખરીદી અને તેઓથકી ઉત્પન્ન થએલા અશ્વોને **ભાવડશાએ** વિક્રમરાજાને આપ્યા તેથી વિક્રમાદિત્યરાજા સંતુષ્ટ થયો અને **ભાવડ**ને સૌરાષ્ટ્ર મંડલમાં **મધુમતી** (મહુઆ) સહિત બાર ગામ આપ્યાં. **ભાવડે** વાજતે ગાજતે **મધુમતી** (મહુઆ)-માં પ્રવેશ કર્યો, તે કાળે તેની સ્ત્રી **ભાવલા**એ એક પુત્રરત્ન જણ્યો અને તેથી ભાવડે યાચકોને સારીરીતે સંતોષ્યા અને તેનું નામ **જાવડ** પાડવામાં આવ્યું. **જાવડે** સારીરીતે વિદ્યાનો અભ્યાસ કર્યો. તે મોટી ઉમ્મરનો થયો ત્યારે તેના પિતાએ તેને યોગ્ય કન્યાને માટે શોધ ચલાવી, **ઘેટી**ગામમાં રહેનારા એક શેઠની **સુશિલા**નામની પુત્રીની સાથે સ્વયંવરની સ્થિતિ પ્રમાણે **જાવડ**નું લગ્ન કરવામાં આવ્યું. કેટલો કાળ ગયે છતે અને ભાવડ દેવલોક ગયે છતે તેણે સ્વપુરીનું ધર્મરાજાની પેઠે પાલન કર્યું. દુઃખમાકાલના માહાત્મ્યથી **મુદ્ગલો**(મ્લેચ્છો-

-અનાર્યો)નું બળ પયોધિપુરની પેઠે પૃથ્વીમાં વ્યાપ્ત થયું અને તેઓએ ગો-ધન-ધાન્ય-બાળ-સ્ત્રી વગેરે લેઈને પોતાના દેશમાં ગયા. **જાવડ** અનાર્ય દેશમાં ગયા ત્યાંપણ જિનેશ્વરનું દેરાસર બંધાવ્યું અને પોતાની જાતિ એકત્ર કરી. આર્ય અને અનાર્ય દેશમાં વિહાર કરતા મુનિવરો જ્યાં **જાવડ** હતા ત્યાં આવ્યા અને ધર્મવ્યાખ્યાન સમયે સિદ્ધાચલનું માહાત્મ્ય વર્ણવ્યું. "**પાંચમા આરામાં જાવડ નામનો શેઠ સિદ્ધાચલનો ઉદ્ધાર કરશે**" એવું મુનિયે કહ્યું તે સાંભળીને **જાવડ શેઠે** કહ્યું કે "તે શેઠ હું કે અન્ય?" મુનિયે ઉપયોગથી તેમનું નામ જણાવ્યું. **જાવડે** મનમાં અત્યંત પ્રેમ ધારણ કર્યો અને પોતાના ઘેર જઈને ચક્રેશ્વરીનું માસિક તપથી આરાધન કર્યું. ચક્રેશ્વરી માસાન્તે પ્રગટ થઈ અને **જાવડને** કહેવા લાગી કે તું "**તક્ષશિલા** (ગિઝની) નગરીમાં જઈ ત્યાંના રાજા **જગન્મલ્લની** પાસેથી ધર્મચક્રના અગ્રમાં રહેલું અરિહંતનું બિંબ લાવ." જાવડશાએ હૃદયમાં ચક્રેશ્વરીનું ધ્યાન ધરી **તક્ષશિલા** નગરીમાં જઈને ત્યાંના જૈની રાજા **જગન્મલ્લને** સર્વ વૃત્તાંત કહી ધર્મચક્રની પાસે ગમન કરી, ધર્મચક્રને ત્રણ પ્રદક્ષિણા દઈ ઋષભદેવ ભગવાનનું બિંબ લાવ્યો. પંચામૃતવડે પ્રભુની પ્રતિમાને સ્નાન કરાવી પૂજીને ઉત્સવપૂર્વક નગરમાં લાવ્યો. પ્રતિમા લાવતાં મિથ્યાદૃષ્ટિ દેવતાઓએ અનેક ઉપદ્રવ કર્યા પરન્તુ તે સર્વ ભાગ્યના ઉદયથી દૂર થયા. **જાવડ** મહુવામાં આવ્યો એ-વામાં તેના વહાણો મહાચીન, ચીન, અને ભોટ વગેરે દેશમાં વેપારાર્થે ગયાં હતાં, તેઓ વાયુવશથી દરિયામાં પરિભ્રમણ કરતાં કરતાં **સુવર્ણદ્વીપ**માં પહોંચ્યાં અને અગ્નિના દાહથી

તેમાં ભરેલું લોઢું સુવર્ણ થઈ ગયું. અઢાર વહાણો સોનાથી ભરેલાં તેના પ્રવેશ કાળેજ **મહુવા** નગરીમાં આવ્યાં, તત્સમયે ગામની બહાર **વજ્રસ્વામી** મહારાજા પધાર્યા એવી એક પુરૂષે **જાવડને** વધામણી આપી. બાર વર્ષે પોતાને ઘેર વહાણ આવ્યાં અને એક તરફ ગુરૂમહારાજ આવ્યા તેમાં પહેલાં કોની પાસે જવું તત્સંબંધી **જાવડશા** વિચાર કરવા લાગ્યા. જાવડે વિચાર કર્યો કે "લક્ષ્મી ચંચળ છે અને પાપથકી ઉત્પન્ન થાય છે, મુનિ તો પુણ્યરૂપ છે તેમને નમસ્કાર કરવાથી આભવનું અને પરભવનું કલ્યાણ થાય છે" એવો વિચાર કરીને **જાવડશા** પ્રથમ **શ્રીવજ્રસ્વામી**મહારાજને વન્દન કરવા ગયા. **શ્રીવજ્રસ્વામી**મહારાજે **જાવડ**શાની આગળ સિદ્ધાચલપ્રભાવનું વર્ણન કર્યું અને **જાવડને** સિદ્ધાચલનો ઉદ્ધાર કરવા પ્રેરણા કરી. **જાવડશા** સંઘ કાઢીને શ્રીસિદ્ધાચલ ગયા અને **શ્રીવજ્રસ્વામી** ગુરૂની સાથે સિદ્ધાચલપર્વત ઉપર આરોહણ કરવા લાગ્યા. તે વખતે મિથ્યાત્વિદેવતાઓએ સિદ્ધાચલપર્વતને કંપાવ્યો. **શ્રીવજ્રસ્વામી**એ શાન્તિકર્મ કરીને અધમદેવતાઓને દૂર કર્યા. માંસ, મજ્જા, આદિ વડે યુકત પર્વતને દેખી સર્વનાં મન ખિન્ન થયાં. **શ્રીજાવડે** નદીનું પાણી મંગાવીને સિદ્ધાદ્રિનું પ્રક્ષાલન કર્યું. પતીત ભ્રષ્ટ અને ઘાસ ઊગેલા પ્રાસાદો દેખીને સંઘાધિપ **જાવડ** મનમાં ઘણું ખેદ પામ્યા. રાત્રી સમયે મિથ્યાત્વદેવોએ પ્રભુની પ્રતિમા અદૃશ્ય કરી પર્વતથી હેઠળ ઉતારી. એકવીસ વખત **જાવડશાએ** પ્રભુની પ્રતિમાને સિદ્ધાચલ

પર પધરાવી અને એકવીશ વખત મિથ્યાત્વિદેવોએ હેઠળ ઉતારી. **વજ્રસ્વામીએ** (નવા **કપર્દીયક્ષ**) યક્ષેશનું સ્મરણ કર્યું અને પ્રભુની પ્રતિમાને ઊપર લેઈ ગયા. સર્વ સંઘે પ્રતિમાની પાસે રાત્રી જાગરણ કર્યું. પ્રભાતમાં પ્રભુની પ્રતિમાને પ્રાસાદમાં લેઈ શાન્તિકર્મ તથા પ્રતિષ્ઠાકર્મપૂર્વક પ્રતિષ્ઠા કરી. **શ્રીવજ્રસ્વામીએ** મન્ત્રોવડે અસુરદેવતાઓને સ્થંભિત કર્યા. તેઓએ પર્વતને ઘણો કંપાવ્યો પણ અન્તે હારીને નાસી ગયા (પૂર્વના કપર્દીયક્ષે નાસી પ્રભાસક્ષેત્રમાં જઈ વાસ કર્યો.) અને શાન્તિ પ્રવર્ત્તી. શ્રીઋષભદેવભગવાન્‌ની પ્રતિષ્ઠા થયા બાદ ધ્વજા, આરતી, અને મંગલદીવો કરવામાં આવ્યો. ધ્વજાનું આરોપણ કરવા માટે સંઘનાયક **જાવડશેઠ** જિનમન્દિરના શિખર ઉપર ચડયા, **જાવડશા** શેઠ અને તેની સ્ત્રીએ શત્રુંજયનો ઉદ્ધાર કર્યો તેથી બંનેના મનમાં અત્યંત ભાવના પ્રગટી. શેઠ અને શેઠાણીના મનમાં અત્યંત હર્ષ ઉત્પન્ન થવાથી હૃદય ફાટી ગયું. તેઓ બન્ને મરી ચોથા દેવલોકમાં ગયા. **જાવડના** પુત્ર **જાઝનાગના** મનમાં માતા પિતાના મૃત્યુથી અત્યંત ખેદ ઉત્પન્ન થયો અને સંઘના મનમાં પણ અત્યંત ખેદ ઉત્પન્ન થયો. શ્રીચક્રેશ્વરીદેવીએ **જાઝનાગના** મનનું, વૈરાગ્યનો બોધ આપી સાન્ત્વન કર્યું અને સંઘની સાથે તથા ગુરૂની સાથે ગિરનાર, આબુજી વગેરે અનેક તીર્થોની યાત્રા કરી. **શ્રીજાઝનાગે** અનેક જિનમંદિરો કરાવ્યાં. વિક્રમ સંવત્‌ ૧૦૮ એકસો આઠની સાલમાં **જાવડશાએ** સિદ્ધાચલનો ઉદ્ધાર કર્યો ત્યાર

બાદ કેટલોક કાળ ગયે છતે **પરવાદીઓવડે** દુર્જય એવા **બૌદ્ધાચાર્યોએ** અનેક રાજાઓને પ્રતિબોધીને બૌદ્ધધર્મી કર્યા. અન્ય જે જે ધર્મો ચાલતા હતા તેઓના શાસનનો લોપ કરીને સૌરાષ્ટ્ર વગેરે દેશમાં સર્વ તીર્થોને પોતાના સ્વાધીન કરવા માંડ્યાં અને તેમાં **બૌદ્ધની** પ્રતિમાઓ બેસાડવામાં આવી. એવામાં, શ્રીવીરપ્રભુના ભવિષ્ય પ્રમાણે—

" इतश्च लब्धिसम्पन्नः , सर्वदेवमयो गुरुः॥
शशिगच्छांबुधिशशी, सूरिर्भावी धनेश्वरः ॥ ८३
सोऽनेकतपसा पुण्यो, वल्लभीपुरनायकं ॥
शिलादित्यं जिनमते, बोधयिष्यति पावने ॥ ८४ ॥
निर्वास्य मण्डलाद् बौद्धान्, शिलादित्येन सूरिराट्॥
कारयिष्यति तीर्थेषु शांतिकं चैत्यसञ्चयम्॥ ८५॥
सप्तसप्ततिमब्दानामतिक्रम्य चतुःशतीम् ॥
विक्रमार्काच्छिलादित्यो, भविता धर्मवृद्धिकृत् ॥८६॥"

शत्रुञ्जयमाहात्म्ये.

## શિલાદિત્યને ધનેશ્વરસૂરિનો બોધ

સર્વ લબ્ધિસંપન્ન, સર્વદેવમય શશિગચ્છરૂપસાગરમાં ચન્દ્ર સમાન **ધનેશ્વરસૂરિગુરૂએ**, શ્રીવલ્લભીપુરનગરમાં આવી વલ્લભીપુરનારાજા **શિલાદિત્યને** જૈનધર્મનો બોધ આપીને જૈન કર્યો. સૌરાષ્ટ્રમંડળથી બૌદ્ધોને દૂર કરીને સર્વત્ર શાન્તિ પ્રવર્તાવી. વિક્રમ સંવત્ ૪૭૭માં ધર્મવૃદ્ધિનો કરનારો **શિલાદિત્યરાજા** થયો. **શ્રીધનેશ્વરસૂરિએ** શિલાદિત્યરાજાને પ્રતિબોધ દેઇ બૌદ્ધોને પાછા હઠાવ્યા ઇત્યાદિ શત્રુંજયમાહાત્મ્યની

પ્રાન્તે લખવામાં આવ્યું છે. મહાવીરસ્વામીએ ભવિષ્યતરીકે **શિલાદિત્ય** અને **ધનેશ્વરસૂરિ**નું વર્ણન કર્યું છે તે અત્ર પ્રસ્તાવનામાં ભૂતકાળતરીકે વર્ણવ્યું છે. **ધનેશ્વરસૂરિ**એ સિદ્ધાચલતીર્થની પ્રભાવના કરી. **પ્રભાવકચરિત્ર**માં **મલ્લવાદી**એ બૌદ્ધોને હરાવ્યા અને **શિલાદિત્ય**ને જૈન કર્યો એવું લખવામાં આવ્યું છે. **મલ્લવાદી**એ **શિલાદિત્ય**ની રાજસભામાં બૌદ્ધોને હરાવ્યા હતા અને તેથી બૌદ્ધોને સદાને માટે દેશવટો ભોગવવો પડયો. **ધનેશ્વરસૂરિ**ના સમયમાં જૈનાચાર્યોની જાહોજલાલી પ્રવર્તતી હતી. તે વખતનું બૌદ્ધોનું જોર જૈનાચાર્યોએ હઠાવ્યું હતું. તત્સમયે **વૈદિકધર્મ** જોરપર નહોતો. શત્રુંજયમાહાત્મ્યથકી માલુમ પડેછે કે **વિક્રમ**રાજાના સમયમાં **તક્ષ**શિલાનગરીનોરાજા જૈન હતો. **વિક્રમ**રાજાના સમયમાં થનાર **શ્રીસિદ્ધ**સેનદિવાકરસૂરિએ **ઉજ્જયની**નગરીમાં વિહાર કરી **શ્રીવિક્રમ**રાજાને પ્રતિબોધ આપી જૈનધર્મી બનાવ્યો હતો.

## સિદ્ધસેનસૂરિ સાથે વિક્રમનૃપતિની સિદ્ધાચલની યાત્રા.

**વિક્રમ**રાજાએ **શ્રીસિદ્ધ**સેનદિવાકરને સાથે લેઈ શત્રુંજયતીર્થનો સંઘ કહાડયો તેમાં પાંચ હજાર આચાર્યોએ ભાગ લીધો હતો. વિક્રમના સમયમાં જૈનધર્મની પૂર્ણ જાહોજલાલી હતી. આર્ય અને અનાર્ય દેશમાં પણ જૈનધર્મ પ્રવર્તતો હતો તે **જાવડશા**ને અનાર્યદેશમાં જૈનસાધુએ આપેલા બોધપરથી માલુમ પડેછે. **અબસ્તાન, અફગાનીસ્તાન** અને **ઈરાન** વગેરે દેશપર આર્યરાજાઓનું રાજ્ય હતું તે **જગન્મલ્લ** રાજાના રાજ્યથકી સમજાયછે. **લઘુશાન્તિ**

ના કર્તા **માનદેવ**સૂરિના સમયમાં **તક્ષશિલા**નગરીપર **જૈનરાજા** રાજ્ય કરતા હતા એવું સમજાય છે. આ સંબંધી ઐતિહાસિક દૃષ્ટિયે વિશેષ શોધખોળ કરવામાં આવશે તો જૈનોના ઇતિહાસપર અને ભારતના ઇતિહાસપર ભારે પ્રકાશ પડશે. વિક્રમ સંવત્ ૪૭૭માં જે **શિલાદિત્ય** રાજા થયો તે કેટલામો શિલાદિત્ય હતો તેનો નિર્ણય કરવાની જરૂર છે.

**વલ્લભીમાં દેવર્ધિગણિ અને મથુરામાં સ્કંદિલાચાર્યજીએ આગમોને** પુસ્તકારૂઢ **કર્યાં**. મહાવીર સંવત્ ૯૮૦માં **શ્રીદેવર્ધિ**ગણિ ક્ષમાશ્રમણે જૈનાગમોને **શ્રીવલ્લભી**પુરનગરમાં **પુસ્તકારૂઢ કર્યાં**. વિક્રમ સંવત્ ૫૧૦માં **દેવર્ધિગણિ** ક્ષમાશ્રમણે જૈનાગમોને પુસ્તકારૂઢ કર્યાં, તત્સમયમાં **મથુરા**નગરીમાં **શ્રીસ્કન્દિલા**ચાર્યે જૈનાગમોને પુસ્તકારૂઢ કર્યા. **સ્કન્દિલા**ચાર્યે **મથુરા**નગરીમાં આગમોને પુસ્તકારૂઢ કર્યા તેથી તે "માથુરીવાચના"ને નામે, અને વલ્લ**ભી**પુરમાં **દેવર્ધિગણિક્ષમાશ્રમણજી**ના પ્રમુખપણા નીચે જૈનસંઘ ભેગો થઇને જે આગમોને પુસ્તકારૂઢ કર્યાં તે "વલ્લભીવાચના" ને નામે પ્રસિદ્ધ થયાં. **મ**થુરાથી શ્રીસ્કન્દિલાચાર્ય વિહાર કરતા કરતા સિદ્ધાચલતીર્થના દર્શન કરવા માટે આવ્યા. સિદ્ધાચલની યાત્રા કરીને તેઓ દેવર્ધિગણિક્ષમાશ્રમણને મળ્યા, તથા દેવર્ધિગણિ અને સ્કન્દિલાચાર્યને આગમસંબંધી ઘણી ચર્ચા થઇ. બન્નેએ આગમસંબંધી પાઠો મેળવ્યા તો પણ કાંઇક પાઠભેદ રહ્યો.

આ હકીકત માટે શંકાનું સ્થાન રહે છે, પરંતુ અમોને એક પ્રાચીન ટીપણું હાથ આવેલું છે તેમાં બંને

આગમોદ્ધારકોનો વલ્લભીમાં મેળાપ થયો એવું લખેલું છે, તે આધારે અમે અત્ર લખ્યું છે. વિશેષ જ્ઞાની જાણે.

શ્રીધનેશ્વરસૂરિએ જે શિલાદિત્યને પ્રતિબોધ આપ્યો, તેજ **શિલાદિત્યની રાજસભામાં બૌદ્ધોને હઠાવનાર મલ્લવાદી હોય તો ધનેશ્વર અને મલ્લાવાદી સમકાલીન થયા એમ:કથી શકાય.** શ્રીધનેશ્વરસૂરિના લગભગ સમયમાં પુસ્તકારૂઢ થયાં, અને બૌદ્ધોના તાબામાં ગએલું શત્રુંજયતીર્થ જૈનોના તાબામાં આવ્યું, એ બે મહાન્ કાર્યો તથા શત્રુંજયમાહાત્મ્યની રચના એ ત્રણે કાર્યો જૈનોના ઈતિહાસમાં સદા સ્મરણીય રહેશે. ધનેશ્વર-સૂરિના સમયમાં દિગંબર જૈનો હતા. ધનેશ્વરસૂરિ પોતે **ચન્દ્ર ગચ્છીય** હતા પણ શત્રુંજયમાહાત્મ્યના શરૂઆતના૧૨ મા શ્લોકમાં " राजगच्छैकमण्डनम् " એવો પાઠ છે. પરન્તુ "राज' શબ્દનો અર્થ 'ચન્દ્ર' પણ થતો હોવાથી ચંદ્રગચ્છજ પ્રમાણ ભૂત છે. **શિલાદિત્યરાજા *સૂર્યવંશી હતો** એમ કેટલાક અનુમાનોથી કહી શકાય તેમ

---

* શિલાદિત્યના વંશજોમાં ગુહા–ગુહિદત્ત શ્રી શામળાજી પાસે આવેલા મોરી (મુહરી) નગરમાં આવી વસ્યા હતા. જગચિંતામણિ ચૈત્ય વંદનમાં मुहरी पास दुहदुरिअखंडण નો પાઠ છે તે મોરી શ્રી શામળાજી પાસે આવેલું છે એમ જાણવું તે નગર પૂર્વે ત્રણ ગાઉમાં વસેલું હતું હાલ ત્યાંથી પ્રાયે એકેક હાથની ઈંટો નીકળે છે. મોરી નગરમાંથી મુહરી પાર્શ્વનાથને કેટલાક શતક પૂર્વે ટીંટોઇ ગામમાં લાવવામાં આવ્યા છે.

છે. વિક્રમ સંવત્ ૫૧૦ની સાલમાં આગમોને વલ્લભીપુરમાં પુસ્તકારૂઢ કરવામાં આવ્યા તે વખતે ત્યાં કયો **શિલાદિત્ય** રાજ્ય કરતો હતો તેનો સ્પષ્ટ નિર્ણય હાલ થઈ શકતો નથી. વિક્રમાદિત્યના સમયમાં તથા તેની પૂર્વે પરદેશી **સીથીયન** વગેરે જાતોએ હિન્દુસ્તાન ઉપર સ્વારી કરી હતી એમ સિદ્ધ થાય છે. શત્રુંજયમાહાત્મ્યગ્રન્થથી **જાવડશા**ના સમયમાં **ઈરાન** અને **ગ્રીસદેશ**ના રાજાઓ હિન્દુસ્તાન ઉપર ચઢાઈ લાવતા હતા એમ સિદ્ધ થઇ શકે છે. વલ્લભીપુર ત્રણ વખત ભાંગ્યું તે પણ મ્લેચ્છ વગેરેની સ્વારીઓથી ભાંગ્યું એમ સિદ્ધ થાય છે. અત્ર ભંગનો અર્થ સર્વથા નાશ એવો ન કરવો. શિલાદિત્યરાજાના વંશજો તથા જૈનોના ઘણા કુટુંબો વલ્લભીપુરની પડતીથી મારવાડ વગેરે દેશોમાં જઈને રહ્યા એમ ઇતિહાસપરથી સિદ્ધ થયું છે. શિલાદિત્યરાજા **સૂર્યવંશી** હતો તેની સાબીતીમાં નીચે પ્રમાણે શિલા લેખ છે.

## નાડલાઇનો સં. ૧૫૫૭નો શિલા લેખ.

संवत् १५५७ वैशाष मास शुक्ल पक्षे षष्ट्यां तिथौ शुक्रवासरे पुनर्वसुऋक्ष प्राप्त चन्द्रयोगे । श्री संडेरगच्छे। कलिकाल गौतमावतार। समस्त भविकजन मनोऽबुजविबोधनैकदिनकर । सकल लब्धिनिधान युगप्रधान । जितानेकवादीश्वरवृन्द । प्रणतानेकनरनायक । मुकुटकोटिस्पृष्टपादारविन्द । श्रीसूर्यइव महाप्रसाद । चतुःषष्ठि सुरेन्द्र संगीयमान साधुवाद । श्रीषंडेरकीयगणरक्षकावतंस । सुभद्राकुक्षि

सरोवरराजहंस यशोवीर साधुकुलाम्बरनभोमणि। सकल चारित्रि चक्रवर्ति चक्रचूडामणि भ० प्रभु श्रीयशोभद्रसूरयः। तत्पट्टे श्री चाहु मानवंश श्रृंगार। लब्ध समस्त निरवद्य विद्याजलधिपार श्रीबदरीदेवी गुरुपद प्रसाद स्वविमल कुल प्रबोधनैक प्राप्त परमयशोवाद भ० शालिसूरिः त० श्रीसुमतिसूरिः त० श्रीशान्तिसूरिः त० श्रीईश्वरसूरिः। एवंयथाक्रम मनेक गुणमणिगणरोहणगिरीणां महासूरिणांसंघे पुनः श्रीशालिसूरिः तत्पट्टे श्री सुमतिसूरिः तत्पट्टालंकारहार भ० श्रीशान्तिसूरि वराणां सपारिकराणां विजय राज्ये। अद्येह श्रीमेदपाटदेशे श्रीसूर्यवंशीय महाराजाधिराज श्रीशिलादित्यवंशे श्री गुहिदत्त राउल श्रीबप्पाक श्रीखुमाणादि महाराजान्वये। राणा हमीर श्री खेतसिंह श्री लखमासिंह पुत्र मोकल मृगांक वंशोद्योतकार प्रताप मार्तण्डावतार आ समुद्र मही मंडलाखंडल। अतुल महाबल राणा श्री कुंभकर्ण पुत्र राणा श्री रायमल्लविजय मान प्राज्य राज्येत त्पुत्र महाकुमार श्री पृथ्वी राजानु शासनात्-इत्यादि।

વલ્લભીની પડતીથી શામળાજી પાસેના **મોરી** (મુહરી) નગરમાં આવીને વસ્યા અને ત્યાંથી તેઓ **ચિતોડના** અસલના રાજાને મારી તેની રાજગાદીપર બેઠા એમ **ટોડરાજસ્થાન** વગેરેથી સિદ્ધ થયું છે. **ચિતોડના બાપા**રાવળના વંશજો વલ્લભીથી આવ્યા અને તેઓ સૂર્યવંશી હતા એવું સિદ્ધ થાય છે. **ધનેશ્વરસૂરિ**ના સમયમાં વીરસંવત્ ૯૮૦ અને વિક્રમસંવત્ ૫૧૦ની સાલમાં ગુજરાતમાં **આનંદપુર** કે જેને હાલ **વડનગર** કહે છે તેમાં **ધ્રુવસેન** રાજા રાજ્ય કરતો અને તે જૈન હતો. તેનો પુત્ર મરણ પામ્યો તેથી

તેનો શોક શમાવવાને માટે આચાર્યે **ધ્રુવસેન** રાજા અને ચતુર્વિધસંઘ સમક્ષ કલ્પસૂત્રની વાચના કરી, તે અદ્યાપિ પર્યંત ચતુર્વિધસંઘસમક્ષ પર્યુષણમાં થયા કરેછે. કલ્પ સૂત્રની વાચનાનો બનાવ ધનેશ્વરસૂરિના સૈકામાં થયો હતો. પૂર્વે ત્રણ મહાન્ કાર્યો અને આ ચોથું કલ્પસૂત્રની વાચનારૂપી મહાન્ કાય એ ચાર કાર્ય શ્રીધનેશ્વરસૂરિના સૈકામાં થયાં. **ધનેશ્વર**સૂરિના સમયમાં **ઉજ્જયિની** ( માળવાદેશ )માં જૈન પરમારોનું, સૌરાષ્ટ્રમાં જૈન શિલાદિત્યનું, ચૌહાલદેશના પંચાસર નગરમાં જૈનરાજાનું, ગુજરાતમાં જૈનરાજા ધ્રુવસેનનું અને મારવાડના ભિન્નમાલ નગરમાં જૈન રાજાનું રાજ્ય હતું એમ કેટલીક હકીકતોથી સિદ્ધ થાય છે.

ફાર્બસ રાસમાળામાં શિલાદિત્યની ઉત્પત્તિ–

મલ્લવાદીની બૌદ્ધોપર જીત અને વલ્લભીના ભંગ સંબંધી ફા.રા.માં નીચે પ્રમાણે ઉલ્લેખ છે તેનો અત્રે ઉલ્લેખ કરવામાં આવે છે–ગુજરાતમાં ખેડા નામના મ્હોટા નગરમાં **દેવાદિત્ય** નામનો વેદપારંગત બ્રાહ્મણ રહેતો હતો. તેને સુભગા-નામે બાળવિધવા પુત્રી હતી, તે નિત્ય સવાર બપોર અને સાંજે સૂર્યને દુર્વા પુષ્પ અને પાણીના અર્ધ્ય આપતી હતી. આ બાળવિધવાનું સ્વરૂપ જોઇને સૂર્યદેવને ઘણું આશ્ચર્ય લાગ્યું તેથી મનુષ્યનો દેહ ધારણ કરીને તેને ભોગવવા પૃથ્વીપર આવ્યા. આથી તેને ગર્ભ રહ્યો. સુભગાએ પોતાના કુલને લાંછન લગાડયું તેથી તેનાં માબાપ કોપ્યાં.અને તેને ઘરમાંથી કાઢી મૂકી. તે પોતાના

એક ચાકર સાથે દોડીને વલ્લભીપુર જઈ પહોંચી. ત્યાં દિવસ પૂરા થયા એટલે એક બાળક બાળકી તેને અવતર્યાં. આ દેદીપ્યમાન બાળકને આઠ વર્ષ થતાં વાર લાગી નહીં. તેણીએ પુત્રને ગુરૂને ઘેર ભણુવા મૂકયો. બીજા છોકરાઓ તેને નબાપો કહી ખીજવવા લાગ્યા, તેથી તેના કુમળા મગજમાં અસર થઈ કે શું હું નબાપો છું ? તે એકવાર ઘણો ખીજવાઇને **સુભગા** પાસે જઈ કહેવા લાગ્યો કે "શું મા ! મારે બાપ નથી, કે જેથી છોકરાં મને નબાપો કહે છે ?" તેણીએ જવાબ આપ્યો કે "હું જાણુતી નથી, મને પૂછીને દુઃખી કરીશ નહિ." આથી તે છોકરાએ વિષાદિ પ્રયોગે પોતાનો પ્રાણુ ગુમાવવા નિશ્ચય કર્યો. એક દિવસ તે ખેદાતુર બેઠો હતો, તેવામાં સૂર્યનારાયણે આવીને તેને દેખાવ દઈ પુત્ર કહી બોલાવીને કહ્યું કે "હું ત્હારૂં રક્ષણુ કરીશ," પછી તેને કાંકરા આપીને કહ્યું કે "આથી ત્હારા શત્રુનો નાશ કરવાને તું શક્તિમાન થઈશ". સૂર્યના આપેલા આવા અસ્ત્રની કીર્ત્તિથી તે **શિલાદિત્ય**ના નામે પ્રસિદ્ધ થયો. **શિલાદિત્યે** એકવાર વલ્લભીના કોઈ રહેવાસીને મારી નાખ્યો તેથી ત્યાંનો રાજા તેના ઉપર કોપ્યો પણુ સૂર્યના આપેલા અસ્ત્રવડે તે માર્યો ગયો એટલે તે સૌરાષ્ટ્રનો રાજા થયો. તે સૂર્યનારાયણુના આપેલા ઘોડાપર બેસીને આકાશમાં પોતાની મરજી આવે ત્યાં ફરવા લાગ્યો. કોઈક વેળા બૌદ્ધધર્મના ઉપદેશકો વિદ્યાનું અભિમાન ધારણુ કરી **શિલાદિત્ય** પાસે આવ્યા અને રાજાને કહેવા લાગ્યા કે "શ્વેતાંબરોની સાથે અમે વાદ કરીએ અને શ્વેતાં-

બર જૈનો હારે તો તેમને અને અમો હારીએ તો અમને દેશ બ્હાર કરવા,” રાજા બન્નેની સભામાં પ્રમુખ થયો, બનવા કાળથી બૌદ્ધોનો જય થયો અને શ્વેતાંબરોને બ્હાર જવું પડયું, પણ શ્વેતાંબરોએ આશા રાખી કે ફરીથી કોઇ વેળા વાદ કરીશું. **શિલાદિત્ય** ત્યારથી બૌદ્ધધર્મ પાળવા લાગ્યો પણ તે શત્રુંજયના મહાન્ તીર્થ અને ઋષભદેવને પૂર્વ પ્રમાણે માનતો હતો.

## મલ્લવાદિની બૌદ્ધોપર જીત.

**શિલાદિત્યે** પોતાની સાથે જન્મેલી બ્હેનને **ભૃગુપુર** (ભરૂચ) ના રાજા વેરે પરણાવી હતી તેને દેવકાન્તિસમાન ગુણી પુત્ર થયો. કેટલા દિવસ વીત્યા પછી પોતાનો ધણી મરી ગયો એટલે તેણે કોઈ તીર્થમાં જઇને ગુરૂ પાસે શ્વેતાંબર ધર્મની દીક્ષા લીધી. તેનો દીકરો પણ આઠ† વર્ષની વયે દીક્ષા લઈ બેઠો પછી તેઓને જેમ પ્રસંગ મળતો ગયો તેમ કેટલાક ડાહ્યા મનુષ્યોના મુખ આગળ પોતાના તરફના અભિપ્રાય જણાવવા માંડયા. એક દિવસે પેલા છોકરાનું નામ **મલ્લ** હતું, તે પોતાની સાધ્વી મા પ્રતિ ઘણી આતુરતાથી કહેવા લાગ્યો કે “શું આપણા ધર્મ પાળવાવાળાની અવસ્થા મૂળથીજ આવી માઠી છે?” તેણીએ આંખમાં અશ્રુસહિત પ્રત્યુત્તર આપ્યો કે “મારા જેવી પાપિણી તને શું ઉત્તર

---

† ફાર્બસ રાસમાળામાં આઠ વર્ષની ઉમરે દીક્ષા લેવાનું લખ્યું છે પરંતુ જૈનાગમોના આધારે નવ વર્ષ થયા બાદ દીક્ષા આપવાનું લખ્યું છે માટે નવ વર્ષની ઉપર દીક્ષા લીધી એમ હોવું જોઇએ.

આપે ! આગળ આપણા યશસ્વી શ્વેતાંબરો ગામોગામ પાર વિનાના રહેતા હતા, પણ નામીચા ગુરૂ વીરસૂરીન્દ્ર જગત્‌નો ત્યાગ કરીને ગયા ત્યારથી અન્યધર્મવાદીઓએ તારા પૃથ્વી-પતિ મામા **શિલાદિત્ય**ને વશ કરી દીધો છે. તીર્થની પવિત્ર જગ્યા જે શત્રુંજય કે જે મોક્ષનું સાધન છે તે શ્વે-તાંબરોના જવાથી ભૂતના જેવા બૌદ્ધલોકોનું સ્થાન થઈ પડ્યું. રે! શ્વેતાંબરો પરદેશ જઈ વસ્યા છે. તેઓનું અભિમાન નરમ પડ્યું છે અને તેઓનો મહિમા જતો રહ્યો છે.”

**મલ્લ**, ક્ષત્રિયકુળમાં જન્મ્યો હતો તેથી પોતાના ધર્મનું અભિમાન નહીં વિસરી જતાં બૌદ્ધોને જીતવાના સાધન મેળ-વવાના કામમાં ગુંથાયો. તેણે ગિરનારમાં તપશ્ચર્યા કરી, છમાસે સરસ્વતીદેવી તેને પ્રસન્ન થઈ. વિષ્ણુનો ગરૂડ જેમ સાપને વશ કરે, તેમ તેણે બૌદ્ધોને વશ કરવાને **દ્વાદશારનયચક્ર** નામનું પુસ્તક આપ્યું. હથિયારરૂપ પુસ્તક લઇને, અર્જુન જેમ શિવનું શસ્ત્ર ધારણ કરવાથી શોભતો હતો તેવો શોભા-યમાન **મલ્લ** સૌરાષ્ટ્ર શોભા જે **વલ્લભી**પુરી ત્યાં આવી **શિલાદિત્ય**ના દરબારમાં જઇ પહોંચ્યો, અને રાજાને કહેવા લાગ્યો કે “હે રાજન્ ! બૌદ્ધલોકોએ આખા જગત્‌ને ભમાવી વશ કરી દીધું છે માટે ત્હારો ભાણેજ **મલ્લ** હું તેઓના પ્રતિપક્ષી તરીકે ઊઠયો છું.” આગળ પેઠે વિવાદ સાંભળવા રાજા સભા ભરીને બેઠો. **મલ્લ**ને દેવીની સાહાય્ય હતી તેના જોરથી બૌદ્ધોને વિસ્મય પમાડી તેઓને જીતી લીધા. શ્વેતાંબરધર્મની હોલાઈ જતી ચીણગારીમાંથી આવો જુસ્સા-ભેર ભભુકો ઊઠયો અને તેથી બૌદ્ધો કંપવા લાગ્યા. લોકપ્રસિદ્ધ

દ્વારથી તેઓએ પોતાની જગ્યા શ્વેતાંબરોને સોંપી અને તેઓ બોલ્યા "પોતાના દેશનો નાશ, પોતાના કુળનો નાશ, પોતાના ધર્મનો નાશ, પોતાની સ્ત્રીનું હરણ અને પોતાના મિત્રોનું દુઃખ તે સર્વનો દેખાવ જેની દૃષ્ટિએ પડતો નથી તેનું મોટું ભાગ્ય !" રાજાના હુકમથી તેઓને દેશપાર કર્યા, અને જૈનોને પાછા બોલાવવામાં આવ્યા. **મલ્લે** બૌદ્ધોને હરાવ્યા તેથી રાજાની આજ્ઞાથી વિદ્વાનોએ તેને *સૂરિપદ આપ્યું. **મલ્લવાદી**સૂરિએ સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ શત્રુંજયનો અપાર મહિમા જાણીને પોતાના મામા **શિલાદિત્યની** સાહાય્યતાથી તેની ફરી પ્રતિષ્ઠા કરી" આથી **મલ્લવાદીની** કીર્તિ સર્વત્ર પ્રસરી *પ્રબંધામૃતદીર્ઘિકાના આધારે એ પ્રમાણે અવલોકવું. શ્રીપ્રભાવકચરિત્રના આધારે નીચે પ્રમાણે જાણવું.+—

---

* ફાર્બસ રાસમાળામાં રાજાની આજ્ઞાથી વિદ્વાનોએ મલ્લને સૂરિપદ આપ્યું એમ લખ્યું છે પરંતુ તે વિચારવા યોગ્ય બાબત છે. આ સંબંધી જૈનાગમો પરંપરાગમ આધારે સૂરિપદનો વિચાર ગુરૂગમથી સમજી લેવો.

+ભૃગુકચ્છમાં શ્વેતાંબરીય જિનાનંદસૂરિ રહેતા હતા. ત્યાં આનંદ બૌદ્ધવાદીએ તેમને જીતવાથી કે વલ્લભીમાં ગયા. ત્યાં દુર્લભદેવી નામની તેમની એક બેનને જિતયશા, યક્ષ અને મલ્લ એ ત્રણ પુત્રો હતા તે સહિત બેને શ્રીજિનાનંદસૂરિ પાસે દીક્ષા લીધી. ત્રણ પુત્રો, વ્યાકરણાદિક સર્વ શાસ્ત્રોના પારંગામી થયા. જ્ઞાન પ્રવાદ નામના પાંચમાં પૂર્વમાંથી પૂર્વાચાર્યોએ બાર આરાઓવાળું દ્વાદશા-રનયચક્રશાસ્ત્ર ગુંથ્યું હતું તે ફક્ત ગુરૂએ ભણાવ્યું નહોતું. તેની

માતા સમક્ષ મલ્લને ગુરૂએ કહયું કે મારા વિહાર પછી તમે વાંચશો નહિ, કારણ કે ઉપદ્રવનો સંભવ છે. ગુરૂના ગયા બાદ માતાની નજર ચુકવી તે પુસ્તક ઉપાડી એક શ્લોક વાંચ્યો. દેવર્ધિગણીએ પુસ્તકારૂઢ કર્યાં તે પૂર્વે આવા ઉત્તમ પુસ્તકો લખાયેલાં હતાં. શ્રુતદેવીએ મલ્લ પાસેથી પુસ્તક ખૂંચવી લીધું તેથી મલ્લ ઝંખવાણો પડી ગયો અને માતાને સર્વ વૃત્તાંત કહ્યું તેથી માતા તથા સંઘ શોકાતુર થયો. મલ્લે પર્વતની ગુફામાં તપથી શ્રુતદેવીનું આરાધન કર્યું. એક દિવસે શ્રુતદેવીએ પરીક્ષાર્થે પુછ્યું કે આજ ત્હેં શાનું ભોજન કર્યું છે ? તેણે કહ્યું વાલનું. છ માસ ગયા બાદ દેવતાએ ફરીથી પુચ્છયું કે શાની સાથે. મલ્લે કહ્યું કે "ગોળ ઘીની સાથે" આથી શ્રુતદેવી પ્રસન્ન થઇ અને કહ્યું વર માગ !!! મલ્લે દ્વાદશારનય-ચક્રનું પુસ્તક માગ્યું. દેવીએ કહ્યું એ ગ્રન્થ પ્રકટ કરવાથી દ્વેષી દેવો ઉપદ્રવ કરે તેવું છે માટે તને વરદાન આપું છું કે તે ગ્રન્થના ફક્ત એક શ્લોકથી ગ્રન્થનો સર્વ ભાવ ત્હને ધ્યાનમાં આવશે. એમ કહી દેવી અન્તર્ધાન થઇ પછી એક દહાડે જિનાનંદસૂરિ ત્યાં પધાર્યા. તેમણે સંઘની ઇચ્છાથી મલ્લને સૂરિપદ આપ્યું. જિતયશાએ પ્રમાણ ગ્રન્થ રચ્યો. યક્ષે નિમિત્તસંહિતા બનાવી. બુદ્ધ સાધુઓના મુખથી બૌદ્ધોએ સ્વગુરૂનો તિરસ્કાર કરેલો સુણી તે ભરૂચ્ચમાં આવ્યો. સંઘે સન્માન કર્યું. ભરૂચના રાજાની સમક્ષ મલ્લે બૌદ્ધાચાર્યનો પરાજય કર્યો. રાજાએ સમહોત્સવ તેમને વાદીનું પદ આપ્યું. બૌદ્ધાચાર્ય ત્યાં મૃત્યુ પામ્યો. મલ્લવાદીસૂરિએ ત્યાં ગુરૂને મહોત્સવ પૂર્વક ગામમાં પધરાવ્યા અને સર્વ સમક્ષ નયચક્રનું વ્યાખ્યાન કર્યું. તેમજ તેમણે ચોવીશ હજાર શ્લોકવાળું પદ્મચરિત્ર ( જૈનરામાયણ ) બનાવ્યું. તેમણે ધર્મોત્તરાચાર્યે કરેલા ન્યાયબિંદુપર ટીકા રચી છે-ઇત્યાદિ.

## વલ્લભીનો ભંગ.

આ સમયે મારવાડમાં **પાલી**શહેરનો કાકુનામે એક ધંધાર્થી પોતાનું વતન છોડીને પોતાના ઉચાળા લેઈ વલ્લભીપુરમાં આવી નગરના દરવાજા પાસે ગોવાળીયાના કુબાભેગો રહેવા લાગ્યો. તે પોતાની ઘણીજ ગરીબાઈને લીધે રંકના નામથી ઓળખાવા લાગ્યો. પાછળથી તેને કૃષ્ણચિત્રક(ચિત્રાવેલી) અને બીજી કારમીક વસ્તુઓ મળી એટલે, **કાકુરંકે** પોતાની ઘાસની ઝુંપડી બાળી મૂકી, નગરમાં જઈ બીજા દરવાજા પાસે મહેલ બંધાવી ત્યાં રહ્યો. **તેની પુંજી દિન પ્રતિદિન વધી અને કોટયાધિપતિ ગણાયો,** પણ તે કંજુસ અને લોભી હતો તેથી કંઈ પણ ધર્મકાર્યમાં પૈસો ખરચતો નહતો. રંકની પુત્રીની વાળ ઓળવાની રત્નજડીત કાંચકીના ઉપર રાજાની પુત્રીનો મોહ થયો, તેણીએ તે માગી પણ રંકની પુત્રીએ આપી નહીં તેથી પરસ્પર વિરોધ થયો અને રાજાએ તે કાંચકી ખુંચાવી લીધી. ક્રોધથી રંક શેઠ મ્લેંચ્છ દેશમાં જઈ ત્યાંના રાજાને કહેવા લાગ્યો કે "જો તમે વલ્લભીનો નાશ કરો તો એક ક્રોડ રૂપૈયા આપું." રાજાએ તે કરાર કબુલ કરીને સેના તૈયાર કરી કુચ કરવા માંડી. રસ્તે જતાં મેલાણ કરી રાજા પોતાના તંબુમાં અર્ધ જાગ્રત્ અને અર્ધ ઊંઘતો હતો તેવામાં, છત્રધારકને રંકના તરફથી કાંઈ ઈનામ મળ્યું નહતું માટે અગાઉથી વિચારી રાખ્યા પ્રમાણે તે બોલવા લાગ્યો કે "આપણા રાજાના દરબારમાં કોઈ ડાહ્યો માણસ નથી, નહિતર એક અજાણ કુળના અને જેની રીતભાતની કોઈને ખબર નથી તથા તે સારો

છે કે નઠારો તે કોઈ જાણતું નથી એવા એક રંક નામના વેપારીના ભમાવ્યાથી, પૃથ્વીના મહાન્ ઈન્દ્રસમાન અશ્વપતિ સૂર્યના પુત્ર **શિલાદિત્યપર** ચઢાઇ કરવા નીકળે નહીં.” રાજા સુખદાયક ઔષધના જેવા વચન સાંભળી બીજે દિવસે આગળ વધ્યો નહિ, પછી રંકના સમજવામાં ખરૂં કારણ આવ્યું એટલે બ્હીને ચાકરની ઈચ્છા પ્રમાણે મહોરો આપીને તેને તૃપ્ત કર્યો, ત્યારે તે રાજાની હુજુરમાં બીજે દિવસે ઉપરના જેવો લાગ જોઈને બોલ્યો કે “વિચારીને કે વિના વિચારે એકવાર પગલું ભર્યું તે ભર્યું તો હવે આગળ ચાલવામાં શો બાધ છે? જ્યારે સિંહ રમતાં રમતાં પણ હાથીનો નાશ કરી શકે છે તો પછી તેને મૃગપતિ અથવા મૃગવધ કરનારનું નામ ધારણ કરી શા માટે હલકા પડવું જોઇએ? આપણા રાજાનું પરાક્રમ અપાર છે એના સામો કોણ ટક્કર લઈ શકે તેવો છે?” આવા વચનથી ખુશી થઈ તે મ્લેચ્છરાજા ડંકાના ગડગડાટથી આકાશ અને પૃથ્વીને ગજવી દેતો આગળ ચાલ્યો. આણીગમ **વલ્લભીમાં** સંકટ આવી પડવાનું છે એવું જાણીને **શ્રી-ચંદ્રપ્રભુ** **શ્રીવર્ધમાનદેવ** અને બીજી મૂર્તિયોએ* **શિવપટ્ટણ** (પ્રભાસ) **શ્રીમાલપુર** અને બીજા નગરો ભણી રસ્તો લીધો.

---

* ફાર્બસ રાસમાળામાં “મૂર્તિયોએ અન્ય નગરોભણી રસ્તો લીધો” એમ છે પરંતુ તત્ર એમ સમજવું કે મ્લેચ્છોનો ઉપદ્રવ થનાર હોવાથી શાસનદેવો, તીર્થંકરની મૂર્તિયોને અન્ય નગરોમાં લઈ ગયા.

**શ્રીમલ્લવાદી** વગેરે આચાર્યો પણ પોતાના ભક્તો-સહિત **પંચાસર** જતા રહ્યા. મ્લેચ્છની સેના નગરની પાસે આવી પહોંચી અને રંક જે પોતાના દેશનું ધિઃક્કારવાયોગ કારણરૂપ હતો, તેણે, દગો દઈ મ્લેચ્છોને શિખવ્યું તેથી તેઓએ ગાયના લોહીથી સૂર્યકુંડ ભર્યો એટલે **શિલાદિત્યની** ચઢતી કળાનું કારણ જે તેનો ઘોડો+ હતો તે નાજાને ત્યજી દઈને આકાશમાં જતો રહ્યો, આથી **શિલાદિત્ય** નિરૂપાય થયો અને તે મરાયો. મ્લેચ્છોએ જેમ રમત રમતા હોય તેમ **વલ્લભી**પુરીનો નાશ કર્યો. **વલ્લભીનો** નાશ થવાથી જૈન રાજાઓ ત્યાંનાં રહેવાસી જૈનો, મેવાડમાં મોરી અને માર-વાડનીસીમા ઉપર જઈવસ્યા, અને બીજા મારવાડ|પ્રાંતના **નાં-દોલ** અને **સાંદરામાં** જઇ રહ્યા. જૈન ગ્રન્થકારો **વલ્લભીનો** નાશ વિક્રમ સંવત્ *૩૭૫ (ઈ. સ. ૩૧૯)માં થયો એમ કહે છે. રાજસ્તાનના કર્તા **ટૉડસાહેબ** કહે છે કે વલ્લભી ઉપર

---

+ શિલાદિત્યને સૂર્યદેવે ઘોડો આપ્યો હતો તેની શિલાદિત્ય પૂજા કરતો હતો. પરમાર ચાવડા અને સૂર્યવંશી શિશોદિયા વગેરે રાજાઓના વંશનો હાલ પણ દિવાલી વગેરે પર્વોમાં ઘોડાની બ-નાવેલી મૂર્તિની પૂજા કરે છે તેથી તેઓ શિલાદિત્યના વંશી હોય એવી સંભાવના થાય છે. સૂર્યની ઉપાસના કરનારા સૂર્યના વંશથી પરંપરાએ આવેલા સૂર્યવંશી ગણાય છે. પરમાર એ વિશેષણ હોવાથી વિક્રમના પૂર્વના રાજાઓ ક્ષત્રિયો સૂર્યવંશી હોય એવું પર-માર ક્ષત્રિય રાજાઓમાં સૂર્યના અશ્વની પ્રતિમાના પૂજનથી અનુમાન થાય છે તેનો નિર્ણય કરવાને ભવિષ્યમાં બની શકશે તેટલું કરી શકાશે.

* વિક્રમ સંવત ૩૭૫ વીર સંવત-૮૪૫માં વલ્લભીનો ભંગ

જે મ્લેચ્છ લોકોએ ચઢાઈ કરી હતી તે **સીથીયન** લોકો હતા. મી. **વાથન** કહે છે કે તેઓ **બાકત્રોઇનીયન** જાતના લોક હતા. અને મી. **અલફીન્સ્ટન** ધારે છે કે તેઓ મોટા **નશીરવાન** બાદશાહના હાથ નીચેના ઈરાનીઓ હતા. **કર્નલટૉડના** લખવા પ્રમાણે સૂર્યવંશનો **કનકસેનરાજા** સન્ ૧૪૪–૧૪૫માં પોતાની રાજધાની **અયોધ્યા** કે જ્યાં રામચંદ્રજીએ રાજ્ય કર્યું હતું એવું તે **કૌશલ** દેશનું રાજ્ય છોડી **વૈરાટ** જઈ વસ્યો. તેણે +પરમારવંશના રાજા પાસેથી રાજ્ય ખુંચાવી લીધું અને **વડનગરની** સ્થાપના કરી. તેનો મહામદનસેન તેનો સુદેત તેનો વિજયસેન

---

થયો એમ લખવામાં આવ્યું છે તો આ શંકા થાય છે કે વલ્લભીમાં વીર સંવત્ ૭૮૦માં જૈનાગમોને પુસ્તકારૂઢ કરવાનું કાર્ય થયું એ નાશ થયા પછી કેવી રીતે બની શકે ? તેના સમાધાન માટે જણાવવાનું કે વલ્લભીપુરીનો ભંગ એનો અર્થ એવો તત્ર ન સમજવો કે સર્વથા તેનો નાશ. વલ્લભીપુરીમાં કિલ્લા વગેરેને તોડયા હોય અને પછી તેને સમરાવ્યા હોય એમ સમજવું અને પશ્ચાત્ થયેલા શિલ્લાદિત્યના સમયમાં પુનઃ હતી તેવી સ્થિતિપર રાજ્ય આવ્યું હોય એમ બનવા યોગ્ય છે. આ સંબંધી ઘણી ચર્ચા છે.

+ સિથિયનોને હરાવનાર વિક્રમને પરમાર એ વિશેષણ મળ્યું હોય અને તેથી તેના વંશજો સૂર્યવંશી હોઈ પશ્ચાત્ પરમાર તરીકે પ્રસિદ્ધ થયા હોય ને પશ્ચાત્ અયોધ્યાથી કનકસેને આવી પરમારવંશી ગણાતા રાજા પાસેથી રાજ્ય ખુંચાવી લીધું હોય એમ સંભવ છે તેનો નિર્ણય ઐતિહાસિકદૃષ્ટિથી કરવા યોગ્ય છે,

અથવા વિજય થયો એણે વિજયપુર વિદર્ભ અને વલ્લભીપુર વસાવ્યાં. તેના વંશનું ઝાડ નીચે પ્રમાણે.

## વલ્લભીપુરના રાજાઓની વંશાવલી.




## વલ્લભીપુરના રાજાની મેવાડમાં ગાદી.

વલ્લભીપુરનીગાદીએ ઈ. સ. ૫૩૯–૫૬૯ સુધી **ગુહસેને** રાજ્ય કર્યું. એને **ગુહિલ** પણ કહેતા. જે ગોહિલ અને ઘેલોટી કાઠિયાવાડ અને રજપૂતાનામાં રાજ્ય કર્તા

તરીકે થએલા છે તે આ ગોહિલના વંશજ છે. ગોહિલ પુત્ર ઉપરથી ગુહિલુ-ત (ઘેલોત, ઘેલોતિ, ઘેલોટી) થયા. **ગુહસેનનો** મોટો કુંવર **ધરસેન** બીજો તેના પછી ગાદી-પતિ થયો, અને બીજા કુંવર **ગુહાદિત્ય** અથવા ગુહાએ **ઈડરનું** રાજ્ય મેળવ્યું. તેના વંશજ ઈડરથી **ચિતોડ** (મેવાડ) ગયા અને તેના વંશજો હાલ **ઉદેપુર**માં રાજાઓ છે. અને તે પશ્ચાત્ *શિશોદીયા તરીકે પ્રખ્યાતિને પામ્યા છે. **ગુહસેન** પારસી મહારાજા **નસરવાનની** કુંવરીપરણ્યો

---

* શિશોદિયાવંશની સ્થાપના જૈનાચાર્યે કરેલી છે. આબુજી પાસે હણાદ્રા ગામ છે ત્યાંના ચૈત્યવાસી પરંપરાગત મહાત્માનો અમો જ્યારે સં. ૧૯૭૧ મહાવદિ ત્રયોદશીનારોજ આબુપરથી ઉતરી હણાદ્રા ગયા ત્યારે ત્યાં મેળાપ થયો અને તેણે પોતાની વંશવહીમાંથી ક્ષત્રિયોના વંશ સ્થાપક જૈનગચ્છીય આચાર્ય તરીકે નીચે પ્રમાણે દુહો કહ્યો

"शिशोदिया संडेसरा, चउदशीया चोहाण;
चैत्यवासिया चावडा, कुल गुरु एह बखाण."

જૈનષડેરકગચ્છાચાર્યે શિશોદિયાવંશની સ્થાપના કરેલી છે. તેથી શિશોદિયા રજપુતો અને રાજાઓ ષંડેરકગચ્છીય કહેવાયછે. ઇશ્વરસૂરિ, યશોભદ્રસૂરિ શાલિસૂરિ અને સુમતિસૂરિ, શાન્તિસૂરિ વગેરે પ્રખ્યાત આચાર્યો આ ગચ્છમાં થઇ ગયા છે. ષંડેરક ગામ એરણપુરથી પાંચ ગાઉપર છે તેના નામે ષંડેરકગચ્છ પડયો હોય એમ સમજાય છે. સંડેરકને હાલ સાંડેરાવ કહેવામાં આવે છે. યશોભદ્રસૂરિ દશમાં સૈકામાં થયા છે. પાલણ-પુરમાં શ્રીશાન્તિનાથના દેરાસરની મૂર્તિયોપર સંવત્ ૧૩૩૧થી તે સંવત્ ૧૩૫૨ સુધીના ઉકેશગચ્છાચાર્યો, કોરંટકગચ્છાચાર્યો અને ષંડેરકગચ્છા-

હતો એમ કહેવાય છે. પ્રસંગોપાત્ત આ પ્રમાણે વલ્લભીના રાજાઓ સંબંધી વિવેચન કરાયું વલ્લભી, **પંચાસર** અને **વડનગરમાં ધ્રુવસેન** રાજાના વખતમાં એક રાજ્યસત્તા પ્રવર્તતી હતી, એમ અનુમાને સંભાવના કરી શકાય છે. અને વલ્લભીનારાજાઓ**કનકસેન**રાજાના વંશી હતા. **જયશિખર** ચાવડા વગેરેનો પણ પ્રાયઃ પરમાર વા સૂર્યવંશ એ બે માંથી એક વંશ સિદ્ધ થઈ શકે તેમ છે. પરંતુ હજી તત્સંબંધી વિશેષ સિદ્ધિ માટે નિર્ણય કરવાની જરૂર છે, માટે અત્ર હાલ ખાસ નિર્ણય કરવામાં આવતો નથી. **પંચાસર**ના નાશની લગભગ સમયમાં **વલ્લભી**પુરનો પણ છેલ્લી વખતે છેલ્લો નાશ થયો હોય એમ સંભાવના થાય છે. જૈનગ્રન્થોથી આ પ્રમાણે વલ્લભી, અને વલ્લભીના રાજાઓ અને વલ્લભીના **ગુહસેન** રાજાનાવંશમાં થએલા મેવાડના રાજાઓ અને ચાવડાવંશ ઉપર સારો પ્રકાશ પડે છે, એમ પ્રસંગોપાત્ત અત્ર કહેવામાં આવે છે. **વડનગરમાં** જે **ધ્રુવસેનરાજા** રાજ્ય કરતો હતો અને જે

---

ચાર્યોએ પ્રતિષ્ઠા કરાવ્યાના લેખો છે. શિશોદિયાના કુલગુરૂ ષંડેરગચ્છીય જૈનાચાર્ય છે. ચોહાણ વંશના કુલમાં જે જે ચોહાણ રાજાઓ પૂર્વે થયા તેના કુલમાં ગુરૂ તરીકે ચાતુર્દશિકગચ્છીય જૈનાચાર્યો જાણવા. વનરાજ ચાવડાના ગુરૂ તરીકે ચૈત્યવાસી શીલગુણી સૂરિ હોવાથી તે ચાવડાઓના કુલગુરૂ તરીકે તેના વંશજો ચૈત્યવાસી સાધુઓ ગણ્યા. શિશોદિયા રાજાઓ, તેની પૂર્વના વલ્લભીના રાજાઓ, ચોહાણ રાજાઓ અને ચાવડા રાજાઓના મૂલ ધર્મ-ગુરૂઓ અને આખા ક્ષત્રિયકુલના ગુરૂઓ જૈનાચાર્યો હતા.

**જૈનકુવંશી** ગણાતો તે અને વલ્લભીપુરની ગાદીપર બેસનાર **ધ્રુવસેન** ૧ લો **એ** બે એકજ હોય એમ સંભવે છે, અને તેથી વલ્લભીપુર કે સોરઠનું રાજ્ય, અને વડનગર કે જે ગુજરાતની રાજધાની એ બેનો રાજા ધ્રુવ**સેન** એક સંભવે છે. આ સંબંધીમાં વિશેષ પ્રમાણો મળતાં ભવિષ્યમાં વિશેષ સમાધાન માટે પ્રયત્ન થાય એવી આશા રહે છે. અત્ર આપણે એટલુંજ જોવાનું છે કે "ધ્રુવ**સેન** રાજા **જૈન** હતો તેથી તેના રાજ્યમાં ગુજરાત અને કાઠિયાવાડમાં **જૈનો**ની જાહોજલાલી વર્તતી હતી." શત્રુંજયમાહાત્મ્યમાં લખ્યા પ્રમાણે જે **શિલાદિત્ય** રાજા **થયો** તેના પશ્ચાત્ આ ધ્રુવસેન રાજા થયો એમ સંભવે છે. તત્સંબંધી ચર્ચા વિષે હજી ઘણું વિચારવાનું કહેવાનું બાકી રહે છે.

આ પ્રમાણે **ધનેશ્વર**સૂરિના સમયના, તથા આગળ પાછળના રાજાઓ, જૈનાચાર્યો, દેશ, ધર્મ, દેશની સ્થિતિ, મનુષ્યો-ની સ્થિતિ, તત્સમાનકાલીન આચાર્યોએ કરેલા મહાન્ કાર્યો, ધર્મવાદો, અને પરદેશી રાજાના હુમલા ઉપર કંઈક સારૂં અજ-વાળુ પડે છે. ધનેશ્વરસૂરિ સંબંધી પ્રસંગોપાત્ત લખતાં બીજા ધનેશ્વરસૂરિઓ સંબંધી કહેવામાં આવે છે. બીજા એક ધનેશ્વરસૂરિ "ચૈત્રવાલગચ્છમાં" થયેલા છે તે પૂર્વે "રાજગચ્છીય" હતા; પશ્ચાત્ **ચૈત્રપુરમાં** પ્રતિષ્ઠા કરાવ્યાથી તે **ચૈત્રવાલગચ્છીય થયા.** તે આશરે બારમા શતકમાં થયા છે.

વળી બીજા એક **ધનેશ્વર** નામના સૂરિ ૧૧૭૧ની સાલમાં થયા છે તેઓ "વિશાવાળગચ્છીય" હતા. તેઓએ **જીન**વલ્લભસૂરિકૃત **સૂક્ષ્માર્થ**સાર્ધશતકની ટીકા રચી છે, આશરે સંવત્ ૧૧૭૧માં.

વલ્લભીપુરનું **શ્રીમુનિ**સુવ્રતસ્વામીના સમયમાં **વિમળપુરી** નામ હતું. ત્યાં **ચંદ**રાજા **પ્રેમલા**લક્ષ્મીને પરણ્યા હતા અને તે શત્રુંજયની તલેટી કહેવાતી હતી. કેટલાક કાળ ગયા પછી **વિમળા**પુરીનું વલ્લભીપુર નામ પડયું. વલ્લભીના ભંગ થયા બાદ હાલ તે **વળાના** નામથી પ્રસિદ્ધ છે. અને તે દેશી સંસ્થાનમાં છે. શત્રુંજયમાહાત્મ્યમાં વર્ણવેલા **ભાવડ** અને **જાવડના** ચરિત્રથી તે વખતના રાજાઓની સ્થિતિનું ભાન થાય છે. હિન્દુસ્તાનમાં **વિક્રમા**દિત્યરાજાનું રાજ્ય હતું અને તેણે **સીથીયનોને** હરાવ્યા હતા તેથી તેનું નામ **શકારિ** તરીકે વિશ્વમાં પ્રખ્યાત ગણાય છે. **વિક્રમા**દિત્યરાજા કઈ સાલમાં થયો તત્સંબંધી "વિક્રમોર્વશીય નાટકમાં" **રા. કીલાભાઇ**એ તથા **રા. કેશવલાલ** હર્ષદરાય ધ્રુવે ઘણી ચર્ચા કરી છે. શત્રુંજય માહાત્મ્યગ્રન્થની પ્રાન્તે આપેલા વિક્ર**મ** અને **ભાવડનો** સંબંધ વિચારાશે તો તેઓને વિક્ર**મની** સાલના નિર્ણય સંબંધી ઘણું જાણવાનું મળશે. વિક્ર**મ**ના સમયમાં સોરઠ, ગુજરાત, મારવાડ, માળવા, દક્ષિણ, પંજાબ, અફગાનિસ્તાન, ઈરાન, અરબસ્તાન, અને ગ્રીસ વગેરે દેશોમાં જૈનધર્મ પ્રવર્તતો અને દેશમાં સર્વત્ર વેપાર વગેરેની જાહોજલાલી હતી એમ શિલા લેખો અને ગ્રંથોથી સિદ્ધ થાય છે. આ પ્રમાણે

શત્રુંજયરાસપરથી ઐતિહાસિક વૃત્તાંતોપર અજવાળું પડે છે. **જાવડ** વગેરેના વહાણો **મહાચીન ચીન** અને ભોટ વગેરે દેશોમાં જતાં હતાં તેથી એમ સમજાય છે કે તત્સમયે આર્યાવર્તમાં વ્યાપાર જોસભર ચાલતો, અને હિંદુસ્તાન ધનથી સમૃદ્ધ હતું. હિન્દુસ્તાનમાં વહાણ બનાવવાની વિદ્યા ઘણા કાળથી હતી એમ શત્રુંજયમાહાત્મ્યમાં આપેલા એક વેપારીના કથાનક ઉપરથી સિદ્ધ થાય છે. તે વેપારી ઘણા જુના વખતનો હતો. હિન્દુસ્તાનમાં યુદ્ધ કળામાં વપરાતા અસ્રો શસ્રોની વિદ્યા, ઘણાકાળથી પ્રવર્તતી હતી એવું રામરાવણના, અને પાંડવકૌરવના યુદ્ધથી સિદ્ધ થાય છે. હિન્દુસ્તાનમાં અનેક સતીઓ થઈ ગઈ તથા અનેક પ્રકારના સુધારા થયા એવું શત્રુંજયમાહાત્મ્યગ્રન્થથી સિદ્ધ થાય છે. હિન્દુસ્તાનમાં આ અવસર્પિણીકાળમાં જૈનરાજા **ભરતથી** જૈનમન્દિરો કરાવવાની પ્રવૃત્તિ શરૂ થઈ અને તે અદ્યાપિ પર્યંત પ્રવર્ત્યા કરેછે. આ અવસર્પિણીકાળમાં તીર્થની યાત્રા માટે સંઘ કાઢવાની પ્રવૃત્તિનો આરંભ **શ્રીભરત**રાજાથી થયો છે, એમ શત્રુંજયમાહાત્મ્ય વાંચતાં તરત માલુમ પડે છે, ઇત્યાદિ અનેક વૃત્તાંતોનો બોધ આ ગ્રન્થને વાચતાં વાચકને થાયછે, અને તેથી આત્માર્થીજનોને સિદ્ધાચલતીર્થ પર અત્યંત ભાવ ઉત્પન્ન થાય એમાં નવાઈ શી? તેમજ શત્રુંજય માહાત્મ્ય વાંચતા આર્યદેશની મહત્તાનો ખ્યાલ વાચકોના હૃદયમાં તુર્ત ઉત્પન્ન થાય છે અને પવિત્ર તીર્થોપર તથા આર્યદેશ ઉપર અત્યંત પ્રેમ ઉદ્ભવે છે. સિદ્ધાચલના અનેક વખતે નાના મોટા ઉદ્ધાર થએલા છે તેમાંથી મુખ્યનાં નામ નીચે પ્રમાણે—.

# ઉદ્ધારો.

૧. ભરતરાજાએ ઉદ્ધાર કર્યો.
૨. ભરતરાજાની આઠમી પાટે દંડવીર્યરાજા થયા તેમણે ઉદ્ધાર કર્યો.
૩. સીમન્ધિરસ્વામીનો ઉપદેશ સાંભળીને ઈશાનેન્દ્રે ઉદ્ધાર કર્યો.
૪. એક કોડિ સાગરના આંતરે ચોથો ઉદ્ધાર માહેન્દ્રે કર્યો.
૫. દશ કોડિ સાગરે પાંચમો ઉદ્ધાર પાંચમાં ઈન્દ્રે કર્યો.
૬. એક લાખ કોડિ સાગરે ચમરેન્દ્રે છઠ્ઠો ઉદ્ધાર કર્યો.
૭. શ્રીસગરચક્રવર્તીએ સાતમો ઉદ્ધાર કર્યો.
૮. શ્રીવ્યન્તરેન્દ્રે આઠમો ઉદ્ધાર કર્યો.
૯. ચન્દ્રપ્રભુના પ્રભુત્વમાં નવમો ઉદ્ધાર ચંદ્રયશાએ કર્યો.
૧૦. શ્રીશાન્તિનાથના પુત્ર ચક્રાયુદ્ધરાજાએ દશમો ઉદ્ધાર કર્યો.
૧૧. શ્રીરામચન્દ્રે અગિયારમો ઉદ્ધાર કર્યો.
૧૨. શ્રીપાણ્ડવોએ બારમો ઉદ્ધાર કર્યો અને વીસ ક્રોડ મુનિની સાથે પાણ્ડવો સિદ્ધાચલપર મુક્તિને પામ્યા.

“ ચોથે આરે એ થયા, સવી મોટા ઉદ્ધાર;
“ સૂક્ષ્મ ઉદ્ધાર વચ્ચે થયા, કહેતાં નાવે પાર.”

શ્રીવીરવિજયકૃત નવાણું પ્રકારી પૂજામાં.

ચોથા આરામાં મોટા ઉદ્ધાર થયા. વચ્ચે સૂક્ષ્મ જે જે ઉદ્ધારો થયા તેને કહેતાં પાર આવી શકે તેમ નથી.

૧૩. વિક્રમ સંવત્ ૧૦૮માં ભાવડના પુત્ર જાવડશાએ શ્રી- વજ્રસ્વામીમહારાજના ઉપદેશથી અને તેમની સહાયથી સિદ્ધાચલનો ઉદ્ધાર કર્યો.
૧૪. વિક્રમ સંવત્ ૧૨૧૩માં કુમારપાળ રાજાના મંત્રી બાહડ કે જે શ્રીમાળીવંશમાં મુકુટસમાન હતા તેમણે ઉદ્ધાર કર્યો.

૧૫. વિક્રમ સંવત્ ૧૩૭૧માં સમરાશા ઓશવાળે ન્યાયદ્રવ્યની વિશુદ્ધતા પૂર્વક પંદરમો ઉદ્ધાર કર્યો.

૧૬. વિ. સં. ૧૫૮૭માં કર્માશા શેઠે સોળમો ઉદ્ધાર કરાવ્યો અને તે હાલ વિદ્યમાન્ છે.

શ્રીમહાવીરસ્વામીએ તીર્થોદ્ધારક તથા પ્રભાવક તરીકે જે ભવિષ્ય ભાખ્યું હતું તેને ધનેશ્વરસૂરિ, પ્રભુના શબ્દો તરીકે નીચે પ્રમાણે લખે છે.

" ततःकुमारपालस्तु । बाहडो वस्तुपालकः ॥
समराद्या भविष्यन्ति। शासनेऽस्मिन् प्रभावकाः ॥८७॥'

"શિલાદિત્યરાજા પશ્ચાત્ કુમારપાળરાજા, બાહડ, વસ્તુપાળ, સમરાશા, અને આદિ શબ્દથી કર્માશાહ વગેરે થશે" એમ શ્રીમહાવીરપ્રભુએ પૂર્વે કહ્યું હતું અને તે પ્રમાણે સમજી શકીએ છીએ.

૧૭. પાટલીપુત્રમાં થનાર કલંકી રાજાનો પુત્ર વિમલવાહન રાજા સત્તરમો ઉદ્ધાર કરાવશે, તેમજ અન્યતીર્થોના પણ ઉદ્ધારો કરાવશે. ત્રણખણ્ડમાં આર્યઅનાર્ય દેશમાં સર્વત્ર મન્દિરો કરાવશે અને જિનશાસનની પ્રભાવના કરશે. એક દિવાલી કલ્પની પ્રતિમાં પીસ્તાલીસ ઉપકલંકીઓ અને પાંત્રીશ કલંકી રાજાઓ થયા બાદ કલંકીરાજા થશે એમ લખ્યું છે.

**શ્રીસિદ્ધાચળનાં એકવીશ તથા વિશેષ નામ શ્રીશત્રુંજય માહાત્મ્યમાં નીચે પ્રમાણે લખવામાં આવ્યાં છે.**

## સિદ્ધાચલના ૨૧ નામો.

| | | |
|---|---|---|
| ૧ શત્રુંજય | ૮ પર્વતેન્દ્ર | ૧૫ શાશ્વત |
| ૨ પુણ્ડરીકગિરિ | ૯ શ્રીસુભદ્રા | ૧૬ સર્વકામદ |

૩ મહાઅચળ
૪ સિદ્ધિક્ષેત્ર
૫ વિમલાચલ
૬ સુરશૈલ
૭ પુન્યરાશિ
૧૦ શ્રીપદ
૧૧ દ્દઢશકિત
૧૨ અકર્મક
૧૩ મુકિતનિલય
૧૪ મહાતીર્થ
૧૭ પુષ્પદન્ત
૧૮ મહાપદ્મ
૧૯ પૃથ્વીપીઠ
૨૦ પાતાલમૂલ
૨૧ કૈલાસ.

## શ્રીસિદ્ધાચલનાં ૧૦૮ નામો.

૧ શત્રુંજયગિરિ
૨ બાહુબલી
૩ મરૂદેવી
૪ પુંડરિકગિરિ
૫ રૈવતગિરિ
૬ વિમલ ાચલ
૭ સિદ્ધરાજ
૮ ભગીરથ
૯ સિદ્ધક્ષેત્ર
૧૦ સહસ્રકમલ
૧૧ મુકિતનિલયગિરિ
૧૨ સિદ્ધાચલ
૧૩ શતકૂટ
૧૪ ઢંકગિરિ
૧૫ કદંબગિરિ
૧૬ કોડીનિવાસ
૧૭ લોહિત્ય
૧૮ તાલધ્વજ
૧૯ પુન્યરાશિ
૩૪ શ્રીપદ
૩૫ હસ્તગિરિ
૩૬ શાશ્વત
૩૭ ભવ્યગિરિ
૩૮ સિદ્ધશિખર
૩૯ મહાયશ
૪૦ માલવંત
૪૧ પૃથ્વીપીઠ
૪૨ દુ:ખહર
૪૩ મુક્તિરાજ
૪૪ મણિકાન્ત
૪૫ મેરૂમહીધર
૪૬ કંચનગિરિ
૪૭ આનન્દઘર
૪૮ પુણ્યકન્દ
૪૯ જયાનન્દ
૫૦ પાતાળમૂળ
૫૧ વિભાસ
૫૨ વિશાલ
૬૭ ગુણકન્દ
૬૮ સહસ્રપત્ર
૬૯ શિવંકર
૭૦ કર્મક્ષય
૭૧ તમોકન્દ
૭૨ રાજરાજેશ્વર
૭૩ ભવતારણ
૭૪ ગજચન્દ્ર
૭૫ મહોદય
૭૬ સુરકાન્ત
૭૭ અચલ
૭૮ અભિનન્દ
૭૯ સુમતિ
૮૦ શ્રેષ્ઠ
૮૧ અભયકન્દ
૮૨ ઉજ્જ્વલગિરિ
૮૩ મહાપદ્મ
૮૪ વિશ્વાનન્દ
૮૫ વિજયભદ્ર

| | | |
|---|---|---|
| ૨૦ મલ્યાચલગિરિ | ૫૩ જગતારણ | ૮૬ ઇન્દ્ર |
| ૨૧ દૃઢશકિત | ૫૪ અકલંક | ૮૭ કપર્દીવાસ |
| ૨૨ શતપત્ર | ૫૫ અકર્મક | ૮૮ મુક્તિનિકેતન |
| ૨૩ વિજયાનન્દ | ૫૬ મહાતીર્થ | ૮૯ કેવલદાયક |
| ૨૪ ભદ્રંકર | ૫૭ હેમગિરિ | ૯૦ ચર્ચગિરિ |
| ૨૫ મહાપીઠ | ૫૮ અનન્તશક્તિ | ૯૧ અષ્ટોતરશતકૂટ |
| ૨૬ સુરગિરિ | ૫૯ પુરૂષોત્તમ | ૯૨ સૌંદર્ય ; |
| ૨૭ મહાગિરિ | ૬૦ પર્વતરાજ | ૯૩ યશોધર |
| ૨૮ મહાનન્દ | ૬૧ જ્યોતિરૂપ | ૯૪ પ્રીતિમંડણ |
| ૨૯ કર્મસૂદન | ૬૨ વિલાસભદ્ર | ૯૫ કામુકકામ |
| ૩૦ કૈલાસ | ૬૩ સુભદ્ર | ૯૬ સહજાનન્દ |
| ૩૧ પુષ્પદન્ત | ૬૪ અજરામર | ૯૭ મહેન્દ્રધ્વજ |
| ૩૨ જયન્ત | ૬૫ ક્ષેમંકર | ૯૮ સર્વાર્થસિદ્ધ |
| ૩૩ આનન્દ | ૬૬ અમરકેતુ | ૯૯ પ્રિયંકર |

આ પછીના ૧૦૦થી ૧૦૮ નામો કશે પણ પ્રાપ્ત થઈ શકયાં નથી, તે ઉપરથી સંભવે છે કે નવાણું યાત્રા કરવાનો રિવાજ ચાલુ હોવાથી અને નિત્ય એક એક એમ નવાણું નામોનું ધ્યાન ધરવાથી તે નવાણું નામો પ્રચલિત રહી બાકીના નવ નામો પ્રાયઃ વિચ્છેદ થયાં હશે ! શ્રીશત્રુંજયમાહાત્મ્યની અંદર પણ ૧૦૮ નામો આપ્યાં નથી, પરંતુ શ્રીધનેશ્વરસૂરિ જણાવે છે કે આ નામો **શ્રીસુધર્માગણધરે** રચેલાં **મહાકલ્પસૂત્ર** અર્થાત્ શત્રુંજયમાહાત્મ્યથી જોઈ લેવાં, પરંતુ તે ગ્રંથ પણ વિચ્છેદ હોવાથી તે નામો જાણવાં કયાંથીજ બને ? જો શ્રીધનેશ્વરસૂરિયે પોતાના શત્રુંજયમાહાત્મ્યમાં એ નામો આપ્યાં હોત

તો આજ અતીવ ઉપયોગી થઈ પડત. તેઓએ વિશેષ નીચેનાં નામો પણ શત્રુંજયગિરિનાં કહેવાય છે એમ પોતાના શત્રુંજયમાહાત્મ્યમાં વર્ણવ્યું છે.

| | | |
|---|---|---|
| બ્રહ્મગિરિ | નાન્દિગિરિ | શ્રેયઃપદ |
| પ્રભોઃપદ | સર્વકામદઃ | ક્ષિતિમંડલમંડન |
| સહસ્રાખ્યગિરિ | તાપસગિરિ | સ્વર્ગગિરિ |
| ઉમાશંભુગિરિ | સ્વર્ણગિરિ | ઉદયગિરિ |
| અર્બુદગિરિ | | વગેરે વગેરે. |

શ્રીમાન્ વીરવિજયજીએ નવાણું પ્રકારી પૂજામાં પહેલીજ ઢાલમા એક સ્થળે—

"નમિએ નામ હજાર"

એ પ્રમાણે સૂચવી એના હજાર નામો હોવાનું સૂચવ્યું છે, પરંતુ પોતે નવાણું પ્રકારી પૂજા હોવાથી નવાણું નામોજ આપ્યાં છે. હજાર નામ કશેથી પ્રાપ્તિ થઈ શકે તેવું પણ હાલ જણાતું નથી. કારણ જ્યાં ૧૦૮નુંજ ઠેકાણું નહિ તો ૧૦૦૦ની તો વાતજ શી? હા! માત્ર એટલું છે કે નામાંતર અને રૂપાંતર થયેલાં નામોને વધારી અંદર ગણવામાં આવે અથવા ધનેશ્વરસૂરિએ ઉપર લખેલાં નામો વધારવામાં આવે તો ૧૦૮ અથવા તેથી વધુ પણ મળી શકે! હાલ તો માત્ર નવાણું નામોજ મળ્યાં છે અને એકવીશ નામોનો તેની અંદર સમાવેશ થઈ જાય છે.

રૂપાંતર અને નામાંતર નામોનાં ઉદાહરણો—

વિમળાચલ બદલે વિમળાદ્રિ. સહુસાખ્ય બદલે સહુસ્રકમળ.
મહાગિરિ બદલે મહાચલ. સુરકાંત બદલે સુરપ્રિય.

ઈત્યાદિ.

સિદ્ધાચલ ઉપર શ્રીઆદિનાથભગવાન્ પૂર્વનવાણુંવાર ચઢયા હતા, અને તેમનાં પગલાં હાલ રાયણતળે વિરાજમાન છે. જે મનુષ્ય સંઘપતિ થઇને સિદ્ધાચલતીર્થની યાત્રા કરે છે તે આસન્નકાળમાં મુક્તિ જનાર હોય છે તો રાયણના વૃક્ષમાંથી તેના ઉપર દૂધ ઝરે છે. **ઋષભદેવ**ભગવાન્ કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને સિદ્ધાચલ ઉપર પધાર્યા તેવારે બાર પર્ષદા આગળ સિદ્ધાચલનું માહાત્મ્ય વર્ણવ્યું હતું.

## સિદ્ધાચળપર મુક્તિ પામનારાઓ.

શ્રીઅજીતનાથભગવંતે સિદ્ધાચલ પર ચોમાસુ કર્યું હતું. શ્રીસાગરમુનિએ એક ક્રોડના પરિવાર સાથે સિદ્ધાચલપર કર્મના પાશ તોડયા હતાં **ભરતરાજાએ** કેવળજ્ઞાન પામીને પાંચ કોડ મુનિના પરિવાર સાથે ત્યાં સિદ્ધિપદ પ્રાપ્ત કર્યું હતું. શ્રીઆદિનાથના ઉપગારથી અજીતસેને સિદ્ધાચલપર સત્તર ક્રોડ મુનિના પરિવારની સાથે શિવપદ પ્રાપ્ત કર્યું હતું.

ચૈત્રસુદિ પૂનમના દિવસે દશ હજાર મુનિ ત્યાં મુક્તિપદને પામ્યા. **આદિત્યયશા** શ્રીસિદ્ધાચલ પર એક લાખમુનિની સાથે શિવપદને પામ્યા. **સોમયશા** તેર કોડની સાથે અને **નારદજી** એકાણું લાખની સાથે ત્યાં સિદ્ધિપદ પામ્યા. **વસુદેવની** પાંત્રીશ હજાર નારીઓ શ્રીસિદ્ધાચલ પર મુક્તિ-

પદને પામી. એક ક્રોડ બાવન લાખ પંચાવન હજાર સાતસે ને સીત્યોતેર સાધુની સાથે **શ્રીશાન્તિનાથે** સિદ્ધાચલપર ચોમાસું કર્યું. **દમીતારી** નામના મુનિ ચૌદ હજારની સાથે મુક્તિ પદને પામ્યા. ચૌમાલીસસેંની સાથે **વૈદર્ભી** ત્યાં મુક્તિપદને પામી. એક હજારની સાથે **થાવચ્ચાપુત્ર** ત્યાં મુક્તિપદને પામ્યા. **શુકપરિવ્રાજક** ત્યાં મુકિત પદને પામ્યા અને **પ્રદ્યુમ્નપ્રિયા** ત્યાં મુક્તિપદને પામી. પાંચસેંની સાથે **શૈલકમુનિ** ત્યાં મુક્તિ પદને પામ્યા. સાતસેંની સાથે **સુભદ્રમુનિ** ત્યાં મુક્તિપદને પામ્યા. **રામ ભરત** ત્રણક્રોડની સાથે ત્યાં મુક્તિપદને પામ્યા અને **શ્રીસારમુનિ** ક્રોડ મુનિની સાથે ત્યાં મુક્તિપદને પામ્યા. સાડી આઠ ક્રોડ મુનિની સાથે **સાંબપ્રદ્યુમ્ન** કુમાર મુક્તિપદને પામ્યા. એક ક્રોડની સાથે **કદમ્બગણધર** ત્યાં મુક્તિપદને પામ્યા. **જાલી, મયાલી** અને **ઉવયાલી** ત્યાં અણુસણ કરી મુક્તિ પદને પામ્યા. દેવકીના છ પુત્રો અણુસણ કરી ત્યાં મુક્તિપદને પામ્યા. બે ક્રોડ મુનિની સાથે **નમિ** અને **વિનમિ** વિદ્યાધર સિદ્ધાચલપર સિદ્ધિપદને પામ્યા, તથા દશક્રોડ મુનિની સાથે **દ્રાવિડ** અને **વાલીખીલ્લજી** ત્યાં મુક્તિપદને પામ્યા.

સિદ્ધાચલનો એટલો બધો મહિમા છે કે ક્રોડ શ્રાવકોને કોઈ જમાડે અને જૈનતીર્થોની યાત્રા કરી આવે તો પણ તેનાથી સિદ્ધાચલ પર એક મુનિને દાન આપતાં વિશેષ ફળ થાય છે. ચાર હત્યાના કરનારા, પરદારા ભોગવનારા, તથા પોતાંની બ્હેનને ભોગવનાર. **ચંદ્રશેખરરાજાનો** પણ એ ગિરિથી ઉદ્ધાર થયો છે. દેવગુરૂદ્રવ્ય ચોરીખાનારા

મનુષ્યો ચૈત્રી કાર્તિકી પૂનમની સિદ્ધાચલની યાત્રા કરે અને તપજપધ્યાન કરે તો તેનાં પાપકર્મ ટળી જાય છે, ઈત્યાદિ સિદ્ધાચલનું માહાત્મ્ય લખવામાં આવ્યું છે. શ્રીસિદ્ધાચલમાહાત્મ્યગ્રંથમાં તત્સંબંધી ઘણું વર્ણન કરવામાં આવ્યું છે, તે નીચે મુજબ.

ज्ञायते केवलज्ञानान्माहात्म्यं नास्य पार्यते ॥
वक्तुं तथापि देवेन्द्र ! कथ्यते तव पृच्छनात् ॥ २२ ॥
नामान्यमूनि यः प्रातः, पठत्याकर्णयत्यपि ॥
भवन्ति संपदस्तस्य व्रजन्ति विपदः क्षयम् ॥ २९ ॥
तीर्थानामुत्तमं तीर्थं, नगानामुत्तमो नगः ॥
क्षेत्राणामुत्तमं क्षेत्रं, सिद्धाद्रिरयमीहितः ॥ ३० ॥
त्र्यैलोक्ये यानि तीर्थानि, पवित्राणि सुरेश्वर ॥
दृष्टानि तानि सर्वाणि, दृष्टे शत्रुञ्जये गिरौ ॥ ३१ ॥
पञ्चदशकर्मभूमौ, नाना तीर्थानि सन्ति हि ॥
शत्रुञ्जयसमं तेषु, नापरं पापहृत् क्वचित् ॥
कृत्रिमेष्वन्यतीर्थेषु, पुरोद्याननगादिषु ॥
जपैस्तपोभिर्नियमै-र्दानेनाध्ययनेन च ॥
अर्जयन्ति हि यत्पुण्यं, तस्माद्दशगुणं भवेत् ॥
जिनतीर्थेषु जंबुषु, चैत्ये शतगुणं ततः ॥
शाश्वते धातकीवृक्षे; तत्सहस्रगुणं मतम् ॥
पुष्करद्वीपचैत्येषु, रोचके चाञ्जने गिरौ ॥

क्रमात् तस्माद्दशगुणं, पुण्यं भवति वामन ॥
नंदीश्वरे कुण्डलाद्रौ, मानुषोत्तरपर्वते ॥
वैभारेऽपि समेदाद्रौ, वैताढ्ये मेरुपर्वते ॥
रैवताऽष्टापदे चैव, क्रमात् कोटिगुणं भवेत् ॥
शत्रुञ्जयेऽनन्तगुणं, दर्शनादेव तन्मतम् ॥
सेवनात्तु फलं शक्र, यत्तद्वक्तुं न पार्यते ॥
अन्यत्र पूर्वकोट्या यत्, शुद्धध्यानेन शुद्धधीः ॥
प्राणी बध्नाति यत्कर्म, मुहूर्तादिह तद्ध्रुवम् ॥ ५४
नास्त्यतः परमंतीर्थं, सुरराज जगत्त्रये ॥
यस्यैकवेलं नाम्नापि, श्रुतेनांहःक्षयो भवेत् ॥ ५६
शत्रुञ्जयमिदं तीर्थं, न यावत् पूजितं भवेत्
गर्भवासो हि तस्यास्ति, तावता दूरता वृष ॥ ५९
कथं भ्रमसि मूढात्मन् धर्मो धर्म इतिस्मरन् ॥
एकं शत्रुंजयं शैल मेकवेलं निरीक्षय ॥ ६१ ॥
जिना अनन्ता अत्रेयुः सिद्धाश्चात्रेव वासव ॥
मुनयश्चाप्यसंख्याता स्तेनतीर्थमिदं महत् ॥ ७८ ॥
चराचराश्चतेजीवा धन्यास्तेत्र सदानगे ॥
धिक्तस्य जीवितंयेन न द्रष्टं तीर्थमप्यदः ॥ ७९ ॥
मयूरसर्पसिंहाद्या हिंस्रा अप्यत्र पर्वते ॥
सिद्धाः सिद्धन्ति सेत्स्यन्ति प्राणिनो जिनदर्शनात् ॥ ८० ॥
बाल्येऽपि यौवने वार्ध्ये तिर्यक्जातौचयत्कृतम् ॥
तत्पापं विलयं याति सिद्धाद्रेः स्पर्शनादपि ॥ ८१ ॥
स्वर्लोके यानि बिंबानि भूतलेयानिवासव ॥
पातालेऽपि तदर्चातोऽ प्यधिकेऽ जिनार्चना ॥ ८९ ॥

तावद्वर्जन्ति इत्यादि—पातकानीह सर्वतः ॥
यावत् शत्रुंजयेत्याख्या श्रूयते न गुरोर्मुखात् ॥ ९४ ॥
नभेतव्यं नभेतव्यं, पातकेभ्यः प्रमादिभिः ॥
श्रूयतामेकवेलं श्री सिद्धिक्षेत्रगिरेः कथा ॥ ९५ ॥
वरमेकदिनं सिद्धक्षेत्रे सर्वज्ञ सेवनम् ॥
नपुनस्तीर्थ लक्षेषु भ्रमणं क्लेशभाजनम् ॥ ९६ ॥
पदेपदे विलीयंते भवकोटि भवान्यपि ॥
पापानि पुण्डरिकाद्रे र्यात्रां प्रतियियासताम् ॥ ९७ ॥
एकैकस्मिन् पदेदत्ते पुण्डरिक गिरिंप्रति ॥
भवकोटिकृतेभ्योऽपि पातकेभ्यः स मुच्यते ॥ ९८ ॥
श्रुते शत्रुंजये पुण्यं यत्स्यात् कोटिगुणं ततः ॥
निकटस्थे ह्यदृष्टेऽपि दृष्टेऽनन्तं गुणंचतत् ॥
दृष्टया दृष्टेऽथ सिद्धाद्रौ संघार्चनपरानराः ॥
अर्जयन्ति महापुण्यं लोकाग्रावधियायि यत् ॥
यतिः पूज्योयतिः सेव्यो यतिर्मान्यो मनीषिभिः ॥
यते राराधनाद्यात्रा सफला निष्फलान्यथा ॥
निदानं वीतरागत्वे प्राग्भवे गुरुवाग्यतः ॥
देवतत्त्वादपिततो गुरुतत्त्वं महद्विदुः ॥
सहस्रलक्षसंख्यातै र्विशुद्धैः श्रावकैरिह ॥
यद्भोजितै र्भवेत् पुण्यं' मुनिदानात् ततोऽधिकं ॥
यादृशस्तादृशोवापि लिङ्गी लिङ्गेन भूषितः ॥
श्री गोतम इवाराध्यो बुधैर्बोधिसमन्वितैः ॥
वर्तमानोऽपिवेषेण यादशस्तादृशोऽपिसन् ॥
यतिः सम्यक्त्व कलितैः पूज्यः श्रेणिकवत् सदा ॥

गुरो राराधनात् स्वर्गो नरकश्च विराधनात् ॥
द्वेगती गुरुतोलभ्ये प्रण्हीतैकां निजेच्छया ॥
अन्यस्थानकृतंपाप मिहो ज्ञाति सुवासनः ॥
इहयद्विहितंकर्म वज्रलेपंतुतद्भवेत् ॥
श्री तीर्थेऽस्मिन्नान्यानिन्दा न परद्रोह चिंतनम् ॥
न परस्त्रीषु लौल्यत्वं न परद्रविणेषु धीः ॥
अवाहितं यथाकाम मविश्रान्तंचये नराः ॥
ददनेदान मानन्दात् सुखिनस्तेस्युरुच्चकैः ॥

**ભાવાર્થ**—મહાવીરસ્વામી દેવેંદ્રના પૂછવાથી કહે છે કે હે દેવેન્દ્ર! આ તીર્થનું જે માહાત્મ્ય કેવળજ્ઞાનથી જણાય છે તે વર્ણવતાં પાર આવે તેમ નથી તો પણ તારા પૂછવાથી હું કિંચિત્ માત્ર કહું છું.–"જે પુરૂષ આ તીર્થના નામોનું સવારમાં સ્મરણ કરે છે યા સાંભળે છે તેને સર્વદા સર્વ સંપતિઓ સાંપડે છે અને વિપત્તિઓનો વિલય થાય છે. આ સિદ્ધાચળપર્વત સર્વ તીર્થોમાં ઉત્તમ તીર્થ તરીકે, (ઉત્તમોતમક્ષેત્ર તરીકે) પ્રખ્યાત છે.

હે સુરેશ્વર! ત્રણભુવનને વિષે જેટલા પવિત્ર તીર્થો છે તે બધા એક શત્રુંજયના દર્શન કર્યે છતે સઘળા જોયા જ સમજવાં. પંદર કર્મભૂમિને વિષે વિવિધ પ્રકારના તીર્થો અસ્તિત્વ ધરાવે છે તેઓમાં શત્રુંજયસમાન પાપનો નાશ કરનાર અન્ય કોઇ નથી. પૂર ઉદ્યાન અને પર્વતોમાં રહેલા કૃત્રિમ અન્યતીર્થોમાં જપતપ નિયમદાન અધ્યયન આદિથી જે પુણ્ય ઉપાર્જન થાય છે તેના કરતાં જિનેશ્વરભગવાનના તીર્થોમાં દશ ગણું પુણ્ય થાય છે અને તેથી વિશેષ શત ગણું પુણ્ય જંબુવૃક્ષ પર રહેલા ચૈત્યમાં થાય છે, અને શાશ્વત એવા "ધાતકી વૃક્ષ" પર હજાર ગણું પુણ્ય થાય છે. પુષ્કર દ્વીપ ચૈત્યોમાં, રોચકમાં, અંજનગિરિમાં અનુક્રમે દશ દશ ગણું

વધારે પુણ્ય થાય છે. નન્દીશ્વરમાં કુણ્ડલાદ્રિમાં, માનુષોત્તર પર્વત ઉપર, વૈભારગિરિપર, સમેતશિખરપર વૈતાઢયપર્વતપર, મેરૂપર્વતપર, રૈવતગિરિપર, અને અષ્ટાપદ વગેરેમાં જે ચૈત્યો આવેલાંછે; તેમાં અનુક્રમે કોટિગણું પુન્ય થાય છે, તેનાથી અનંતગણું પુણ્ય શત્રુંજયના દર્શન માત્રથી થાય છે.

હે શક્ર ! તેના સેવનથકી જે પુણ્ય થાય છે; તેતો વાચાને પણ અગોચર છે. બીજે સ્થળે નિર્મલ બુદ્ધિવાળો પ્રાણી શુદ્ધધ્યાનની કોટિપૂર્વવર્ષમાં જે સત્કર્મ બાંધે છે તે આસ્થળે એક મૂહૂર્ત માત્રમાં ઉપાર્જન થઇ શકે છે એ નિઃશંસય છે.

હે સુરરાજ ! ત્રણ જગતને વિષે આનાથી બીજું કોઇ ઉત્કૃષ્ટતીર્થ નથી. આ તીર્થનું એક વખત નામ માત્ર શ્રવણ કરવાથી પાપનો ક્ષય થઇ જાય છે. જ્યાંસુધી શત્રુંજયતીર્થ પૂજ્યું નથી તાવત્ તેને ગર્ભવાસ છે અને ધર્મ પણ તેનાથી દૂર છે. હે મૂઢાત્મન્ તું ધર્મ ધર્મ કરતો કયાં રખડયા કરે છે!!! એકવાર શત્રુંજયને દેખ !!! શામાટે અન્યત્ર પરિભ્રમણ કર્યા કરે છે. અત્ર અનન્ત જિનો આવેલા છે, સિદ્ધ થયા છે, અને અસંખ્યાતા મુનિયો સિદ્ધિપદ પામ્યા છે. તેથી આ તીર્થ મહાન્ છે. ચર અને અચર જે જીવો આ પર્વતમાં રહેલા છે તેમને ધન્ય છે. જેને આ તીર્થ જોયું નથી તેના જીવતરને ધિક્કાર છે. મયુર, સર્પ, અને સિંહ વગેરે હિંસક પ્રાણીયો આ પર્વતમાં જિનેશ્વરના દર્શનથી સિદ્ધિપદને પામ્યા છે અને પામશે. બાલ્યાવસ્થામાં, યૌવનમાં વૃદ્ધાવસ્થામાં અને તિર્યંચની યોનિમાં જે પાપ કરેલું હોય છે તે સિદ્ધાચલના સ્પર્શમાત્રથી નાશ પામી જાય છે. સ્વર્ગલોકને વિષે પૃથ્વીપર અને પાતાળને વિષે જે બિંબો છે તેની પૂજા કરવાથી

પણુ અધિક ફળ આ સ્થળે જિનેશ્વરભગવાનની પૂજા કરવાથી થાય છે. હત્યાદિ મહાન્ પાપોનું જોર ત્યાં સુધી ચાલે છે કે જ્યાંસુધી ગુરૂના મુખથી 'શત્રુંજય' એવો શબ્દ શ્રવણ કર્યો નથી. પાતકોથી પ્રમાદિઓએ બ્હીવું નહિં બ્હીવું નહિ. એક વખત તેઓએ સિદ્ધાચલની કથા સાંભળવી. એકજ દિવસ સિદ્ધક્ષેત્રમાં સર્વજ્ઞની પૂજા કરવી તે સારૂં પણ લાખો તીર્થોને વિષે ક્લેશના સ્થાનરૂપ પરિભ્રમણ સારૂં નહિ. કોટિભવમાં ઉપાર્જન કરેલા પાપો, પુંડરિક-ગિરિની યાત્રા માટે સન્મુખ જતાં પગલે પગલે નાશ પામે છે. પુંડરિકગિરિપ્રતિ એકેક પગલું દીધે છતે યાત્રાળુ કોટિ ભવોનાં પાતકો થકી મૂકાય છે. શત્રુંજયને સાંભળ્યે છતે જે પુણ્ય થાય છે તેનાથી ઘણું પુણ્ય તેની પાસે જવાથી થાય છે અને દેખવાથી અનન્ત ગણું પુણ્ય થાય છે. સિદ્ધાચલને દૃષ્ટિવડે જોઇને સંઘની સેવામાં તત્પર એવા મનુષ્યો લોકાગ્ર સ્થિત સિદ્ધિપદને પ્રાપ્ત કરાવનાર મહા પુણ્યને સમુપાર્જન કરે છે. બુદ્ધિમાનોને યતિ પૂજ્ય છે. યતિ સેવ્ય છે ને યતિજ માન્ય કરવા યોગ્ય છે, માટે યતિની આરાધના કરવાથી યાત્રા સફળ થાય છે અન્યથા નિષ્ફળ થાય છે. ગુરૂની વાણી પૂર્વ-ભવમાં વીતરાગત્વ પ્રાપ્ત કરવામાં કારણભૂત છે તેથી દેવતત્ત્વથી પણ ગુરૂતત્ત્વ મહાન્ છે એમ જાણવું. દશ ક્રોડ નિર્મળ શ્રાવકોને ભોજન કરાવવાથી જે પુણ્ય થાય છે તેથી અધિક પુણ્ય એક મુનિને દાન આપવાથી થાય છે. જેવા તેવા વેષધારી સાધુને પણ સમ્યક્ત્વધારી શ્રાવકોએ શ્રીગૌતમની માફક આરાધવો જોઇએ. વેષયુક્ત જેવો તેવો યતિ હોય તેને સમ્યક્ત્વધારી વિબુધોએ શ્રેણિકની માફક સર્વદા સેવવો જોઇએ. ગુરૂથી બે ગતિ પ્રાપ્ત કરી શકાય છે ગુરૂ આરાધના કરવાથી સ્વર્ગ અને ગુરૂવિરાધના કરવાથી નરક, પોતાની ઇચ્છા પ્રમાણે બેમાથી એક ગ્રહણ કરી લેવી. અન્યસ્થળે કરેલું પાપ સુવાસના યુક્ત પુરૂષ અહીં આવીને તજે છે પણ આ સ્થળે આવીને

કરેલ કર્મ "વજ્રલેપ" સમ થાય છે. આ તીર્થમાં અન્યની નિન્દા, પરદ્રોહચિંતવન, પરસ્ત્રીલોલુપતા, ને પરદ્રવ્યહરણબુદ્ધિ ન રાખવી. જે પુરૂષો અવિશ્રાન્ત દાનને આપે છે, અવિરત યથા કામની પેઠે આનન્દથી અવિન્શ્રાત દાનને આપે છે તે સુખી થાય છે." ઇત્યાદિ સિદ્ધાચળના મહિમા સંબંધી ઘણું કથવામાં આવ્યું છે.

સંઘ અને સંઘપતિ સંબંધી શ્રીશત્રુંજયમાહાત્મ્યગ્રન્થમાં ઉપયોગી જ્ઞાતવ્ય જે કંઇ છે તે અત્ર લખવામાં આવે છે.

नप्राप्यते विना भाग्यं संघाधिपपदंनृप ॥
सत्यामपिहिसंपत्तौ पुण्डरिक इवाचलः ॥
एन्द्रं पदं चक्रिपदं श्लाघ्यं श्लाघ्यतरं पुनः ॥
संघाधिपपदं ताभ्यां नविनासुकृतार्जनात् ॥
तीर्थंकरनामगोत्र मर्जयत्यतिदुर्लभम् ॥
लब्ध्वा दर्शनसंशुद्धिं संघाधिपतिरुत्तमम् ॥
अर्हतामपिमान्योऽयं संघः पूज्योहि सर्वदा ॥
तस्याधिपो भवेद्यस्तु सहिलोकोत्तरस्थितिः ॥
चतुर्विधेन संघेन सहितः शुभवासनः ॥
रथस्थदेवतागारजिनबिंबमहोत्सवैः ॥
यच्छन् पंच विधंदानं प्रार्थनाकल्पपादप ॥
पुर पुरे जिनागारे' कुर्वाणो ध्वजरोपणम् ॥
शत्रुंजये रैवतेच वैभारेऽष्टापदाचले ॥
सम्मेतशिखरे देवानर्चयन् शुभदर्शनः ॥
सर्वेष्वेष्वथ चैकस्मिन् गुर्वादेशपरायणः ॥
इन्द्रोत्सवादिकं कुर्वन् कृत्यं संघपति र्भवेत् ॥
सदाराध्योऽपि यत् पुण्यकर्मणा राध्यते गुरुः ॥

सौरभ्यंतत् सुवर्णस्य साचेन्दो र्निष्कलंकता ॥
मिथ्यात्विषु न संसर्ग स्तद्वाक्येष्वप्यनादरः ॥
विधेयः संघपतिना सद्यात्राफलमिच्छता ॥
न निन्दा न स्तुतिः कार्या परतीर्थस्य तेन हि ॥
पालनीयं त्रिशुद्धया तु सम्यक्त्वं जीवितावधि ॥
साधून् सधर्मिसहितान् वस्त्रान्ननमनादिभिः ॥
प्रत्यब्दं पूजयत्येष संघयात्रां करोति यः ॥
पाक्षिकादीनिपर्वाणि धर्मान् दानादिकांश्चसः ॥
श्री संघपूजा मत्युच्चैः कुर्यादार्जवसंयुतः ॥
सहि संघपतिः पूज्यः सुराणामापिजायते ॥
सिद्धःस्यात् तद्भवे कश्चिद् भवेषु त्रिषु कश्चनः ॥

**ભાવાર્થ** "હે રાજન્ પુણ્ડરિકગિરિની માફક "સંઘવીપદ" સંપત્તિ મળ્યા છતાં પણ ભાગ્યવિના પ્રાપ્ત થતું નથી. ઇન્દ્રપદ, ચક્રવર્તીપદ શ્લાધ્ય છે, પણ "સંઘવીપદ" તે બન્નેથી શ્લાધ્યતર છે અને તે સુકૃત કર્યા વિના સર્વદા પ્રાપ્ત થઇ શકતું કથી. સંઘવી, શુદ્ધસમ્યકૃત્વને પામીને ઉત્તમ અને દુર્લભ તીર્થંકરનામ ઉપાર્જન કરે છે. સંઘ સર્વદા અર્હતોને પણ માન્ય પૂજ્ય છે, તેનો જે અધિપતિ થાય છે તે લોકોત્તરસ્થિતિને પ્રાપ્ત કરે છે. શુભવાસનાવાળો એવો. સંઘવી ચતુર્વિધસંઘની સાથે રથમાં સ્થાપિત કરેલા દેવગૃહના જિનબિંબોનો મહોત્સવ કરતો છતો; યાચકો પ્રત્યે કલ્પવૃક્ષસમાન પાંચ પ્રકારનાં દાન દેતો છતો; માર્ગમાં આવતાં દરેક નગરોના જિનાગારોમાં ધ્વજારોપણ કરતો છતો; શત્રુંજય, રૈવત, વૈભાર, અષ્ટાપદ, અને સમ્મેતશિખરે શુભદર્શનવાળો તે દેવોની પૂજા કરતો છતો; અને એ બધા તીર્થોમાં અગર એકમાં ગુરૂની આજ્ઞામાં તલ્લીન એવો તે ઇન્દ્રોત્સવાદિક કરતો છતો

કૃતાર્થ થાય છે. પોતે હમેશાં આરાધન કરવા યોગ્ય છે છતાં સંઘની પુણ્યકર્મવડે ગુરૂનું આરાધન કરે છે તે સુવર્ણની સુગંધતા૦ ને ચંદ્રની નિષ્કલંકતાજ છે. સુયાત્રાનું ફલ ઇચ્છનાર સંઘવીએ મિથ્યાત્વીની જોડે સંસર્ગ અને તેઓના વાક્યો તરફ આદરભાવ પણ ન કરવો જોઇએ, તેથી પરતીર્થની કદી નિન્દા તેમજ સ્તુતિ ન કરવી. ત્રિકરણશુદ્ધિવડે જીવિતપર્યંત સમ્યક્ત્વ પાલન કરવું. જે સંઘ યાત્રા કરે છે અને તે સાધર્મિયુક્ત સાધુઓને વસ્ત્રાન્ન દાન અને નમનાદિથી નિરંતર પૂજે છે, પાક્ષિકાદિ પર્વો, દાનાદિક ધર્મો, અને અત્યુત્તમ સંઘપૂજા નિષ્કપટભાવે કરનાર તે સંઘપતિ દેવતાઓને પણ પૂજ્ય થાય છે. અને કોઇક ત્રણ ભવની અંદર સિદ્ધિપદ પ્રાપ્ત કરે છે."

સિદ્ધાચલ ઉપર રત્નની ખાણો, રસકુંપિકાઓ, જડીબુટ્ટિયો, ગુફાઓ વગેરે છે. રત્ન અને સુવર્ણની પ્રતિમાઓ ગુપ્ત ગુફાઓમાં સ્થાપન કરવામાં આવી છે. શત્રુંજયકલ્પમાં તત્સંબંધી વર્ણન કરવામાં આવ્યું છે. મુનિમહારાજ **શ્રીકપુરવિજયજી** તરફથી એક કલ્પ છપાવવામાં આવ્યો છે તેમાં પણ ઘણું વર્ણન કરવામાં આવ્યું છે. સિદ્ધાચલપર સૂર્યાવર્ત નામનો કુણ્ડ છે તેના જલસેવનથી અનેક પ્રકારના રોગો નષ્ટ થઇ જાય છે. સિદ્ધાચલપર્વતપર આવેલી રાયણનું માહાત્મ્યદૃષ્ટિએ, સારીરીતે વર્ણન કરવામાં આવ્યું છે. વાચકોને શત્રુંજયમાહાત્મ્યમાંથી ધર્મદષ્ટિએ, ઐતિહાસિક દષ્ટિએ, ભાષાદષ્ટિયે, સાહિત્યદષ્ટિયે, ઘણું જાણવાનું મળે તેમ છે સંસ્કૃતમાં રચાયેલા શત્રુંજયમાહાત્મ્ય ગ્રંથમાંથી તથા શત્રુંજયતીર્થરાસમાંથી સંસ્કૃતભાષાદષ્ટિએ અને ગૂર્જરભાષાદષ્ટિએ વાચકોને ઘણું જાણવાનું મળી શકે તેમ છે.



# શ્રીશત્રુંજયરાસના કર્ત્તા શ્રીમાન્‌-જીનહર્ષ અને તેમની કૃતિયો.

• શ્રીમાન્‌ **જીનહર્ષ** અઢારમાં સૈકાના મધ્યકાળમાં થયેલા છે. તેઓ **ખરતરગચ્છી**, તેમના ગુરૂ **શાંતિહર્ષવાચક** હતા. તત્સમયે **ખરતર**ગચ્છાધિપતિ જિનચન્દ્રસૂરિ હતા. **શ્રીજીનહર્ષ**જીનું જીવનચરિત્ર પ્રાપ્ત કરવાને માટે ઘણો પ્રયત્ન કર્યો પણ હજી સુધી અમને પ્રાપ્ત થયું નથી.

## अन्य जिनहर्षो—

જીનહર્ષની સંજ્ઞાને ધારક એક બીજા **જીનહર્ષસૂરિ** "બાલેવા" ગામના હતા. "મીદડીયા વોરા" તેમનું ગોત્ર હતું. શા૦ તિલકચંદ નામના તેમના પિતા હતા અને તારાદેવી તેમની માતા હતી. તેમનું મૂળ નામ હીરાચંદ હતું તેમણે સંવત્‌ ૧૮૪૧ની સાલમાં આઉંગામમાં દીક્ષા લીધી. તેમનું નામ **હિતરંગ** પાડવામાં આવ્યું. સંવત અઢારસે છપ્પનની સાલમાં જેઠ સુદિ ૧૫ પુનમે સુરતબન્દરમાં આચાર્ય પદ લીધું સુરતમાં અજીતનાથના દેરાસરમાં બિંબની પ્રતિષ્ઠા કરાવી. સંવત્‌ ૧૮૬૬ ની સાલમાં સંઘપતિ ગલિયારાજાસમ લુણીઆ શા૦ તિલકચંદના સંઘ સાથે ચૈત્રી પુનમની શ્રીસિદ્ધાચલની યાત્રા કરી તે વખતે તેમની સાથે અગીયારસેં યતિયો તથા સવાલાખ શ્રાવક શ્રાવિકાઓ હતી. સંવત્‌ ૧૮૭૦માં તથા સંવત્‌ ૧૮૭૬ માં સંઘ સાથે શિખરજીની યાત્રા કરી, માળવ દેશમાં મક્ષિપાર્શ્વનાથની યાત્રા કરી, તથા મેવાડમાં કેશરિયાજીની યાત્રા કરી. સંવત્‌ ૧૮૭૭ની સાલમાં અષાડ સુદિ ૧૦ ના દિવસે વિકાનેરમાં શ્રીમંધરસ્વામીના દેરાસરમાં પચીશ બિંબની તેમને અંજનશલાકા કરી હતી. સંવત્‌ ૧૮૮૯ ની સાલમાં મહા સુદિ ૧૦ દશમે વિકાનેરનાં શેઠિયા શાહ અમીચંદે કરાવેલા સમેતશિખર-

જીના દેરાસરની પ્રતિષ્ઠા કરી બાફણાગોત્રિય જેસલમેર નિવાસી શેઠ આદરમલજી (જોરમલજી) દાનમલજીની પ્રેરણાથી વિકાનેરથી વિહાર કરી સંવત્ ૧૮૯૨નું ચોમાસું મંડોવર રહ્યા. ત્યાંથી સંઘ નીકળવાનો હતો, પરંતુ ૧૮૯૨ ની સાલમાં આસો વદિ ૯ ના દિવસે ચાર પ્રહરનું અણુસણ કરી દેવલોક ગયા. એમણે વિશસ્થાનકની પૂજા રચી છે.

ઓગણીશમા સૈકામાં થએલા જિનહર્ષના જીવન ચરિત્રની જે યાદિ મળી છે તેથી તે શત્રુંજયરાસના કર્તા નથી પણ ખરતરગચ્છના ૭૦ મા પટ્ટધર છે.

બીજા એક જીનહર્ષ પંદરસોની સાલમાં થયા છે તેમના શિષ્યે હેતુખણ્ડન નામનો ગ્રન્થ બનાવ્યો છે અને તેઓ મંગલાચરણમાં પોતાના ગુરૂને નમસ્કાર કરે છે. પંદરમા સૈકામાં થયેલા જીનહર્ષે બનાવેલા ગ્રન્થો--

જૈનગ્રન્થાવલિમાં—

આરામશોભા ચરિત્ર (શ્લોકબદ્ધ) પત્ર ૨૨ (ખરતર)

વિંશતિસ્થાન ચરિત્ર (શ્લોકબદ્ધ) શ્લોક ૨૮૦૦ સંવત્ ૧૫૦૨

રત્નશેખર કથા (પ્રાકૃત) શ્લોક ૮૦૦

સમ્યકત્વકૌમુદિ શ્લોક ૨૮૫૦ સંવત્ ૧૪૫૭

અનર્ઘ્યરાઘવ અથવા મોરારિ નાટક શ્લોક ૩૩૫૫

શ્રીજિનહર્ષના નામથી એ સંસ્કૃત ગ્રન્થો રચાયલા છે, રાસ કર્તા શ્રીજિનહર્ષની પૂર્વે સંસ્કૃતમાં ગ્રન્થકર્તા તરીકે પન્નરમી સાલમાં શ્રીજિનહર્ષ થયા છે તત્સંબંધે તેમના ગ્રન્થોને દેખવાથી વિશેષ પ્રકાશ પાડી શકાય તેમ અવબોધાય છે.

અઢારમા સૈકાના મધ્યભાગમાં થયેલા રાસકાર જિનહર્ષથી ભિન્ન પૂર્વે એક જીનહર્ષ થયા તે અને તેમની કૃતિયોનું દિગ્દર્શન કર્યું, અને તેમની પશ્ચાત્ ઓગણીશમાં સૈકામાં થયેલા જિનહર્ષનું જીવન-ચરિત તથા કૃતિનું સ્વરૂપ ઉપર પ્રમાણે કથ્યું. હવે અઢારમાં સૈકા

ના મધ્યકાલમાં થયેલા અને શત્રુંજયરાસના કર્તા મુનિરાજ કવિરાજશ્રી-જિનહર્ષની કૃતિયો નીચે પ્રમાણે આપવામાં આવે છે.

| નામ. | સંવત. | કયાં રચાયો વગેરેની વિગત. |
| --- | --- | --- |
| ૧. શત્રુંજયરાસ. | ૧૭૫૫ | પાટણમાં રચેલો. |
| ૨. શ્રીપાળરાસ. | ૧૭૪૦ | ચૈત્ર સુદિ ૭ સોમવાર સર્વ ઢાલ ૪૯ પાટણમાં રચેલો. |
| ૩. અજિતસેન કનકાવતી. | ૧૭૫૧ | લિં. ભંડાર |
| ૪. અમરદત્ત મિત્રાનન્દરાસ. | ૧૭૪૯ | પા. ભં. |
| ૫. ચંદનમલયાગિરિ. | ૧૭૪૯ | પા. ભં. |
| ૬. ચાર મંગલગીત. | | |
| ૭. જંબુસ્વામીરાસ. | ૧૭૬૦ | પા. ભં. |
| ૮. જીનપ્રતિમાહુંડી. | | પા. ભં. |
| ૯. રત્નચૂડરાસ. | ૧૭૫૭ | પા. ભં. |
| ૧૦. રત્નસારરાસ. | | |
| ૧૧. વસુદેવકુમારરાસ. | ૧૭૬૨ | પા. ભં. |
| ૧૨. શીળવતીરાસ. | | |
| ૧૩. હરિચંદ્રરાસ. | ૧૭૪૪ | |
| ૧૪. અમરસેન વજ્રસેનરાસ. | ૧૭૫૦ | |
| ૧૫. અવન્તીસુકુમાલ ઢાલો. | ૧૭૪૧ | અષાડ સુદિ ૮ શનિવાર. |
| ૧૬. કુમારપાલરાસ. | ૧૭૪૨ | છપાયલો. |
| ૧૭. ગુણાવલિ ગુણકરણ્ડ | ૧૭૫૧ | |
| ૧૮. મહાબલમલયાસુન્દરી. | ૧૭૫૧ | છપાયલો. |
| ૧૯. રાત્રીભોજન પરિહાર. | ૧૭૫૯ | છપાયલો. |
| ૨૦. વિદ્યાવિલાસરાજારાસ. | ૧૭૬૦ | આસપાસ. |
| ૨૧. વિંશસ્થાનકરાસ. | ૧૭૪૮ | છપાયલો. |

૨૨. સુદર્શનશેઠરાસ. ૧૭૪૫ આસપાસ.
૨૩. સત્યવિજયનિર્વાણ. ૧૭૫૭
૨૪. ઉત્તમકુમારચરિત્રરાસ. ૧૭૪૫ છપાયલો.
૨૫. હરીબલમાછીરાસ. ૧૭૪૬ આશો સુદિ ૧ ને બુધવાર.
ઢાલ ૩૨ ગાથા ૬૭૯
વર્ધમાન દેશના ગ્રન્થની
છાયાનોઆધાર લઇ રચ્યો
છપાયો મૌક્તિક ત્રીજામાં.
૨૬. જીનહર્ષ ચોવીસી. અમદાવાદ ડહેલા ઉપાશ્રયે. ડાભલો ૪૦
૨૭. શ્રાવક કરણીની સજઝાય. છપાયલી
૨૮. શિયળવતીની સજઝાય છપાયલી
૨૯. ૫૨ સ્ત્રીવર્જન સજઝાય. છપાયલી
૩૦. પાંચમા આરાની સજઝાય. છપાયલી
૩૧. ઢંઢણઋષિની સજઝાય. છપાયલી
૩૨. "અંતરજામી સુણ અલવેસર" સંજ્ઞાવાળું
સંખેશ્વર સ્તવન. છપાયલું
૩૩. જિનહર્ષ કૃતસ્થોયો
૩૪. પાર્શ્વનાથનું સ્તવન (આજ મહોત્સવ અતિ ઘણ્યા) છપાયલું
૩૫. ચિંતામણી પાર્શ્વનાથનું સ્તવન–"ચિંતામણી
સહાયકરો મહારાજ" છપાયલું
૩૬. "સુણુ શત્રુંજયધણી" એસ્તવન જોવાનું બાકી.
૩૭. જીવ ઉત્પત્તિની બહોતેર ગાથાની સજઝાય છપાયલી
૩૮. જિનહર્ષ બત્રીશી
૩૯. ,, છત્રીશી
૪૦. ,, બહોતેરી
(૩૮–૪૦) જોવાનું બાકી.

ઇત્યાદિ શ્રીજિનહર્ષની કૃતિયો જોવામાં આવે છે.

**ગુજરાતી ભાષામાં રાસાઓ લખવાની આવશ્યકતા.**

કેટલાક સૈકાઓથી સંસ્કૃત માગધી વગેરે ભાષાઓ બોલાતી બંધ થઇ અને તેનું વ્યવહારમાં જીવનસ્થાન અન્યભાષાઓએ લીધું. દક્ષિણમાં મરાઠી, ગૂજરાતમાં ગૂજરાતી, બંગાલમાં બંગાલી, કર્ણાટકમાં કાનડી, તેલંગમાં તૈલંગી, હિન્દુસ્થાનમાં હિન્દુસ્થાની વગેરે ભાષાઓ થઇ. સંસ્કૃત અને માગધીભાષામાં લખાયલા ગ્રન્થોથી જનસમાજ અજ્ઞાત રહેવા લાગ્યો. પ્રવર્તતી પ્રાકૃતભાષાઓમાં જો પુસ્તકો લખવામાં આવે તો તેથી લોકોને ઘણો ઉપકાર થાય એવી દૃષ્ટિથી આચાર્યોએ જીવતી ગૂજરાતીભાષામાં પુસ્તકો લખવાની બાલજીવોના હિતાર્થે પ્રવૃત્તિ અંગીકાર કરી. એ પ્રવૃત્તિનું અનુકરણ કરી માન આપીને **શ્રીજિનહર્ષે** ગૂજરાતીભાષામાં રાસાઓ લખ્યા અને શત્રુંજયનું માહાત્મ્ય સર્વત્ર જનોમાં પ્રસરે એવા હેતુથી શત્રુંજયરાસની રચના કરી.

**શ્રીમાન્ જિનહર્ષનો ગૂર્જર ભાષાપર કાબુ**

શ્રીમાન્ જિનહર્ષનો ગુજરભાષાપર સારો કાબુ હતો, એ તેમણે લખેલા રાસોપરથી સિદ્ધ થાય છે. ત્રીશ વર્ષ પર્યન્ત તેમણે ગૂર્જરભાષામાં રાસો લખવાને અત્યન્ત પ્રયાસ કર્યો છે. તેમનો ભાષાપર સારો કાબુ હોવાનો લીધે તેઓ ગૂર્જર ભાષામાં ગ્રન્થો લખવાને શક્તિમાન્ થયા હતા અને તેનાજ ફળરૂપ આ રાસો પણ છે.

## ગુર્જરભાષામાં વાપરેલા સમાસ પ્રયોગો.

| | |
|---|---|
| દ્રુમાકીર્ણ | નિજનિજમૂર્તિસંયુક્તા |
| ખડ્ગાખડ્ગે | સર્વર્તુકવિપને |
| મુષ્ટામુષ્ટિ | પીનોન્નતકુચ |

| | |
|---|---|
| દંડાદંડ. | રાજ્યભાર ધૌરેય |
| વધાહૂભવ | અગણ્યગુણગર્વિતા |
| સ્વસ્વનામાંકિતદેશ. | નિજભુજપાસ |
| લક્ષયક્ષાધિષ્ઠિત | પટહોદ્ઘોષણારંભો |
| નિજનામાંકિતઆણુ | અભ્રંલિહાન્જગૃહ |
| સપ્રભાવજલપૂરણ | જિતેંદુમુખ |
| મૂશલધારોપમ | નાનાવિધવૃક્ષાવલી |
| ભક્તિભૃતગાત | યાદવનાયકસંયુતા |
| રિક્તપાત્રદ્વિજ | ત્વદાગમનવાતે |
| દારિદ્રપીડિતખિન્ન | વિશ્વોદ્ધરણપ્રવીણ |
| ઉગ્રતપ | ગાંભીર્યગુણાદિક |
| ન્યાયોપાર્જિતવિત્તસું | શોભિતરૂપવિશિષ્ટ |
| અદ્ભુતવધુઆકારહો | કૃતષોડશશૃંગાર |
| કુકર્મવસેણ | કનકપ્રભાવવરદાયિની |
| રવિછન્નકિરણ | ઇત્યાદિ. |

## તત્સમયે તેમણે વાપરેલા કેટલાક શબ્દોની યાદી.

| શબ્દો. | અર્થ. | શબ્દો. | અર્થ. |
|---|---|---|---|
| જીકે | જેને | ઉતપતીયો | ઉડયો. |
| પ્રભાવેણ | પ્રઆવેં·પ્રભાવવડે | દ્રુમાકીર્ણ | |
| વહિલ | વ્હેલ | ખડ્ગાખડ્ગે | |
| આલે | આપે | મુષ્ટામુષ્ટિ | |
| દંડાદંડ | | સાલ | શલ્ય |
| વધાહૂભવ | | ચક્રેણ | ચક્રવડે |
| હિવે | હવે. | મૂશલધારોપમ | |
| પણિ | પણ | ઉગ્રતપ | કઠિનતપ |

| | | | |
|---|---|---|---|
| કુરવાણિ | કુરબાન | તુમે | તમે |
| રીસી | ઋષિ | કાલ્હ | કાલ |
| વસેણુ | વશવડે | મીચીયાં | મીચ્યાં |
| કેણુ | કેવીરીતે | ખુતો | ખૂંચ્યો |
| સાહેબી | સંપત્તિ | વિસ્તિરપણે | વિસ્તારથી |
| હિવિ | થઇ,હવી | ઉલખિ | ઓળખી |
| હીંસેરે | હર્ષેરે | જાસો | જશો |
| અજી | હજી | ગચ્છ | જા |
| ધાતી | ધાલી | જીમાવિને | જમાડીને |
| રહિસ્યાં | રહીશું | વાનાં | ઉપાયો |
| તેતલે | તેટલે | જકડીયાં | જકડયા |
| અગિણિતો | અગણુતો | રોકોડતરેજી | રોકયોઅન્તરેજી |
| નિચમે | વચ્ચમાં | | વચ્ચમાં રોક્યો |
| હલુવેહલુવે | હળવેહળવે | કેડે | પછાડી |
| હુવેજી | | કિતલેક | કેટલાક |
| લાલીજતો | લાલન પાલન કરતો | તિષ્ઠ | ઉભો રહે |
| ખાસ | નકકી | જેતલે | જેટલે |
| ડહાપણુ | | ઠારી | શાન્ત |
| બુડતારે | | મુંહુડે | મુખે |
| નિહાલણા | દેખવા | તિલમાતડી | તિલમાત્ર |
| કિહાં | ક્યાં | જીપેરે | જીતેરે |
| ઉતાલ | ઉતાવળી | માંમ | માન,પ્રતિષ્ઠા |
| બહિન | બ્હેન | એતલેરે | એટલેરે |
| પહુતો | પહોંચ્યો | દેવત્વપણે | દેવપણું |
| બેસેવ | બેસીને | હિવણાં | હમણાં |
| લોભેણુ | લોભવડે | દલગીર | દિલગીર |

| | | | |
|---|---|---|---|
| સમર્પિયો | સમર્પ્યું | અહાણુ | અહણુકર |
| અમ્હે | અમે | વહિરાવત | વહોરાવત |
| તત્રોઅતેજે | | તહતીતકાલ | તત્કાળ. |
| વેડિ | | તરૂણાપો | તરૂણાવસ્થાપણુ |
| મલ્હપંતો | મલપતો | મસકીનરે | મસી સમાન |
| કરંતડાં | કરયાં | | કીધા, કર્યા. |

સ્વયં શ્રીજિનહર્ષના મોતી તુલ્ય શુદ્ધ અક્ષર છે. જાણે લખવું હોય તો તે સમયમાં જાણઇ એવું લખતાં.

**તેમના અક્ષર અને લેખન શૈલી** विस्तर्यो લખવાના ઠેકાણે विस्तरउ, એમ પોતે સ્વહસ્તલિખિત પ્રતિમાં લખે છે. તે વખત લખવાની પદ્ધતિ સંબંધી કેટલાક શબ્દો નીચે પ્રમાણે આપવામાં આવે છે.

| | |
|---|---|
| रह्यो ને બદલે रह्यउ | समो ને બદલે समउ |
| करावीयो ને બદલે करावीयउ | नवमे ને બદલે नवमइ |
| हीयडे ને બદલે हीयडइ | रचीयो ને બદલે रचीयउ |
| मुजने ને બદલે मुजनइ | ઇત્યાદિ— |
| ग्रन्थो ને બદલે ग्रन्थउ | |

**ગુજરાતમાં વિહાર** તેમનો ગૂર્જરભૂમિમાં વિશેષ વિહાર હતો એ તેમના બનાવેલા ગ્રન્થોમાં જ્યાં જ્યાં ગ્રન્થો રચ્યા તેનું નામ આવવાથી સિદ્ધ થાય છે. અમદાવાદ-પાટણમાં તેઓનું વિશેષ રહેવાનું થતું હતું, તે તેમના રચેલા ગ્રન્થોથી સિદ્ધ થાય છે. મારવાડમાં તેમનો વિહાર હતો. શત્રુંજયરાસમાં તેમણે ઘણી મારવાડી દેશીઓના રાગોનું અનુકરણ કર્યું છે તે મારવાડમાં વિહાર વિના તેમજ દેશોદેશની રાગ રાગણીવાલી દેશીઓના શોખ, અને પરિચય વિના બની શકે તેમ નથી.

તેઓ ગુણાનુરાગી હતા એમ **સત્યવિજય** પંન્યાસના નિર્વાણ નામનો ગ્રન્થરચ્યાથી સિદ્ધ થાયછે. તપાગચ્છીય મુનિઓએ ખરતરગચ્છીય કોઇ મુનિનો નિર્વાણ ગ્રન્થ રચ્યો હોય એવું અદ્યપર્યન્ત જાણવામાં આવ્યું નથી. **સત્યવિજય**પંન્યાસના નિકટસંબંધમાં આવ્યાથી તેમને તેમના ગુણોનો પરિચય થયો હશે. **શ્રીસત્યવિજય**પંન્યાસે વૃદ્ધાવસ્થાથી છેવટનાં ઘણાં ચોમાસાં પાટણમાં કર્યાં હતાં, અને તે વખતે **શ્રીજિનહર્ષ** પણ ત્યાં રહેતા હતા, તેથી પરસ્પર સંબંધ થવાથી ગુણાનુરાગ વધ્યો હોય એમ સંભવે છે. ખરતરગચ્છીય શ્રીજિનહર્ષે તપાગચ્છના મુનિનું નિર્વાણ લખીને ગુણાનુરાગ પરસ્પર ગચ્છોના મુનિયોમાં રાખવો એમ દર્શાવ્યું છે તે વર્તમાન તથા ભવિષ્યના સાધુઓને શીખવા માટે સરસ દષ્ટાન્ત છે. ખરતરગચ્છીય શ્રીમાન્ **દેવચન્દ્રે** તે સમયમાં **શ્રીયશોવિજય** ઉપાધ્યાયકૃત "જ્ઞાનસાર" ગ્રન્થપર "જ્ઞાનમંજરી" ટીકા રચીને ગુણાનુરાગનું સરસ દૃષ્ટાન્ત ખરેખર જૈનસમાજ આગળ રજુ કર્યું છે.

**ગુણરાગ**

તે કાલમાં તપાગચ્છમાં **શ્રીયશોવિજય**ઉપાધ્યાયે ગૂર્જરભાષામાં અનેક ગ્રન્થો લખ્યા હતાં, તેમના સંબંધમાં આવ્યાથી **શ્રીમાન્જિનહર્ષને** રાસાઓ લખવાની અભિલાષા ઉત્પન્ન થઇ હોય એમ સંભવે છે. શ્રીમાન્ યશોવિજય અને પંન્યાસ સત્યવિજયના પરિચયમાં આવ્યાથી તેમનામાં ગુણાનુરાગ વિશેષ પ્રકારે પ્રગટયો હોય અને તેની સાથે રાસાઓ રચવાની પ્રેરણા થઇ હોય એમ સંભવે છે. તપાગચ્છીય વિદ્વાનોની પેઠે ખરતરગચ્છીય વિદ્વાનોએ પણ રાસાઓ રચીને ગચ્છની જાહોજલાલી વર્તાવવી જોઇએ એમ **શ્રીજીનચંદ્રસૂરિએ** પ્રેરણા કરી હોય તેથી સ્પર્ધાપ્રવૃત્તિદષ્ટિએ રાસાઓ રચવાની પ્રવૃત્તિ ખરેખર તેમના હૃદયમાં સ્ફુરી હોય વા અનુકરણ પ્રવૃત્તિએ કાવ્યશક્તિનો

**પ્રશસ્યસ્પર્ધા.**

રાસાઓ લખવામાં સદુપયોગ કર્યો હોય એમ સંભાવના થાય છે. શ્રીયશોવિજયજી સમાન તેઓ કાવ્યરસ આણવાને કાવ્યોમાં સમર્થ થયા નથી તથાપિ તેમની પ્રવૃત્તિથી તેઓએ ઘણું કર્યું છે.

ઉપકાર.

તેઓએ ગૂર્જરભાષામાં અનેક રાસાઓ લખીને ગૂર્જરીમનુષ્યો પર ઘણો ઉપકાર કર્યો છે. "ભાષાની ઉન્નતિ વિના દેશની અને ધર્મની ઉન્નતિ નથી!" તેઓએ ગૂર્જરભાષામાં રાસાઓ લખીને ગૂજરાત અને ધર્મની અત્યંત પ્રગતિ કરી તેથી તેમનો ઉપકાર ગૂર્જરભાષા બોલનારાઓ પર ઘણો થયો છે અને તે સદાને માટે સ્મરણીય રહેશે. તેમના સર્વ રાસાઓ શુદ્ધ છપાઇને બહાર પડતાં તેમની વિદ્વત્તાનો સાક્ષરોને વિશેષ ખ્યાલ આવશે. તેમના ઉપકાર તળે દબાયલી ગૂર્જરપ્રજા તેમને સહસ્રશઃ ધન્યવાદ આપે એ સદા સંભાવ્ય છે.

તે વખતની ધાર્મિક તથા વ્યવહારિક સ્થિતિ.

આ સમયે તપાગચ્છ અને અન્ય ગચ્છોના પણ આચાર્યો કંઇક શિથિલ અવસ્થાને પ્રાપ્ત થયા હતા. પરસ્પર ગચ્છોમાં સંપ ન હતો. વિદ્વાનો ઘણા હતા. ગામોગામ સાધુઓનો વિહાર હતો. જ્ઞાનાભ્યાસ ઉપર સાધુની કાળજી વિશેષ હતી. ધર્મક્રિયામાં કંઇક શૈથિલ્ય પ્રવર્તતું હતું. દેશમાં અંધાધુધી પ્રવર્તતી હતી દિલ્હીમાં ઔરંજેબબાદશાહ રાજ્ય કરતો અને રજપુતોમાં તથા મુસલ્માનોમાં ધર્માભિમાનથી કેટલાંક યુદ્ધ થયાં હતાં. જૈન ધર્માચાર્યોનો અથવા અન્ય પણ ધર્માચાર્યોનો ઔરંગજેબની સાથે ધર્મ સંબંધી પરિચય હોય એવું ધાર્મિક ઇતિહાસથી સિદ્ધ થતું નથી. અમદાવાદના પ્રસિદ્ધ નગરશેઠ શાન્તિદાસશેઠનો ઔરંગજેબ સાથે કંઇક સંબંધ હોય એમ સિદ્ધ થાય છે. શાન્તિદાસશેઠે સરસપુરમાં

બંધાવેલું ચિન્તામણિપાર્શ્વનાથનું દેરાસર દિલ્હીના બાદશાહ **ઔરંગજેબ**ના સમયમાં મુસલ્માનોએ તોડયું હતું, અને તેનું ખર્ચ ઔરંગજેબબાદશાહે **શાન્તિદાસ**ના કુટુંબને લખી આપવા જણાવ્યું. હતું. સાધુઓને કોઇપણ તરફની હરકત વિહાર દેશનાદિ પ્રવૃત્તિમાં નહોતી. દેશનું ધન દેશમાં રહેતું. પરદેશ જવા પામતું નહોતું. દેશની સ્થિતી કેટલાંક યુધ્ધો છતાં આબાદ હતી. જૈનાચાર્યોનું રાજદરબારમાં માન હતું. તત્સમયમાં ધાર્મિક અનેક ગ્રન્થો રચાયા છે.

# समकालिनविद्वानो—

૧ **શ્રીમદ્યશોવિજયજી** ઉપાધ્યાય. તેમણે જે જે ગ્રન્થો રચેલા છે તેનું લીસ્ટ અસ્મદી યશોવિજય નિબંધમાં લખવામાં આવ્યું છે.

૨ **શ્રીમદ્ દેવચન્દ્ર.** શ્રીમદ્ દેવચન્દ્રે જે જે ગ્રન્થો રચ્યા છે તેનું લીસ્ટ દેવચન્દ્ર ચોવીશીની પ્રસ્તાવનામાં આપવામાં આવ્યું છે.

૩ **શ્રીમાન્ માનવિજય** ઉપાધ્યાય. તેમણે "ધર્મસંગ્રહ" ગ્રન્થ ૧૭૩૮ની સાલમાં રચ્યો છે અને તે શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ દ્વારા છપાવવાની વ્યવસ્થા થઇ છે. એક ચોવિશી, ગજસિંહકુમારનો રાસ અને નય વિચારનો રાસ એ માનવિજયજીની કૃતિયો છે. આ ફંડમાંથી "ધર્મસંગ્રહગ્રન્થનો" પૂર્વાર્દ્ધ—બે અધ્યાય ગ્રન્થાંક ૨૯ મા તરીકે છપાયા છે, અને ઉત્તરાર્દ્ધ—બેઅધ્યાયની છપાવવાની પ્રવર્તી ચાલે છે.

૪. **શ્રીવિનયવિજયજી** ઉપાધ્યાય. આ મહા વિદ્વાન્ ઉપાધ્યાય થયા છે. વ્યાકરણના વિષયમાં તેઓ એક્કા ગણાતા હતા. તેમણે "હેમલઘુપ્રક્રિયા" નામનું વ્યાકરણ લખેલું છે અને તેના ઉપર ૧,૩૫૦૦૦ શ્લોક પ્રમાણ ટીકા લખી છે. "કલ્પસૂત્ર"ની "સુબોધિકા"

નામની ટીકા તેમણે રચી છે. દ્રવ્યાનુયોગ, ચરિતાનુયોગ, ગણિતાનુયોગ, આદિ યોગવડે ભરપુર "લોકપ્રકાશ" નામનો તેમણે અદ્ભુત ગ્રન્થ લખ્યો છે. તેમાં દ્રવ્યલોક, ક્ષેત્રલોક, કાળલોક, અને ભાવલોક સંબંધી ઘણી હકીકતો સાતસેં ગ્રન્થોમાંથી લેવામાં આવી છે. તેમણે "શાન્તસુધારસ" નામનો ગ્રન્થ, શ્રીશ્રીપાળનોરાસ અને વિનયવિલાસ વગેરે ગ્રન્થો રચ્યા છે. કલ્પસૂત્રસુબોધિકા આ ફંડમાંથી ગ્રન્થાંક ૭ માં તરીકે અને કલ્પસૂત્ર મૂલ અંક ૧૮મા તરીકે છપાયા છે.

૫. **વિજયપ્રભસૂરિ.** તપાગચ્છમાં એ મહાન્ વિદ્વાન હતા, તે વખતની લખેલી પટ્ટાવલિયોમાં તેમણે "ગૌતમાવતાર," ગણવામાં આવ્યા છે. જન્મ કચ્છમાં દીક્ષા ૧૬૮૬ માં પન્યાસપદ ૧૭૦૧ માં સૂરિપદ ૧૭૧૦માં અને સ્વર્ગગમન સંવત્ ૧૭૪૯ માં થયું.

૬ **સત્યવિજયપંન્યાસ.** તેમણે બાળ વયમાં દીક્ષા અંગીકાર કરી હતી. તેઓને પંન્યાસપદ ૧૭૨૯ સોજતપુરમાં વિજયપ્રભસૂરિએ આપ્યું. શ્રીસત્યવિજયજી પંન્યાસ અને આ રાસના કર્તા શ્રીજિનહર્ષજીને ઘણો પરસ્પર સંબંધ હોય એમ લાગે છે. શ્રીસત્યવિજયપંન્યાસના ગુણાનુરાગી શ્રીજિનહર્ષજી હતા એમ તેમણે રચેલા "સત્યવિજયનિર્વાણ" ઉપરથી માલુમ પડે છે. ખરતરગચ્છ અને તપાગચ્છના આચાર્યોને પરસ્પર મેળ નહોતો તથાપિ પરસ્પર ગુણાનુરાગ હતો એમ "સત્યવિજય નિર્વાણ" ઉપરથી અવબોધાય છે. સત્યવિજયપંન્યાસનું નિર્વાણ શ્રીતપાગચ્છમાં તત્સમયે થયેલા પંડિતોએ કેમ ન લખ્યું એ એક ચિંતનીય વિષય છે. તપાગચ્છના પંડિત સાધુઓ શ્રીમાન્ સત્યવિજયપંન્યાસના રાગી હતા તથાપિ શા કારણથી તેમનું જીવનચરિત્ર તેઓએ ન લખ્યું તે વિચારવા યોગ્ય છે. કદાપિ એમ પણ હોય કે સંવેગપક્ષી પંન્યાસજીનું નિર્વાણ તે સમયના આચાર્યોએ પંડિતો પાસે ન લખવા દીધું હોય, કારણ કે તેઓ પીત વસ્ત્રધારી હતા. માટે એમ સંભાવના થવા યોગ્ય છે.

૭ **ઉદયરત્ન.** તેમણે ઘણા રાસો, સ્તવનો, તથા **સજ્ઝાયો** બનાવ્યા છે. તેઓ " શીઘ્રકવિ " હતા અને ગૂજરાતમાં **અત્યંત** માન પામ્યા હતા. તેમનો વિહાર ગુજરાતમાં હતો. ખેડા **ગામમાં** તેઓ વિશેષ રહેતા હતા. મીઆગામમાં તેઓ કાલ કરી ગયા **હતા.**

૮ **પંડિત મોહન વિજય.** એમણે પણ માનતુંગ માનવતી, ચંદરાજાનો રાસ વગેરે કેટલાક ગુજરાતી રાસો રચ્યા છે. પોતે તપગચ્છીય હતા.

૯ **અન્યધર્મિ કવિ તુલસીદાસ.** વિક્રમ સંવત્ ૧૭૫૯ સુધી વિદ્યમાન હોય તેમ જણાય છે. એમણે અનેક અનુભવનાં કાવ્યો ગાયાં છે. હિન્દુસ્તાની ભાષાના તે ઉત્તમ કવિ હતા. તેમની બનાવેલી ચોપાઇઓ સર્વત્ર પ્રશસ્ય ગણાય છે. ચંદ કવિના છંદ, સુરદાસના પદો, બિહારીદાસના દુહાઓ પ્રસિદ્ધ છે તેમ ચોપાઇઓ માટે તુલસીદાસ સર્વત્ર પ્રસિદ્ધ છે. તુલસીકૃત રામાયણ **આજ** મહા પુરૂષનું રચેલું છે.

૧૦ **જૈનેતર કવિ પ્રેમાનન્દ.** પ્રાયઃ સર્વ કવિઓમાં વિશેષ પ્રસિદ્ધિને પ્રેમાનન્દ પામ્યા છે. તેઓ વડોદરા, ડભોઇ અને સુરત વગેરેમાં વિશેષ રહેતા હતા. કવિ શામળભટ્ટ અને અખાની કવિતાઓ કરતાં પ્રેમાનન્દની કવિતાઓ વિશેષ વખણાય છે. શ્રૃંગારરસનું પ્રેમાનન્દ સારી રીતે વર્ણન કરનાર હતા. જૈન કવિયો તથા જૈનેતર કવિયો તે સમયમાં સારી સંખ્યામાં ઉત્પન્ન થયા હતા.

**રાસ રચ્યાની સાલ.** સંવત સત્તરસે પંચાવન આષાઢ વદિ પાંચમ બુધવારના દિવસે જિનહર્ષજી કહે છે કે મેં રાસ સંપૂર્ણ કર્યો.

संवत सत्तरेसें पञ्चावने पांचिम वदि आसाढ;
रास संपूर्ण बुधवारे थयो में कीधो करी गाढ.

**રાસ. લખાયાની સાલ.** શત્રુંજય રાસ લખાયાની સાલ શ્રીજિનહર્ષે પોતાના હસ્તાક્ષરે નીચે પ્રમાણે લખી છે.

सवत १७५५ वर्षे आषाढ वदि पञ्चमी दिने लिखितो जिनहर्षेण श्रीपत्तनमध्ये श्रीजिनप्रसादात्.

# उपसंहार.

ફંડના કાર્યવાહકોએ **પંન્યાસજી શ્રીકમલવિજયજીની** પ્રતિ ઉપરથી છાપાયોગ્ય નકલ કરાવરાવી છપાવવાનું શરૂ કર્યું. પછી તેમણે ભાવનગરવાસી **મગનલાલ બેચરદાસ** દ્વારા અમદાવાદના ડહેલાના ઉપાશ્રયની બીજી પ્રતિ પ્રાપ્ત કરી, પરન્તુ તે પણ ઉપરના જેવી અશુદ્ધજ મળી. અન્તે ત્રીજી પ્રતિ ખુદ રાસકારના હાથની લખેલી, **પ્રવર્તકજી શ્રીકાન્તિવિજયજીની** મદદથી પાટણના શેઠ **હાલાભાઇ મગનલાલની** દેખરેખ નીચેના, **પાટણના શ્રીતપગચ્છના** ભંડારની શેઠ હાલાભાઈના પુત્ર **શેઠ લહેરૂચંદ** મારફતે મહામુશિબતે કઢાવી અમારા ઉપર મોકલાવી આપી જેથી રાસનો ઉત્તરાર્દ્ધ શોધવામાં અમોને વધારે સહાય્યતા પ્રાપ્ત થઇ.

સં. ૧૭૫૫માં આ પ્રથમ લખાયેલી પ્રતિ **શ્રીજિનહર્ષે** પોતાના હાથે લખી છે. આપણને બસેં વર્ષ ઉપર થએલ **શ્રીજિનહર્ષના** કેવા અક્ષર હતા તે પાટણના ભંડારવાળી પ્રતિ ઉપરથી સ્પષ્ટ અવબોધાય છે. **શ્રીજિનહર્ષના** મોતી જેવા સારા અક્ષર છે. રાસ રચ્યાની અને રાસ પ્રત ઉપર લખ્યાની એકજ સંવત્ માસ તિથિ વાર હોવાથી શત્રુંજયરાસની પાટણવાળી પ્રથમ લખાયેલી પ્રતિ **શ્રીજિનહર્ષના** હાથની લખેલી અવબોધવી. **શ્રીજિનહર્ષના** અક્ષર અવલોકવાને પાટણના ભંડારવાળી પ્રતિ, ગૂર્જરભાષાના સાક્ષરોને અત્યંત ઉપયોગી જણાયા વિના નહીં રહે. તે અવલોકવાની સુગમતા માટે ફંડના કાર્યવાહકોને સુચવી એ પ્રતિના ૬૬ મા

પાનાનો બ્લોક કરાવરાવી, છપાવીને આ પુસ્તક જોડે બંધાવવામાં આવ્યો છે, જે સાહિત્ય પ્રેમીઓને ઉપયોગી થશેજ.

શ્રીશત્રુંજયરાસની છપાતી પ્રતિ સુધારવાને સંગ્રાહક ઝવેરી જીવનચંદ સાકેરચંદની પ્રેરણા થવાથી અમોએ તે પ્રતિ સુધારવા ઇચ્છા દર્શાવી. શત્રુંજયરાસની છાપવાયોગ્ય નકલ જેના ઉપરથી કરવામાં આવી તે પ્રતિની અશુદ્ધતાથી, નકલ કરનારે કરેલી અશુદ્ધતાથી, છાપવાની અશુદ્ધતાથી તથા સુધારવામાં બીજી શુદ્ધ પ્રતિ ન મળવાથી ઘણા ખંડોમાં શબ્દોની તથા પાઠોની અશુદ્ધતા રહી ગઇ છે, એમ, પાટણવાળી પ્રતિ મળ્યા બાદ અને તે પૂર્વે અમને જણાયું છે. ઝવેરી જીવણચંદ સાકેરચંદને આ માટે ખાસ લખ્યાથી તેમણે કેટલેક ઠેકાણે અતિ પ્રયાસ કર્યો તથાપિ અન્યપ્રતિ નજ મળી અને કાર્ય આગળ ચાલુ રહ્યું. અંતે ઘણા પ્રયાસવડે તેમણે શ્રીમાન્કાન્તિવિજયજીની સહાય્યથી ખુદ રાસકારની લખેલી પાટણવાળી અને અમદાવાદની ડહેલાવાલી પ્રતો મોકલાવી, પણ તે ઘણા ખંડો છપાઇ ગયા બાદ આવી તેથી શબ્દ અને પાઠોની અશુદ્ધિયો રહેવા પામીછે, અને અમને તેથી બરાબર સુધારવા માટે સન્તોષ થયો નથી. શુદ્ધપ્રતિયોની પ્રાપ્તિ વિના અશુદ્ધિ દોષો રહેવા પામે એ સ્વાભાવિક છે.

શત્રુંજયરાસ સુધારવામાં મને ઝવેરી જીવનચન્દ સાકેરચન્દે, મુનિકીર્તિસાગરજીએ, શાસ્ત્રી ભાઇશંકરે, તથા સાણંદવાળા કેશવલાલ સંઘવીએ સાહાય્ય આપી છે માટે તેમને ધન્યવાદ ઘટે છે. આવા ઉત્તમરાસાઓને છપાવવા માટે ઝવેરી દેવચંદ લાલભાઇ

પુસ્તકોદ્ધાર ફંડના ટ્રસ્ટીઓને ધન્યવાદ આપવામાં આવે છે. આવા રાસના કરનારાઓ જેવા સંપ્રતિ જૈનવર્ગમાં ગૂર્જરભાષાના સાક્ષરો અનેક પ્રગટો અને તેઓ સાહિત્યદ્વારા ધર્મ સેવા કરો ! રાસ સુધારવામાં તથા પ્રસ્તાવનામાં જે કંઇ સ્ખલનાદિ દોષો થયા હોય તથા વીતરાગની આજ્ઞા વિરૂદ્ધ કંઇ લખાયું હોય તો તેની ક્ષમા ઇચ્છવામાં, અને મિથ્યાદુષ્કૃત દેવામાં આવે છે.

सिद्धाद्रितीर्थरासस्य शुभाप्रस्तावनाकृता;
पेथापुरे स्थितिं कृत्वा बुद्धिसागरसाधुना ॥ॐ शांतिः ३ ॥

પેથાપુર (ગૂજરાત).
નેમિજન્મ, વીર ૨૪૪૧.
નાગપંચમી, વિ૦ ૧૯૭૧.

લે. મુનિ બુદ્ધિસાગર.



ॐ

# શેઠ દેવચંદ લાલભાઈ જૈન-પુસ્તકોદ્ધાર ફંડમાંથી છપાયેલા અંગ્રેજી-ગુજરાતી પુસ્તકોનું સૂચીપત્ર.



## અંગ્રેજી પુસ્તકો.

| નંબર | નામ વગેરે | કિમ્મત. |
| --- | --- | --- |
| ૧૦ | **ધી યોગફિલોસોફી**-મી. વીરચંદ રાઘવજી ગાંધીએ, જૈનોની યોગની માન્યતા કેવા પ્રકારની છે તે વગેરે જણાવવા યુરોપ-અમેરીકા વગેરેમાં આપેલા ભાષણો વગેરે.... | ૦-૫-૦ |
| ૧૩ | **ધી કર્મ ફિલોસોફી**-મી. વીરચંદ રાઘવજી ગાંધીએ, જૈનોની કર્મ સંબંધીની માન્યતા કેટલા ગહન પ્રકારની છે તે વગેરે સમઝાવવા યુરોપ-અમેરીકા વગેરેમાં આપેલા ભાષણો વગેરે.... | ૦-૫-૦ |

## ગુજરાતી કાવ્યો.

| | | |
| --- | --- | --- |
| ૧૪ | **શ્રી આનંદકાવ્યમહોદધિ**-મૌક્તિક ૧ લું.<br>શ્રીમતિસાર કૃત શાલિભદ્ર રાસ<br>શ્રીગંગવિજય કૃત કુસુમશ્રી રાસ<br>શ્રીજ્ઞાનવિમલ કૃત અશોક-રોહિણીરાસ અને<br>કવિ દર્શવિજય કૃત પ્રેમલાલચ્છી રાસ<br>મળી ચાર રાસાઓ યુકત. ક્રાઉન ૧૬ પેજી આશરે ૩૫ ફરમાનો ગુટકો. આ વૉલ્યુમ મુંબાઈ ઇલાકાના સરકારી કેળવણીખાતાએ સેકન્ડરી સ્કુલ લાયબ્રેરી માટે મંજુર કર્યું છે. | ૦-૧૦-૦ |

૨૦ **શ્રી આનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૨જું.
**(શ્રી રામાયણ)** વિજયગચ્છીય મુનિશ્રી—
કેશરાજજીકૃત રામરાસ. ક્રાઉન ૧૬ પેજી
આશરે ફરમા ૩૨નો ગુટકો. "જૈનસાહિત્યની
પ્રસિદ્ધિ" એ વિષયનો રાવ બહાદુર હરગો-
વિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાના લેખ સહિત. ૦–૧૦–૦

૨૨ **શ્રી આનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૩ જું.

| | |
|---|---|
| શ્રાવક ઋષભકવિ કૃત | ભરત બાહુબળી રાસ |
| કવિવાના કૃત | જયાનંદ કેવલી રાસ |
| લાવણ્યસમય કૃત | વચ્છરાજ દેવરાજ રાસ |
| શ્રીનયનસુંદર કૃત | સુરસુંદરી રાસ |
| શ્રીમેઘરાજ કૃત | નળદમયંતી રાસ અને |
| શ્રીજિનહર્ષ કૃત | હરિબળમાછી રાસ |

મળી છ રાસાઓ યુક્ત. ક્રાઉન ૧૬ પેજી
આશરે ૩૦ ફરમાનો ગુટકો..................૦–૧૦–૦

૩૦ **શ્રી આનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૪થું.

**શ્રીશત્રુંજયરાસ.**

ખરતર ગચ્છીય શ્રીમાન્ કવિરાજ શ્રીજિનહર્ષ—
વાચક કૃત શ્રીશત્રુંજયતીર્થ માહાત્મ્યરાસ.
ક્રાઉન ૧૬ પેજી આશરે ૪૮
ફરમાનો ગુટકો. આચાર્ય શ્રીબુદ્ધિસાગરજી
દ્વારા શોધાયેલો. અને કવિરાજ શ્રીજિનહર્ષ-
જીના સ્વયંના હસ્તાક્ષરના નમુના યુકત....૦–૧૨–૦

૩૨ **શ્રી આનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૫મું.

**શ્રીહીરસુરીશ્વરરાસ.**

શ્રાવક કવિ સંઘવી શ્રીમાન્ ઋષભદાસકૃત
શ્રીહીરવિજયસૂરિરાસ. શ્રાવક પંડિત બહે-

ચરદાસ જીવરાજની લખેલી પ્રસ્તાવના અને કર્તાના જીવનચરિત્ર, તથા શ્રીહીરસૂરિના અને બાદશાહ અકબર, બીરબલ વગેરેના ફોટા યુકત. ક્રાઉન ૧૬ પેજી આશરે ફરમા ૨૭નો ગુટકો.................................૦-૮-૦



હવે પછીના ૬ ઠા મૌક્તિકમાં શ્રીમાન્નયસુંદરજી કૃત રૂપચંદકુંવર રાસ અને બૃહત્ નળાખ્યાન છપાય છે.

## નવીન સંસ્કૃત માગધી ગ્રંથો.

૨૯ **શ્રીલલિતવિસ્તરાપંજીકા**-શ્રીમન્મુનિચંદ્ર-કૃતપંજિકાયુતા, ભગવચ્છ્રીહરિભદ્રસૂરિકૃતા. ૦-૮-૦

૩૧ **શ્રીઅનુયોગદ્વારસૂત્રવૃત્તિ**-પ્રથમ ભાગ. ગૌતમસ્વામિવાચનાનુગતમ્ મલધારીયહેમ-ચંદ્રસૂરિ સંકલિતવૃત્તિયુતમ, માત્ર ફરમા ૧૭.૦-૧૦-૦

૩૩ **શ્રીઉત્તરાધ્યયનસૂત્રવૃત્તિ**-પ્રથમ ભાગ. પૂર્વોદ્ધૃત જિનભાષિત, ભદ્રબાહુસ્વામિકૃત-નિર્યુક્તિયુતા, શાન્ત્યાચાર્યવિહિત 'શિષ્ય-હિતાખ્ય' વૃત્તિયુત. ઉંચા બલુ કાગળપર. ૧-૫-૦

૩૪ **શ્રીમલયસુંદરીચરિત્ર-વિજય તિલક કૃત.**
(પ્રેસમાં)

પ્રાપ્તિસ્થાન.

**લાયબ્રેરીયન શેઠ દેવચંદ લાલભાઈ**
**જૈન પુસ્તકોદ્ધાર ફંડ,**
બડેખાં ચકલા,
ગોપીપુરા-**સુરત સિટિ.**

મુખ્ય સ્થલ:
૪૨૬ જવેરી બજાર,
પોસ્ટ નં૦ ૨, મુંબઈ.

કાર્યકારો-

શેઠ નગીનભાઈ ઘેલાભાઇ.

,, જીવણચંદ સાકરચંદ.

,, ગુલાબચંદ દેવચંદ.

,, ફુલચંદ કસ્તુરચંદ.

,, કેશરીચંદ રૂપચંદ.

,, મંછુભાઇ સાકરચંદ.

બ્રાંચ:
બડેખાં ચકલો, ગોપીપુરા,
સુરત સિટિ.



# The Late Sheth Devchand Lalbhai Javeri.

Born 1853 A. D. Surat. | Died 1906 A. D. Bombay



# श्रेष्ठी देवचंद लालभाई जव्हेरी.

| | |
|---|---|
| जन्म १९०९ वैक्रमाब्दे. | निर्याणम् १९६२ वैक्रमाब्दे |
| कार्तिकशुक्लैकादश्यां, सूर्यपुरे. | पौषकृष्णतृतीयायाम्, मुम्बय्याम्. |

The Bombay Art Printing Works, Fort.

શેઠ દેવચંદ લાલભાઇ-જૈન પુસ્તકોદ્ધાર-ગ્રન્થાંકે-

શ્રીમન્ જિનહર્ષપ્રણીત—

# શ્રીશત્રુંજયતીર્થરાસ.

શ્રીગુરૂભ્યો નમઃ

## દુહા.

વિશ્વનાથ ચરણે નમું, વ્યકતરૂપ અરિહન્ત;
યુગાદીસ યોગિંદ્ર પ્રભુ, વિશ્વ સ્થિતિ વિચરન્ત. ૧
જીન ચક્રી લખમી ધણી, ચામીકરદ્યુતિ ભાંતિ;
સ્તવનાસિવ સંપતિ મિલૈ, શાન્તિ કરણ શ્રી શાન્તિ. ૨
જરાસિંધ પ્રતાપહરિ, અન્દોલિતદૈત્યારિ;
મથ્યો દર્પ કન્દર્પનો, નમુ નેમિ બ્રહ્મચારિ. ૩
જાસ દ્રષ્ટિ અમૃતભરી, અહિ અહિઇશ્વર કીધ;
મુક્ત તાપ સંતાપથી, પાર્શ્વનાથ સુપ્રસિદ્ધ. ૪
સંશય સુરપતિ ટાલવા, મેરૂ કંપાવ્યો વીર;
ત્રિધા વીર નમિઈ ચરણ, ગુણસાયર ગંભીર. ૫
મુક્તિ શ્રિય પુંડરીક સમ, શ્રેય શ્રિય પુંડરીક;
પુંડરીક સિર રત્ન સમ, નમુ તેહ પુંડરીક. ૬
જિન મુનિ સર્વ નમી કરી, શ્રુત દેવી ધરિ ધ્યાન;
શ્રી શત્રુંજય મહાત્મ્યનો, રચિસું રાસ પ્રધાન, ૭
નિજ મન થિર કરી સાંભલો, તીર્થતણા અવદાત;
સુણતાં શ્રવણ હુસ્યે પવિત્ર, [1]વિચિ મત કરયો વાત. ૮

---

૧-વચમાં.

## ઢાલ ચોપાઈની.

ઋષભદેવનો લહી આદેશ, પુંડરીક ગણધર સુવિસેસ;
શ્રી શત્રુંજય મહાત્મ્ય કર્યો, સવા લાખમિત જગ વિસ્તર્યો. ૧
શ્રી શત્રુંજય મહાતમ એહ, સર્વ તત્વ સહિત ગુણ ગેહ
કીધો વિશ્વતણા હિત ભણી, કીરતિ દેવ કરે તેહતણી. ૨
વીર વયણ હીયડે અવધારિ, શ્રી સુધર્મ પંચમ ગણધારિ;
અલ્પાયુષ જાણી નરતણો, તેહથી સંખેપ્યો અતિઘણો. ૩
તેહનો મથન કર્યો લેઈ સાર, કીધો તિણ ચોવીસહજાર;
કેડઈં થયા ધનેસ્વર સૂરિ નવ સહસ્ર કીધો તિણ ચૂરિ. ૪
કર્ત્તા શત્રુંજય ઉદ્ધાર, શિલાદિત્ય નૃપ કુલ શ્રૃંગાર;
વલભી નગરીનો ભર્ત્તાર, તાસ વિનતી ચિત્તમેંઈ ધાર. ૫
ચ્યાર સેત્તોત્તરિ, (૪૭૭) સંખ્યા જાણ, વિક્રમ વત્સરથી
સુવિહાણ;
શ્રી શત્રુંજય મહાતમ ગ્રંથ, કીધો ભક્તિ યુક્તિ શિવપંથ. ૬
તપ જપ દાન સહુ દોહિલો, પણિ શ્રવણે સુણતા સોહિલો;
શત્રુંજય મહાતમ એકવાર, સુણીઇંતો ફલ હોય અપાર. ૭
ભમે ધર્મ વાંછાએ કિસું, દિશિ વિદિશિઈ ગુરૂભાખ્યઈ ઈસ્યું;
પુંડરીક ગિરિની છાંહડી, ફરસ્યા પાપ રહે નહી ઘડી. ૮
માનવનો ભવ પામી સાર, સાંભલી શાસ્ત્ર અનેક પ્રકાર;
સઘલાઇએ સફલ કરો, કથા શત્રુંજયની શ્રુતિધરો. ૯
તત્વ તણી જો ઇચ્છા હોઈ, ધર્મ ધૈર્ય અથવા સંજોઇ;
તો બીજા કૃત્ય છાંડી સહૂ, એ ગિરિ સેવો ભકતઇ બહુ; ૧૦
એહથી અધિક તીર્થ નહી કોઈ, એહથી અધિક ધર્મ નવિ હોઈ.
શત્રુંજય કીજે જિન ધ્યાન, સગલા સુખનોંપદ નિદાન. ૧૧

ત્રિકરણ જેહ ઉપાર્જ્યો પાપ, જેહથી લહીંઈ દુઃખસંતાપ;
ગિરિ સમરણથી જાયેં સહી, પ્રથમ ઢાલ જિન હર્ષે કહી. ૧૨

સર્વગાથા. ૨૦

## દુહા.

દાન સીયલ અરચાદિકૈ, અન્ય તીરથ સધ્યાન;
જે ફલ થયો તેહથી અધિક, ગિરિસમરણ ગુણગાન. ૧
હિંસ્રસિંહ વ્યાઘ્રાદિ પશુ, પંથી અન્ય પાપિષ્ટ;
શત્રુંજય તીરથ નિરખી, પ્રાયેં સ્વર્ગાભીષ્ટ. ૨
સુરનર અસુરાદિક વલી, જીણ નયણે નવિ દીઠ;
તે પશુ સરિખા જાણિવા, સિવગામી નહી ધીઠ. ૩
તે માટઈ એકાગ્રમન, થઈ સુણયો નરનારિ;
મહાતમ્ય સિદ્ધિ સૈલનૌ, જીન ભાષિત હિતકારિ. ૪
વીરજીણેસર એકદા, અતિશય વર સોભંત;
ચોસઠિ ઇંદ્રઈ પરવર્યા, ગિરિપરિ સમવસરંત. ૫

## ઢાલ રે જાયા તુજવિણ ઘડીરે છમાસ, એ દેશી.

સમોસરણ દેવે રચ્યોજી, જીનવરનો તીણવાર;
બારહ પરખદા આગલેંજી, બેઠી હરશ અપાર. ૧
જગતગુરૂ મિઠો દ્યે ઉપદેશ, વાણી યોજન ગામિજી;
સુણતાં હરષ વિશેસ, જ. એ આંકણી;
દુર્લભ ફુલ ન્યગ્રોધનોજી, દુર્લભ પાણી સ્વાતિ;
દુર્લભ દરિસણ દેવનોજી, દુર્લભ નરભવ ખ્યાતિ. ૨
કલ્પદ્રુમ પિણ દોહીલોજી, દુર્લભ દક્ષણાવર્ત્ત;
દુર્લભ ચિત્રંક વેલડીજી, તિમ દુર્લભ ભવ મર્ત્ય. ૩

મનુષ્ય આર્ય ઉત્તમ કુલેંજી, જનંમ સદ્દહણા સુદ્ધ;
ગુરૂવચન શ્રવણ વિવેકતાજી; પામી કરે ધર્મ બુદ્ધ. ૪
રાજ્ય સુસંપદ સુખ સહૂજી, સુકુલ જન્મ સુરૂપ;
જ્ઞાન આયુ આરોગ્યતાજી, એ ફલ ધર્મ અનૂપ. જ. ૫
ધન વલ્લભને ધન દીઇજી, કામાર્થીને કાંમ;
રાજ્ય પુત્ર સુરસિવ લહૈજી, સુરતરૂથી અભિરામ. જ. ૬
સાંભલી પ્રભુની દેસણાજી, સંજમ લીધા કેણિ;
સમકિત પામ્યઉં કેતલેંજી, શ્રાવક થયા કેઈશ્રેણી. જ. ૭
સોધર્મેંદ્ર સહર્ષસ્યુંજી, ભકિતવંત ગુણવંત;
તીર્થ શત્રુંજય દેખીજી, કર જોડી પ્રણમંત. જ. ૮
પૂછે શ્રી મહાવીરનેજી, તીર્થ મહાતમ નામ;
દાનઇ હાં દીજેં કિસુંજી, સ્યું તપ કીજે સ્વામિ. જ. ૯
સ્યું વ્રત સ્યું જપ કીજીઇજી, સ્યું લહીઇ ફલ સિદ્ધિ;
જાત્રાની વિધીકેહવીજી, કરતાં થાય વૃદ્ધિ. જ. ૧૦
જાત્રા યોગ્યતા કેહનેજી, સુંદર એહ પ્રસાદ;
કિણેં કરાવી મૂરતીજી, કિણ થાપી સુપ્રસાદ. જ. ૧૧
ષડગાધાર પ્રભુ આગલિંજી, કુણ નર ઉભા દ્વાર;
વામ દક્ષણ પાસેં ભલીજી, કેહની મૂરતિ સાર. જ. ૧૨
રાયણ તલેં એ કેહનાંજી, પગલાં પ્રભુ ગુણગેહ;
રૂડા ને રલિયામણાજી, જોતાં વાધેં નેહ. જ. ૧૩
કુણ પ્રતિમા એ[1] મોરનીજી, કુણ મૂરતિ એ નાગ;
કુણ કુણ ઈહાં મોટી નદીજી; સર કેહનો મહાભાગ. જ. ૧૪

---

૧ આગળની.

કુંડ એહ કૂણ કુંડ ઈહાંજી, કુણ યક્ષયક્ષિણી એહ;
પાંચ પુરૂષ કુણ લેપમઇજી, નારિ સહિત સુસનેહ. જ. ૧૫
રત્ન ખાણિરસ કૂંપિકાજી, ગુફા કવણ મહિમાન;
પશ્ચિમ દિસિએ કુણ ગિરીજી, કુણ પ્રભાવ ભગવાન. ૧૬
કુણ કુણ શ્રૃંગ એહના કહોજી, જગનાયક મુઝ નામ;
સીદ્ધા કુણ વલી સીઝસ્યેજી, લહસ્યે અવિચલ ધામ. જ. ૧૭
થયા ઉદ્ધાર ઈહાં કેતલાજી, કેતલા ભાવી દાખિ;
એ પર્વત ક્યારે થયોજી, માન એહનો ભાખિ. જ. ૧૮
ઈત્યાદિક સહૂસ્વામિજીજી, કહો મુજને હિત આણિ;
થયો જીન હરષ સહૂ સુણોજી, બીજી ઢાલ પ્રમાણ. જ. ૧૯

સર્વ ગાથા. ૪૫.

## દુહા.

શ્રી મહાવીર સુણી કરી, ભવ્યભણી હિત કાજ;
તીર્થતણાં મહાતમ કહે, સાંભલિ તૂં સુરરાજ. ૧
કેવલજ્ઞાની જો કહે, તીર્થ મહાતમ કોઈ;
તો પણિ પાર લહે નહી, ગુણ અનંતા જોઈ. ૨
શત્રુંજય(૧)પુંડરીક ગિરિ(૨)મહા અચલ(૩)સિદ્ધિક્ષેત્ર(૪)
વિમલાચલ(૫)સિદ્ધિ ખેત્ર(૬)ભણિ; પુણ્યરાશી(૭)સુખનેત્ર. ૩
પર્વતેંદ્ર(૮) સુભદ્ર (૯) શ્રિયપદ (૧૦) દ્રઢ શક્તિ (૧૧)
કહાય અકરમક (૧૨) મુક્તિ નિલય (૧૩) મહાતીર્થ
(૧૪) સાસ્વત (૧૫) સુષદાય. ૪
પુષ્પદંત (૧૬) મહાપદ્મ (૧૭) વલી પ્રભાપદ (૧૮)
પૃથ્વી પીઠ (૧૯)

પાતાલ મૂલ (૨૦) કૈલાસ(૨૧) ક્ષિતિ મંડલ મંડનઈઠ. ૫
ઈત્યાદિક જેહના કહ્યા, અઠોત્તરસો નામ;
મહાકલ્પમાંહિં સહી, કરીઈતાસ પ્રણામ. ૬

**ઢાલ ધન ધન સંપ્રતિ સાચો રાજા એ દેશી. (૩)**

તીરથ મહિમા સાંભલી સુરપતિ, મોટો તીરથ એહરે;
તીન ભુવનમેં નહિ એ સરિખો, વીર કહેં ધરિ નેહરે. તી. ૧
તીરથ માંહિ ઉત્તમ એ તીરથ, ઉત્તમ નગ નગમાંહિરે;
ઉત્તમ ક્ષેત્ર ક્ષેત્રમાંહિ, એ સિવપુર તણો ઉપાયરે. તી. ૨
તીન લોકમાંહિં જે તીરથ, પવિત્ર અછેં સુરરાયરે;
શત્રુંજય દીઠાં તે દીઠાં, સહુ એમાંહિં સમાયરે, તી. ૩
કૃત્રિમ અન્ય તીરથમાં કીજે, દાન દયા તપ જેહરે;
તેહથી પુન્ય થાઈ જંબૂ ચેતઇ, દશગુણ અધિક સુણેહરે. તી. ૪
ધાતકી વૃક્ષે દસગુણ તેહથી, દશગુણ પુસ્કર જાણિરે;
શતગુણ તેહથી મેરૂમહીધર, ભાષ્યો પુણ્ય પ્રમાણરે. તી. ૫
નંદીશ્વર કુંડલ ગિરિવર તિહા, દશદશ ગુણ અવધારિરે;
રૈવત કોડિ ગુણો તેહથી, પુણ્ય અધિક સુવિચારરે; તી. ૬
અનન્ત ગુણો શત્રુંજય તીરથ, દર્શનથી પુણ્ય હોઇરે;
સેવા કરતાં જે ફલ થાઈ, પાર લહે નહિ કોઇરે. તી. ૭
શત્રુંજય ૧ બાહૂબલિ ૨ તું સાંભલી, મેરૂદેવ ૩ ભગીરથ.
૪ નામરે,
રૈવત ૫ તીક્ષ્ણ રાજત ૬ તિમકામદ ૭ સિદ્ધિક્ષેત્ર ૮ ઢંક ૯ કામરે. ૮
કપર્દિક ૧૦ લોહિત્ય ૧૧ તાલધ્વજ ૧૨ વલી સહસ્રાબ્જ
૧૩ નગધીસરેની ૧૪ સિદ્ધરાજ ૧૫ શતપત્ર ૧૬ કદંબક;
૧૭ દીઠા અધિક જગીસરે, તી. ૯

અઠોત્તરશતકૂટ કહીજે૧૮સુરપ્રિય૧૯તિમપુણ્યરાસિરે૨૦
સહસ્ર પત્રએ તીરથ કેરો ૨૧ એકવીસ શ્રૃંગ પ્રકાસિરે. તી. ૧૦
મનુષ્ય શ્રૃંગ શત્રુંજય કહીઇં, મુક્તિ ખેત્ર વલિ એહરે;
ફરસેં લોક જીકેં બહુ ભાવે, પાપ પખાલે દેહરે. તી. ૧૧
મેરૂથકી પણિ એ ગિરિરાજા, ઉંચો ગુણેં અપારરે;
આરોહે તે મુક્તિ લહે નર, પામે ભવનો પારરે. તી. ૧૨
અશીતિ યોજન પહિલેં આરે, એહનો કહ્યો વિસ્તારરે;
બીજે આરે સિત્તર જોજન, ત્રિજે ષષ્ટિ વિચારરે. તિ. ૧૩
ચોથે પંચિશ પાંચમે દ્વાદશ, છઠેં આરે સાતરે;
અધિક પ્રભાવ એહ ગિરિવરનો, તીન ભુવન વિખ્યાતરે. તી. ૧૪
અવસર્પિણી હાણિ યથા જીમ, ઉદય ઉત્સર્પિણી તેમરે;
નામ એહ તીરથનો જાણો, એહસું રાખો પ્રેમરે. તી. ૧૫
પંચાસ જોયણ મૂલેં એ ગિરિ, દસ જોયણ વિસ્તારરે;
ઉપરિ ઢાલ કહિ જીન હરષેં, ત્રીજી એ અવધારિરે. તી. ૧૬

સર્વ ગાથા, ૬૬.

## દુહા.

અવર તીરથ પ્રણમ્યાં થકાં, પાતિક જે ક્ષય થાઈ;
આશ્ચર્યઈએ એ ગિરભણી, તો પાપ અનંતા જાઇ. ૧
મેરૂ સમ્મેત વૈભાર ગિરિ, રૂચક અષ્ટાપદ આદિ;
શત્રુંજયમાં અવતર્યા, તિરથ સયલ અનાદિ. ૨
તીર્થ રાજાય નમો કહી, સરવ તીરથમય જેહ;
ઘર બેઠા સમસરણ કરે, યાત્રા ફલ લહેં તેહ. ૩
કોડી વરસં અન્યત્ર જે, તપ જપ કરૂણા દાન;

પ્રાણી બાંધે કર્મ શુભ, ઈહાં એક મહૂરત માન. ૪
પરમ તીરથ નહી એહથી, અવર ન કો ત્રયલોક;
નામ સુંણ્યા પણિ જેહનો, પાપ થાઈ સહુ ફોક. ૫

**ઢાલ જામણિ કારિજ ઉપનેજી, એ દેશી. ૪**

પંચાસ યોજન ખેત્રમેંજી, ફરસ્યાથી મૂલ શ્રૃંગ;
મુક્તિ દીયેં સુરપતિ સુણોજી, એહસુ રાખોરંગ. ૧
વિમલગિરિ મહિમા અધિક અપાર, એ તુંમને કહું હિતકાર;
મનુષ્ય જનમ પામી કરીજી, બોધિ સુગુરૂથી પામિ;
એ તીરથ ફરસ્યો નહીજી, વૃથા જનમ ગયો તાંમ. વિ. ૨
તીરથ તીરથ કરતો થકોજી, કાંઈ ભમઈ તૂ મૂઢ;
એકવાર ગિરિ જોઈતુંજી, છોડિ મિથ્યા મતિ રૂઢ. વિ. ૩
કર્મે આત્મમલિન થયોજી, વિમલ કરઇ તતકાલ;
વીમલાચલ તિણેં કારણેજી, નામથયો ગુણમાલ. વિ. ૪
અન્ય તીરથ યાત્રા કરેજી, સહસ્ત્ર ગમે પુણ્ય હોઈ;
શત્રુંજય [1]ઈગ જાત્રાથીજી, પુણ્ય લહેં નર સોઈ. વિ. ૫
સદ્રવ્ય સકુલપામિવાજી, સિદ્ધખેત્ર સુસમાધિ;
સંઘ ચતુર્વિધ દોહિલાજી, પંચ સકાર આરાધિ. વિ. ૬
જિન અસંખ્યાતા ઈહાંજી, આવ્યા સિદ્ધા અસંખ;
સાધૂ અનંતાપણિ સીદ્ધાજી, ભેટું જો હોવિ પંખ. વિ. ૭
સચરાચર જે જીવડાજી, ઇહાં નિવસઈ ધન્ય તેહ;
ધિગ ધિગ જીવિત નરતણોજી, તીરથ ન દીઠો જેહ. વિ. ૮
સર્પ મયૂર સિંહાદિકાજી, હિંસક પર્વત એણિ;

---

૧—એક.

સ્વર્ગે ગયા જાસ્યે વલીજી, ખેત્રતણે પ્રભાવેણ. વિ. ૯
પાપ કિયા અજ્ઞાનથી જી, યૌવન વાધિકજેહ;
સિદ્ધાચલ ફરસ્યા થકાંજી, જાય વિલય સહુતેહ. વિ. ૧૦
થોડોહી ધન ઇહાં વાવેજી, બહુ ફલ પ્રાપતિ હોઈ;
જ્ઞાની પાખે કુણ કહેજી, રિદય વિમાસી જોઇ. વિ. ૧૧
દ્રવ્ય લક્ષ ખરચે ઇહાંજી, વિધિસું ભક્તિ સહિત;
ન્યાયોપાર્જિત ફલ લહેંજી, અનંત ગુણોગુણ ખેત્ર. વિ. ૧૨
યાત્રા પૂજા સંઘરક્ષાજી, યાત્રીને સતકાર;
કરતો મુકિત સ્વર્ગ લહેજી, ગોત્ર સહિત નરનાર. વિ. ૧૩
યાત્રીને બાધા કરેંજી, દ્રવ્ય ગ્રહે વલી તાસ,
તે નર ઘોર નરક લહેંજી, પાપથી થાઈ વિણાસ. વિ. ૧૪
યાત્રીકને મનસા કરેંજી, ચિંતે દ્રોહ અયાણ;
સફલ જનમ ન હુવેં કીમેજી, ભવભવ દુખ નિહાણ. વિ. ૧૫
ધરમીનઇ પીડા કીયાંજી, અન્યત્ર પણિ દુખદાય;
નરકિં અનંતાં દુખ લહેજી, ઇહાં જે કરે અન્યાય. વિ. ૧૬
બિંબ મહીતલિ સ્વર્ગમઇજી, ગિરિજિન પુજ પૂજાય;
કહેં જિન હરખ ધરી કરીજી, ચોથી ઢાલ કહવાય. વિ. ૧૭

સર્વગાથા, ૮૮.

## દુહા.

શ્રીરૂષિ હત્યાદિકતણો, તાં લગેં પાપ વિરામ;
જાં લગી શત્રુંજય તણો, શ્રવણે ન સુણ્યો નામ. ૧
કાં બીહેંરે પ્રાણીયા, નરકથકી મતિમંત;
મહાતમ સિદ્ધખેત્રનો, સુણિ પાતક કરિ અંત. ૨

એકવાર સિદ્ધક્ષેત્રની, યાત્રા બહુ ફલ હુઈ;
અન્ય લક્ષ તીરથને વિષિ, ભ્રમણ કલેશ સંજોઈ. ૩
પલ્યોપમ હજારનો, ધ્યાને પાપ વિલાય;
અભિગ્રહ હુંતી લાખનાં, ગિરિવર મહિમ કહાય. ૪
પગે પગેજ જાયે વિલય, કોડિ ભવનાં પાપ;
યાત્રા પુંડરગિરતણી, ચલતાં હોઈ નિપાપ. ૫

## ઢાલ નીબિયાની—ચરણ કરણ ધર મુનિવર વંદીઈ, એ દેશી. ૫

વીર કહે સુણી વાસવ એહના, દરસણથી નવિ રોગોજી;
દુઃખ સંતાપ ન દુર્ગતિ પામીયે, ન હુવે સોગ વિયોગોજી. વી. ૧
એ પર્વતનોરે દૃષદ[1] ન છેદીઈ, લીજે નહી તૃણ ઘાસોજી;
મલમૂત્રાદિક પિણ કીજે નહી, તો લહીંઈ સુખવાસોજી. વી.
દરસણ ફરસણથી એ જાણીઈ, ગિરિવર તીરથ રૂપોજી;
ભુક્તિ મુક્તિ પ્રદાતા એહના, આસાતન દુખ કુંપોજી. વી. ૩
ચિંતામણિ કરતલ આવ્યા થકાં, દારિદ્ર લય સ્યો થાયોજી;
સહસ્ર કિરણ સૂરિજ ઉગે થકે, અંધકાર ન રહાયોજી. વી. ૪
[2]ધારાધર વરસે તો વનભણી, દાવાનલ કિમ બાલેજી;
પાવક આગલિ શીતલ રહે કિસું, હરિ મૃગ ભીતિ દેખાલેજી. વી. ૫
નાગ કિસું પ્રભવે તે નર ભણી, ગુરૂડઈ આશ્રિત જે હોજી;
આતમનો ભય તેહસ્યું કરઈ, કલ્પ વૃક્ષજ સુ ગેહોજી. વી. ૬
તિમ શત્રુંજય તીરથ ગુણનિલો, પાસે જાસ નિવાસોરે;
પાપ તણો ભય નરને કિસ્યું, જેહને સદા ઉલ્લાસોજી. વી. દી. ૭

---

૧–પથ્થર. ૨–મેઘ.

દીઠાં દુરિત હણે દુર્ગતિ છિજે, કરતાં જાસ પ્રણાંમોજી;
વિમલાચલનોરે મહિમા એહવો, કીજે નિત ગુણ ગ્રામોજી, વી. ૮
જનમ અને ધન સફલો તેહનો, જીવિત સાર્થક તાસોજી;
એ તીરથની જે યાત્રા કરે, અપર વ્યર્થ જિન ભાસોજી. વી. ૯
વજ્ર સરિખાં પાપ લેપે કરી, નર લહે દુઃખ અનંતોજી;
તાવત્ યાવત્ નવિ સિધ્ધાચલે, ચઢે જિન ભજન કરંતોજી. વી. ૧૦
સનાન કરાવઇજે જીનવરતણી, સીતલ નીર સુગંધોજી;
પાતિક [1]કશ્મલ નિજ કાયાતણા, દૂરિ કરે દુખ બંધોજી. વી. ૧૧
પંચામૃતસું જે જગનાથને, સ્નાન કરાવઈ ભાવેજી;
નિરમલ પંચમ જ્ઞાન લહી કરી. પંચમ ગતિ તે પાવેજી. વી. ૧૨
કુંકુમ ચંદન જલદાન સારસ્યું, જીનવર અંગસુ રંગોજી,
ભવ ભવ થાઈ અભિષેક તેહનો, દિન દિન નવલા રંગોજી. વી. ૧૩
પૂજે જગનાયક પુલેંકરી, સરસ સદલ શુભ વાસોજી;
દેવ સુગંધ લહે પૂજા લહે; લોક માંહે જસ વાસોજી. વી. ૧૪
મિથ્યાદષ્ટિ પણિ પામે સહિ, ધુપૈ પક્ષોપવાસોજી;
ફલ ઇતલો જિન હરષ કહ્યો પ્રભુ, પાંચમી ઢાલ વિલાસોજી. વી. ૧૫

સર્વગાથા, ૧૦૮.

## દુહા.

કપૂર ધુપથકી લહે, પુન્યમાસ ઉપવાસ;
અષ્ટવિધી પૂજા કરઇ, ભકિત ભાવ ધરિખાસ. ૧
આઠ કરમથી તે સહી, મૂકાયે તતકાલ;
અંત કરઈ ભવ આઠમઈ, કાપે ભવનાં જાલ. ૨

---

૧–મલીન.

કરે અનોપમ આરતિ, પામે દીપ્ત શરીર;
ભોગ લહે નૈવેદ્યથી, દીપ્રતાપ સધિર. ૩
નાટિક પ્રભુ આગલિં કરે, ગાયન ગાવે ગીત;
જેહવો પુણ્ય કરે ઈહાં, તેહવો ફલ સુભ રીતિ. ૪
મંગલ દીપો કરીઇ ઈહાં, લહીઈ મંગલ શ્રેણિ;
અખંડત દુલે પૂજીઇં, સુખ અખંડ લહેતેણિં, ૫

## ઢાલ વાત મ કાઢો વ્રતતણી. (૬)

શત્રુંજય મહિમાં સુણો, ભાવ ધરી ભવ્ય પ્રાણીરે;
ભગતિ કરો જીનરાયની, વીર કહે એ વાણીરે. શ. ૧
મુકુટ કુંડલ હારાદિકે, [1]ભૂષૈ જે જિનરાયોરે;
તે નર ત્રિભોવન લોકમેં, અલંકાર કહાયોરે. ૨
યાત્રિક લોક ભણિઇહાં, જિનજ અરથ[2] સમીપેંરે;
ચક્રીની રૂદ્ધિ તે લહે, કીરતિચિહું દિશિ વ્યાપઇરે. શ. ૩
[3]વહિલ, વૃષભ અશ્વ હાથીયા, યાત્રાર્થે જે આલેંરે;
ચતુરંગી સેનાધિપ હુંતઇ, અરીયણ કોઈન[4] સાલેરે. શ. ૪
પંચામૃત પ્રભુ સ્નાનનેં, કાજે ધેનુ પ્રદાતારે;
વિદ્યાધર ચક્રધર થઇ, સુગતિ તણી લહિ સાતારે. શ. ૫
છત્ર ચામર ચંદ્રોદયા, પ્રભુને જેહ ચઢાવિરે;
નરનારી ભાવે કરી, પરભવ તેહવા પાવેરે. શ. ૬
[5]પાર્થિવના કુંભ કારવઇ, પાર્થિવ[6] તે નર થાયોરે;
પરિધાપન કીજે કરે, સુંદર વસ્ત્ર લહાયોરે. શ. ૭

૧–શણગારે. ૨–સમર્પે ૩–વેલ. ૪–દુઃખ આપે. ૫–સોના રૂપાના. ૬–રાજા.

ભૂમિ પૂજાર્થઈ જે દીયે, થાઈ પૃથ્વી પતિ તેહોરે;
⁷આમા રામાદિક દિયે, થાવેં ચક્રી ગુણ ગેહોરે. શ. ૮
ન્યાયાર્જિત ધનનીગ્રહી, પ્રભુનઈ માલ ચઢાવેરે;
¹સ્વર્ગીનઇ સેવક કરી, સુરપતિ પ્રભુતા પાવેરે. શ. ૯
શત ગુણ પુન્ય પૂજાથકી, પ્રતિષ્ટા અત્ર કરાવઇરે;
સહસ્ર પ્રતિષ્ટાથી હુવેંઇ, રક્ષાનંત કહાવેરે. શ. ૧૦
પ્રતિમા શ્રીજીન ગૃહઈહાં, જેહ કરાવઇ જાણોરે;
ષટખંડના સુખ ભોગવી, લહે મુગતિ મન આંણોરે. શ. ૧૧
કરઈ કાઉસગ રવિ સન્મુષે, ભુંઈ નિશ્ચલ પગ જાસોરે;
બ્રહ્મચર્ય ભૂષિત રહી, કરેં માસ ઉપવાસોરે. શ. ૧૨
અન્ય તીરથ પુણ્ય જે લહે, તે શત્રુંજય પાસેરે.
સર્વાહાર નિષેધથી, મહૂરત માંહે કામૈ(શિવવાસૈ)રે. શ. ૧૩
²પરમાર્જિન શ્રીજિનગૃહેં, અનુક્રમે લેપન માલોરે;
શત સહસ્ર લક્ષ દ્રવ્ય થકી, પુણ્ય ફલ લહે રસાલોરે શ. ૧૪
કરે સંગીત સુભકિતસું, શ્રીજીનવરનઈ સુહાવેરે;
શક્ર જેહ પુણ્ય ઉપજે, તે અમે પણિ ન કહાઇરે. શ. ૧૫
મન વંછિત ભોજન કરી, કોડિ શ્રાવક જીમાવઇરે;
અન્ય તીરથ જે પુણ્ય હુવઈ, ઈહાં ઉપવાસેં પાવેંરે. શ. ૧૬
તીરથ શત્રુંજયગિરિ, નામેં પાપ પણાસેરે;
ઢાલ છઠી પૂરી થઈ, ઈમ જિનહર્ષ પ્રકાસેરે. શ. ૧૭

---

૭–ગામ બગીચો.
૧–દેવે.ને પણ સેવક કરે. ૨–સ્વચ્છ કરી. ૩–રહેવા માત્રથી.

સરવ ગાથા ૧૩૦,

## દુહા.

બહુ કાલ અન્ય તીરથેં, તપસ્યા કરઈ જે કોઇ;
પામિં ફલ બ્રહ્મચર્યસું, તેઈહાં રહીતા[3] હોઈ. ૧
નવકારસીને પોરસી પરમાર્થે એક ભકત;
આંબિલ નૈ ઉપવાસ વલી, કરે ભાવ સંયુકત. ૨
જે સમરઈ પુંડરીકને, અનુક્રમે ફલ હુઈ તાસ;
દ્વિત્રિ ચોપંચમ તણો, પક્ષ માસ ઉપવાસ. ૩
અન્ય તીરથ જે કીજીઈ, કનક ભૂમિ અલંકાર;
પુણ્ય ઈહાં તે પામીઈ, પુલ જીનાર્ચા સાર. ૪
શ્રવણ સુણ્યા પુન્ય જે હુવઈ, તેથી અધિકો કોડિ;
નિકટ રહ્યાં અદ્રષ્ટપણિ, દ્રષ્ટ અનંત ગુણજોડિ. ૫

## ઢાલ–ઇક દિન દાસી દોડતી અવી, શેઠને પાસેરે. એ દેશી. ૭

વીરજીન ઇંદ્રને ઈમ કહે સ્વર્ણદાનાદિ જે દિંતરે;
કીર્તિસુખલછિ તેહથી લહઇ, અભયથી સુખ અનંતરે. વી. ૧
દાનદુખીયા ભણી દીજીઈ, લહે નરસુખ તેહરે;
પુન્યાનુબંધી પુણ્યથી, મોક્ષનાં સુખ નિસંદેહરે. વી. ૨
પાપ કીધો અન્ય થાનકે, છૂટે ઈહાં સુરરાયરે;
ઈહાં જે પાપ સમાચરેં, તે વજ્રલેપ સમ થાય રે. વી. ૩
અત્રે નિંદા નવિ કીજીઇ, કીજીઇ નહી પરદ્રોહરે,
વાંછીઈ નહિ પરનારીને, પરધન છાંડીઇ મોહરે, વી. ૪
સંગ ન કીજઈ મિથ્યામતિ, તેહસું વાત નિવારીરે;

નામનિંદા નવિ કીજીઈ, તદાગમ શ્રવણે ન ધારીરે. વી. ૫
વઈરીને વયરી ન જાણીઇ, તાસ હણીઈ નહી પ્રાણરે;
વિષય આસકત થાઈ નહી, ચિત્તે ઉં લેશ્યા ન આણેરે, વી. ૬
ઈહાં સદધ્યાન મન ચિંતવઈ, દેવાર્ચ તપ મુખરે;
ઉત્તમ કામ કરિવો ઈહાં, જેહ વાંછે નરસુખરે. વી. ૭
ચતુર્વિધ સંઘ સાખે કરી, ભાવે ભેટે ગિરિરાજરે;
તેહ તીર્થંકર પદ લહે, લોકોત્તર શિવરાજરે. વી. ૮
યાત્રક નર ભણિ ભકિતસું, વસ્ત્ર અને પુજે તાસરે;
વિપુલ અતુલ સુખ ભોગવી, મુકિત પામે સુખ રાસિરે. વી. ૯
કરઈ નહિ કાંઈ વિચારણા, આપઈ ઉલટ આણિરે;
તે નર ભોગ ભાજન હુવે, ઉત્તમ ખેત્ર પ્રમાણરે. વી. ૧૦
જેહને હેઠે સમોસર્યા, નાભિનરેંદ્રના પુત્તરે;
વાંદિવા જોગ તેણે થયો, રાયણ તરૂ અદભુતરે. વી. ૧૧
શાખા પત્ર ફલ એહને, પ્રત્યેક દેવનો વાસરે;
તે જાણી અલસ પ્રમાદથી, છેદવે કિમપિ ન તાસરે. વી. ૧૨
જાસ પ્રદક્ષિણાં દીજતાં, સંઘપતિ તેણે ઐસરે;
ખીરખિરઈ સુરભાવથી, સુખદાયક નિસદીસરે. વી. ૧૩
દુષ્ટ દૂર વિષ વિષધર સહૂ, શાકિની ભૂત વિતાલરે,
એહની પૂજ પ્રભાવથી, જાઇ પ્રલય તતકાલને. વી. ૧૪
સોવન રૂપ મુગતાફલેંઈ, પૂજીઈ ચંદન આદિરે;
ક્ષીરઝરે તિંણ અવસરે, વિઘ્ન વિનાસ અનાદરે. વી. ૧૫
સુષ્ક થઈ પોતે પડયો, એહ રાયણ તણો અંગરે;
વિઘ્ન સહુ હરઇ સંગ્રહ્યો, પૂજતાં સુખતણો સંગરે. વી. ૧૬
એહ ચિંતામણ સારિખો, રાયણ વૃક્ષ સુવિલાશરે;

સકલ જીન હરખવંછિત દીઈ, પૂરી સાત થઈ ઢાલરે. વી. ૧૭

સર્વ ગાથા. ૧૫૩.

## દુહા.

એહથકી પશ્ચિમ દિશિ, રસરૂપી સુપ્રધાન;
જેહને રસ યોગેં કરી, [1]અયહુવે કંચણવાન. ૧
અષ્ટમ તપ પોષધ કરી, ભાવે પૂજે એહ;
એહતણે સુપ્રસાદથી, વહીઈ રસનો ગેહ. ૨
એહ તલે યુગાદીસના, ઇંદ્રિ કરાવ્યા પાય;
સેવૈ જગના જીવડા, સ્વર્ગમોક્ષ સુખદાય. ૩
શ્રી મરૂદેવાનૈ શિખરે, શાન્તિનાથ જીનરાય;
કોડિ સંખ્ય સેવા કરે, સુર સહૂ વિઘન પુલાય. ૪
શ્રીરૂષભ પુંડરીક મુનિ, રાયતરૂ ઉપજેહ;
પગલાં શ્રી શાન્તી સરઇં, મંત્રિત સૂરિંમંત્રેહ. ૫

## ઢાલ—નાચે ઇંદ્ર આણંદસું. એ દેશી. ૮

કુંભ શુધ્ધાંબુ ભરી કરી, અષ્ટોત્તર શત માનોરે;
સ્નાત્રસુગંધ પુષ્પાદિકૈં કરઈ, મંગલ ગીત ગાનોરે. કુ. ૧
રાજ્યકીર્ત્તિશ્રિયસદ બુધ્ધિ, સર્વ વશ્ય સોભાગોરે;
પુત્રધનાગમકામિની, સુંદર રૂપનીરાંગોરે. કુ. ૨
જય શ્રિય સર્વકારવિષૈં, દોષ નિગ્રહ આનંદોરે.
પરમભોગ પામઇં સહી, ટલેં મયલ [2]દુખ દંદોરે. કુ. ૩
ભૂત વેતાલા શાકિની, વ્યંતર દોષ વિકારોરે;
સ્નાત્રતણા જલસેકથી, ગ્રહપીડા નકી વારોરે. કુ. ૪

૨—લોહું. ૨—મેલ.

શ્રી શાંતીશ્વર આગલિ, જઇયે ત્રિંસત હાથોરે;
સોવનરૂપ તણી ખની, સપ્ત પુરૂષ તલિ પાપોરે. કું. ૫
તિહાંથી શત હાથે વલી, છેં રસ કૂપી ઠામોરે;
સાર્દ્ધ ત્રિકોટિ દેવતા, સેવે શાંતિ સુસામોરે. ૬
શ્રી શત્રુંજય તલહટી, પ્રાચી દિશિસ પ્રભાવોરે;
સૂર્યાવર્ત્ત વન જાણીઇં, નિર્મિત જે દિન રાવોરે. કું. ૭
કલ્પદ્રુમ શ્રેણિજીહા, કિન્નરનારિ સંઘાતોરે;
આવી શ્રીજીન મંદિરઇં, રચેં સંગીત વિખ્યાતરે. કું. ૮
ભાર અઢાર વનસ્પતિ, સૂર્ય કિરણ નવિ ભાસોરે;
કોઇલ તિહાં કલરવ કરઇં, નાચે મોર ઉલાસોરે. કું. ૯
ફૂલ સુગંધા મહમહઇં, ભમર કરઇ ગુંજારોરે;
ઋતુ સરિખી તિહા સર્વદા, સહુજનને સુખકારોરે. કું. ૧૦
ભગવન પાદુક સ્નાત્રનો, તે જલસું તનસીચંઇરે;
દોષ અસેષ વિલેંજાઇં, લજ્જાણા ભુઇ નિચેરે. કું. ૧૧
શ્રીસૂર્યાવર્ત્ત કુંડના, જલ સેવનથી જાઇરે;
કોઢ અઢારહ જાતિના, કાયા નિર્મલ થાઇરે. કું. ૧૨
તદ્યથા સોરઠિ દેશ સોહામણો, લિષિમી [1]કીધ;
વિશ્રામોરે;
લોક અશોક રહે તિહાં, ધાન ધીણા ઠામ ઠામોરે. કું, ૧૩

---

૧-લક્ષ્મી.

નીર નદી પાણીઘણાં, વન વાડી મંડાણોરે;
ખેત્ર ઘણાં જીહાં ઈખુ[1]ના, સહુકો લોક સુજાણોરે. કું. ૧૪
હેઠલિ શ્રી ગિરિનારિને, ગિરિદુર્ગ પુરાભિધાનોરે.;
જીન ગૃહશ્રેણિ વિરાજતી, શિવ નીસરણી માનોરે. ૧૫
[2]પિસુન નહી નિર્દ્ધન નહી, મૂર્ખ નહી અવિવેકીરે;
દીન નહી પાપી નહી, પુરવાસી સુવિવેકીરે. કુ. ૧૬
દાતા ભોકતા જનસહુ, રૂપવંત નરનારીરે;
ઢાલ થઇ એ આઠમી, કહે જીન હર્ષ વિચારીરે. કું. ૧૭
સર્વગાથા. ૧૭૫

## દુહા.

પૂજા પ્રીણિત દેવતા, તપસી ભક્તિ સુદાન;
અરથી અર્થીત દાનસુ, કૃપાદાન દુખવાન. ૧
તિણ પુર અરિહંત ભક્તિયુત, ભૂરિભાગ્ય ભૂપાલ;
સમુદ્ર વિજય નૃપવંસનો; સૂર્યમલ્લ ગુણમાલ. ૨
સૂર્યમલ્લ વૈરીતિમર, હરઈ અચરિજ એહ;
કુવલય નઇ વિકસ્વર કરઈ, મોટો અચરિજ તેહ. ૩
રવિનીજિમેં અંભોજિની, મુખ અંભોજ સમાન;
શશિલેખા પટરાણિની, પ્રીતમનો સનમાન. ૪
જાયા સૂરજ રાજની, લોકમાંહિ એ ખ્યાતિ;
[3]પણિ સુરજ મુખ, જોવે નહી, અચરિજવાલી વાત. ૫

---

૧–શેરડી. ૨–લુચ્ચા. ૩–સૂર્યંમ પશ્યાઃ રાંજદારં એક ઉત્પ્રેક્ષા,

**ઢાલ. હરીયા મન લાગો; એ દેશી. ૯**

સુકૃતસું આદર ઘણો, સૌમ્ય સરલ શુભરીતિરે;
સુરપતિ સાંભળો,
એકુવિન કાયા જુદી, માંહો માંહે પ્રીતિરે. સુ. ૧
સુખ સાગર કચ્છપ સમા, સુખમાં વાહે કાલરે, સુ.
રાજ્યલીલા સુખ ભોગવઇ, પાણિતેહને નહી બાલરે. સુ. ૨
જીન યાત્રાઈ અન્યદા, રાયરાણી ગિરિજાયરે; સુ.
નિજ બાલકને લાલતી, દેખિ કલાપિ[1]ની સાથરે. સુ. ૩
સુતહીણી તે રાગિની, મનમેં આકુલ થાયરે; સુ.
આંખડીએ આંસૂ ઝરે, હયડે દુઃખ ન સમાયરે. સુ. ૪
મોટો દોષ નારી ભણી, પુત્ર ન કૂખેં જાસરે; સુ.
રમતાં પર સુત દેખિને, નાંખે પ્રબલ નીસાસરે. સુ. ૫
રાણીને રાજા કહે, મુગધા મ કરિ વિલાપરે; સુ.
રોયાં પુત્ર ન સંપજે, ફોકટ મ કરિ સંતાપરે. સુ. ૬
નેમીસર ભગવંતની સેવા, કરી ચિત્ત લાયરે; સુ.
અંબા જગદંબાતણે, સુત થાસઇ સુપસાયરે. સુ. ૭
પૂજી શ્રી ભગવંતને, આવ્યા ઘરિ નૃપ નારિરે; સુ.
પુત્ર થયા બે અનુક્રમે, હરખ્યો સહૂ પરિવારોરે. સુ. ૮
નામ દીઉં ઉછવ કરી, દેવપાલ મહિપાલરે; સુ.
પૂગી આસ માયની, હરષી સુત મુખ ભાલેરે. સુ. ૯

---

૧—મયુર.

મીઠા વયણ સુહામણા, બોલે રાજકુમારરે; સુ.
ઠમકિ ઠમકિ પગલાં ભરઈ, ઘુઘરીયાં ઝમકારરે. સુ. ૧૦
બે ભાઈ ભેલાં રમઇ, જાણે દેવ કુમારરે; સુ.
ભણુવા યોગ્ય થયા બેહૂને, નૃપતિ તે તિણ વારરે. સુ. ૧૧
[1]અંગજ હિવે ભણાવીઈ, વાધે સોભ અપારરે. સુ.
મુરખ નર સોભે નહી, જીમ બગ હંસ મઝારિરે. સુ. ૧૨
ઉછવ કરિ રાજા ઘણો, પાઠવીયા નિસાલરે; સુ.
કલા બહુત્તરિ સીખાવીયા, બેની બુદ્ધિ વિસાલરે. સુ. ૧૩
પાઠકને કરી સાખાયો, શાસ્ત્ર ભણ્યાં તત્કાલરે; સુ.
સીખી શાસ્ત્ર કલા સહૂ, હરખ્યો ગુરૂ ભુપાલરે. સુ. ૧૪
ઇચ્છાઈ ક્રીડા ક્રીડા કરઈ, હિલિમિલિ મિત્ર સંઘાતેરે; સુ.
ઉપજાવે સુખ લોકને, અનુક્રમે યોવન જાતરે. સુ. ૧૫
ભૂપતણી પુત્રી ઘણી, રૂપ કલા ગુણવાનરે; સુ.
પરણાવી ઉછવ કરી, સુખમાણે સુપ્રધાનરે. સુ. ૧૬
નીતિરીતિ જાણે સહુ, માની યશસ્વી વિનીતિરે. સુ.
સર્વ ગુણે દેવપાલથી, અધિક મહીપાલજીતરે. સુ. ૧૭
અન્યદા પશ્ચીમ યામિની, વિનિદ્ર થયો મહીપાલરે; સુ.
વનમે દેખે આપને, જીહાં સ્વાપદ વિકરાલરે. સુ. ૧૮
કિહાં એક દેખઈ ગજ ઘટા, કિહાંઈક શૂકર વૃંદરે; સુ.
કિહાંઈક મૃગપતિ સંચરઇ, દેખે નરપતિ નંદરે. સુ. ૧૯

---

૧–પુત્ર.

સ્યું વિક્રમઈ કે સુપનસ્યું, ચિત્ત વિપર્યય એહરે. સુ.
કિં એ સ્યું ઇંદ્ર જાલછે, દેવ ચરિત્ર ચિત્ર તેહરે. સુ. ૨૦
નારીસું રમતો હુતો, સુતો હુંતો ચંદ્રસાલરે; સુ.
કિહાં આવ્યો જીન હરખ હું, ઈહાં થઈ નવમી ઢાલરે. સુ. ૨૧
સર્વગાથા, ૨૦૧

## દુહા.

હિવેં વિપિન દેખું ફિરી, ચાલ્યો રાજ્ય કુમાર,
મત બીહે મેં આણીયો, સુણી નભવાણી ત્યાર. ૧
વકતા કોઈ દેખૈ નહી, દ્રુમ સંતતિ નિરખતિ;
આગલી જાતાં નિરખીયો, એક આવાસ મહંત. ૨
ગોખ અનેક સુહામણા, સુંદર જાલી જાસ;
ઉંચૌ તે રલિયામણો, દીઠા હુઇ ઉલાસ. ૩
એ અટવી સ્વાપદ ભરી, નહી મનુષ્યનો વાસ;
મહીપાલ વિસ્મય લહ્યો, કિહાં ઈહાં આવાસ. ૪
આવ્યો ઇહાં પ્રસંગથી, દેખું જઈ મહલ્લ;
ઈમ ચિંતવિ જોવા ચલ્યો, બલવંત ભણી મહલ્લ. ૫

## ઢાલ. માષીના ગીતની. ૧૦

કુમર વિચારઈ ચિત્તમેં એહવું, એ રમણીક આવાસ સુહાવા;
ભૂ ભૂમિનાં રંગ સુરંગા, જોવેં નૃપ સુત તાસ સુહાવા. ૧
કુમર આંકણી.
તે ચંદ્રશાલામાહિં આવ્યો, સાત્વિક મહા બલવંત સુહાવા;

પદ્માસન પૂરી તિહાં બેઠો, યોગી દેખિ મહંત સુહાવા. કુ. ૨

ભમતો હું સંસારીની પરિ, ભવ અરણ્ય મઝારિ સુહાવા.
આવ્યો તો જોગીને જોવું, અચિરજ મનમહિ ધરિ સુહાવા. કુ. ૩

નિકટ જઇ ક્ષિતિં મસ્તક [1]થાપી, મહીપાલ કુમર સુહાવા;
યોગીશ્વરને ચરણે નમીયો, અચિરજ મનમાંહિ ધારિ
સુહાવા. કુ. ૪

અહિંસાદિક પંચ મહાવ્રત, ધરતો ચિત્ત સમાધિ સુહાવા;
આસન બઈઠો સ્વાસ રૂંધીને, ધ્યાન ધરૈં નહી આધિ
સુહાવા. કુ. ૫

અરિહંતને ધ્યાવે મન ભાવેં, જોગી દેખી તાસ સુહાવા;
તતખિણ મુંકયો ધ્યાન દયા નિધિ, બોલ્યો મધુરી ભાસ
સુહાવા. કુ. ૬

વચ્છ! સુખ સાતા છે તુજને ભલિ આવ્યો તૂં આજી સુહાવા;
દેહ નિરા બાધા છે તાહરઈ સફલ થાઉ તુજ કાજ સુહાવા. કુ. ૭

વિસ્મય ધરજે મતિ મન માંહે, હર્ષે તુજ નઈ કાંઈ જાણી સુ;
સધિ વિદ્યા દેવાનઇ કાજે, ઉત્તમ પાત્ર સુજાણ. સુ. કુ. ૮

યોગી કુમરને ભૂખ્યો જાણી, દિવ્ય શકિત તતકાલિ;
સરસ રસવતી પ્રીતિ ધરીને, જીમાડયો મહીપાલ સુહાવા. કુ. ૯

કુમર પ્રથમ ફલભોજન જાણી, ભોજન કીધો તામ સુહાવા;
યોગી ષડ્સિધિ મહાવિદ્યા, દીધી પ્રેમ સુઠામ સુહાવા. કુ. ૧૦

---

૧-રજ શિર્ષે ચાઢી.

યોગીશ્વર અબ્જાસન બૈઠો, તતખિણ છાંડયા પ્રાણ સુહાવા;
વિદ્યુત દ્યુતિ સરિષૌ આવસેં. થયો ઉદ્યોત પ્રમાણ. સુહાવા. કુ. ૧૧
તે યોગી સુરલોકેં પોહુતો, ઉભો કુમર સુજાણ સુહાવા,
સૌધ ન દેષિ યોગી ન દેષેં, દેખેં વનનો ઠાણ સુહાવા. કુ. ૧૨
અહો સામ્રાજ્ય યોગીનો દેખો, એ ક્રિય જીવિતમાન સુહાવા;
મુક્તિ લહી કાયા મુકીને, ચિંતે સુત રાજંન સુહાવા. કુ. ૧૩
યોગથી મુક્તિ સંગમ લહેં, યોગથી પાપવિધ્વંસ સુહાવા,
યોગથી સિદ્ધિ સહૂ પામીજે, ઈણપરિ કરે પ્રસંસ. સુ. કુ. ૧૪
એહવો ચિંતવિ વનમેં ભમતાં, દીઠો કુંડ મહંત; સુ.
તે કુંડમાંહિ બકસ્થલ વર્ત્તે, જે કરે પ્રાણી અંત. સુ. કુ. ૧૫
સ્નાન કરણ જલ પીવા ચાલ્યો, વાણિ થઈ તિણિ વારિ; સુ.
માં માં ધીર ધુરંધર જાયેં, એ કુંડ દૂરિનિવારિ. સુ. કુ. ૧૬
તે વકતા નૃપસુત નવ દેખઈ, ગયો કુંડ તટ તતકાલ; સુ.
બીજીવાર વલી તિણિ વાર્યો, મને ચિંતે મહીપાલ. સુ. કુ. ૧૭
માણસ કોઈ નહી ઈણ વનમેં, વારેં કુણ મુઝ એહ; સુ.
દસમી ઢાલ કુમરના મનમેં, થયો જીન હરષ સંદેહ. સુ. કુ. ૧૮

સર્વ ગાથા, ૨૨૮.

## દૂહા.

કૌતુક જોવેં જેતલેં, [1]શાષા મૃગ તિણિ વાર;
આવઈ આગલિ કુમરને, વચન કહે હિતકાર. ૧

---

૧—વાંદરો.

પશુ જાણી મોરૂં વચન તુ, મત અવગણે કુમાર;
વાનર વયણે ધારિ. ૨

પર્વત શિખર તણી પરઈ, નયણેઇં જોઇંક રંક;
માણુસ માર્યાં એતલા, રાક્ષસ કુંડ નિસંક. ૩

એ તું ભદ્રાકૃતિદક્ષ છે, કોઈક નૃપનો પુત્ર;
વેગો વલિ નહીતો તુને, રહિસ્યે રક્ષઉ છૂત્ર. ૪

મહીપાલ ભાખે હસી, સાચો તું પશુ વીર;
રાક્ષસ તેહને સ્યું કરે, જે નર સાહસ ધીર. ૫

## ઢાલ. ધણ સમરથ પિઉ નાંનડો; એ દેશી. ૧૧

એહવી વાત સુણી કરી, શાષામૃગ હોઈ મ ભાખે તામ;
જો તુજ માંહિં શકિત છઇં, ઈછાઈ હો જા સુગુણ નિવાસ. એ. ૧

ઈંહાં રાક્ષસ કુંડમાં રહે, સામલ રૂચિ હો ક્રોધી વિકરાલ;
એહવું કહી વાનરો વનમે થયો હો અદ્રસ્ય તતકાલ. એ. ૨

હિવે ક્ષિતિપતિ સુત મહાબલી, વર વિદ્યા હો ભૂષિત ગુણવંત;
ખડગ ગ્રહી નિર્ભય થઈ, જલથાનક હો પહુતો નિભ્રંતિ. એ. ૩

નીર હલાવ્યો જેતલે, બક રાક્ષસ હો જાણ્યો નર કોઈ;
ક્રોધ કરી ધાયો તદા, ઇહાં આવ્યો હો ભૂલો સ્યું જોઈ. એ. ૪

તે બલીયા મિલીયા બિહૂને, માંહો માંહિં યુદ્ધ કરે અપાર,
યુદ્ધ કરતાં પાડિ પડે, ભુંઈ કાંપે હો સહી ન સકે ભાર. એ. ૫

ખડગ વિદ્યા સુપ્રભાવથી, રાક્ષસને હો જીત્યો મહીપાલ;
સાહસથી ન હુવે કિસું ક્રોધ છાંડયો હો રાક્ષસ તતકાલ એ. ૬

સમર્પો આઉ તાહરો, તુઝ વેરી હો વેરી હું તાસ;
તુજ વલ્લભ મુજ વાલહો, રાક્ષસ કર્યો હો એ વચન પ્રકાસ એ. ૭
દીધી વ્રણસંહરોહિણી, વેષ પરાવૃત્તિ હો થાઇં તતકાલ;
કુમરભણી એઔષધી, સમજાયો હો ધર્મ મહિપાલ. એ. ૮
કુમર વિસર્જી તેહને, જલ સરવર હો તરીયો સુખલીલ;
વન સોભા જોવે ફિરી, મનરંગિ હો નૃપકુમર સુસીલ.એ. ૯
કિહાં ઈક ફૂલ ગ્રહઇં ભલાં, પલ્લવ વલી હો કિહાં ગ્રહેં તેહ,
કિહાં પાકા ફલ સંગ્રહેં, ઈમ વનની ક્રીડા નિરખેહ. એ. ૧૦
શ્રી નિવાસ વન તિહાં ગયો, નેમીસર હો જીનવર પ્રાસાદ;
સુંદર તોરણ કોરણી, ઉંચો જાણે હો કરેં નભસું વાદ. એ. ૧૧
નેમીસર ચરણે નમ્યો, સ્તુતિ કરિંતે હો બેઠો સુકુમાર;
ધ્યાંન કરેં રિદયાંતરેં, ત્રિકરણ સુદ્ધ હો પ્રભુનો તિણિવાર.એ. ૧૨
કાને કુંડલ જિગમગેં, લટકંતા હો સંઘૃષ્ટ કપોલ;
પાઇં પલાસની પાદુકા, કંચણ દંડ હો કરઈ વંદન ખોલ. એ. ૧૩
મનોહર વૃક્ષ ફલેં ભર્યો, નિજ હાથે હો ધરીયો હેમ પાત્ર;
શ્રી જીન આગલિ યોગિનિ રૂપવંતી હો દીઠી સુભ ગાત્ર. એ. ૧૪
સંભ્રમ ધરિને ઉઠીયો, પગ પ્રણમ્યા હો તેહના તતકાલ;
જયજી એહવી આશિષ, દીધી તિણિ હો યોગિણ સુકુમાલ. એ. ૧૫
રૂપ લાવણ્ય નિહાલીને, આભરણેં હો ભૂષિત જસુ દેહ;
દેવી જાણી જોગિણી, ધન્ય દરસણ હો પામ્યો મઈ એહ. એ. ૧૬
આદરસું એમ કહે દેવી, ગોત્ર દેવી હો પ્રગટી ઇહાં મુજ;

ભયાકીર્ણ અટવી માંહિ, પાય પ્રણમી હો વીનતી કરૂં તુજ. એ. ૧૭

એહવી અમૃત સારિખી, વાણી સુણિ હો યોગિણ કહેં તામ;
દેવી નહી હું માનુષી, તાપસિણી હો તપ કરિવા કામ. એ. ૧૮

વ્રત લીધો તેણેં કારણે, જાણ્યો હો સંસાર અસાર;
ઢાલ થઇ ઈગ્યારમી, ઈમ ભાખ્યો હો જીન હરષ વિચારિ. એ. ૧૯

સર્વ ગાથા. ૨૪૮.

## દૂહા.

આજ અતિથિ તું આવીયો, માહરેં પુણ્ય નિબંધ;
વ્યર્થ મ કરિજે વયણ તૂં, વછ ! વચન સંબંધ. ૧

અતિથિ વ્યર્થ જે ઘરથકી, સુણિ પુરૂષોત્તમ સાર;
પુણ્ય પાપ ક્ષય ઉદય કરિ, શાસ્ત્ર વચન અવધારિ. ૨

માન્યો વચન કુમારસું, યોગિણિ દંડ સપાત્ર;
લેઈ શ્રીજિન ગૃહથકી, કરી નીસરીયા જાત્ર. ૩

પાત્ર સપાણિ પ્રભાવિની, કુમર નિહાલેં ચિત્ર;
ફલ માગેં તરૂવર કન્હેં, યોગ ફલા ચિત્ર તત્ર. ૪

હેઠે પાત્ર ધર્યો તિણિં, ફલ આપો મુજ વૃક્ષ;
કલ્પદ્રુમની પરે ભલા, ફલ દીધા પરતક્ષ. ૫

## ઢાલ. યત્તિ સોરઠ રાગેં; એ દેશી. ૧૨

ફલ પાત્ર યોગિણિ બહુ ગગે, મૂંકે મહીપાલને આગેં;
તેમાંહીથી કેઈ ફલ દીધા, રાજન સુત ભક્ષણ કીધા. ૧
તે યોગિણિ ઇણિપરિ ભાષઈં, મહિપાલ ઉપરિ હિત રાખેં;

વચ્છ ! કહિંતુ કિહાંથી આયો, કિહાં જાવા મન ઉમાહ્યો. ૨
સાથ ભ્રષ્ટ થયો હુ માતા, ઈહાં આવ્યો મુજ થઈ સાતા;
નેમીસર તુજ પાય લાગી, નિજ પુર જાઇસિ રઢ લાગી. ૩
યોગીણિ સદયા કહેવાણી, વછ વન જોવો સુખ જાણી;
મહાકાલ ઇહાં યક્ષ જાણો, પ્રાણીને કાલ સમાણો. ૪
સંહારીયા લોક ઘણાહી, ઈહાં આયા તે સઘલાહી;
એ પાપીને તજી દૂરિ, જા સુખસું પુન્ય અંકૂરંઈ. ૫
માહોંમાંહે વાત કરતાં. નિજ પરમ પ્રમોદ ધરતાં;
એટલેં નભથી મુનિ કોઈ, ઉતરીયો તીરથ જોઇ. ૬
તપસું વપુ જેહનો દીપેં, તેહનો કાંઈ પાપ ન છીપઈ;
દેષી ઉઠયા તે તતકાલ, મુનિચરણ નમ્યા સુંકુમાલ. ૭
ધર્મલાભ દીયો મુનિપ્રતે, આશિષ બિહુને ભલી રીતેં;
જગનાથ નેમીસર સામી, પાદ પ્રણતિ થકી ફલ પામી. ૮
પરિપકવ થયો તે આજ, નયણે દીઠા મુનિરાજ;
સમતા રસના પ્રભુ દરિયા, રતનાકર જીમ ગુણ ભરીયા. ૯
નિર્ભાગ્ય જીકે નર થાયેં, તે તુમ દરસણ ન લહાયેં;
તુમે સ્વામી પરઉપગારી, ભવજલ તારણ નરનારી. ૧૦
ભગવન્! તુમે ધર્મ સુણાવો, અગન્યાની * નર સમજાવો;
ઉત્તમ જલધર સમ ગણીંઇ, તુમ સરિખા જગમંઇ ભણીંઇ. ૧૧
એહવી અંમૃતસમ વાણી, સાંભલિ મુનિ કરૂણા આણી;
પંચ શકસ્તવે દેવ વંદી, બોલ્યા મનમેં આણંદી. ૧૨

દાન દેવો અઘ[1] ન કરિવો, પ્રાણી રક્ષા શીલ ધરિવો;
એથી થાયે પુણ્ય ઠિકાણો, જીન ભગતિ થકી તે જાણો. ૧૩
સામ્રાજ્ય સુમતિ પુણ્યરાસી, પાપ ક્ષય ગ્રહ પીડા ખાસી;
જીન ધર્મ થકી સુખ લહીયે, જીન ધર્મ ચિંતામણિ કહીયે. ૧૪
તેહીજ સુકૃતી ધન્ય ધન્ય, તેહીજ ગુણવંત ન અન્ય;
જીનવરને નમે ત્રિકાલે, ભકતે પૂજે ત્રિણકાલ. ૧૫
છોડી કાયાથી પ્રમાદ, ઉજમાલ થઇ સુપ્રસાદ;
કરિવી પૂજા મનહરિણી, ચિરકાલ દુરતિ અપહરણી. ૧૬
એહવા મુનિ વાકય સુંણેઈ, મન પ્રમુદિત થયા બે બેઈ;
મહા કાલ યક્ષ વિરતંત, પૂછે કોહને ભગવંત. ૧૭
દેવત્વ ધર્મથી જેહને, કિમ વૈરિણી હિંસા તેહને;
બહૂ પ્રાણીને સંહારે, દુર ગતિના દુઃખ ન વિચારે. ૧૮
કિમ મનુષ્યતણો થયો દ્રેષી, પુણ્ય મુંકયો દૂરિ ઉવેખી;
જીન હરષે બારમી ઢાલે, સંદેહ હિવે મુનિ ટાલે. ૧૯
સર્વગાથા, ૨૭૨.

## દૂહા.

વાચંયમ[2] સાંભલિ વચન, શ્રવણે સુધા સમાન;
ભાખૈ જ્ઞાન મહાત્મથી, તા સચરિત્ર ભગવાન. ૧
પૂર્વે કોઈક ઇણ વને, તાપસ મછરવંત;
જીન શાસન દ્રેષી ઘણું, નિજ મત પ્રેમ અત્યંત. ૨

---

૧– (પાપ) ૨–મુનિરા.

કલત્ર સહિત ધારિ જટા, આહાર કરઇ ફલ ફૂલ;
વલકલ પહિરણ સોભતો, વન વન ભમેં અભૂલ. ૩
તેહને કન્યા ઉપની, સુંદર રૂપ નિધાન;
સલ્લક્ષણ તનુ શોભતો, સુર કન્યા ઉપમાન. ૪
પ્રાણથકી પિણ વાલહી, સુતા પીતા ! ને તેહ;
ધાર્યો નામ શકુંતલા, દીઠાં વાધે નેહ. ૫

## ઢાલ. જીહો જાણ્યા અવધિ પ્રયુંજીને, એ દેશી.

જીહો સોભા અધિક સોભા ઘણી, જીહો જોબન વધતો પ્રેમ;
જીહો [1] રૂચિશકારે સોભતી, જીહો માધવ વન શ્રી જેમ. ૧
સુગુણ નર સુણજ્યો એહ સંબંધ, જીહો મહાવીર ઇંદ્ર આગલિ; જી.
તીરથતણાતો પ્રબંધ. સુ. આંકણી.

જીહો ભીમ ભૂપતિ ઈણે અવસરે, જીહો ક્રીડા કરતો તામ;
જીહો ઇણિ વનમાંહિં આવીયો, જીહો દીઠી કન્યા જામ. સુ. ૨
જીહો કન્યા દેખી સુંદરી, જીહો ગુણ કંદરી [2] સમાન;
જીહો [3] વાગ ગ્રહી ઘોડા તણી, જીહો ઉભો રહ્યો એક ધ્યાન સુ. ૩
જીહો તિક્ષણ નયન કન્યા તણા, જીહો તિક્ષણ જાણેં કામ બાણ;
જીહો લાગી હીયડેં રાયને, જીહો કાઢી લેશે પ્રાણ. સુ. ૪
જીહો ક્ષણ એક સંભ્રમ પામીને, જીહો પામ્યો તતક્ષિણ શોધ;

---

૧-સુંદર આકારે ૨-ખાણી. ૩-લગામ.

જીહો સુરકન્યા [1]કઈ માનુષી, જીહો ન પડિ કાંઇ શોધ. સુ. ૫
જીહો મૃગનયની ચંદ્રાનની, જીહો મોહનરૂપ નિહાલિ;
જીહો તાસનિકટ નૃપ આવીયો, જીહો કામાતુર
તિહાં વાલિ. સુ.. ૬
જીહો મીઠી વયણે નૃપકહે, જીહો કન્યે ઉદાખી,
જીહો પરણી છે કિ કુમારિકા, જીહો મનમે લાજ ન રાખી. સુ. ૭
જીહો મુખમુખ કરી તામ હસામણો, જીહો કહઇ કુમારીતામ;
જીહો અસ્વોપરિ આરોહી કરી, જીહો લેઇગયો નિજગામ. સુ. ૮
જીહો થયો વિયોગ સુતાતણો, જીહો તાપસ ક્રોધ કરાલ;
જીહો થયો તામ ગત ચેતના, જીહો જાણી મરણનો કાલ. સુ. ૯
જીહો ઉપાડી અન્ય તાપસે, જીહો આણ્યો જીનવર ગેહ;
જીહો પુન્ય થાઇ જીન દરસણે, જીહો સદ્ગતિ પામે એહ. સુ. ૧૦
જીહો ગ્રસ્ત કદા ગ્રહમત્સરઇ, જીહો નમ્યો નહીં જીનપાય;
જીહો [2]આરતિધ્યાન મરીકરી, જીહો યક્ષ થયો ઇહાં
આય. સુ. ૧૧
જીહો રૂદ્ર ધ્યાન ધરી કરી, જીહો નરકતણી ગતિ તાસ;
જીહો જે વિખ દોષે પીડીયા, જીહો મરણ શરણ દુઃખવાસ. સુ. ૧૨
જીહો પિણિ દીઠા શ્રી નેમિને, જીહો તિણિ તાપસ અંતકાલ;
જીહો દેવતણી ગતિ ઇમલહી, જીહો નરકતણી ગતિટાલી.સુ. ૧૩
જીહો જીન સમર્યો દીઠો થકો, જીહો કીર્ત્તત પૂજિત જાણિ;

૧-વિકલ્પના અર્થમાં. ૨-આર્ત્ત ધ્યાન

જીહો સુખભાવેં પિણિ સેવીયો, જીહો સદ્ગતિ હુવેં
પ્રમાણ. સુ. ૧૪
જીહો અહો મહાત્મ જીનેંદ્રનો, જીહો દરસણ કીયો એકવાર;
જીહો તાપસ ભેદી પાપને, જીહો પામ્યો સુર અવતાર. સુ. ૧૫
જીહો હરણ થયો સુતાતણો, જીહો કીધમાનને ક્રોધ;
જીહો હિવેં પિણિ તિણિ અભ્યાસથી, જીહો નરનઈ
હણિ વિરોધ. સુ. ૧૬
જીહો જ્ઞાની મુનિ એહવું કહી, જીહો ઉતપતીયો આકાશ;
જીહો ઢાલ થઈ એ તેરમી, જીહો કરિજીન હર્ષપ્રકાશ. સુ. ૧૭
સર્વગાથા, ૨૯૫.

## દુહા.—

યોગિણિ દિવ્ય પ્રભાવિનિ, તે પણિ ગઇ નિજ ઠામિ;
કુમર કાલ વન જોઇવા, ચાલ્યો ધરિ ધિર તામ. ૧
પરૂ કરંકથી શ્રવેં, પિચ્છલ થઈ વન ભૂમિ;
દુર્ગંધ ફોડે નાસિકા, પ્રગટ થઈ રહી ધૂમિ. ૨
ગંધ તણે અનુસાર તિહાં, વિક્રમ ધીર કુમાર;
કર કરવાલ ઉલાતતો, આવ્યો કરી વિચાર. ૩
દીઠો યક્ષેં કુમારને, દેખી જાગ્યો ક્રોધ;
ગદા શસ્ત્ર સંબાહિને, રોકી રાખ્યો યોદ્ધ. ૪
આ પલિ જાવા દઈ નહી, યક્ષ કોપીઓ તાસ;
નિજ બલમેં માવેં નહી, હિવેં જાઇસિ કિહાં નાસી. ૫

## ઢાલ. ઉમાદેરી. ભાવનરી રાગ સિંધુ. આસા (૧૪)

યક્ષ કહેરે માનવ તું નવોરે, આવ્યો છે કિણુ જોર;
સમરિ લેરે નિજ ઇષ્ટ દેવનેરે, ઇમ કરતો સોર.

વચન સુણીનેરે કુમર હસી કહેરે, સાહસ મનમેં ધારિ;
કિસું બીહાડે યક્ષ તું મુજ ભણીરે, કરતો ઈમ અહંકાર. ય.

ક્રોધ મ કરિરે થા સુપ્રસન હિવેરે, નિજ મનમાંહિ વિચારિ;
નિરપરાધી પ્રાણી કિમહુ હણેરે, ક્રોધ હૈયામાંહિ ધારિ. ય.

અતુલ પણિ ભોગવિ સુખ દેવનારે, માનવ મારણ છોડિ.
કોપાંધ નરનેંરે સુખ નહીં સર્વથારે, ઇણિ ભવિ પરભવ જોડિ. ય.

### श्लोक.

क्रोधः कृपावालि दवानलोयं क्रोधो भवांभोनिधि वृद्धिकारी;
क्रोधो जनानां कुगति प्रदाता, क्रोधोहि धर्मस्य विघात विघ्नम् ५

ક્રોધ થકી બાલેં નિજ થાનક ભણીરે, અગ્નિપરેં તીવ્રતાપ;
અન્ય ભણી પિણી બાલે તે પછઇરે, તેણિતજી ક્રોધ સંતાપ. ય.

દૂધ સરિખો વચન સુંણી ઇસોરે, ક્રોધ ચઢયો બહૂતાસ;
નવજ્વરીની પરે યક્ષ રાજનેરે, દુર્ધર ઝાલ પ્રકાશ. ય. ૫

હુરકે હોઠ હીયો ક્રોધે ભર્યોરે, તીખણુ ભૃકુટી વાડિ;
કુમરભણી ક્રોધ ઉદ્દિરતો ઇમ કહેરે, રેરે ડાહાપણુ છાંડિ ય. ૬

યક્ષ મોગર ઝાલીને ફેરીયોરે, ખડ્ગ વિદ્યા સંભારી;
ખડ્ગ ઉદ્દામ હાથેં ગ્રહીરે, ધાયો યમ આકાર. ય. ૯
મહામલ્લ મહાબાહૂ મહો જાત મહાબલીરે, કુમારયક્ષ, સાહીસ;
કૌતક ઉપજાવે વત દેવી ભણીરે, યુદ્ધ કરતાં ધરિરીસ. ય. ૧૦
ગગન ફાલ આપે કયારે બિહુનેરે, કયારે ભુઈ રહે વીર;
માંહોમાહિ હણે મોગર ખડ્ગે કરીરે, રણ માંડીયો સધીર. ૧૧
યક્ષતણે ઘાએ થયો જાજરોરે, મહીપાલ કુમાર;
સ્મરી મનમાંહે ખડ્ગ વિદ્યાભણીરે, ખડ્ગ ગ્રહ્યો હથીયાર. ૧૨
ઝાલ કરાલા તેમાંથી નીસરીરે, ઊડે ઘણાં ફુલિંગ;
ત્રટત્રટ શબ્દ કરેં યક્ષ મારિવારે, વિદ્યા સગતિ અભંગ. ય. ૧૩
પ્રત્યક્ષ જાણેં કોપાગનિ નીસર્યોરે, કોશથકી વિકરાલ;
એહવો ખડ્ગ નિહાલી તે યક્ષ દેવતારે, બીન્હો મન તત્કાલ. ય. ૧૪
કહે મહીપાલ કુમર યક્ષદેવનેરે, રે મૂરખ મતિહીણ;
દેવપણું હારીઇ કાંતુ મુજ ક્રોધથીરે, કઈ પુણ્ય થયો તુજ ખીણ. ય. ૧૫
સેવા કરી મુજ ચરણ કમલ તણીરે, તજી હિંસા દયાપાલી;
સમતા ધરી સહૂ જીવ ઉપરી સહીરે, નિજ સંપદ સંભાલી. ય. ૧૬
સૌર્યપણુ તેહનો દેખી કરીરે, ધીર વચન સુણિ તાસ;
ક્રોધ તજી મહાકાલ ઈસું કહેરે, મુખથી મધુરી ભાસ. ય. ૧૭
પુણ્ય પ્રબલ પોતે છેં તાહરેંરે, તું ક્ષત્રી બલવંત;
ઢાલ થઈ જીન હરખ એ ચઉદમીરે, સાંભલિજયો ગુણવંત. ય. ૧૮

સર્વ ગાથા, ૩૧૮.

## દુહા.

વછ ! માગિ વર મુજ કન્હે, મુજને જીત્યો આજ;
તુજથી અધિકો કો નહી, શૂરવીર સિરતાજ; ૧
નિશ્ચય તે સાચો કહ્યો, ધર્મથકી જયકાર;
હું પ્રાણી ઘાતક થયો, તું અભય દાતાર. ૨
વિકસિત નેત્ર થયા સુણી, ખડ્ગ સંગ્રહ્યો કુમાર;
ધર્મતણી વાચા રૂચિર, કહે તેહને વિચાર. ૩
ધરમ તણી રૂચિ તુજ થઇ, કહું તુજને યક્ષરાજ;
જઇયેં તાહરે મંદિરે, ધર્મ કથાને કાજ. ૪
મહીપાલ મહાકાલને, મનમેં બાંધી પ્રીતિ;
સૌધે બેઠા આવીને, આલાંતરે સુરીત. ૫

## ઢાલ ધનધન સંપ્રતિ સાચો રાજા. એ દેસી. (૧૫)

મનમેં પ્રીતિકારીણિ ભાષા, નૃપનંદન ઈમ બોલેરે;
અતિ ગંભીર સુભગ ધર્મવંતી, મીઠી અમૃત તોલેરે. મ. ૧
ધર્મથી રાજ્ય સામ્રાજ્ય લહીને, સુરપદ ધર્મથી લહિયેંરે;
ધર્મથી શિવ સંપદ પામીજે, ધર્મ ચિંતામણિ કહીયેરે. મ. ૨
ઉત્કૃષ્ટો મંગલીક ધર્મ છઇ, સ્વર્ગ અપવર્ગ પ્રદાતારે;
ધર્મ સંસાર કંતાર ઉલંઘન, માર્ગ દેખાવણ સાતારે, મ. ૩
ધર્મ એહ માતા જીમ પોષે, પિતાતણી પરે પાલેરે;
ધર્મ સખાની પરિ હિતકારી, ધર્મ સહુ દુઃખ ટાલેરે. મ. ૪
ધર્મતણી જણણીજન ભાખી, જીવદયા સહૂ માનીરે;
તેહ તણી હિંસા છે વૈરિણિ, મકરી મકરી સુરજ્ઞાનીરે. મ. ૫

દાન સીલ તપ ભાવ પૂજાદિક, સ્મરણ ધ્યાન કરીંજેંરે;
સફલ થાયઈ તો એ સઘલા, અભય પ્રાણીને દીજેંરે. મ, ૬
કંટક જો પગમાંહે ભાગેં, તો બહુ વેદન થાયેંરે;
તો કિમ શસ્ત્ર સંઘાતે હણીયે, જેહુથી દુર્ગતિ જાયરે. મ. ૭
દયાં વિના જે ધર્મને માને, તે મૂરખ સરદારોરે;
વંધ્યાને જો પુત્ર હુવેતો, ધર્મહિંસાથી ધારોરે. મ. ૮
જીવદયા મહા ધર્મ કહીજે, દયા શાસ્ત્ર સ લહીજેંરે;
દયા વિના જે ધર્મ કરીજે, નિષ્ફલ સયલ[1] કહીજેરે. મ. ૯
કૃતઘ્નપણો યક્ષપ નાદરીયેં, કૃતજ્ઞપણું આદરીયેરે;
ધર્મ આપણો જે હિતકારી, તે નિશ્ચઇ મન ધરીયેરે. મ. ૧૦
જીવતણી અનુકંપા હુંતી, પૂર્વે બક લહ્યો ધર્મોરે;
સ્વર્ગતણા સુખ ભોગવિ અનુક્રમે, વલી પામ્યા શિવશર્મોરે મ. ૧૧
સાંભલિ કિણિઈક વિપન મઝારિ. સુંદર સરવર સોહિંરે;
નિર્મલ નિર ખીર સરિખો, સુરનરનાં મન મોહેરે. મ. ૧૨
મછગ્રહ તિણિ સરવર નિવસેં, પંખી ત્રાસ ઉપજાવેંરે;
રૂદ્ર ધ્યાની મહા ક્રુર ભયંકર, વિચરે સ્વેચ્છા દાવેંરે. મ. ૧૩
કાકાદિક જલ પીવા આવેં, તેહુને પાપી મારેરે;
રાતિ દિવસ ઈમ કર્મ નિષેધઈ, ભવસ્થિતિ જેહુ વધારેરે. મ. ૧૪
ઈણુપરિ પ્રાણી સભક્ષ કરંતા, બહુ પરિકાલ ગમાવેરે;
પનરમી ઢાલ થઈ એ પૂરી, હિવેં જીન હરખ સુણાવેંરે. ૧૫

સર્વ ગાથા, ૩૩૮.

---

૧–સકલ.

## દુહા.

કેવલ જ્ઞાની તિણિ સમે, ધર્મ અંગ સાક્ષાત;
આતમ પરઇં સહુ દેખતા, આવ્યા મુનિ સંઘાત. ૧
મુનિવર તિહાં સમોસર્યા, તે સરવરને તિર;
મૃગ સિંહાદિક પ્રાણીયા, બેઠા આવી તીર. ૨
મહાકાય બગ તેહ પણિ, બહૂ બગનો પરિવાર;
તૃષાક્રાંત આવ્યો તિહાં, સુધા વચન હિતકાર
વાચંયમ પ્રતિબોધવા, બોલ્યા ભાષા તાસ.
કૃપાવંત મુનિ તેહને, દીયેં દેસણા ખાસ. ૪
પંચેંદ્રી ને પટુપણો, દુર્લભ વેત્તાતત્ર;
દુર્લભ ધર્મ તિર્યંચને, અવિવેકીને અત્ર. ૫

## ઢાલ મન મધુકર મોહી રહ્યા. એ દેશી. ૧૬

કેવલી થઈ ધર્મ દેશણા, પૂર્વ વિરોધિત ધર્મરે;
તેહથી તિર્યંચ લહે, તિહાં વલી કરે અધર્મરે. કે. ૧
ગતિ આપે તે નરકની, તિહાં તજ્જાય સાશ્લેષરે;
વધ બંધ તત્ર ઉપાઈવો, છેદન ભેદન પેખીરે. કે. ૨
ટાંકે વજ્રને ટાંકણે, કાપે કાનને નાકરે;
સૂલી ઘઇ પાવક દહેં, ભાલેં વીંધઈ નાકરે. કે. ૩
રૂદ્રધ્યાન ઇંઆતિ કરી, પ્રાણી બંધન કરેંહરે;
સકલ વિશ્વ આતમપરે, ચિંતવીયેં ધરિ નેહરે. કે. ૪
એહવે મુનિ વચને કરિ, કૃત પરપીડન ત્યાગરે;
સિંહ વ્યાઘ્ર બકાદિકાં, થયા કૃપો પરિ રાગરે. કે. ૫

દયાવંત તે દિનથકી, આયૂ પૂરણ કરે કાલરે;
ધર્મ સમરતો ચિંતમેં, બકસુર થયો તતકાલરે. કે. ૬
એક અવતાર લહી કરી, ઉત્તમ કુલ અવતારરે;
ધર્મ કરિ નિજ હિત ભણી, જાસ્યે મુક્તિ મઝારિરે. કે. ૭
દેવપણું તે ધર્મથી, તે પામ્યો પક્ષરાજરે;
હિંસા તેહની દ્રોહણી, કાંઈ કરે વિંકાજરે. કે. ૮
હિંસા તજી આદર દયા, ભજી જીન ધરમ પ્રવીણરે;
પ્રાણીને કાયાથકી, કરી ઉપગાર અખીણરે. કે. ૯
લછી જીવિત વ્યય કરી, બાલ વિદ્યા દે તેમરે;
ઇહાં આગલિ હિતકારણી, પરઉપકૃતિ ધરિ પ્રેમરે. કે. ૧૦
પૂરવ જનમના કોપનો, ફલ દીઠો તે દેવરે;
વૈર–વયરી સુ હિતભણી, ગુરૂભાષિતજી ટેવરે. કે. ૧૧
પ્રાતઃ કાલે જીન નિરખીયા, તેહથી તું થયો દેવરે;
નેમીસર ભગવંતની, સદા સમાચરિ સેવરે. કે. ૧૨
યક્ષ વચન સુણિ હરખીયો, ચિંતારત્ન સમાનરે;
ઉજવલ ધર્મ લહી કરી, ગુરૂચરણે ધરી ધ્યાનરે. કે. ૧૩
દેવ એક જીનવર[1] નમું, ગુરૂતો પરિગ્રહ મુકતરે;
દયાધર્મ હૃદયે સર્દૃહું[2], એહવો યક્ષ ઉક્તરે. કે. ૧૪
મહાધર્મ કેવલી કહ્યોરે, કીધો અંગીકારરે;
દીધી ગુરૂ પૂજાભણી, યક્ષઈ વિદ્યાસારરે. કે. ૧૫
આજ્ઞા લેઈ યક્ષની, ચાલણ થયો ઉજમાલરે;
કરૂણાવંત તિહાં થકી, ચાલ્યો કુમર મહીપાલરે. કે. ૧૬

---

૧. હૃદય. ૨. ધારણ કરૂં.

દેશાચાર પરીખીયે, જાણી જે નિજ શક્તિરે;
કલા સયલ તે જાણીયેં, ઉત્તમ અધમની વ્યક્તિરે. કે. ૧૭
તીર્થ અનેક થાયેં સહી, [૧]નાના પુરૂષ પ્રસંગરે;
દેખઈજો વસુધામેં, પંડિત નર સર્વંગરે. કે. ૧૮
દેશ દેશની જાણીયે, ભાષા દેશાચારરે;
એ જીન હરષ પૂરી થઈ, ઢાલ સોલમી ધારિરે. કે. ૧૯

સર્વ ગાથા, ૩૬૩.

## દુહા.

જીહાં જાયઈ તિહાંસા પુરસ,[૨] માન લહેં સર્વત્ર;
[૩]મોહુંગો સોનાની પરેં, કારણ પુણ્ય પવિત્ર. ૧
એહવું ચીતવિ રાજસૂ, પૂર્વ દિસઈ પ્રયાણ;
કીધો પુર આરામનગ, લાંઘે ઘણા સુજાણ. ૨
પામ્યો કેટલેક દિને, સુંદર પુર અભિરામ;
દ્રુમાકીર્ણ ઉદ્યાન તસુ, લીધો તિહાં વિશ્રામ. ૩
તિહાં આંબિકા દેહરો, મહીપાલ સુકુમાલ;
દેવ ગુરૂ સમરી કરી, સૂતો નિર્ભય બાલ. ૪
મનમાંહિં ચિંતા નહી, આરતિ[૪] નહી લગાર;
સાહસવંત શિરોમણી, કરૂણાવંત કુમાર. ૫

## ઢાલ—જંબૂદ્વીપ મઝારિ પુરએ દેશી. ૧૭.

"તાત માત હા ભ્રાત કોઈ, કૃપા કરી રાખો મુજને, એહુથી
એ [૫]નિકૃપ પાપી એહ,

---

૧. વિવિધ. ૨. સત્પુરૂષ. ૩. મોંઘો. ૪. આર્ત્તભાવ. ૫. નિર્દય.

હણસ્યે મુઝ ભણી, આંણી ઇહાં મુજ ગેહથીએ." ૧
કરે કલાપ વિલાપ, દીન સ્વરે કરી, વારવાર કાંઈ સુંદરીએ;
શ્રવણે સુણિ મહીપાલ, જાગ્યો તતક્ષિણ, કરૂણા મન
માંહે ધરીએ. ૨
નિર્ણય કરે તે શબ્દ, નિશ્ચલ ચિત્ત કરી, ઉઠયો કુમાર ઉતાવલોએ;
ખડ્ગ લેઈ નિજ હાથે, ચાલ્યો તિહાંથકી, કૃપાવંત મતિ
આગલોએ. ૩
તિહાં આવ્યો મહીપાલ, દીઠો નર એક, બેઠો ધ્યાન કરી સહીએ;
નારી વિહ્વલ દીઠ, કુંડ અગ્નિતણો થાપ્યો, વિદ્યાધર મહીએ. ૪
હણિવા કન્યા એહ, એણે આણી ઈહાં, વિદ્યા સાધવા ભણીએ;
તો મુંકાવું એહ, એહવું ચિંતવી, બોલ્યો ઈમ સાહસ ઘણીએ. ૫
રેરે સ્યું તે એહ, પાપી આરંભ્યો, અધમ અધમ કરણી કરીએ;
મેલ્હી *પરિ તૂં એહ, અબલા રોવતી, નહિ તો મુકીસ
યમપુરે એ. ૬
થયો તામ ઉદ્ભ્રાંત, બાહુ વિચે ગ્રહી, કન્યાને તિણ અવસરેએ;
તે ખમિ ન શકયો ત્રાસ, પવન ગતે, નાઠો ધીરજ નવી
ધરઈએ. ૭
નારિ મૂકાવા કાજે, કુમર મહાબલી, ખડ્ગપાણી કેડે થયોએ;
મહાવેગસુ તામ, તે વિદ્યાધર દેખે નહી, કિહાં ગયોએ. ૮
પૂઠે દોડયો શિઘ્ર ક્રોધ હીયે ધરી, નયણે [1]દહદિશિ જોવતોએ;
વિદ્યાધર પણિ વેગ, [2]ગંધવહનીપરઇ એ, નાસિ ગયો ન
થયો છતોરે. ૯

---

* દૂર.. ૧. દશદિશા. ૨. પવન.

આગલિ જાતો તેહ, વ્યગ્ર થયો ચિત્ત, નારી હણિવા મતિ ધરીએ;
શ્વભ્રભીમ મહાકૂપ, ઝંપાવ્યો માંહિ, કન્યાને લેઈ કરીએ. ૧૦
કરૂણાધાર કુમાર, કેડે બલવંત, ઝંપા દીધી તતખિણેંએ;
તે જોવાને કાજે, નારિ છોડાઈવા, નિજ આતમને અવગણીઓ. ૧૧
વિદ્યાધર તત્કાલ, દૃગથી વેગલા, દૂરિ ગયો દીસેં નહીએ;
કૂવામાંહિ કુમાર, ચાલ્યો આગલિં, રવિસમ જ્યોતિ થઈ રહીએ.૧૨
પર્વત તરૂની શ્રેણિ, નિરખી લોયણે[1] અચરિજ મનમાંહિ લહ્યોએ;
વનમે ભમઇ કુમાર, ખેચર નિરખતો, ચિંતે પાપી કિહાં ગયોએ. ૧૩
તેતલી સુણ્યો આક્રંદ, તે કન્યાતણો, હલુએ હલુએ તહાં ગયોએ;
તરૂ આછાદિત દેહ, અસિ હાથે ગ્રહી, મૌન ગ્રહી ઉભો રહ્યોએ. ૧૪
રત્નચંદનનો લેપ અંગઈ નારિનઇં, રકતવસ્ત્ર પહિરાવીયાએ;
સતરમીએ થઈ ઢાલ, જીન હરખે કહી, સાંભલજો સહૂ ભાવિયાએ. ૧૫

સર્વ ગાથા, ૩૮૩.

**દૂહા.**

રક્ત માલ કંઠે ઠવી, કુંડ સમીપે તાસ;
દીઠી આંસૂ નાંખતી, બેઠી અધિક ઉદાસ. ૧
ખડ્ગ આછાદી વસ્ત્રસું, ગોપવિ નિ આકાર;
લીલાયેં તે આગલિં, ઉભો રહ્યો કુમાર. ૨

---

૧. લોચને.

અહો સત્વ ! એ સું કરે, ભાખિ કોમલ વાણિ;
ગુરૂ આદેશે તું કરે, કે નિજ બુદ્ધિ પ્રમાણ. ૩
ખેચર તામ કહે ઈસું, ભોપંથિયા અજાણ;
નિજ ઈચ્છાઈ જા ચલ્યો, તે મો કિસી પિછાણ. ૪
આપ આપણા કામને, છે સહૂ લોક પ્રવીણ;
સ્યું પૂછે ડાહ્યો થઇ, સહૂ નિજ મનમેં લીણ. ૫

## ઢાલ—ઓધવ માધવને કહેજે. એ દેશી. ૧૮.

અહો ઉપગારી એહુથી, મુકને મું કાંઈ;
એ પાપી હણુસ્યેં હિવેં, અબલા [1]વાહુર ધાઈ. અ. ૧
ભાખેં દીન કુમારિકા, સુણિ કરૂણા આણિ;
વચન કહે ખેચર ભણી, વારૂ અવસર જાણિ. અ. ૨
અસરણ અબલા બાલિકા, સુણિ કરૂણા આણિ;
વચન કહે ખેચર ભણી, વારૂ અવસર જાણિ. અ. ૩
અસરણ અબલા બાલિકા તૂં ક્ષત્રી જાતિ;
લાજે નહી નિજ ચિત્તમેં, નીચ કરતો ન્યાત. અ. ૪
સ્ત્રી હણિ વિદ્યા સાધીઇં, એહવી ભ્રાંત મ આણિ;
શુભ કર્મ પાપારંભથી, જાયે વિલય સુજાણ. અ. ૫
દ્વેષી કિણઈક તુજ ભણી, *વિપ્રતાર્યો આપ;
તુજ ઉન્નત જય ટાલવા, કીધો એહ ઉપાય. અ. ૬
મુગ્ધ ! માનિ માહરો કહ્યો, અબલાનિ મૂંકિ;
દુર્ગતિ નારિ ઘાતિથી, સુખ ફોક મ મૂકી. અ. ૭
કોપ ચઢયો સુણિ એહવું, ખેચર તત્કાલ;

---

૧ સાહાય્ય. * છેતર્યો.

તસતેલ જલ સીંચીયો, વાધે જીમ જાલ. અ. ૮
વિદ્યાનિંદે માહરી, નિન્દે ગુરૂ મુજ્જ;
પંથ ચલ્યો જા કિ હિવૈ, સિર છેદિસિ તુજ્જ. અ. ૯
એહવું કહી ખડ્ગ સંગ્રહ્યું, થયો સનમુખ તામ;
સજ્જ થયો નૃપ સું તદા, કરિવા સંગ્રામ. અ. ૧૦
ખડ્ગાખડ્ગે યુદ્ધ કરે, વલી મુષ્ટામુષ્ટિ;
દંડાદંડ સુભટ લડે, થાય નહિં સંતુષ્ટ. અ. ૧૧
ખડ્ગ વિદ્યા અનુભાવથી, કુંમરે તિણ વાર;
જીત્યો વિદ્યાધર ભણી, થયો જય જયકાર. અ. ૧૨
દેવઈ પણી જીત્યો નહિં, પહેલી મુજ કેણિ;
જીત્યો મુજને આજી તેં, ભુજ બલ પુન્ય શ્રેણિ. અ. ૧૩
હું પાપી પ્રાણી હણું, તુજ રાખણ રંગ;
ધર્મથકી તુઝ જય થયો, પાપથી મુજ ભંગ. અ. ૧૪
[1]વિરતો તેહથી ઈમ કહી, કહે તામ કુમાર;
ખેદ મ કરિ ધરિ ચિત્તમેં, ધર્મ બુદ્ધિ વિચાર. અ. ૧૫
નારી વધોદ્ભવ પાપથી, નરકાવનિ જાઇ;
વાંછી સતફલ પામવા, કયાંહથી તે થાઈ. અ. ૧૬
હિવે પણિ પર ઉપરિ કદા, મ ધરસિં તું દ્વેષ;
જીન આરાધન કરી મુદા, લહીં સુખ વિશેષ. અ. ૧૭
કુમાર વચન અમૃત જિસા, વિદ્યાધર પીધ;
કર જોડી આગલિ રહી, શિખ શિષ્ય જીમ લીધ. અ. ૧૮
કુણ કન્યા કહિ કેહની, ઈમ પૂછે કુમાર;

---

૧. પાછા ફરો.

કલ્યાણ કટક નગર અછઈ, કન્યા કુબ્જ મઝારિ. અ. ૧૯
ખેચર ભાખે ખાંતિસું, સાંભલિ મહીપાલ;
કહે જીન હરખ પૂરી થઈ, અઢારમી એ ઢાલ. અ. ૨૦

સર્વ ગાથા, ૪૦૭.

## દૂહા.

કલ્પાવલિ સોભતો, દ્યે યાચક કલ્યાણ;
કલ્યાણ સુંદર પુર ધણી, જેહની સગલે આણ. ૧
પતિ ભગતી પવિત્રાતમા, રૂપ ગુણે અભિરામ;
શીલાભરણે શોભતી, કલ્યાણ સુંદરી નામ. ૨
રાયતણી પટરાગિણી વલ્લભ જીવ સમાન;
બીજી રાણી છે ઘણી, પિણિ એહનેંઈ બહુ માન. ૩
તાસ સુતા ગુણ સુંદરી, સુર કન્યા અનુમાનિ;
મેં અપહરી તે [1]અપછુરા, હું થયો વસિ અજ્ઞાન. ૪
જીવિત દીધો એહને, મુજને નરકોદ્ધાર;
બિહુને નિજ શકિત કરી, કીધો તેં ઉંપગાર. ૫
મોલ લીયો તૈં અમણે, કિંકરની પરિજાણિ;
તુજ ઉપરિ સુંણિ સાપુરિસ, પ્રાણ કરૂં [2]કુરવાણિ. ૬

## ઢાલ—પ્રાહુણાની. ૧૯.

ભાઈડા રે એકે માસે મહું, સ્વયંવર થાસ્યે એહનો; ભા.
કરિસ્યે ઉછવ રાય, [3]કરપીડન સમી જેહનો. ભા. ૧
ભાખે વચન કુમાર, સુંદર વચન સુહામણો; ભા.

---

૧. અપ્સરા. ૨. કુરબાન. ૩. પાણિ ગ્રહણ.

એહુનિ પિતૃગૃહ મેલ્હિ, તુજને સ્યું કહિયે ઘણો. ભા. ૨
કુમર વચન નભ માગ, ખગ વિદ્યા શકિત કરી; ભા.
તે મૂકી નિજ ઠામ. આણંદસું હરખેં ભણી. ભા. ૩
સ્વજન લહ્યો આણંદ, માતા પિતા મન હરખીયા; ભા.
પુરમે થયો ઉછરંગ, ઉછવ નૃપ પુરમેં કીયા. ભાં. ૪
ષોડશ વિદ્યા રે દીધ, કુમાર ભણી વિદ્યા ઘરઇં; ભાં.
કુમર પમાડે રે ધર્મ, શ્રી જીન ભાષિત બહુપરે; ભા. ૫
પૂર્વ દિસિં પ્રાસાદ, તિલકોપમ ઉંચો ઘણો; ભા.
દેખી પૂછઈ કુમાર, કેહનો વેરમ [1]સુહામણો. ભા. ૬
પૃચ્છાંતે કહે તેહ, હૈયડે હેત ધરી કરી; ભા.
સાંભલિ કુમર કૃપાલ, વાત કહું તુંજને ખરી. ભા. ૭
એ વૈતાઢય નગેશ, રત્નપુરાભિધ પુર ભલો; ભા.
રાજા ઈહાં મણિચૂડ, સહુ ભૂમીપતિ સિરતિલો.[2] ભા. ૮
રત્નપ્રભ રત્નકાંતિ, તેહને બે સુત સોભતા. ભા.
રસિયા ને સુવિલાસ, માતા પિતા મન મોહતા. ભા. ૯
રત્નપ્રભમણી રાજ્ય, દેઈ નૃપ સંજમ ગ્રહ્યો. ભા.
[3]સરવચ્છ સમચિત્ત, [4]રિખવર વનવાસી થયો. ભા. ૧૦
રત્નપ્રભ મદ રાજ્ય, બલ ઉધ્ધત મુ જાણિને; ભા.
કાઢયો પુરથી તામ, દ્વેષ મમોપરિ આણિને. ભા. ૧૧
દ્વેષથકી ઈહાં આવિ, પાતાલ પુર નૂતન કરી; ભા.
સોભેં સૌધની શ્રેણિ, વસિઉ બહૂ રૂદ્ધિં ભરી. ભા. ૧૨
ઈણુ પુરમાંહિ પ્રાસાદ, બહુ પ્રસાદે વિંટીઉ; ભા.

---

૧. આવાસ. ૨. શિરોમણિ. ૩. સર્દસ્વ. ૪. રૂષિવર.

શાંતીશ્વર તિણુ માંહિ, નામેં પાતિક ફીટીઉ. ભા. ૧૩
કીધો કુવિદ્યા ઉપાય, ભાઇને મેં જીતિવા; ભા.
નરકથકી ઉધ્ધાર, તેં કીધો મુજ દીપિવા. ભા. ૧૪
જઇયેં પૂજિવા દેવ, જિન ગૃહ વિદ્યાધર કહે; ભા.
ઉચ્ચાં વિધિસું બેવ, ભાવેં કુમર ખેચર મહમહે. ભા. ૧૫
ત્યાર પછેં ખગ ચારૂ, વિનય સુમારગ ઉદ્દિસિ; ભા.
દેખાડેં હિવૈં તાત, વન પાતાલ મૈં રીસી.[1] ભા. ૧૬
નિશ્ચલ બેઠારે ધ્યાન, જીમ પાષાણુની પૂતલી; ભા.
સર્વજ્ઞ પુજા કહાય, દૃઢ વ્રત દુર્ગતિ નિરદલી. ભા. ૧૭
પુન્ય મૂરતિ સાક્ષાત, દેખી સઘલા સંપતી; ભા.
કહી જીન હરખ સુજાણ, ઢાલ ઓગણીસમી સોભતી. ભા. ૧૮

સર્વ ગાથા, ૪૩૧.

### દૂહા.

કેઈક કરે મુનિધ્યાન, કેઈક કરે સજ્જાય;
કેઈક મૌન વ્રતી જતી, કેઈક કષ્ટઇં કાય. ૧
સર્વજ્ઞ પુત્ર મહાવ્રતી, દૃઢવ્રત પાલે જેહ;
સર્વ જીવ રક્ષા કરે, નિર્માયી નિસ્નેહ. ૨
એહવા મુનિ દીઠા તિહાં, પુન્ય મૂર્તિ સાક્ષાત;
મહાનંદ પદ વણિકા, રોમાંચિત થયો ગાત. ૩
વિધિ વંદન કીધી તિહાં, નૃપનંદન મતિમંત;
મુનિમુખ સનમુખ નિરખતાં, બેઠો હરખ ધરંત. ૪
ગુરૂ પણિ જાણી ભવ્ય બે, ઉપગારી રૂષિરાય;
ધર્મતણીં દે દેસણા, સુણી શિતલ હુવેં કાય, ૫

---

૧. રૂષિં.

## ઢાલ વિંછીયાની એ દેશી. (૨૦)

સદ્ગુરૂ, આપઈ એમ દેસણા, મીઠી અમૃત સારી ખરે લાલ;
ભવ દુઃખ સાયર તારિણી, આપઇ એમ ધર્મની સીખરે. સ. ૧
હાં રે લાલકંદ કલ્યાણ વલ્લીતણો, વિપદાંભો જિની ગજરાજરે લાલ;
કમળાકુલ મંદિર જીસ્યો, ધર્મધે શિવપુરનો રાજરે. સં. ૨
હાંરે લાલ બેઠા ગુરૂને વાંદિને, પૂછે સ્વચ્છધી મહીપાલરે લાલ;
ભગવન કિહાંથી આવીયા, ભાખો મુજ દીન દયાલરે. સ. ૩
હાંરે લાલ તિણિ અવસરે ચારિત્રીયા, બેજણ સુકૃત ભંડારરે લાલ
ગામાગાર પુર વિહરતા, આવ્યા અણગાર, શૃંગારરે. સ. ૪
હાંરે લાલ તેહ કહે સુણિ નરપતિ, શત્રુંજય ને ગિરિનારરે લાલ;
યાત્રા કરી આવ્યા ઈહાં, કરતાં જયણાંઈ વિહારરે. સ. ૫
હાંરે લાલ કુમર મહીપાલ સાંભળી, નિજ શ્રવણે વચન રસાલરે;
વાર્તા તીરથતણી ઇસ્સી, ઉલસ્યો તનમન તત્કાલરે. સ. ૬
હાંરે લાલ ત્યારે ગુરૂ મહીપાલને, ધર્મ તીર્થે સાદર જાણિરે લાલ,
તેહ તણો કીર્તન કરે, નૃપ નંદનસુ હિત આણિરે. સ. ૭
હાંરે લાલ જીનમાંહિ, આદિ જીણેસરૂ ચક્રવર્તીમેં સુત તાસ;
નર ભવ ભવમાંહિ ભલો, અક્ષરમેં પ્રણવ પ્રકાશરે. સ. ૮
વ્રતમાં શીલ વ્રત જાણીઈ, દેશમાંહિ સોરઠ દેશરે લાલ;
તિમ તીર્થમાં શોભતો, શત્રુંજય તીરથ વિશેસરે. સ. ૯
હાંરે લાલ દુરિત દુરંત પીડાગદા, કિમ થાયે જીહાં સિધ્ધિ ક્ષેત્રરે લાલ
જિયે દાહિત દાહને, નિરખન્તા સિતલ રેનેત્રરે. સ. ૧૦
હાંરે લાલ જ્ઞાની જાણે એહનો, મહાત્મા જ્ઞાન પ્રમાણુરે લાલ;
પારાવાર ગંભીરતા મન્દર હીર્જી જાણે જાણરે. ૧૧
હાંરે લાલ ત્રિભોવનમાંહિ અગ્રેસરી, એ પર્વત સિદ્ધ નિવાસરે લાલ

દીઠાં પાતિક ભવતણાં, જાયે તે દહ દિશિ નાસિરે. સ. ૧૨
હાંરે લાલ પૂર્વાચલ ઉપરિ રહ્યો, સોભે રવિગમણ અંધારરે લાલ;
નાભિ નંદન જીન રાજનો, એ ગિરિવરનો શ્રૃંગારરે લાલ સ. ૧૩
હાંરે લાલ ઉભય તીરથ એ વિશ્વમેં, સંભૃત અતિશય સંઘાતરે લાલ
મૂંકાવે પાપ હત્યાથકી; જોતાં થાયેં ભવઘાતરે લાલ. સ. ૧૪

**તદ્યથા:—**

હાંરે લાલ ભરત ક્ષેત્રમાંહે સોભતી, સાવચ્છી(શ્થી)નયરી રાયરે લાલ
ત્રિશકુંતન થયો તેહુને, ત્રિવિક્રમ નામ કહાયરે લાલ. સ૦ ૧૫
હાંરે લાલ તે ઉદ્યાને અન્યદા, રમિવા ગયો વટતરૂ હેઠિરે લાલ;
બેઠો ક્રુર પંખી રટે, સિર ઉપરી જાયો [1]દ્રિઠિરે લાલ. સ. ૧૬
હાંરે લાલ ઉડાયો ઉડે નહી, કટુ વયણ શ્રવણ ન સુહાયરે લાલ;
ઢાલ થઈએ વીસમી, જીન હરખ કહી ચિતલાયરે લાલ. સ. ૧૭

સર્વ ગાથા, ૪૫૩.

## દુહા.

રાજા ક્રોધ કરી તિહાં, વાહ્યો તાકી બાણ;
પંખીને લાગો જઇ, થયાં વિસંસ્છલ[2] પ્રાણ. ૧
ભૂપીઠે પડીયો થયો, દુઃખીયો લોટઇ તેહ;
કાંઈક સદય થઈ કરી, ગયો નૃપતિ નિજ ગેહ. ૨
આરતિ ધ્યાનઇં ખગ મરી, ભિલ્લ કુલે ઉત્પન્ન;
બાળપણાથી પાતકી, કરઇં આહેડો રન્ન. ૩
ત્રિવિક્રમ કિણ ઈકદિને, ધર્મરૂચિ ઋષિરાજ;
ધર્મ સુણ્યો મુનિ મુખ થકી, કરૂણામય સિરતાજ. ૪

---

૧. દ્રષ્ટિ. ૨. વિસંસ્થુલ.

પરમ ધર્મ ભાખ્યો દયા, દયા ક્રિયા ઉત્કૃષ્ટ;
પરમ તત્વ એહિજ દયા, પાલિ ધ્યા સુભ દૃષ્ટિ. ૫
વ્યર્થ દીન નિગ્રંથતા, મુધા જ્ઞાન વિજ્ઞાન;
દયા વિના લેખે નહી, ધરિવો પિણ જે ધ્યાન. ૬

## ઢાલ—બિંદલી મન મન લાગો, એ દેશી. ૨૧.

રાજા ધર્મ સુણી કરી, કર્યા મૃગ તિણવાર મોરા લાલ;
થયો દયામય આત્મા, હણીયા જીવ અપાર મોરા લાલ. ૧
હા હા નૃપ મન ચિંતવે, કિમ છૂટસિં હું પાપ, મો.
અજ્ઞાની મેં પૂરવેં, ઉપજાવ્યા સંતાપ. મો. હા. ૨
વૈર કીયા બહૂ જીવસું, ભક્ષ્ય કર્યાં પરમંસ, મો.
મદ છાકયો જાણ્યો નહિ, ધર્મતણો મેં અંશ મો. હા. ૩
કર્મ કર્યાં મેં આકરાં, સહિસું નરકની માર, મો.
તીખી વિવિધ પ્રકારની, નરક નીગોદ મઝારી. મો. હા. ૪
એહ જીવ શા કામનો, સું કરીઇ ઇણ રાજ, મો.
એહ લોક સંતાપણો, પરભવ નરક સહાજ. મો. હા. ૫
દેહ અસાર અસાસતો, તેહનો છે વ્રત સાર, મો.
પદ્મ હેમ કર્દમ થકી, માટીથી લ્યું તાર. મો. હા. ૬
એહવું રાજ ચિંતવી, મુનિપાએ સિર નામિ, મો.
વ્રત માગે નૃપ મુનિ કન્હેં, દીક્ષા લીધી તામ. હા. ૭
સર્વ સિદ્ધાંત વિદ્યાભણી, થયો સિદ્ધાંતનો પાર મો.
સુમતિ ગુપતિ ધારક થયો, પાલે મુનિ આચાર. મો. હા. ૮
ગુરૂ આજ્ઞા લેઈ કરી, એકલ વિહારી તામ; મો.
વિચરે નિર્ભય અન્યદા, જીમ તાપત અવિશ્રાસ. મો. હા. ૯

તિણ વનમેં કાઉસગ્ગ કરી, ઉભો સંયમ ધાર; મો;
પત્રી [1]શબર દેખી કરી, પુરવ વૈરેં સંભાર. મો, હા. ૧૦
માર્યો યષ્ટિ મુષ્ટયાદિકેં, રોસ ધરી તિણ ભીલ; મો,
વાચંયમને યમપરેં, હણતાં ન કરી ઢીલ. મો. હા. ૧૧
શત ‘સ્વાંત મુનિ પિણ થયો, પીડિત વદન અઘોર. મો.
ક્રોધ મહાતલ ઉપનો, વનચર ઉપરી જોર. મો. હા. ૧૨
તેજોલેશ્યા તે ભણી, મૂકી કરિવા ઘાત; મો.
દીધો તરૂવરની પરે, તતખીણ મૂઉ કિરાત. મો. હા. ૧૩
મરી ભીમ કાંતારમે, થયો કેસરી તેહ; મો.
તે મુનિવર પણિ વિહરતો, તિણ વનમેં આવેહ. મો. હા. ૧૪
*પ્રાગ વૈરથી મુનિ ભણી, ધાયો હણિવા સિંહ. મો.
કાયા સાધન ધર્મનો, રાખણ ટલ્યો અબીહ. મો. હા. ૧૫
નાસી જાઈ જીહાં જીહાં, મૃગપતિ મુનિને કેડિ. મો.
રોષાતુર મુંકે નહી, કર્મે આણ્યોં તેડિ. મો. હા. ૧૬
સાધૂ ભણી ખેદયો ઘણું, રીસ ભર્યૈં મૃગરાજ; મો.
તેજોલેશ્યા [1]હરિ ભણી, વલી મુકી મુનિરાજ. મો. હા. ૧૭
તેણિ લેશ્યાયે તે બલ્યો, [2]દ્વીપી થયો અન્યત્ર. મો.
મહી ક્રુર વન કુરમે, મુનિ પિણ આવ્યો તત્ર. મો. હા. ૧૮
મુનિ રહ્યા પ્રતિમા ધરી, મનિ થિર કરી તિણવાર. મો.
ચિત્રક દેખી મુનિ ભણી, ધાયો ક્રોધ અપાર. મો. હા. ૧૯
ફલ જાણૈં જો ક્રોધનો, તો પણિ વસિ[3] થયો સાધ. મો.
ઢાલ થઈ એકવીસમી, સુણો કર્મની વ્યાધિ. મો. હા. ૨૦

---

૧, ભીલ.
*પૂર્વના. ૧. સિંહ. ૨. હસ્તિ. ૩. વશીભૂત.

સર્વ ગાથા ૪૭૯.

## દુહા.

અક્ષય જ્ઞાનની સંપદા, મુનિને કોપ વસેણ;
તતખિણ જાયે વીસરી, આ વર ખમાયે કેણ. ૧
તપ શસ્ત્રે દ્વીપી હણ્યો, ક્રોધ વસેં મુનિરાય;
કિણઈક રૌદ્ર કાંતારમેં, [1]ગવય ઉપનો જાય. ૨
કર્મ વસૈં મુનિ વિહરતો, આવ્યો અટવીમાંહિ;
ઉપદ્રવ કરિવા ભણી, તતખિણ આવ્યો ધાઇ. ૩
જીવિત સંસય જાણીયો, મનમેં તિણિ અણગાર;
પૂરવલી પરિ તિણિ કીયો, ગવયતણો સંહાર. ૪
ગવય જીવ મરી કરી, ઉજ્જયણી પુરી પ્રાપ;
સિદ્ધવટ કોટરને વિષઇં, આસીવિષ થયો સાપ. ૫

## ઢાલ. માનાં દરજણની. ૨૨.

અનુક્રમિ ત્રિવિક્રમ મુનિરે, વટ અવટ તટ આઇ;
કાયોત્સર્ગ ઉભો રહ્યા, નયણે દીઠો તિણ ઠાયરે. ૧
ક્રોધ દૂરિ છાંડો, પ્રીતિરે એહસું મત માંડો;
જોવાં જોવાંરે ક્રોધ, પાપી વૈર વધાવેરે. આ. ૨
ઉભો દેખી સાધુનેરે, ક્રોધ પ્રબળ ચઢયો તાસરે;
દુષ્ટાસય ડસિવા ભણી, આવ્યો મુનિવરને પાસરે. ક્રો. ૩
તિમહીજ રોસવસેં કરીરે, બાલ્યો ઉરગ મુનિ;
સ યમમંદિર મોકલાવીયો, ક્રોધ માઠાં વીસવાવીસરે. ક્રો. ૪
અકામ નિકામ નિર્જરા યોગથીરે, કિમપિ ખપાવ્યા કર્મ;
[2]રૌરવિ પ્રસુત તે થયો, અહિ જીવ નહી જીહાં [3]શર્મરે. ક્રો. ૫

---

૧-ગાયના આકારનું એક જંગલી પ્રાણી રોજ. ૨-નર્ક. ૩-સુખ.

અન્ય દિવસ મુનિ ચાલતારે, આવ્યો તેણે ગામિ;
પુત્ર પણિં જીહાં ઉપજ્યો, દારિદ્રી વિપ્રને ધામરે. કો. ૬
ગામ બાહિર કાઉસગ્ગ રહ્યોરે, રિષિને દીઠો વિપ્રરે;
[1] આદિ વયર બ્રાહ્મણ જાતી, આવ્યો હણવાને ક્ષિપ્રરે. કો. ૭
બ્રાહ્મણ મારે નિકૃપીરે, યષ્ટિમુષ્ટાદિ અનેક;
કોપાવેસવસેં મુની, બાલ્યો ટાલ્યો સુવિવેકરે. કો. ૮
અકામ નિર્જરાયે ઘણારે, કર્મ ખપાવ્યા ભેર;
મહા બાહુ વાણારસી, રાજા થયો તે મરીરોરે. કો. ૯
પરમૈશ્વર્ય લીલા લહીરે, સુખ વિલસેં નિસ દીસરે;
કાલ ઘણો ઇમ બોલીયો, મહા બાહુ અવનિ ઈશરે. કો. ૧૦
સૌધ ગોખમેં અન્યદારે, બેઠો મહા બાહુ રાય;
નિગ્રંથ એક નિહાલીયો, ઈર્યા સોધતાં જાઇરે. કો. ૧૧
મલિન વસ્ત્ર જુનાં ધર્યાંરે, મૈલો જાસ શરીર:
તપ કરી કાયા સોષવી, ધર્મથી ચૂકેં નહી ધીરરે. કો. ૧૨
અહો કોઇ એ મહાતમારે, પાય નમે સહુ કોઈ;
દ્વેષ આવે કારણ વિના, મુઝને ઈણ જોઇરે. કો. ૧૩
પહિલી પણિ એ મુનિવરૂરે, એ સરિખું કોઈ અન્ય;
કયાહિંક મેં દીઠો હુતો, ઈમ ચિંતે રાજા [2] મન્યરે. કો. ૧૪
જાતિ સ્મરણ પામીયોરે, સંભાર્યો ભવ સાત;
કોપાનલ ઝાલેં કરીરે, મુનિ કીધી માહરી ઘાતરે. કો. ૧૫
જો વલી ઈહાં મુનિ આવસેરે, તો હણસેં મુજ તેહ;
એ લીલા સુખ સાહેબી, મૂકાવેં વીસવાવીસરે. કો. ૧૬

---

૧–ભાવાર્થ:—બ્રાહ્મણ અને જતિને આદિથીજ વૈર હોય છે.
૨–મન.

શ્લોક અર્ધ રાજા કીયોરે, જાણી વસુધા માત;
વિહંગ શબર સિંહ ચીતરો, સંદ અહિ દ્વિજ
પૂરવ વાતરે. શ્લો. ૧૭
સમ્યગ પ્રકારે પૂરસ્યેંરે, એહ સમસ્યા જેહ;
લાખ દીનાર ઘુંબાવીસમી, જીન હરખ ઢાલ થઇ એહરે. શ્લો. ૧૮

સર્વ ગાથા, પ૦ર.

## દુહા.

ક્ષિતિપતિની વાણી સુણી, સહૂ ભણ્યા પુર લોક;
ધન લેવા ઇચ્છા ધરે, પણિ ગુણવિણુ એ ફોક. ૧
સર્વ દિસા વિચરી કરી, આવ્યો મુનિ તપ શકત;
શ્રવણુ સામસ્યા સાંભલી, કહી પામર જન વકત. ૨
જીણે એહ કોપેં હણ્યા, સીગતિ થાસ્યેં નાસ;
ઉત્તર પદ સમસ્યાતણા, મુનિવર કીયા પ્રકાશ. ૩
એ સાચી મુનિવર કહી, પામર ભણીયો [1]ઉત્તિ;
નૃપ આગલિ આવી કરી, બે પદ કહ્યા તુરત્ત. ૪
તે ઉતપત્તિ સુણી કરી, તેહને પૂછેં રાય;
પૂર્ણ સમસ્યા જે કરી, મતિવર તેહ [2]વતાય. ૫

## ઢાલ. તુંગિયા ગિર શિખર સોહી એહની દેશી ૨૩.

રાય આકૃતિ ઘણી કીધી, સાચ બોલે અયાણુરે;
નહીતો જીવથકી ચૂકીસ, માન વચન પ્રમાણુરે. રા. ૧
ગોપને મારવા માંડયો, કોરડે તેણિવારરે;
માર આગલિં ભૂત નાસે, માર નહી વિણુસારરે. રા. ૨

૧–ઉક્તિ. ૨–દેખાડ.

તેહ પામર સાચ બોલ્યો, આવીયો મુનિ એકરે;
એ સમસ્યા તિણેં પૂરી, ભણ્યો શાસ્ત્ર અનેકરે. રા. ૩
રાય મન માંહે વિચારઈ; સહી તેહીજ સાધરે;
જઈ પાએ નમું હિવે હું, કરૂં પ્રસન્ન આરાધિરે. રા. ૪
આવીયો વનમાંહિ રાજા, સાધુ નમિઉ પાય રે,
રાય જાતિ સ્મરણ જ્ઞાનેં, ઉલખ્યો મુનિરાય રે. રા. ૫
હાથ જોડી ભૂપ ભાખે, ક્ષમો મુઝ અપરાધરે;
તુમ્મે સમતાતણા સાગર, ધન્ય નરભવ લાધરે. રા. ૬
તુમ ભણી મેં દીધ પીડા, મુઝ પડો ધિક્કારરે;
તુઝ દરિસણથકી પામ્યો, એહ રાજ્ય ભંડારરે. રા. ૭
તાહરે તપ વ્યય પ્રભુ, કીયો ક્રોધ ચંડાલરે;
તેહ પાપી મુજ નિમિત્ત, ભણે એમ ભૂપાલ રે. રા. ૮
તિણેં વચને હુંશેં મુનિવર, જાગીઓ મહાભાગરે;
તેહવા વ્યાપાર વનથી, વાલીઓ મન નાગરે. રા. ૯
કહિ મુનિ ધિગ રાય મુઝને, સાધુ થઇને જેહરે;
જનમ જનમતણે વિષે, હણ્યો તુજ ગુણ ગેહરે. રા. ૧૦
અજ્ઞાનથી અપરાધ માહરો, રાય દુસ્સહ જાણિરે;
બોધતરૂવર સ્વરૂપસ્ય અથવા, ઉખેણ્યો નિજપાણિરે. રા. ૧૧
જેતલેં સંલાપ એહવા, કરે માંહોમાંહિરે;
તેતલે દુંદુભિનાદ સુણીઓ, નભપથે ઉછાહેરે. રા. ૧૨
એહ કિસ્યું મનમાંહિ ચિંતઈ, વ્યોમ જોવે જામરે;
ઉપનો સુર કહે મુનિને, વિમલ કેવલ કામરે. રા. ૧૩
દેખિ મુનિ ભણી મનનાં, ટાલવા સંદેહરે;
તુરત બેજણ તિહાં પહુતા, નમ્યા નિર્મલ દેહરે. રા. ૧૪

તાસ મનનો ભાવ ભણી, કેવલી ભગવાનરે;
દયામય જીનધર્મ ભાખે, વાણી અમીય સમાનરે. રા. ૧૫
સ્વાત્મ ભિન્ને થાપીયો મુનિ ચારિત્ર ચિત્ત અનૂપરે;
હિંસાકર્જલ દુઃખવઈ મુનિ, ક્રોધ કૂંચી રૂપરે. રા. ૧૬
દૂખવઈ મુનિ ભણિ જેનર, અજ્ઞાની અવિવેકરે;
તેહુથી બીજો નહી કોઇ, પાપ પંકિલ છેકરે. રા. ૧૭
સાધૂ પણિ તપ તિવ્ર કરતા, કરઈ ક્રોધ વિરોધરે;
તેહ ચારિત્ર વૃક્ષ બાલી, ભસ્મ કાયા સોધરે. રા. ૧૮
ક્રોધ કરીને બોધ બોલ્યો, તપ કીયો અપરમાણરે;
હિવે છુટું પાપથી કેમ ? કહો મુનિ જગ ભાણરે ? રા. ૧૯
ગચ્છ! શત્રુંજય મુનિ સહુ, કરે પાપ વિણાસરે;
ઢાલ તેવીસમી થઇ જીન, હરખ લીલ વિલાસરે. રા. ૨૦

સર્વ ગાથા, ૫૨૭.

### દુહા.

તપ કરી અરિહંત ધ્યાન ધરી, મનથી ક્રોધ નિવારી
કેવલ જ્ઞાન લહી કરી, પહુચસિ મુગતિ મઝારિ. ૧
નિવડ કર્મ એ તાહરા, શત્રુંજય વિણ સાધ;
શીલાદિકે ન નિર્જરે, જો સહઈ દુઃખ અબાધ. ૨
તુએ ગુરૂ આગલિ કરી, રાજન જન સંઘાત;
શ્રી શત્રુંજય શૈલની, યાત્રા કરિસુ વિખ્યાત. ૩
યાત્રાને બ્રહ્મચર્ય ધીર, સર્વ વિરત ચારિત્ર;
ઘણ મુનિ સાથે તિહાં જઇ, કરે નિજ આત્મ પવિત્ર. ૪
કંચન જીમ ટંકણ કરી, જીમ લવણ જલ સંગ;
તિમ શત્રુંજય સ્મરણથી, પાપ ગલે નિજ અંગ. ૫

ઉષ્મ[1] રૂચયેં અંધાર જીમ, પુણ્યે જેમ દારિદ્ર;
તિમ શત્રુંજય ધ્યાનથી, નાસે પાતિકક્ષુદ્ર. ૬
યથા શૈલ કુલિશેં કરી, સિંહે યથા કુરંગ;
તિમ શત્રુંજયધ્યાનથી, પૂર્વ કર્મનો ભંગ. ૭
સર્વ વસ્તુને અગ્નિ જીમ, સર્વજીવને કાલ;
તિમ શત્રુંજયનો સ્મરણ, ગ્રસે દુરિત તત્કાલ. ૮

**ઢાલ. ધન ધન મુનિ સાધુ અનાથી, એ દેશી ૨૪.**

જ્ઞાનીનાં તે વચન સુણીરે, રિદય કમલમાં ધારેરે;
કેવલીને બહુ ભકતેં પ્રણમી, નરપતિ ગેહ પધારેરે. જ્ઞા. ૧
ભૂપતિ સંઘ ઘણો લેઈ ચાલ્યો, મુનિવરસું પરવરીયોરે;
શત્રુંજય જઈયાત્રા કીધી, હિયડાં હરખેં ભરીયોરે. જ્ઞા. ૨
રંજીત નિશ્વ કીયો સવિરાજા, વ્રત લીધો મુનિ પાસેંરે;
તીવ્ર તપેં સહુ કર્મ ખપાવ્યા, પહુતા મુક્તિ ઉલાસેરે. જ્ઞા. ૩
મહીપાલિ સાંભલિ ગુરૂ ભાખિ, શૈલ શત્રુંજય નામેરે;
સર્વ હત્યાદિક પાપ ગુમાવે, અવિચલ પદવી પામેરે. જ્ઞા. ૪
આદ્યજીનોદિત ધર્મસુણીને, ધન્ય ધન્ય નિજ જાણેરે;
ખેચર કુમર ઉઠ્યા મુનિ વાંદી, હરખ હીયામાંહિ આણેરે; જ્ઞા. ૫
સાસ્વત અરિહંતબિંબ જુહારે, પદ સેવે મુનિરાયરે;
કિતલાઈક દિન સુખમાંહિ રહિયો, ખેચર સેવિત પાયરે. જ્ઞા. ૬
મહીપાલ ખેચરને પુછી; કલ્યાણ કટક સંચરીયોરે;
મારગના કૌતક જોવંતો, ખડગ હાથ નિજ ધરીયોરે. જ્ઞા. ૭
વિદ્યા ઈમ આકાશ ગામિનીઈં, નભચાલેં મહીપાલોરે;

---

૧–સૂર્ય કિરણો.

સ્વયંવર દેખણ ઇચ્છાઇં, આવ્યો પુર તત્કાલોરે. જ્ઞા. ૮
નાના દેશતણા નૃપ આવ્યા, નાના ભાષા જાણેરે;
નાના વેષ ધર્યા રાજવીઇં, જોવે કૌતુક ટાંણેરે. જ્ઞા. ૯
નગર સહુ સિણગાર્યો બહુપરે, કીધો સુરપુર સરિખોરે,
સોભાજેહનિ અધિક વિરાજે, દેખીદેખી હરખ્યોરે. જ્ઞા. ૧૦
મહીપાલ પુરમાંહે ભમતાં, દૃગે સહોદર દીઠોરે;
દેવપાલને સૈન્ય સંઘાતઇ, દરિસણ લાગ્યો મીઠોરે. જ્ઞા. ૧૧
તુરત વિષ પરાવર્ત્ત કરિને, જઈ એક નર પાસેંરે;
હું વૈદેશિક છું રે ભાઈ જાણંતો એમ ભાસેરે. જ્ઞા. ૧૨
નયરકિસો રાજન કિસે છે, કિસો મહોછવ દીસેં રે;
સમ્યગ પ્રકારે દાખવી મુજને, સુણિવા હીયડો હીંસેરે. જ્ઞા. ૧૩
મહાસત્વ સાંભલીને ભાખેં, તુજને કહું સુવિશેષે રે,
કલ્યાણ કટક એ નામ નગરનો, રિદ્ધિ સમૃદ્ધિ લેખેરે જ્ઞા. ૧૪
કલ્યાણ સુંદર રાજા રાજેં, ગુણ સુંદરી તસ પુત્રીરે;
તાસ સ્વયંવર ઉછવ થાસેં, અચરિજ પરમ પવિત્રરે. જ્ઞા. ૧૫
આગલિ એહ અગનિ કુંડ જવાલા, માલસમાકુલ દીપેંરે.
વહ્નિ વૃક્ષ તે માંહે વેષ્ટિત, બહૂ વૃક્ષે કુણ છીપેરે. જ્ઞા. ૧૬
શાખશિખા ફલ એહતણાજે, સાહસીક નર ગ્રહસ્યેંરે;
પતિવરા ગુણ સુંદરિ કુમરી, તેહ પુરૂષને વરસેંરે. જ્ઞા. ૧૭
એહવું તાસ વચન સાંભલિ નઈ, હિયડામાંહિ ધરીયોરે;
સભાતણે ઇક દિસિં બિઠો, રિદય કુમારનો ઠરીયોરે. જ્ઞા. ૧૮
લગનતણેં દિવસે તે કુમરી, સોલ શૃંગાર બણાયારે;
સુંદર ભૂષિત અંગ વિભૂષિત, સોહે રૂપ સવાયાંરે. જ્ઞા. ૧૯
દેવ કન્યા સારીખી કન્યા, શોભા અદ્ભુત્ં સોહેંરે;

ઢાલ ચોવીસ કરી જીન હરખે, સુણતાં જન મન મોહેરે. જ્ઞા. ૨૦
સર્વ ગાથા, ૫૫૫.

## દુહા.

કુમરી [1]બઇસી પાલખી, સખીતણે પરિવાર;
આવી સ્વયંવર મંડપે, ઘુરે નીસાણ અપાર. ૧
તિણ અવસરિ સહૂ રાજવી, ચકિત થયા તત્કાલ;
વાદળમાંહિ વીજલી, જાણી ચમકી વરષાકાલ. ૨
વિદ્યાધર નૃપ કુમર બહુ, આવ્યા મહા બલવંત;
ધરતા દુર્દ્ધર ગર્વ મન, સોભા રૂપ અનંત. ૩
ખેચર ભૂચર રાજવી, જોવે કુમરી રૂપ;
જે વરશે એ સુંદરિ, તે વખતા વર ભૂપ. ૪
અગ્નિ કુંડ પાસે જઈ, પાવક તરૂ ફલ સાખ;
લાવે તે કુમરી વરે, રાય કહે એમ ભાખ. ૫
એહનો સું છે દોહિલો, એહ વાતની વાત;
ઉઠયા કુમર ઉતાવલા, નિજ મૂછે વલ ઘાતિ. ૬
અગ્નિ કુંડ પાસે જઈ, ન સકે ભૂપતિ કોઇ;
તો તે પાવક વૃક્ષનું, ફલ ગ્રહિવો કિમ હોઈ, ૭

## ઢાલ. પાસે બદુલ દસમી દિને જગદાધારોજી. એ દેશી. ૨૫.

ખેચર પણિ લેઈ નવિ સકયા, કીધા ઘણા ઉપાયોજી;
જીમ મિથ્યાત્વી બહુ કલેશૈં, પણ શિવ લહી ન જાયોજી. ૧
ખેદ ખિન્ન થયા બહુ રાજવી ન રહિ ઈહાંતો લાજોજી;

---

૧–બેશી.

ભરમ ગમાયો આપણો, ન સર્યો કોઈ કાજોજી. ખે. ૨
મુખ નીચો ઘાતી રહ્યા, ચિંતાકુલ ભુપાલોજી;
ઉઠયો ભુજ આફાલતો સિંહપરે મહીપાલજી. ૩
ઉચી બાંહ કરી કહેં, સાંભલયો ભુપાલજી,
મતવાલા રિણુ વાવલા, વિદ્યા સંપતિ સાલોજી. ખે: ૪
દક્ષ તુમ્હેં સહુ વાતમેં, અરિદલ ભંજણ કાલોજી.
ફુલ લઇ ન શકયા તુમે, હસ્ત પ્રાપ્ય સુકુમાલોજી. ખે. ૫
જાણીને બલ આપણો, કેમ આવ્યા ઇહાં રાયોજી;
અવિમાસ્યો કારિજ કરે, લાજ ભણી તે ઘાયોજી. ખે. ૬
સંગતિ હુવઇ તુમને અજી; પ્રકટ કરો ઇણ ઠામોજી;
ઇહાંજો શકિત[1] ન ફોરસ્યો, તો કિમ રહિસે મામોજી. ખે. ૭
આવ્યા આડંબર કરી, ધરતા મનિ અહંકારોજી;
કન્યા જો નવિ પરણુસ્યો, લહિસો અજસ અપારજી. ખે. ૮
નહિં તો હું તુમ દેખતાં, પાધરસી નર એહોજી;
ગુણ સુંદરિ ફલ લુંબિકા, ગ્રહિસ્યું હું ગુણ ગેહોજી. ૯
એહવું વચન સુણી કરી, લજ્જાણા સૌતેહોજી;
લોક ઉંચો જોઇ રહ્યા, કિમ લેસ્યેં નર એહજી. ખે. ૧૦
સમરી વિદ્યા ખેચરી કુમર લીલા યંજાયોજી;
ફલશ્રેણિ હાથે ગ્રહી, દીધી તાલ સુહાયોજી. ખે. ૧૧
જયજય શબ્દ કહે વલી, નારી કેરાં વૃંદોજી;
રાજવીયોના તિણ ખિણેં, વદનાંબુજ થયાં મંદજી. ખે. ૧૨
તાલી માંહોમાંહે દેઇ, સુંદરી જન કહે [કરે] હાંસીજી;

૧–શકિત.

નરવર્માદિક ભૂપતિ, રિદય કષાપ પ્રભાસીજી. એ. ૧૩
સરવર વરણ પુષ્પમાલિકા, ભરમ કરે ગુંજારોજી;
ઘાતી કંઠે તેહને, ધરતી હર્ષ અપારોજી. એ. ૧૪
સૂર્ય છિપાયો નવિ રહે નયણ જણાયે તેહજી;
ઢાલં થઈ પચવીસમી, વાધ્યો જીનહરખ સ્નેહજી. ૧૫.
સર્વ ગાથા, ૫૦૭.

## દુહા.

કલ્યાણસુંદર નૃપ દેખિને, આવ્યો તેહને પાસ;
વક્ર અંગ કુંવર સુણો, ઉપન્યો વિસ્મય તાસ. ૧
એહવો એહનો પટુપણો, ચરિત અનોપમ યન્ન[યત્ન];
તેજ જગત ઉદ્યોત કર, ભસ્મ છન્ન જીમ રત્ન. ૨
ગુણેં કરીને જાણીએ, વિશ્વ વંદ્ય છે વંશ;
અભ્રાંતર સુરિજ પેરે, છાનો ન રહે અંશ. ૩
પ્રતિજ્ઞા પૂરી થઇ, એહને ભાગ્ય પ્રમાણ;
કુલ કન્યા આચાર એ, વર એ વરે સુજાણ. ૪
કુલ શીલાદિક શોભતા, એ સઘલા નરરાજ;
કન્યા દેતા એહને, મુજને થાસે લાજ. ૫

## ઢાલ. કોઇલોપરબત ધુંધ લોરેલો એહની, દેશી, ૨૬.

તો હું પૂછું એહનેરે લો, કુલ શીલાદિક જાતિરે;
સ્નેહી જિમ મન ખેદ મિટે સહુરે લો, વાધો
જગમાંખ્યાતિરે. સ. તો. ૧
રાજા એહવું ચિંહવું ચિંતવીરે લો, આવી તેહને પાસેરે; સ.

સ્નિગ્ધ ગંભીર વાણી કરીરે લો, ભાખે વચન વિલાસરે. સ. તો. ૨
શકિત ગુણે વિનયે કરીરે લો, હું જાણુ મહા ભાગરે; સ.
જાત્યાદિક કુલતાહુરોરે લો, જેહનો જગ સોભાગરે, સં તો. ૩
બાહ્ય સુ રંગ રાતો હુવેરે લો, એ સઘળો હિ લોકરે; સ.
અંતર ગુણ જાણે નહિંરે લો, અજ્ઞાની મતિ ફોકરે. સ. તો. ૪
છે વિદ્યાધર દેવતારે લો, અથવા નરલખ[1] કોઇરે; સ.
નાગકુમાર અથવા હુવેરે લો, રૂપ પ્રગટ કરિ સોઇરે. સ. તો. ૫
વચન સુણી રાજાતણોરે લો, રાય કુમર મહીપાલરે; સ.
કુત્સિત વેષકંચુક પરેરે લો, દૂરિકીયો તત્કાલરે. સ. તે. ૬
[2]અભ્રરહિત રવિની પરેરેલો, નિર્ધૂમ [3]પાવક જેમરે; સ.
ત્યકત પંક મણિની પરેરે લો, ગતલંછન શશિ તેમરે. સ. તો. ૭
મૌક્તિક સુક્તિથી નીસરેરેલો, હાટક મેલ રહિતરે. સ.
તિમ મહિપાલ દૂરે તજ્યારેલો, વૈક્રિય રૂપ તુરતરે સ. તો. ૮
જયરવ સગલે થયોરેલો. દીપે તેજ અપારરે સ.
સુમન શ્રેણિ આકાશથીરે લો; સીસપડિ તિણવારરે. સ. તો. ૯
દેવપાલ મહીપાલનેરે લો, એહવી અવસ્થા દેખીરે; સ.
સસંભ્રમ ઉઠી કરીરેલો, મિલીયો પ્રેમ વિશેષરે. સ. તો. ૧૦
કૌતુક ઉત્ફુલ્લ લોચનેરેલો, તેહનો સહુ પરિવારરે; સ.
ધરણી પીઠે સહુ લોટતારેલો, આપ કરે જુહારરે. સ. તો. ૧૧
વાજીંત્ર વાગ્યા હર્ષનારે લો, નાચે લોક ખુસાલરે; સ.
ધવલ મંગલ ગાયે ગોરડીરેલો. પુર માંહે થયો
ખ્યાલરે. સ. તો. ૧૨

---

૧-વાદળ ૨-ધુમાડા વિનાનો અગ્નિ ૩-લાખેણો નર=સુલક્ષણ યુક્ત પુરૂષ.

પૂર્વે વચન દૂહવ્યારે લો, હુતા જે મહીપાલરે; સ.
ભેલા થઇ નરવર મનેરેરેલો, ભેલા થઇ ભૂપાલરે. સ. તો. ૧૩
ફલ શ્રેણિ લાધી ઇણેરેલો, [1]ચિત્ર નહિં ઇહાં કોઇરે; સ.
ઇંદ્રજાલિક વિદ્યા ભણીરેલો, કિમપિ અસાધ્ય ન હોઇરે.
સ. તો. ૧૪
ઘરથી બાપે કાઢીયોરેલો, દેખી લક્ષણ હીણરે; સ.
ચમત્કાર પામ્યો કિહાંરેલો, સ્યો બલ કિસ્યો
પ્રવીણરે. સ. તો. ૧૫
નીચ ગામિની કામિનીરેલો, સહજે થાઈ તેહરે; સ.
મૂરખપણે એહને વર્યોરેલો, તો સ્યોં વર થયો
એહરે. સ. તો. ૧૬
ઉંદિર લાધી ચાસણીરેલો; તો સું થયો સરાપરે;
એજીનહરખ છવીસમીરેલો, સહુ નૃપ થયા
વસિતાપરે. સ. તો. ૧૭

સર્વ ગાથા, ૫૯૯.

## દુહા.

એ અસમંજસ એહવો, સહિ ન સકુ ઇણ દેહ;
દ્રારિદ્રી ગૃહ રત્ન જેમ, હરસ્યોં એહથી એહ. ૧
નર વર્મા સાંભલી ઇસ્યું, સહુ નરપતિના બોલ;
કાંઇક આલોચી કહે, વાણી ગંભીર અમોલ. ૨
કિયત કાલ ખમો તુમે, કલ્યાણ સુંદર રાય;
માહરો મિત અભિષ્ટ છે, ઇહાં કરિવો ન ઉપાય. ૩

---

[1] આશ્ચર્ય.

કોપ હિયામાં ઢાંકીયો, સહુ સરલા થયા ભૂપ;
કરો વિવાહહિત પ્રીતસું, કન્યા એહ સ્વરૂપ. ૪
પાણિગ્રહ કુમરી તણો, કલ્યાણ સુંદર કીધ;
કરમોચન અવસર નૃપતિ, ગજ અશ્વાદિક દીધ. ૫
કરે વિચાર સહુ મિલી. સોરઠીનો એ રાય;
અલ્પ સૈન્ય મારગ ગ્રહી, રહિશ્યાં એહ ઉપાય. ૬

**ઢાલ. જીરે જીરે સ્વામી સમોસર્યા એ દેશી ૨૭.**

ચિંતવિવો કરવો નહિ, ઇહાં કોઇ વિચારોરે;
સૂરિજ બિંબ ઉગેથકે, રહે કેમ અંધારોરે. ચિ. ૧
ઇમ આલોચી રાજવી, ગઢ મછર રાખીરે;
બાહિર સુંહાલી ગિરા, સૂરજમણિ સાખીરે. ૨
બેઠો મહીપાલ આગલિ, દેવપાલ કુમારરે;
પ્રેમે પરસ્પર વારતા, કહિં નિ સુણિ વિચારોરે. ચિ. ૩
દેહ માત્ર આવી રહ્યા, તુજ વિરહ વિયોગેરે;
માતા પિતા દુખીયા ઘણું. પીડયા જેમ રોગેરે. ચિ. ૪
સ્વયંવરા ઉછવ તણી, હુંતી હુંસ ન કોઇરે;
ઇણ મિસિ તુજને જોઇવા, આવ્યો હું ભાઇરે. ચિ. ૫
ચરિત જેહને અનુભવ્યા, મુજને તે કહીઇરે;
કિહાં કિહાં ગયો કિહા રહ્યા કિમ આવ્યો ઇંહાંરે. ચિ. ૬
જયેષ્ટતણી વાણી સુણી, પ્રીતિ પીયુષે પૂરીરે;
કહે મહીપાલ સ્નેહસું, નિજ વાત સનૂરીરે. ચિ. ૭
આશ્ચર્યકારી ભ્રાતના સુણિ ચરિત્ત રસાલોરે;
પ્રીતિ અધિક મન ઉલસી, હરખ્યો દેવપાલો. ચિ. ૮

તત્ર સ્વયંવર ઉછવે, રત્ન પ્રભ આયો;
મહીપાલ ગયો તેહને, આવાસિઉ માહ્યારે. ચિ. ૯
આદર દેઇ પૂજ્યો, રત્ન કાંતિનો તેહને;
પોતે વાત કહી સહૂ, સ્નેહ ભાઇસું જેહને. ચિ. ૧૦
સ્નેહાનુવિદ્ધ જાણી કરી, ભાઇ પ્રિતિ વધારણ;
મહિપાલ રત્ન પ્રભ ભણી, કહે ક્રોધ નિવારણ. ચિ. ૧૧
લહી એ પૂર્વ પૂન્યે કરી દર્શન નિજ ભાઇ;
ભાઇ બીજી બાહડી, દુઃખ માંહિ સખાઇ. ચિ. ૧૨
ધન સંપત્તિ નારી ઘણી, જિહાં તિહાં પામીજે;
[1]માતા કુખી વિના સહી, ભાઇ કિહાં ન લહીજે. ચિ. ૧૩
લક્ષ્મી લવ કાજે કરે, જે દ્વેષ સહોદર;
સ્વાન સરીખા તે કહ્યા, ભાગ્ય વર્જિત તે નર. ચિ. ૧૪
રાજ્યતણે કાજે હણે ભાગ્ય હીણ ભાઇને;
તે પોતાના પગભણી, છેદે સાહી તેહને. ચિ. ૧૫
વંચે જે નર ભ્રાતૃને, ગ્રાસ લવને કાજે;
બલભુગ પિણ તેહને હસે, અમ અપરે ખાજે. ચિ. ૧૬
કુમરતણી અમૃતગિરા, શ્રવણે તિણ ઘૂંટી;
રત્ન પ્રભ નયણાથકી, અશ્રુધારા છુટી. ચિ. ૧૭
નિઃસ્વાસ મેહલે મુખથકી, છાતી દુઃખ ભરાણી;
મહીપાલ પાસે જઇ. કહે ગદ ગદ વાણી. ચિ. ૧૮
લઘુવય ઉદ્ધત એહ હુતો, મેં તે રીસ ચાડયો;
ક્રોધ કરી કયાંહી ગયો, રાજ્ય ઘર પુંછાડયો. ચિ. ૧૯
દુઃખ સહોદરનો ઘણો, કરતો તે જાણી ખેદ;

૧–સહોદર બન્ધુ.

મકરિ નૃપ સૂત કહે, તેહને હિત આણિ. ચિ. ૨૦
સંગમ કરસું તમતણો, કર્મ જીમ દેહ દેહી;
ઢાલ થઇ સતાવીસમી, જીન હર્ષે સ્નેહી; ચિ. ૨૧
સર્વ ગાથા, ૬૨૬,

## દુહા.

કુમારે જેહ વચન કહ્યાં, કીધા અંગીકાર;
ઉછુક બાંધવ દેખવા, રત્ન પ્રભ તિણિવાર. ૧
કેટલા એક દિન તિહાં રહ્યા, કરતો રંગ વિનોદ;
કુમાર સું સુખ ભોગવે, ધરતો ચિત વિનોદ. ૨
પૂર્વ કર્મ પરિપાકથી, અંગે પીડા તાપ;
ફોકટ સંકુલ તિહાં થયો, વધીયો વેદન વ્યાપ. ૩
કાયા તાપ બુઝાવવા દાવ કરે અનેક;
બમણી વાધે વેદના, સુખ ન લહે ક્ષણ એક, ૪
ઔષધ અમૃત સારીખા, કરે નિવારણ રોગ;
તિમ તિમ કોપ ઘણો વધે, દુર્જન સામ સંયોગ. ૫

## ઢાલ. ખિમા છત્રીસી. એ દેશી. ૨૮.

પૂછી નૃપને વ્યાધઇ પિડિત, મહીપાલ કુમારોજી;
તાત તણી પરિ દુઃખ ધરંતો, સીખ દીયે તિણવારોજી. પૂ. ૧
તિહાંથી નિજ સેના સું ચાલ્યો, વિદ્યાધર પરિવારજી;
આપ ચરણ ભેટણ ઉતકંઠા, ધરતો હૃદય મઝારોજી. પૂ. ૨
ગુણ સુંદરિ પામી અનુ સાશન, માય તણી હિત વાણીજી;
તાત તણેં ચરણ લાગીને, વલી પ્રિઉસું હિત આણીજી. પૂ. ૩
હિવે આગલિથી તે સહુરાજન, મારગ રોકી રહીયાજી;

માલવ સંઘે આવ્યો જેટલે, દેખી તે ગહ ગહીયાજી. પૂ. ૪
રેરે રંક રતન લેઇને, કિહાં જાયસિ મતિ હીણારે;
અમ દેખતાં તૂં લેજાઈ,તો અમે સઘલા ખીણારે. પૂ. ૫
નિજ માનાધિક કર્મ કરે જે, અતિ લોભી જે થાયરે;
ફલ પામે તેહનો તેપરગટરે, કોઢી તુક કન્યાઇરે. પૂ. ૬
એહવો મહા ક્રોધ કરીને, દુસ્સહ વચન પ્રકાશેજી;
સૂર્યમલ્લ કુમાર તેવીટયો, સેના આવી પાસેજી. પૂ. ૭
રોગ પીડા મનમાંહિ ન ગિણતો, વયરી વચન સુણીનેજી.
મહીપાલ શત્રુકાલ સરીખો, કાઢું કંદ ખણીનઈજી. પૂ. ૮
કર કરવાલ ગ્રહીને ઉઠયો, જાણિ સાર્દુલો સિંહોજી;
જુદ્ધ કરવા માંડયો માંહો માંહિ, ન આણે મનમાં બિહોજી. પૂ. ૯
આમ્હો સામ્હી સેના આવી, છુટે નાલ અપારજી;
ઘાવ પડે બરછી ભાલાના, તરવારે તરવારેજી પૂ. ૧૦
બગતર ફોડી માહિ પઇસે, અણીયાલા જે તીરોજી.
સાસ કાઢીલે અરિ સુહડાના[1], લડે પડે ખેન વીરો.જી પૂ. ૧૧
રિપુ સેન્યે મહિપાલતણો દલ, કોપી હણવા કાજજી:
લોલ કલ્લોલ ચપલ ઉછલીયા, સમુદ્રતણી પરિગાજેજી. પૂ. ૧૨
રત્ન પ્રભ દેવપાલ મહીપાલ, બીજા પિણિ નૃપ વંદોજી,
અરીયણ નાલ સકર સંહૂકે, જીમ શિશુપાલ મુકુંદોજી. પૂ. ૧૩
બાણધારા વરસે જલધર, જીમ સીંચે શોણિત ધરણીજી;
જસ અંકુરા પસર્યા દહ દિશે, સૂરાં કરણી જી. પૂ. ૧૪
વયરીસેન મથી દધિનીપરે, જસ માખણ સંગ્રહ્યોજી;
રણની ભુમિ સુભટ મતવાલે, મંથાનક તે લહિયોજી. પૂ. ૧૫

---

૧–સુભટોના.

મહીપાલ સેના બલવંતી, અરિદલ હાર મનાઇજી;
એ જીનહર્ષ થઇ સંપૂર્ણ, ઢાલ અઠાવીસમી ગાઇજી. પૂ. ૧૬
સર્વગાથા. ૬૪૭.

## દૂહા.

દિશોદિશિઇ નાસી ગયા, વયરી સૈન્ય સહિત;
ફિરિ પાછો જોવે નહિ. સહૂ થયા ચલચિત્ત. ૧
ત્યારે યાદવ સૈનિકે, કીધો જય જય રાવ;
સુમન શ્રેણિ આકાશથી, સુમન વૃષ્ટિ કૃતભાવ. ૨
તૃણચર ઉપરી નવિ કરે, કોપ ભુજાભૃત જેહ;
નર વર્માદિક રાજવી, તૃણ નિજ મુખઇ ધરેહ. ૩
પાએ લગા આઇને, મોટા જે ભૂપાલ;
માન મત્સર છોડી કરી, દાસ થયા તત્કાલ. ૪
નિજ કન્યા દેવપાલને, સુર કન્યા સમાન;
વનમાલા દીધી તેણે નરવર્મા રાજાન. ૫
મહીપાલ દેવપાલ બે જયશ્રિય મૂર્તિમન્ત;
વનમાલા લેઇ કરી, નિજ પુર પ્રતઈ ચલંત. ૬

## ઢાલ. નાયક મોહન આવીયો. એહની દેશી; ૨૯

નરવર્માદિક રાજવી, પામી કુમાર આદેશોરે;
નિજ નિજ થાનક સહુ ગયા, ધરતા હર્ષ વિશેસોરે. નર. ૧
જીમ જીમ વનનો વાયરો, વાજે આયુ ઉપાયોરે;
તિમ તિમ રોગ શરીરનો, દિન દિન વધતો જાયરે. ન. ૨

કોઢ અઢાર જાતિના, પીડા વ્યાપિત દેહોરે;
રૂપ અનુપ ફરી ગયો, જે શોભાગો ગેહોરે. ન. ૩
વનં અવની તેહુને થઇ, નરકાવની સમાનરે;
શીતલં નીર નદીતણા, લાગે અંગ કૃશાનરે. ન. ૪
શ્રવણે ગીત ગમે નહી, ન ગમે વાજીંત્ર નાદોરે;
દુર્ગંધ વસા પરૂ વહે, પામે સજન વિષાદોરે. ન. ૫
ભોજન તો વિખ સરીખો, તમ ત્રયુ પય જાણોરે;
ચંદન અગ્નિ શિખા જીસો, માલ વ્યાલ પ્રમાણોરે. ન. ૬
જન વિજને રતિ નવિ લહે, દુઃખ પીડિત નિસદીસોરે;
નર્કથકી પણ એ આકરો, ત્રાહિ ત્રાહિ જગ દિશોરે. ન. ૭
પામ્યો કેટલેક દિને, કુસુમોત્કર વન તેહુરે;
સેના ઉતારી તિહાં સહૂ, દુઃખિત તસુ નેહુરે. ન. ૮
નરવર્મ્માદિક રાજવી, પામી કુમાર આદેશરે;
હિવઈ ઉજવાલી તિહા નિસા, સૂતા સહૂ ભૂપાલોરે;
નયને નિંદ આવે નહિ, દુઃખ પીડિત મહીપાલોરે. ન. ૯
ઇણ અવસર વિમલાચલે, રાકાપુંનિમ દીસોરે;
વિદ્યાધર પ્રભુ ભેટવા, પહુતા પરમ જગીસોજી. ન. ૧૦
તીરથ જે ત્રિભુવનતણા, તાસ યાત્રા ફલ જેહુજી;
જાત્રા પુંડરગિરિતણી, એકલ ફલઘે તેહુરે ન. ૧૧
ચૈત્રિ પૂર્ણિમાને દિને, સ્તુતિ પુંડરગિરિ કેરીરે;
સુખ સુરલોક ગતિતણા, લહે નાવિ ભવફેરીરે. ન. ૧૨
પૂજા કરી બહુ ભાવસું, નાટક ગીત રસાલરે;
જનમ સફલ કરી આપણો, ભાવના ભાવિ વિસાલોરે ન. ૧૩

પુંડરગિરિથી ઉતર્યા, ધરતા પ્રીતિ અપારરે;
ડુંગર સન્મુખ જોવતાં, ચાલ્યા સુપરિવારરે. ન. ૧૪
ચંદ્રચૂડ ખેચર પ્રતે, તાસ પ્રિયા ધરિ નેહરે;
પ્રાણ ધણી આપણા વિના, જાઓ સગલા એહરે. ન. ૧૫.
જગન્નાથ મુજ ચિત્તમેં, તિન વસીયો ખેવાસોરે;
સુરશિવ આદિક સુખ સહુ, તૃણ જીમ માનુ તાસોરે. ન. ૧૬
ઈણ ગિરિ મોહ લગાવીયો, પ્રેમઈ મુજને પૂરીરે;
ઢાલ ઉગણત્રીસ એ થઇ, કહી જીનહર્ષ સનૂરીરે ન. ૧૭
સર્વ ગાથા. ૬૭૦.

## દૂહા.

ઇહાં રહી અષ્ટાન્હિકા, પુંડરગિરિ ચિત્ર લાય;
કરીયે જીનવર રાયની, સ્તુતિ અર્ચા શુભ ભાવ. ૧
પૂરી ઇચ્છા મનતણી, પૂજી રિખભ જીણંદ;
એસિ વિમાને ચાલિયા, ધરતા મન આણંદ ૨
દીઠો માર્ગ આવતાં, નંદન વન ઉપમાન;
પૂર્વ દિશે વિદ્યાધરી, અનુપમ સૂર્યોદ્યાન. ૩
તે દેખી નિજ કંથને, પ્રેમવતી કહે આમ;
શત્રુંજયથી ઢૂકડો, નાથ જોઇ સુખ ઠામ. ૪
તેમાંહિ સોભે ભલો, કમલ વિરાજીત કુંડ;
નિર્મલ જલ પીયૂષ સમ, સોભા જાસ અખંડ. ૫

## ઢાલ-ટુંક વિમેટોડા વિચેરેમે દીરા દોઇકા એદેશી. ૩૦

જીનપ્રાસાદ સોહામણોરે, દંડ કલશ ધજ સોહ;
મુજ મન રંગ લાગો, ખેચર નારી કહે તાહ. મુ. આંક.

ઇહાં દીસે રલીયામણોરે, અધિકો વ્યાપે મોહ. મુ.
નારી વચન અમૃત જીસોરે, સાંભલિ વિદ્યાધર; મુ.
તુરત વિમાન ઉતરીયોરે, વનમાંહિં તિણવાર. મુ. ૨
સીમેં વિમલાચલ તણીરે, વનની સોભા એહ; મુ.
સુખદાઇ મુજ આખિ (આંખ)નેરે, નાહ નિહાલણ નેહ. મુ. ૩
મૃગનયની ખેચર કહેરે, સૂર્યોદ્યાન મહન્ત; મુ.
દિવ્ય ઔષધી ઇહાં ઘણીરે, સઘલા કામ કરંત. મુ. ૪
એ વનમાંહિ જોઇતું રે, સૂર્યાવર્ત્તએ કુંડ; મુ.
એહને પાણી બિંદુયેંરે, કોઢહુવે શ(શત)ખંડ. મુ. ૫
કુંડ પ્રભાવ એહવું કહીરે, નારી સાથે તામ; મુ.
લતા મનોહર ગૃહવિષેરે, સેવ્યાં વંછિત કામ. મુ. ૬
તે વનનાં પુષ્પ સંગ્રહીરે, ધૌત વસ્ત્ર નરનારી; મુ.
સિદ્ધાયતન આવી કરીરે, પૂજ્યા જગદાધારિ. મુ. ૭
લેઇ સૂર્યાવર્ત્તનોરે, જલ જિનપાદ પવિત્ર; મુ.
રોગ કોષ્ટના ટાલવારે; ચલ્યા વિમાને ચિત્ર. મુ. ૮
મહીપાલ સેના તિહાંરે, આવ્યા ચઢયા વિમાન; મુ.
રથપાયક મઇગલ તુરીરે, સુભટ તણો નહી માનરે. મુ. ૯
વચન કહે પ્રીતમ ભણીરે, કિમ માનવ વનવાસ; મુ.
ચિંતાતુર દીસે ઘણુંરે, એ સહુ સૈન્ય ઉદાસ. મુ. ૧૦
પ્રાણ પ્રિયા કોઇ રાજવીરે, બહુનર વીટયો એહ; મુ.
પૂતિ ગંધ આવે ઇહાંરે, કોઢે પીડિત દેહ. મુ. ૧૧
શિહયેશ્વર છે આપણો રે, કોષ્ટહારિવર વારિ; મુ.
સીંચું કાયાં એહનીરે, આણી દ્યો ભરતાર. મુ. ૧૨

તાહ આદેશ લહી કરીરે, દયાવતી અસમાન; મુ.
કુમારોપરિજલ બિંદુઉરે, નાંખ્યો અમીય સમાન. મુ. ૧૩
તાસ સંયોગ કુમારનોરે, સીતલ થયો શરીર; મુ.
પરમ પ્રમોદ લહ્યો તદારે, એ એતીરથ નીર. મુ. ૧૪
ગ્રીષ્મ જીમ સૂકો તરૂરે, પાવસ પલવિત હોઇ; મુ.
તિન તિણિ પાણી સેકથીરે, મહીપાલ તનુ જોઇ. મુ. ૧૫
દિવ્ય દ્યુતિ તસુ દેખિતેરે, હરખ્યો નભચર તામ; મુ.
કુમાર દેવપાલ હરખ્યારે, સૈન્ય સહિત તિણ ઠાણ. મુ. ૧૬
સહુને મન ઉચ્છવ થયોરે, ભાગો દુઃખ જંજાલ; મુ.
એ જીનહર્ષ ત્રીસમીરે, મેંદીકેરી ઢાલ. મુ. ૧૭
સર્વ ગાથા. ૬૯૩

## દૂહા,

હવે કુષ્ટ કુમારથકી, દૂર થઇ આકાશ;
બોલે જયરો જેન્દ્રતુજ, અમે મુકયો તુજપાસ. ૧
સેવ્યો તુજને સાત ભવ, ખમે કહે ઇમ કુષ્ટ;
કુંડ નીર આવ્યો હવે, ટલીઅ અમારી પુષ્ટ. ૨
મહારોગ એહવું કહી, કોલાહલ કરતાહ;
કૃતીમ વરણ બીહામણ, કયાંહી ગયા અછતાહ. ૩
દોષ તાસ સહૂ અતિક્રમ્યા, પામ્યો સુખ શરીર;
પ્રીત સમય ઉછવ કર્યો, દેવ પાલ નિજ વીર. ૪
રત્ન કાન્તિ ખેચર ભણી, તેડાવ્યો મહીપાલ;
મિત્ર હર્ષ ઉપજાઇવા, દેહ નીરોગે દેખાલિ. ૬

## ઢાલ–માઇલેસું સંયમ ભાર એદેશી. ૩૧.

રત્નકાન્તિ પ્રમોદે આવ્યો લેઇ વિમાનના વૃંદ;
મહીપાલનો નામ સુણીને, હૈયડે થયો આનંદ. ૧
ભાઈ મુને તેડાવ્યો હિત આણી, મિત્ર ભણી મલવા કાજે;
ઉલસે માહરો પ્રાણી ભાઇ.

અંગ નિરોગે આલિંગીને, મિલીયા પ્રેમ અસંગે;
એકજીવ કાયા બેહુઇ પ્રીતિ પરસ્પર રંગે. ભા. ૨
રત્નપ્રભુ રત્નકાન્ત બે ભાઇ, મેલ્યા રાજ કુમાર;
નિજ મૈત્રી સફલ ઇમ કીધી, તહા વચન કીયો સાર ભા. ૩
ક્રોધ વિરોધ નિવારી મનનો, પરમ પ્રીતિ હિત ધારી;
એક વૈતાઢ્ય રાજ્યતણા બે, અધિપ થયા નભચારી. ભા. ૪
આકાશમાર્ગથી ઉતર્યા, બે મુનિ તેણિવાર;
માસોપવાસતણે પર્યંતઈ, આવ્યા લેઇને આહાર ભા. ૫
પ્રતિલાભિ મુનિને મહાભકતે, સુહૂ અન્ન વસ્ત્રવારી;
રોગતણો વૃત્તાંત તે આદિથી, પૂછે કુમાર વિચારી ભા. ૬
મૃદુ વાણિ મુનિવર ગુણ ખાણી, ધર્મ લાભ દેઇ ભાખે;
વિપિન અમારા ગુરૂજ્ઞાની છે, આવી પૂછો તે સાખે. ભા. ૭
એહવું કહી મહીપાલ ભણી મુનિ, વંદી તેહના પાયા;
ગુરૂ ચરણે આવી આલોઇ, સકલ વૃત્તાન્ત સુણ્યા ભા. ૮
દેવપાલ મહીપાલ રત્નપ્રભ, બીજા પણ બહુ લોક;
ગુરૂ સેવા કરવાને આવ્યા, મુકી માયા છેક. ભા. ૯
બેઠા ધ્યાન કરે નિશ્ચલમન, મનમેં આનંદ ધરતા;
મુક્તિ હેતુ કરે સહુ કિરીયા, સહુ પ્રાણીસું સમતા. ભા. ૧૦

તીન પ્રદક્ષણ દેઈ વંધા, ત્રિકરણ સુદ્ધ કરીને;
જ્ઞાનમહોદધિશ્રી ગુરૂજીને, હૈયડે હર્ખ ધરીને. ભા. ૧૧
મુકી ધ્યાન મુનિસ્વર તત્ક્ષિણ, જાસ ધર્મ વ્યાપાર;
પ્રતિબોધવા કાજે તેહને, વચન કહે હિતકાર. ભા. ૧૨
આર્ય દેશ મનુષ્યપણુ વલી, દીર્ઘ આયુ અવધારો;
ઉત્તમ કુલ ન્યાયાર્જીત સંપત્તિ, હેતુ પુન્યાર્જન સારો. ૧૩
દેસન વાણિ સુધારસ પીધી, સુગુરૂવચન ચંદ્રહુંતી;
ભાષે કરજોડી નૃપનંદન, એ કુણ વ્યાધિ વિગુતી. ભા. ૧૪
જીહાં એ તીરથ કુંડનો પાણી, તિહાં અમે થિર નવિ રહીયે;
સાત ભવ લગી સેવા કીધી, વાણિ કીસી થઇ કહીએ. ભા. ૧૫
તેહનો પૂર્વ ભવ જાણીને, ગુરૂ ભાષે ઇમ વાણી;
જેમ દુકવર્મ ઉપાયા રાજાને, તે સાંભલિ સુભપ્રાણી. ભા. ૧૬
ઇણહીજ ભરતક્ષેત્ર માંહેપુર, શ્રીપુર નામે જાણો;
શ્રી નિવાસરાજા તિહાં રાજે, ન્યાયી ઉપમ આણો. ભા. ૧૭
તાતતણીપરિ નિજ પ્રજા પાલે, અરીયણ કુલ સંહારે;
ઢાલ થઇ જીનહુખ સંપૂર્ણ, એકત્રીસ ઇણિ અધિકારે. ભા. ૧૮

સર્વગાથા, ૭૧૬.

## દૂહા.

નૃપ જીતા દાને કરી' કામધેનુ સુર કુંભ;
સુરતરૂ ચિંતામણિ રતન, રોપ્યો કીર્ત્તિથંભ. ૧
શીલાદિક સદ્ગુણ સહિત, જીવહણે નિશિદીસ;
નિર્દય આહેડો કરે, એ અવગુણ અવતીસ. ૨

એક દિવસ મૃગયા ગયો, અવિશ્રિત કૃષ્ણ તુરંગ;
ધનુષબાણ કર સંગ્રહી, ચલ્યો વિપિન મનરંગ. ૩
મૃગ કુલરાય નસાવીયા, ઘોડો દેછે લાહુર;
વરસે તિહાં બાણો વલી, જેમ વરસે જલધાર. ૪
જે દૂરે તે ઢુકડા, જે પાસે તે દૂરિ;
એમ કરતો વ્યસની નૃપતિ, ભૃષ્ઠ થયો બલસુરિ. ૫

## ઢાળ—દૂણા દેરે લોડયા દૂણાદે, એ દેશી. ૩૨

એક નજરે હણિવા ભણી, નિવિડ વૃક્ષ સંઘાતરે;
નિશિત બાણ વાહેં તિહાં, કરવા મૃગની ઘાતરે. ૧
વાત સુણોરે આગે વાત સુણો.
ન્યાયાવંત સુણો નરનારીયા, હિંસા દુર ગતિ પાતરે; વા. આ. ૨
નમો અરિહંતાણં સુણ્યો, વયણ કંત ઉત્પન્નરે;
તિણિ દિસિ સામો જોઈયો, વિસ્મય લહ્યો રાજન્નરે; વા. આ. ૩
બાણે વિંધ્યો તેહને, મુનિવર કાઉસગ્ગલીણરે;
પૃથિવીતલ પડતો થકો, દેખી નૃપ થયો દીણરે. વા. આ. ૪
નિજ પુન્યદ્રુમ મૂલથી, પોતે છેદ્યો જાણરે;
રૂષિવર હણીયો દેખીને, શોકે પૂર્યો રાણરે. વા. આ. ૫
આજ નિવડ પાસે કરી, સું કીધું કહે ખીજી રે;
દુષ્ટ કર્મ વૃન્દઈ કરી, બાલ્યો મેં બોધિ બીજરે. વા. ૬
વ્યસન પુન્ય અવસાત એ, વ્યસન પાપનો મૂલરે;
ધિક્ ધિક્ મુક જીવિતવ્યને, થયો દુર્ગતિ આનુકુલરે, ૭
એક જીવને મારતાં, ઘોરથકી પણ ઘોરરે;
નર્કતણાં દુઃખ આકરાં, પામે કઠિણ કઠોરરે. વા. ૮

મેં પાપી વ્યસન કીધો, માઠો ઘણું અકાજરે; વા.
ૠષિ હત્યા લાગી મુને, માર્યો મેં ૠષિરાજરે. વા. ૯
તત્વ જાણુ પાંડિત્યતા, બોલાયો ક્ષય તાસરે;
પાપાધિ પૃથ્વીનાથને, પાપ નહિ કહે ભાસરે. ૧૦
મહા યોગીશ્વર મુનિવર, પુન્ય રાશિ અંગવાનરે;
એ મેં માર્યો પાપીયેં, કિહાં જાઉ ગૃહ રાનરે; વા. ૧૧
એહવું કહિ વિખણાતમાં, ભાજ્યાં તિહાં ધનુબાણુરે;
તુરત તુરંગથી ઉત્તરી, આવ્યો મુનિ જિણિ ઠાણુરે. ૧૨
સ્વસતો ૠષિવરતેહના, જોઇ હાથે પાઇરે;
સીસ ચઢાવ્યા ઉપને, મુગટતણી પરિરાયરે. વા. ૧૩
નિજ કુકર્મને નિંદતો, રોવઇ સરલેં સાદરે;
મૃગપંખી રોવરાવીયાં, રોતાં થયો વિખાદરે. વા. ૧૪
ને પાપી નિર્મલ કુલેં, દીધો સબલો કલંક રે;
પૂજ્ય સૌધ મહા ઉજવલો, દીધો કજ્જલ અંકરે. વા. ૧૫
દુષ્ટાચારી હું થયો, કુલમેં થયો, કપૂતરે;
પૂર્વજ કીત્તિ સહુગમી, હું તો થયો યમદૂતરે. વા. ૧૬
પૂજી કલંકિત હું થયો, લહિસું નર્ક તિર્યંચરે;
ચરણ શરણ હવે તાહરા, મેં કીધા સુખ સંચરે. વા. ૧૭
ચરણ કમલ અરહિંતનાં, ધરતો તેહનો ધ્યાનરે;
પ્રાણ બાહ્ય મુકયાં તેણે, પહુતો અમર વિમાનરે. વા. ૧૮
ખડ્ગ હૃદય વિહારીયો, તિમ નૃપ કરેં પુન્યકારહે;
મૂર્છા પામે વલિ વલી, મુનિ ગુણ હૈયડે ધારિરે. ૧૯
શીશ પછાડે દુઃખ ધરે, વિલવે ઇમ ભૂપાલરે;

એજીનહર્ષ બત્રીસમી, પૂરી થઇ છે ઢાલરે. વા. ૨૦

સર્વગાથા, ૭૪૧. દૂહા

સેના આવી તેટલે, દુખીઓ દેખી રાય;
પંડિત યુક્તિ બોધિને, કિંચિત દુઃખ પલટાય. ૧
મુનિવરતણાં શરીરને, કીયો અગ્નિ સંસ્કાર;
આવ્યો નિજ મંદિર નૃપતિ, ધરતો દુઃખ અપાર. ૨
રૂષિ હત્યાદિક પાપથી, છુંટું તિણિ વનમાંહિ.
ચોમુખ ચૈત્ય કરાવીયો, શાન્તિનાથ સુખદાઇ. ૩
સર્વ પાપ નિવારવા, સુધ્ધેં અન્ન વસ્ત્ર દાન;
મુનિવરને આપઈ સદા, તાસ ભક્તિ રાજાન. ૪
મહા ધર્મ કરતો થકો, ત્રિકરણ સુધ્ધઈ રાય;
બંધ પડયો છૂટે નહિ, જો કીજે કોડિ ઉપાય. ૫

## ઢાલ. ચૂનડીની. ૩૩

તિણિ દુઃખ સાલે અતિ પીડીયો, ઉપના વલી મોટા રોગરે;
નૃપશ્રી નિવાસ મરી ઉપનો, સાતમી નરકાવનિભોગરે. તિ. ૧
તે નરક મહા દુઃખ ભોગવી, બંધન છેદન બહુ મારરે;
ચિરંકાલ નર્કમાંહે રહી, પામ્યો તિર્યંચ અવતારરે. તિ. ૨
શીત આતપ મહારોગ વેદના, પરવસ તાડન તૃષ ભૂખરે;
અજ્ઞાને દુઃખ વેદ કરી, વલી લહ્યા નર્કનાં દુઃખરે. તિ. ૩
ઇણિપરિ તિર્યંચ નારકી તણો, લીધો તિણ નૃપ અવતારરે;
વલી મનુષ્ય જન્મ ષભવ લહી, કોઢરોગેં મરણ વિચારિરે. ૪
હુવણાં પિણિ મહીપાલ તુજ ભણી, મુનિ હત્યાના ફલ એહરે;
પૂર્વાર્જિત ભવથી પામીયો, કોડ રોગ થયો તુજ દેહરે. તિ. ૫

પુન્ય કીધો જે એક જન્મનો, મુનિસ્યું કોપ કીયો જાઇરે;
સાતમી નર્કે મુનિ ઘાતકી, નરનો વાસો તિહાં થાઇરે. તિ. ૬
દુર્ગતિ દુર્યોનીના દુઃખ દોર્ભાગ્ય ઘણાં, દિકફલ જાણિરે;
રિખિવરહત્યા મહાવેલડી, ભવભવ ઇહાં ફલે પ્રમાણરે તિ. ૭
ત્રિકરણ સુધ્ધ આરાધ્યો યતિ, આપે તે સઘલા સુખરે;
મુનિરાજ વિરાધ્યે વલી, તિર્યંચ નર્કના દુઃખરે તિ. ૮
મહાસત્વ વૃતિચારિત્રીયા, ગુણવંત રહોતે દૂરિરે;
નિક્રિય નિર્ગુણુન વિરાધીયેરે,મુનિજે પણિઅવ ગુણ પૂરિરે તિ. ૯
હાંરે જેહવો તેહવો દરસણી, દેખીવેષ વધારી તાસરે;
ભકતે ગૌતમની પરિગ્રહી, પૂજે પુન્ય કામ ઉલાસરે. તિ. ૧૦
વાંદિવો તો નહી છે શરીરને, મુનિવેષ અછે વંદનીકરે;
યતિવેષ દેખી તિણિ કારણે, પૂજીવો સુકૃતી તહની કરે. તિ. ૧૧
નિક્રિયપિણ થાઈ પૂજ્યા થકો વ્રતધારક લજા પામિરે;
સક્રિય મુનિપણ અવજ્ઞાથકી,વ્રત વિષય શિથિલ હુ તામરે.તિ. ૧૨
તસુ શકિત દાનંઇ દયા ક્ષમા, અલ્પસિદ્ધિકારક સહુ એહરે.
ન નમે મુનિ વેષ દેખી કરી, ન લહે પુન્યની રેહરે. તિ. ૧૩
જીનલિંગી સહૂ આરાધિવા, મન વચન કાયા કરી સુદ્ધરે;
તેહની કરિવી નહિ સર્વથા, નિન્દર્થ ઘાતક સુણિ બુદ્ધિરે તિ. ૧૪
તુજ કોઢ તણો કારણ કહયો, મહીપાલ પ્રગટ સુણિ એહરે;
ક્રોધ આણિ મુનિવરને કદા, ન વિરોધેવો ગુણ ગેહરે. તિ. ૧૫
સૂર્યાવ-ર્તકુંડપાણીતણી, સૂણિ તાસ કથા નિરભીકરે;
શત્રુંજયતલિ શક્રીયદિસે, સૂર્યવન મોટો રમણિકરે. તિ. ૧૬
વર્ષ સાઠિ હજાર રહયો ઇહાં, સૂર્ય ધર વૈક્રિય દેહરે;
શ્રી જીનવરની સેવા ભણી, સૂર્યોદ્યાન નામઈ સૂએહરે. તિ. ૧૭

સૂર્યાવ-ર્ત અભિધાન ભલો, તે વનમાંહિ છે કુંડરે;
નાભેય દષ્ટિ અમૃત સમો, તેહનો જલ રોગ વિખંડરે. તિ. ૧૮
સહુ કોઢ અઢાર જાતિના, હત્યાદિક દોષ વિધ્વંસરે,
તેહની જલવન સારે કરી, થાયે તનુ સુરભ પ્રસંસરે. તિ. ૧૯
એહના જલનો મહિમા ઘણો, મુખ કહેતાં નાવે પારરે;
જીન હર્ષ કહી તેત્રીસમી, ચૂનડી ઢાલ વિચારિરે. તિ. ૨૦
સર્વ ગાથા ૭૭૬.

## દૂહા.

પ્રિયા સહિત વિમલાચલે, વિદ્યાધર મણિચૂડ;
ચૈત્રોછવ જીનને નમી, સૂર્યોદ્યાન ગયો ઉડિ. ૧
તિહાં પિણિ શ્રીનાભેયની, પ્રતિમાન મૈત્રિસુધ્ધ;
તાસ કુંડલ જલસંગ્રહી, ગૃહ પ્રતિ ચાલ્યો વિબુધ્ધ. ૨
તેહની પ્રિયા વિમાનમેં, તદા તુજને દેખિ;
સદયા પતિ પૂછી જલેં, છાંટયો તુજને વિશેષરે. ૩
સર્વ વ્યાધી તેસેકથી, દૂરિ ગઇ તજી દેહ;
તીરથ જલ મહિમાઇસું, મુનિવર ભાખ્યો એહ. ૪
પ્રાયઈ સહુ હત્યાહુવે, નરકાદક દુઃખદાય;
મુનિહત્યાથી ભવ ભમ્રણ; રોગાદિક બહુ થાય. ૫
મુનિ લિંગી નિતિવાંદવો, ક્રિયા ન જોવી તાસ;
દેવાકારિ માનિવો, થાય ઉમાહો ખાસ. ૬

## ઢાલ–દક્ષિણીના ગીતની. ૩૪

એહવું કહી મુનિવર રહ્યારે, મહીપાલ કહે નામ;
જંગમ તીરથ મુજ ભણી હોજી તું મિલીયો સુખધામ. ૧

સુગુરૂ મુજ તારક મિલીયો આજ, પર ઉપગારી પરહિતૂં;
નિઃસ્વારથ રૂષિરાજ. સુ. આ.
ધર્મતીર્થ ઉપદેશીરે, તે કીધો સુપ્રકાશ;
અતુલ તીરથ તું પામીયો,હોજી ધન્યહૂં સફલ અભ્યાસ.સુ. ૨
હું બલિહારી ગુરૂતણી હો, ગુરૂ દીવો ગુરૂજ્ઞાન;
બુદ્ધિવંત પણુઇ ગુરૂવિના હો જીવ ન લહે ધર્મ પ્રધાન. સુ. ૩
ધર્મ તત્ત્વ દાન અર્જવો રે. કલ્પ વિદ્યા રસસિધ્ધિ;
પંડિતને પણ નાવેહોવે હોજી ગુરૂ ઉપદેશ વિણ વૃધ્ધિ. સુ. ૪
ધન્ય માંહે ધન્ય હું હિવેરે, પુન્યવંતમિં પુન્યવંત;
તીર્થ દિખાલો મુજભણી હોજી, પૂરો મનની ખંત. સુ. ૫
ભમતાં ભવપાથોધિ મારે, ચિત્ત પ્રમાદવસેણ;
તું ચિંતામણિ સરિખો, હોજી પામ્યો હર્ષ વસેણ. સું. ૬
તીરથ કરાવો કરિ મયારે, ભગવત કરી પાસાય;
કુમાર વચન ગુરૂમાનીયો, હોજીમ હર્ષિત થાય. સુ. ૭
ચઢત નગારા વાજીયારે, ભેરીના ભણુકાર;
ગુરૂ સંઘાતે ચાલીયા હોજી, લેઇ સહુ નિજસાર. સુ. ૮
અખંડ પ્રમાણે ચાલતાંરે, આવ્યા સૂર્યોદ્યાન;
છાયા નાના વૃક્ષ નીહોજી, ઉતારીયા રાજન. સુ. ૯
ચૈત્યકુંડ ઉચ્છવ કીયોરે, ગુરૂપદિષ્ટ વિધિમાન;
આરિહંતની પૂજા કરીહોજી, પુન્યોદયસુ પ્રધાન. સુ. ૧૦
વિદ્યાધર વિદ્યા બલેરે, રચિયા રત્ન વિમાન;
સોભિતધ્વજવ્રત કિંકિંણી હોજી, દેવવિમાન સમાન. સુ. ૧૧
હવે વિમાન વૃદેં કરીરે, આછાદ્યો આકાશ;
સિદ્ધિસૌધાગ્રની વેદિકાહોજી, પામ્યો શત્રુંજયવાસ. સુ. ૧૨

દેખી જીનગૃહ ઉપરેરે, સ્વર્ણ કનકનીશ્રેણિ;
પરમ પ્રમોદ લહ્યો જાત્રીએ હોજી, પુન્ય કલશ ઉપમેણ.સુ. ૧૩
ઉપરિ પહુત્ય નિરખીયોરે, તીર્થ ત્રિભુવનસાર;
પવિત્ર થયા પ્રભૂ દેખીને હોજી, શિવ સુખનો દાતાર. સુ. ૧૪
તિહાં વિમાનથી ઉતરીરે, જીહાં છે રાયણ વૃક્ષ;
દેઇ તાસ પ્રદક્ષિણા હોજી, જીનપદ નમ્યા પ્રતક્ષ. સુ. ૧૫
આદીસ્વર દરસણ લહીરે, માને ધન્ય મનમાંહિં;
પુણ્ય ઉપાવે રાજવી હોજી, વચને કહ્યો ન જાયે. સુ. ૧૬
રત્ન કનક ફુલેં કરીરે, ભૂપ વધાવે નાહ;
પૃથ્વી પીઠેં લોટતા હોજી, ચરણે નમે ઉછાહ. સુ. ૧૭
શત્રુંજા નામે નદીરે, તિહાં સહુ કરી સ્નાન;
માહિ બાહિર નિર્મલ થયા હોજી, સુભ્ર વસન પરિધાન. સુ. ૧૮
ચંદન નંદન વનથકીરે, મંગાવ્યા તત્કાલ;
થઇ જીન હર્ષ ચોત્રીસમી હોજી, એ દક્ષિણીની ઢાલ. સુ. ૧૯
સર્વગાથા, ૭૯૧.

## દુહા.

કેસર ચંદન મૃગમદેં, ભેલિ માંહિઘન સાર;
પૂજા કીધી જીનતણી, કુસુમ ચઢાયા સ્ફાર. ૧
ઇણિપરિ ચિત્ત પ્રમોદથી, ગિરિવર ગુરૂ આદેશ;
ધર્મકાર્ય સગલાકીયા, મોક્ષ હેતુ સવિશેસ. ૨
અર્થવંત કવિતે કરી, સ્તવના કીધ ઉદાર;
પાતિક કસમલ ઢાલીયાં, લહિવા ભવનો પાર. ૩
ભક્તિ ગુરૂ પ્રતિલાભીયા, આસન વસન નિર્દોષ;
દયાદાન દેંદીનને, કરે પુન્યનો પોષ. ૪

જીનવરની પૂજા કરે, પ્રતિમાસદ્મની પાય;
પુણ્ય હોઈ શત સહસ્ર ગુણુ, અનુક્રમે ભાવ મિલાય. ૫
અરિહંત પ્રતિમા વેસ્મજીન, કર્ત્તાસ્વરગઈ જાઇ,
તીર્થતણી રક્ષા કરે, અનંત ગુણો પુન્ય થાઈ. ૬
એહવા સાંભલિ ગુરૂ વચન, મહીપાલ મતિમાન;
જીન પ્રાસાદ કરાવીયો, પ્રતિમાયુત તિણિથાન. ૭

## ઢાલ છાંહિલીની એ દેશી. ૩૫.

ઇમ અષ્ટાહ્નિકા તિહાં કરી, પરમ પ્રમોદ હૈયે ધરિ;
સંચરી સહુ વિમાનસુ પરિ વરાએ, રૈવત ગિરિવર આવીયા;
શ્રીગુરૂ સાથે લાવીયા, ભાવિયા નિજ આત્મ નિર્મલો કરી. ૧
અષ્ટાન્હિકાં તિહાં પણ રચી, સહુ નૃપ બહુ ભાવે મચી;
લચપચી પુણ્યે આત્મ આપણોએ, શ્રી નેમીસ્વર જીનતણા;
પૂજ્યા ચરણ સુહામણા, વધામણાં ખરચ્યા દ્રવ્ય તિહાં ઘણા. ૨
સૂર્યમલ્લ રાજેસ્વર, પુત્ર યુગલ તિનિ અવસર;
બહુ વરઉછવસું આવ્યા સુણીએ તત્ક્ષણ સાસો આવીયો;
સામેલા બહુ લાવીયો, ધાઇયો મિલિ વાહુર્ષિત સુત ભણીએ. ૩
જંગમ તીરથની પરે, તાત નિહાલી સાદરે;
ઇણિપરે ધરાપીઠ લુઠિતા થડાએ, તાતણે ચરણે નમ્યા;
વિરહ તણા દુઃખ ઉપરામ્યા, મન ગમ્યા મિલિયા હું સુનરહિકાએ. ૪
આલિંગી હિત સુંમિલ્યા માંહોમાંહિ રંગિ કલ્યા;
પરઘલ્યા હીયડા પૂત્ર પિતા તણાએ, પીંગળ્યાં જ્યઢી પોરાજ
સોહામણોરે,
પુરવો દટા સિણગાર્યો એ, ધ્વજ તોરણ વિસ્તાર્યા એ,

ધાર્યા એ પૂર્ણ મનોરથ મનતણાએ. ૫
નગર પ્રવેશ કરાવે એ, દાન ઘણો દેવરાવે એ;
ગાવે એ સુહવ ધવલ સુણામણોરે, પુર ચોહટાસિણગાર્યાએ;
ધ્વજ તોરણ વિસ્તાર્યાએ, ધાર્યા એ પૂર્ણ મનોરથ મન તણાએ. ૬
આવ્યા મંદિર મન રલી, માયતણી આશા ફલી;
અંજલિ જોડી કુમાર પગે પડયાએ, જે ખેચરને સત્કારી;
હયગય સ્વર્ણ આગે ધરી, દિલધરી નિજપુરને તત્ક્ષણ પડયાએ. ૭
તિણહિજ દિન રાજા દીયો, મહીપાલ રાજા કીયો નિજ લીયો;
નૃપ સંયમ દેવપાલસુંએ, રાજ્ય પ્રાજ્ય ગુણ ગામીએ;
અરીયણ ચરણે નામીએં, સામીએ થઈ પ્રજાના દુઃખ ટાલિસુંએ. ૮
મહીપાલ રાજા થયો, દુર્ભિક્ષ રોગ દુરેં ગયો;
નવ રહ્યા કોઇ ઉપદ્રવ ભૂતલે એ, વાંછિત જલધર વરછે એ;
વાયુ વાયે સુખ ફરશે એ, હર્ષ એ હર્ષ સંપૂર્ણ તરૂ ફલે એ. ૮
સાસ્વતા અસાસ્વતા, ચૈત્યજીનેસ્વર સોભતા;
સ્ત્રી યુતા વિદ્યા જે નભ ગામીણી એ, પૂંજે જીનવર તિહાં જઇ
ભાવનભાવેં ઉમદી, ગહગહી સફલ કરે દિન યામિની એ. ૧૦
શત્રુંજય ગિરિનારેં એ, ત્રૈ(શૈ)લનગર મન ધારે એ;
સારેં એ ગ્રામોદ્યાનાદિક વિખેરે, જીન પ્રસાદ કરાવેં એ;
ઉલટસું સુભ ભાવેં એ, લાવેએ નિજમન રાજા શિવસુખે એ. ૧૧
દુર્ગ કરાવ્યા ચોરાસી, તેતલા સરવર જલ વાસી;
સુવિલાસી બત્રીસ લક્ષ ભોગવે એ, ગ્રામ નગરપુર એટલા;
રિદ્ધે ભરીયા ભલભલા, મમલા રાજ્યતણા એ જોગવે એ. ૧૨
સપ્ત લક્ષ તુરંગમાં, સાતસે ગજ પર્વત સમા સંગમાં

તેતલા સંદન સુંદર એ, રાજ્યતણા સુખ સાજા એ;
ભોગવીયા મહારાજા એ, વાજા એ વાજે કરી રતિના વરૂએ. ૧૩
રાજ્ય દેઈ નિજ સુત ભણી, શ્રીપાલ નામે મહા ગુણી;
નૃપમણિ રાજ્ય ચારિસે વછરા એ, મનમેં રાગ વિચાર્યોએ;
સંયમ સુચિત ધાર્યોએ, વાર્યોએ મન સુખથી તિણિ અવસરાએ. ૧૪
સિંધુ દેશ જલ દુર્ગસું, દીધું વનપાલને ઇસું;
નૃપ જિસું દેવપાલ સુતને કીયો એ, ઇમ શત્રુંજય ગિરિવરે;
યાત્રા કીધી નરવરે, મનથીરે નર ભવનો લાહો લીયો એ. ૧૫
વ્રત લીધો મન રંગેરે; ઉલટ આણી અંગેરે સંગે એ;
શ્રી કીર્તિ મુનિ મહાવ્રતીએ, આયુક્ષયે શિવ પામીએ;
પ્રણમું હું સિરનામી એ, સામી એ યાદવવંશતણો પતિએ. ૧૬
અહો સુરપતિરિપુ મલ્લ રાજા, જેહના સુકૃત ગુણકા કાજ સવાજા;
ધન્યરે વ્રત પાસે રહ્યા એ, મુકિત ત્રીજે ભવ પામશે;
સુરપતિ સિર નામસે, દામસે કર્મઅરી ત્રિભુવન જયો એ. ૧૭
શત્રુંજય ગિરિ શાસ્વતો, આદિમ તીરથ એ છતો;
ભાખતો જ્ઞાની પર હેત હીએ, સૂર્યોદ્યાન સુહામણો,
જીન પ્રતિમા મહિમા ઘણો, વલી ભણો સૂર્યાવ-ર્ત મહા કુંડનોએ. ૧૮
તાસ નીરનો ગુણ બહુ, કુષ્ટાદિક નાસે સહુ;
[1]જગપહૂ એહના ગુણ નિજ મુખ કહે એ, ઢાલ થઇ પાંત્રીસમી;
સુણતા સહુને મન ગમી, ચિત રમી ગુણ જીનહર્ષ
ગુણી લહેએ. ૧૯

સર્વગાથા, ૮૧૭.

---

૧ જગતપ્રભુ.

## દૂહા,

વલી સાંભલિ દેવેંદ્ર તું, શત્રુંજય ગિરિરાજ;
નદી સરોવર કુંડ વન, સંખ્યા નામ સમાજ. ૧
પ્રથમ સ્વર્ણગિરિ બ્રહ્મગિરિ, ઉદયાંબુદ પર મુખ;
અષ્ટોત્તર શતકુટસું, સોભે નયનાં સુખ. ૨
શત્રુંજયી એંદ્રી તથા, નદી નાગેંદ્રી નામ;
કપિલા યમલા પાંચમી, ભાલધ્વજા અભિરામ. ૩
યક્ષાંગી બ્રાહ્મી વલી, માહેશ્વરી વખાણિ;
વરણોમા સાભારતી, શખલા ભદ્રાજાણી. ૪
વલિ દાખું ઉજ્જયન્તિકા, ચોટિં નદી વિશાલ;
શત્રુંજય ગિરિ તલહટી, વહ્મહં(વહ) સદા સમકાલ. ૫

### ઢાલ—ચતુર સ્નેહી મોહનાં, એ દેશી. ૩૬

સૂર્યોદ્યાન પૂર્વ દિશિ સોહે, સ્વર્ગોદ્યાન દક્ષિણ મન મોહે;
ચંદ્રોદ્યાન પશ્ચિમ દિશિ કહીઈ, લક્ષવત ઉત્તર દિશિ લહીઈ. ૧
કુંડકપદી યક્ષ નીપાયો, ચિલ્લક સરજલ સંઘઘ પાયો;
ભારત નામે કુંડ વિરાજે, અંદ્ર કુંડ ઈંદ્ર નિર્મિત બાજે. ૨
ચંદ્રસૌર નિર્મલ જલ ભરીયા, રોગાપહારી ભુંઈ અવતરીયા;
બીજા એ પિણિ કુંડ ઘણાઇ, કહતાં સંખ્યા નાવે કાંઈ. ૩
સ પ્રભાવ એ દેવે કીધા, સંઘવી સામા કાજિ પ્રસિદ્ધા;
ગિરિ ગુણ કોઈ પાર ન પામે, પાતિક જાયે એહને નામે. ૪
ભમે કિસુંરે મુગ્ધ સંસારી, લક્ષ તીરથ કરો અવિચારી;
તીર્થ શત્રુંજય એક વાર, કાં ઇત ફરસે પુન્ય પ્રકાર. ૫

શક્ર શત્રુંજય તીર્થ સાર, પૂજ્યો સમર્પો દે સુખ અપાર;
શ્રવણ સુણ્યો દગ પથ સંજોઈ, પાતક સર્વ ક્ષયંકર હોઈ. ૬
પ્રશાંતાત્મા પાતક ભીરૂ, જ્યારે માનવ હોઈ સધીરૂં;
યોગ્ય તીર્થ ને થાઈ તિવાર, શત્રુંજય દુખ દોહગ વાર. ૭

પૂર્વે ચંદ્રપુર રાય સુણીજે, (કુંડુરાજન) અધમ મુણીજે;
ગિણી જૈ દેવ સુગુરૂ વૃધને નવિ માને, રહે ઉન્નમત્ત સદા મદપાને. ૮
વિણુ અપરાધે દોસ ચઢાઈ, દંડી દાન સંગ્રહે;
અન્યાઈ સેવે નિતિ લંપટ પરનારી, પરદ્રોહી બાંધે કર્મ ભારી. ૯

ભક્ષણુ કરે અભક્ષ સદાઈ, પેય અપેય વિરતિ નહીં કાંઈ;
ગો, સ્ત્રી, બ્રહ્મ, બાલકની હત્યા, કરતો સમય ગુમાવે નિત્યા. ૧૦

અન્ય દિવસ રોગે તનુ ધાર્યો, મિત્ર તણી પરિધર્મ સંભાર્યો;
તે તલે ગય ગણુથી પડીયો, શ્લોક પત્ર દેખી ચિત્ત ચઢીયો. ૧૧

તત્રાયં ધર્માદ્વિવિગતૈશ્વર્યો, ધર્મ મેવ નિહંતિય:
કથં શુભા ગતિ ર્ભાવી, સ્વસ્વામિદ્રોહ પાતકી. ૧

એહવો શ્લોક પત્રમેં લિખીયો, વાંચી હર્ષ લહો થયો સુખીયો;
તેહનો અર્થ હૈયામાં ધરીયો, ચિંતે મનમાંહિ ગુણુ ભરીયો. ૧૨
અહો [2]અજ્ઞાને નડીયો, માયા મોહમાંહે હું પડીયો;
પાપ કીયો મેં ઘોર અપાર, નરકાદિક દુઃખના દાતાર. ૧૩
ચિંતાતુર ગૃહથી નીસરીયો, તુરત રાજકાજ પરિહરીયો;
રાત્રિ સમય જેમ કાંઈ ન જાણે, મરવાની ઇચ્છા મન આણે. ૧૪
ઝંપાપાત કરૂં ગિરિ ચઢીને, પાપ ઉતારૂં તિહાંથી પડિને;
ઇમ ચિંતવે નૃપ બાહિર ચાલે, ગાય મિલી એકવાર વિચાલે. ૧૫

ુદ્ધર બલદોઇસીંગ હલાવી. હણિવા નૃપની સામે આવી;
મહાકોપ કંડુમન વસીયો, ખડગ ઉપાડી સાહમો ધસીયો. ૧૬
રેરે પાપિણી પશુ પ્રમાણે, કંડુ નૃપને સું નવિજાણે;
એહવું કહિને પાપ અગિણિ તો.પાછો ઉસરીયો નહી હણતો. ૧૭
ખંડ કીયા બે એકણ ઘાયે, નારિ કરંકથી પરગટ થાયે;
યુદ્ધ ભણી નૃપને બોલાવે, નિષ્ઠુર વયણે તાસ બુલાવે. ૧૮
ાન પશુ મૂરખ અવિચારી. ગાય શાસ્ત્ર વર્જીત તેં મારી;
ક્ષત્રીનો એ કામ ન હોઇ, ક્ષત્રી ગાય ન, મારે કોઈ. ૧૯
શક્તિ પરાક્રમ છે તુજમાંહિ, તો યુદ્ધ કરી મુકસું સંબાહે;
ાલ થઇ જીન હર્ષ છત્રીસે, તુજ માંટી પણ હવે જાણીસે. ૨૦

સર્વ ગાથા, ૮૪૩.

દૂહા.

ખડગ પાણિ રાજા સુણી, કોપેં ભરીયો તામ;
કાંઇ મરોરે રંઠડી, ભાખેં નૃપ બે કામ. ૧
સામી થઈ અહિકર્ત્તિકા, વીધ્યો ચાય શરીર;
છૂટી ધારા રકતની, જીમ નીકરણે નીર. ૨
તેહ કહે નૃપ તાહરો, જાણ્યો પુરૂષાકાર
ઉઠી ઉઠી વલી યુદ્ધી કરી, ક્ષત્રી બીજી વાર. ૩
હાથિ દેખી નારીતણા, ચિત્ત ચમકયો રાજાન;
એ નારીસું ઝૂઝતાં, વાત નહી આસાન. ૪
રાજા ભયાકુલ થયો, ચિન્તે ચિંત્ત મઝારિ;
દૈવ પરાઙ્મુખમુજ થયો, જીત્યો અબલા નારી, ૫
ત્યાર લાગેં પ્રાક્રમ સબલ, તાવત કીર્ત્તિ અખંડ;
પૂર્વ ભવનો સીચીયો, યાવત પુન્ય પ્રચંડ ૭

## ઢાલ ઝુંબ ખડાતી એ દેશી. ૩૭.

ચિંતા સાયરમાં પડયોજી, કીજે કિસો વિચાર;
નૃપતિ મનમાંહે ચિંતવે, લાગી લાય કૂવો ખણેજી,
ઉદ્યમતેહ આધાર. નૃ. ૧
ચાલ્યો હું મરિવા ભણીજી બીન્હો ગૌથી કેમ; નૃ.
છેડિ મરણ પ્રસંગથી, જાગો વધ કીધો એમ. નૃ. ૨
એહવું મનમે સોચતાં, જીતે નારી કહે તામ; નૃ.
રેરે મૂઢ પ્રૌઢ પાપીજી, સું દુઃખચિંતે આમ. નૃ. ૩
ધર્મથકી અધિકો નહીજી, જાણે પંડિત જેહ; નૃ.
મરતા પણ સ્મરણ કરેજી, દુર્ગતિ તારે તેહ. નૃ. ૪
તુજ કુલદેવી અંબિકાજી, પ્રતિબોધવા કાજ; નૃ.
ચંદ્રપુરે આકાશથી, શ્લોક પત્ર આવાજ. નૃ. ૫
કિમ હાની વૃતઇ પાપથી, નવ પરીખણ કામ; નૃ.
સુરભિરૂપ કરી આવીજી, ને એવા ચિત્ત વાલ. નૃ. ૬
કોપ કલુષ અજી (હુજી) લગેંજી, તાહરો મન છે રાય, નૃ.
તું અયોગ્ય સુભ ધર્મનેજી, ભમિ તું તિર્થ સ્વકાય. નૃ. ૭
જ્યારે સમતા આવિસ્યેંજી, ક્રોધ હીયાથી જાય; નૃ.
વેલા ધર્મ આરાધિવાજી, તું કને કહિસું આઇ. નૃ. ૮
એહવું કહિ દેવી ગઇજી, કંડુ વિચારે ચિત્ત; નૃ.
અહો ભાગ્ય માહરો જાગેંજી, થાસે ધર્મ પ્રાપત્તિ. નૃ. ૯
હિવે તિહાથી રાજા સમેંજી, ક્રોધપાવક વિધ્યાત; નૃ.
સત્વ વિષે સમતા ધરેંજી, ગિરિ કુહાકે જાતિ. નૃ. ૧૦
ઇણ અવસર પશ્ચિમયામેંજી, મનમેં મચ્છર ધારિ; નૃ.

પૂર્વ વૈરી યક્ષ કોપીઓજી, થયો પ્રગટ તિણવાર. નૃ. ૧૧
સ્મરાંધે મુજ મારિનેંજી, લીધી હતી મુજનાર; નૃ.
ભોગવતાં સુખ રાજ્યનાંજી, હિવિ મારિસિ નિરધાર. નૃ. ૧૨
રાજ્ય મદાન્ધથકી જીયેજી, પાતક સુખને હેવ; નૃ.
તેહના ફલ દારૂણ હુવેંજી, સ્મરિ હવે નિજ દેવ. નૃ. ૧૩
મૌન રહ્યો એહવો સુણીજી, કહુ નરેસ રાજાન; નૃ.
યક્ષ ઉપાડી રાયનેજી, લેઈ ગયો નભ તામ. નૃ. ૧૪
પર્વત મધ્ય ગુફામાંહેજી, તે ગુહ્યક તિણવાર; નૃ.
ઘાતી બંધણ બાંધીયોજી, આણી ક્રોધ અપાર. નૃ. ૧૫
પાય તણે ઘા તે હણેજી, આપે સબલ ચપેટ; નૃ.
પુર્વોપાર્જીત પાપનાજી, ન્યાયે થાયે ભેટ. નૃ. ૧૬
પર્વત શિખર સમુદ્રમેંજી, કટક કુટમઝાર; નૃ.
પેખી પેખી ગુહામાંહેજી, મૂકી ગયો દેઇ માર. નૃ. ૧૭
પૂર્વ પુન્યે રાખીયોજી, નૃપને કષ્ટમઝારિ; નૃ.
નહિંતો તેહને ઘાતથીજી, નાખે ત્રિજગ વિદારિ; નૃ. ૧૮
ઠામ ઠામ લોહી ફરેજી, શીતલ પવન પ્રમાણ; નૃ.
સાવચેત અનુક્રમે થયોજી, ચિન્તે ચિત્ત સુજાણ. નૃ. ૧૯
પૂર્વ પાતક વૃક્ષનોજી, મુક મુજ પલ્લવ થયો એહ; નૃ.
હુંસે કુલફલ આગલેંજી, નરકાદિક દુઃખ તેહ. નૃ. ૨૦
ક્રોધે કર્મ કીયા ઘણાંજી, સર્વ વ્યસન આધાર; નૃ.
એ જીનહર્ષ સાડત્રીસમી, ઢાલ સુણો નર નાર. નૃ. ૨૧

સર્વગાથા ૮૭૦.

## દુહા

સહસા પાપ આરંભીએ, અધનરે મદ અંધ;
તે છુટે નહિં ક્રંદતા, પડિ કઠિણુ જે બંધ. ૧
ઇમ અનર્થ આત્મ કીયા, પછતાવે સંભારિ;
શુભ ધ્યાને તે ય ક્ષણેં, ચાલ્યો તીર્થ વિચાર. ૨
સર્વ સત્વ આત્મપરેં, જાણેં વર્જિત ગર્વ;
પુન્ય પ્રાકાલેં ભમેં, જીહાં તિહાં તિર્થ સર્વ. ૩
હવે તે શાસન દેવતા, અંબા આગલિ તાસ;
પ્રઘટ થઇ રાજા ભણી, ભાખેં ઇણિ પરિભાસ. ૪
શ્રી શંત્રુંજય પર્વતે, વછ ગછ થયો યોગ્ય;
જાશે પાપ હત્યા સહુ, પામિસે સુખ આરોગ્ય. ૫

## ઢાલ–પ્રાણ પ્રિયારે કયું તજી, હું અબલા નિરધારીરે, એહની દેશી. ૩૮

કઠિન કર્મ એ તારા, નરકાદિક ગતિ દાયીરે;
અન્ય યુકતે ક્ષય નવિ હુઇ, વિણ શત્રુંજય જાઇરે. ૧
કર્મે વછ ઇતલા દિન લગે, મછર સહિત ઉવેખ્યોરે;
હવે તું તીર્થ નાથને, યોગ્ય થયો મેં દેખ્યોરે. ક. ૨
એક વાર સેવ્યા થકો, વિશ્વ પાવન ગિરિરાયરે;
પાતિક લક્ષ ભવાર્જેત, ક્ષણમાંહે ક્ષય થાયરે. ક. ૩
તીર્થ શત્રુંજય સમો, આદીસ્વર સમ દેવોરે;
ધર્મ જીવ રક્ષા સમો, વિસ્વત્રય નહી એવોરે. ક. ૪
પવિત્રાત્મા થઇસ તિહાં, સમતાં પાણી સ્નાનેરે;
આત્મારામ સેવા કરી, સિવ પામિસિ ઇણ ધ્યાનેરે. ક. ૫

પ્રૌઢ મહિમ ગિરિનો સુણી, દેવી મુખથી રાયરે;
અમૃત વચન સુહામણો, શ્રવણે અધિક સુહાયોરે. ક. ૬
ભૂપ નમી અંબા ભણી, :શિવદા સચ મન રંગેરે;
ચાલ્યો ગિરિવર ઉદ્દિશી, ચારિત્ર સસ્પૃહ અંગેરે. ક. ૭
તીર્થ ન ભેટું તાં લગે, આહારનો પરિહારોરે;
તીર્થ શત્રુંજય સમરતો, સપ્ત દિને લહ્યો પારોરે. ક. ૮
કંડુ પ્રમોદ હૃદય ભર્યો, દીઠો સાધુ અકર્મોરે;
બેઠો ચરણ કમલ નમી, પૂછે સાદર ધર્મોરે. ક. ૯
સંવેગ સંગ જાણી કરી, કરૂણાનિધિ ગુરૂ જ્ઞાનીરે;
રાય ભણી દે દેસણા, સુણે થઈ એક ધ્યાનીરે. ક. ૧૦
ધર્મોત્સુક તું ભૂપતિ, તીર્થ ભણી તૂં જાયેરે;
તો ચારિત્ર આદરિ હવે, જેહથી કર્મ ભેદાયેરે. ક. ૧૧
જ્ઞાન દર્શન ચારિત્ર વિના, વૃથા પંગુ પરિ જાણોરે;
એ વિણ ચારિત્ર આંધલો, નિષ્ફલ જાણિ સુજાણોરે. ક. ૧૨
હેમ કુંભ અમૃત ભર્યો, સોવન સુરભ સુહાણોરે;
સ્વર્ણ મુદ્રા માણિક જડયો, ચંદ્ર વદન લેવાણોરે. ક. ૧૩
પર્વ તિથે મહાદાન જયું, શ્રધ્ધાસના સુંદાનોરે;
તિમ ઉત્તમ ચારિત્રસું, શત્રુંજયનો ધ્યાનરે. ક. ૧૪
મહા સત્વ સાંભલિ હવે, ચારિત્ર લક્ષણ દાખુંરે;
એ જીનહર્ષ પૂરી થઈ, ઢાલ અડત્રીસમી ભાખુંરે. ક. ૧૫
સર્વ ગાથા. ૮૯૦.

## દૂહા.

તે ચારિત્ર બે પંચધા, કર્મ કક્ષલ મિત્ર;

પંચમ ગતિદાયક કર્યો, શ્રીજીન પરમપવિત્ર. ૧
સામાઇક ચારિત્ર પ્રથમ, છેદોપસ્થાપનિય;
સુક્ષમ સંપરાય તૃતીય કહે, પરિહાર વિશ્રુદ્ધગિણીય, ૨
યથાખ્યાતિ જેહવો કહ્યો, સર્વ લોકમેં ખ્યાતિ;
સુવિહિત જેહને આચરી, અવિચલ ઠામ લ્હાત. ૩

**ઢાલ-કુમતી કાં પ્રતિમા ઉત્થાપો, એ દેશી.** ૩૯

મુનિ વાણી સાંભલિ મન હરખ્યો, તે પાસેં વ્રત લીધો;
દ્વિધા પરિગ્રહ મુકી મુનિવર, ઉત્તમ કારિજ કીધોરે. ૧
પ્રાણી ગિરિવરસું ચિત લાવો, કંડુનરેસાના ગુણ
સાંભલિ, આપણ પ્રેમ નિભાવોરે. પ્રા.
પામ્યો તીર્થ પ્રસન હૃદયસું, આરૂહ્યસીલ સન્નાહ,
સાધુ માહાવ્રત ખંડ સામાહ્યો, ક્ષાંતિ ખેટક ઉબાહુરો. પ્રા. ૨
કર્મ અરિ હણવાને કાજે, સાધૂ થયો ઉજમાલ;
પક્ષમાસ ઉપવાસાદિકતપ, જાજુલ્પ પાવક કાલરે. પ્રા. ૩
આલ્યા કર્મતણા વન અગલા, કંડુરાજ રૂષિરાય;
શત્રુંજય ગિરિ ઉપરે સીધા, તિહાં અવિચલ
સુખપદ પાયરે. પ્રા. ૪
ઈમ સ્ત્રી બાલ હત્યાદિક પાતિક મોટી જેહ મહાંત;
તત્ક્ષણ પ્રલય એક ક્ષણમાંહે, તીર્થ પ્રભાવે યાતિરે. પ્રા. ૫
થોડીહી પણિ તપસ્યા હુંતી, સંચય કર્મ ઘણાણો;
ક્ષેત્ર પ્રભાવથકી ક્ષય પાપે, અસત અસંસયમાનોરે. પ્રા. ૬
શુભ ક્ષેત્રે જીમ બીજ પ્રરોહે, અપરક્ષેત્ર તિમનાહી;
વાયુ સુવાય જલ સંયોગે, બહુ ફલ પ્રાપતિ થાઇરે. પ્રા. ૭

ઇણિપરિ દાન દયાતપ પૂજાદિક શુભ કર્મ કરતાં;
જેહવો ફલ પુંડરગિરિ થાયે; તેહવો અન્ય ન હુંતારે. પ્રા. ૮
પ્રાયે પાતિક કર્મ તજીને' તીર્યંચ પણિગિરિ વાસી;
સહગતિ પામે તેહ સહીસું, તીરથ મહિમા ભાસીરે. પ્રા. ૯
સિંહઅગ્નિજલ નિધિ વિખધરવલી,રાજયુદ્ધજ વિષચોરે;
વૈરી મારિ સ્મરણગિરિ કેરે, ભય નાસે કરિસોરરે. પ્રા. ૧૦
ભરત કરાવી સુંદર પ્રતિમા, આણિ જીનેશ્વર કેરી;
દયાવંતો શિવ સુખ ઉછંગે, ભીતિ ન હુવે ભય કેરીરે. પ્રા. ૧૧
અત્યુગ્ર તપાસ્યાને બ્રહ્મચર્યે, જેતલો ફલ પામીજે;
તેથી શત્રુંજયગિરિ વસતાં, પરઘલ પુન્ય લહીજે. પ્રા. ૧૨
ભોજન દાન યાત્રાયે જાતાં, કોડિ ગુણો ફલ કહિયે;
યાત્રા કરીને પાછા વલતાં, તેથી અનંત લહીજેરે. પ્રા. ૧૩
ત્રિભુવનમાંહિ, જે કોઇ તીર્થ, નામમાત્ર જે કોઇતે;
પુંડરગિરિ વાંધા વાંધા, નાખો પાતિક દોઇરે. પ્રા. ૧૪
સ્નાત્ર કરી સુમત્રિ સંધ્યા, નિશ્ચલ બેસી ધ્યાવે;
નમો અરિહંતાણું પદ ઇણિગિરે, તિર્થંકર પદપાવેરે. પ્રા. ૧૫
પ્રથમ ખંડ એ પૂર્ણ કીધો, ઉગણચાલીસેં ઢાલે;
કહે જીનહર્ષસું શ્રવણે, સુણીયોબાલ ગોપાલરે. પ્રા. ૧૬

ઇતિ શ્રીજીનહર્ષ વિરચિતે શત્રુંજય માહાત્મ ચતુષ્પદ્યાં મહીપાલ નૃપ કથાનક પ્રભૃતિ વર્ણન પ્રથમ ખંડ સમાપ્તઃ॥

સર્વગાથા ૯૦૯. દૂહા.

શ્રી શત્રુંજય મંડણો, પ્રણુશે રિષભજીણંદ;
બીજો ખંડ હવે બોલિસું, હૈડે ધરી આણંદ. ૧

શ્રીશત્રુંજય મહાત્મઇં કહ્યો સંક્ષેપ વિચાર;
શક એહુનો તું નિસુણિ, વલી પ્રભાવ વિસ્તાર, ૨
અનંત કાલથયો પિણિ નહી, તીર્થ વિનિસ્વર એહ;
હિવણા અવસર્પિણી વિષે, જીમમા યા સાંભલી તેહ, ૩

**ઢાલ–મહા વિદેહ ક્ષેત્ર સુહામણો. એહ દેશી. ૧**

વીર કહે વજ્જી સુણો, જંબુદ્વીપ વિશાલ લાલરે;
ભરત અર્દ્ધ દક્ષિણ દિશે, ગંગા સિંધુ વિચાલ લાલરે. ૧
નાભિ કુલગર થયો સાતમો, મરૂદેવાતસુ નારિ લાલરે;
સર્વારથ સિધ્ધિથી ચવી, કુખિ લીયો અવતાર લાલરે. વી. ૨
તૃતીયારકને છેહડે, અનુપમ આસાઢ માસ લાલરે.
ચોથિ અંધારી નિસિમે, ઉત્તરાષાઢા વિધુવાસ લાલરે. વી; ૩
પૂર્ણ સમય થયો ગર્ભનો, ચૈત્ર સ્યામાષ્ટમી દીસ લાલરે,
ઉંચ ગૃહ રાસે રહ્યા, જણ્યા જુગલ જગદીશ લાલરે. વી. ૪
છપન્ન દિસિ કુમારી તદા, આસન ચલીયાં તાસ લાલરે;
સુતિકરમ પ્રભુનો કરી, મુકયો આણિ આવાસ લાલરે. વી. ૫
ચોસઠિ ઇંદ્ર આવ્યા વલી લેઇ નિજ પરિવાર લાલરે;
સ્વર્ણગિરિ જાઇ કર્યો, જીન જન્મોછવ સાર લાલરે. વી. ૬
પ્રથમ વૃષભ દીઠો હતો, સહુણા માંહેમાય લાલરે;
રિષભ નામ પ્રભુનો દીયો, હર્ષ ધરી માયતાય લાલરે. વી. ૭
પાલે પ્રભુને પ્રેમસું, પંચ સુસ્વરની નારી લાલરે;
વૃધ્ધિ લહે સુરતરૂપરે, રૂપ અનુપમ ધારી લાલરે. વી. ૮
એક વરસના પ્રભુ થયા, બેઠા જનક ઉછંગ લાલરે;
ઈક્ષુ યષ્ટિ લેઇ કરી, ઇંદ્ર આવ્યો મન રંગ લાલરે. વી. ૯

ઇક્ષુલતા દંડ લેવા જાણી, હાથ પસાર્યોનાહ લાલરે;
ઇક્ષ્વાકુ અન્વય થાપીયું, મનમે ધરીય ઉછાહ લાલરે. વી. ૧૦
અંગુઠે અમૃત ધર્યો, બાલકવયગઇ જામ લાલરે;
ઉત્તર કુરૂના ઉપના, દિવ્યફલ આપે તામ લાલરે. વી. ૧૧
અનુક્રમે મોટા પ્રભુ થયા, રૂપ સૌભાગ્ય ભંડાર લાલરે;
યૌવન વય પ્રગટી તિસેં, મોહે સહુ નરનારી લાલરે. વી. ૧૨
પૂર્વ લક્ષ ત્રાસી લગેં, ભાગ્ય ફલોદય જાણિ લાલરે;
ઇંદ્ર ઇંદ્રાણી આવીને, ઉછવ કરે સુપ્રાણ લાલરે. વી. ૧૩
સુમંગલા સુનંદા ભલી, સ્ત્રી સરિખી રતિપ્રીતિ લાલરે;
ગીત વાજીંત્ર ઉછાહસું, જીન પરણ્યા ભલિ રીતિ લાલરે. વી. ૧૪
પાણીગ્રહણનો એહવો, જે દિનથી વ્યવહાર લાલરે;
જગ નાયક પ્રગટાવીયો, અજી તેહિ આચાર લાલરે. વી. ૧૫
સુમંગલાયેં જનમીયા, ભરત બ્રાહ્મી બે બાલ લાલરે;
ષટપૂર્વ લક્ષ પૂરણ થયા, એટલે જાતાં કાલ લાલરે. વી. ૧૬
બાહુબલને સુંદરી, યુગલ સુનંદા જાત લાલરે;
ઉગણપચાસ જણ્યા વલી, યુગલ પુત્ર સમખાત લાલરે. વી. ૧૭
રૂપ સહુના સરીખા, પ્રભુજીના સો પુત્ર લાલરે;
ઢાલ પ્રથમ જીનહર્ષએ, રાખેંદારના સૂત લાલરે. વી. ૧૮
સર્વગાથા ૨૧.

## દુહા.

આસન કંપ્યો તિણિ સમે, વાસવ અવસર જાણ;
રાજ્યાભિષેક પ્રભુનો કીયો, રાજ્યચિન્હ સહુઆણ. ૧
જુગલ ધર્મમાંહિ વિનય, દેખી સુરપતિ નામ;

ધનદ નીપાઈ તત્ક્ષણુઈ, પુરી વિનીતા નામ. ૨
દ્વાદશ યોજન લાંબ પણુ, નવ યોજન વિસ્તાર;
અષ્ઠ દ્વાર તોરણુ સહિત, સોભા જાસ અપાર. ૩
ધનુષ બારસેં ઉંચ પણુ, તલ આઠાસેં પ્રસીધ્ધ;
વિહ્વલપણે ધનુષ એકસો, વપ્ર સખાતિ તિણુ કીધ. ૪
ચોખૂણા તિસ્ર ખૂણીમાં, સ્વસ્તિક વૃત્તાકાર;
સર્વતોભદ્રાદિક તથા, એક દ્વિ ભૂમિ અગાર. ૫
ત્રણુ ભૂમિ સમ ભૂમીયા, નૃપ સામાન્ય અપાર;
કોડિ ગમેં પ્રાસાદ તિહાં, સ્વર્ણુ રતનના સાર. ૬

## ઢાલ–વેગવતી છાભણી, જીન શાસનની દ્રોહી; એ દેશી, ૨.

ઈશાને સમ ભૂમીઉ, ચતુસ્ર કંચણ કેરોરે;
વપ્ર સહિ નાભિ ભૂપતો, રચ્યો પ્રાસાદ ભલેરોરે. ઈ. ૧
સર્વતોભદ્ર એંદ્રી દિશેં, સમ ભૂમિ મહંતોરે,
વર્તુલ ભરતે નરેસનો, ધનદ કીયો ધરિ ખંતોરે. ઈ. ૨
અગ્રે ભરતતણી પરઈ, બાહૂબલ પ્રાસાદોરે;
વિચમે અવર કુમાર તણા, ગૃહ દીઠાં આલ્હાદોરે. ઇ. ૩
તે વિચિ આદીસર તણો, ભૂમિ જાસ એકવીસોરે;
ત્રૈલોક્ય વિભ્રમ નામથી, કલકે જાણિ ગિરીસોરે. ઇ. ૪
સહસ્ર અઠોત્તર મંદિરે, મણિમય જાલી સોહેરે;
મુખ સંખ્યા ખણિ તેતલી, દેખંતાં મન મોહેરે. ઇ. ૫
પ્રાસાદોપરિ ઉજલા, સોવન કલસ વિરાજેરે;
હર કીધો હર્ષે કરી, નિજ મંદિર મન છાજેરે. ઇ. ૬

સામંત મંડલીક રાયના, નંદ્યાવર્ત્ત પ્રમુખોરે;
રચ્યા પ્રાસાદ તિહાં ભલા, રહે લહે તે સુખોરે. ઇ. ૭
સહસ્ર અઠોત્તર તિહાં કર્યા, શ્રીજીનવર પ્રાસાદોરે;
દંડ કમલ ધ્વજ લહે લહે, કરે ગગન સુવાદોરે. ઈ. ૮
સમ પેઢી બંધ બાંધીયા, ચોરાસી બાજારોરે;
કનક રજ તુરત તે કરી, ભરીયા જાણી ભંડારોરે. ઈ. ૯
સૌધ હિરણ્ય રતનમયા, ઉંચા મેરૂ પ્રમાણોરે;
કીધા વ્યવહારીયાતણા, મંદિર સુંદર જાણોરે. ઈ. ૧૦
દક્ષિણ દિશિ ષિત્રીતણા, વિવિધ પ્રકાર નિશાંતોરે;
ભરિયાં રિધિ સમૃધિસું, ઝલકે રત્નની કાંતોરે. ઇ. ૧૧
વપ્રમાંહિ ચ્યારે દિશે, કોડિ ગમે ગૃહરાજેરે;
પુરવાસીનાં ઉજલા, સુર ગૃહ સરિખા છાજેરે. ઈ. ૧૨
અપ્રાચી પ્રતીચી દિશે, કીધા કારૂક ગેહોરે;
એક ભૂમિતિ સ્રયાવતા, ત્રિણ ભૂમિ સોભત જેહોરે. ઈ. ૧૩
અહો રાત્રીમાં એહવી નયરી ધનદ નીપાઇરે;
કનક રત્ન ધન ધાન્યસું, વસ્ત્રાભરણ ભરાઇરે. ઇ. ૧૪
વાવિ કૂવા શર દીર્ઘિકા, દેવાલય અન્ય કેરાંરે;
પુરી નીપાવી સુરપરી, તેથી સુખ અધિકેરાંરે. ઇ. ૧૫
ચારે દિશે વન સોહતા, વૃક્ષાવલી સમૃધ્ધોરે;
એ થઇ બીજા ખંડની, બીજી ઢાલ પ્રસિધ્ધોરે. ઈ. ૧૬
સર્વ ગાથા, ૪૩

## દૂહા.

ઋષભ સ્વામી તિણ પુરી, સુરાસુર કૃત સેવ;
જગતિ સૃષ્ટિ કર્ત્તા નૃપતિ; પતિ વિશ્વ જિતમેવ. ૧

વાણીજ્ય જીવા કંચુકા, સેવકને કુંભાર;
કામદાર ક્ષત્રી વલી, સાલીને સૂત્રધાર. ૨
સ્વર્ણિકાર ચિત્રકાર વલિ, તથા અપર મણિકાર;
લોકતણી હિત કારણે, નિર્મિત જગદાધાર. ૩
ભરત જયેષ્ટ નંદન ભણી, શીખાવી જગદીસ્ટ;
કલા બહુત્તર અપર તિણિ, કીધા બંધુ અધીસ્ટ. ૪
લક્ષણ ગજ અસ્વ સ્ત્રી પુરૂષ; સ્વામી ભણાવ્યા સર્વ;
બાહૂબલ નિજ પુત્ર તે, ગણિત સુંદરી સર્વ. ૫
અષ્ટ દશ લિપિ સ્વામીજી, દર્શિત દક્ષિત પાણ;
જ્યેષ્ટ પુત્રી બ્રહ્માભણી, કીધી તેહની જાણ. ૬

**ઢાલ—તપ સરિખો જગિકો નહીં એ દેશી. ૩.**

વિશ્વ સ્થિત પ્રભુ એહુની, નિરમાથી નિર્માયહો સુરપતિ;
લોક સકલ થીર થાપીયા, નાના કર્મ કરાયહો સુરપતિ. વિ. ૧
થયા વિરક્ત સંસારથી, જયેષ્ઠતનય હિત કાજ હો. સુ;
ભરત સ્વરાજ્ય ધારી કર્યો, જગ ગુરૂશ્રી જીનરાજહો. સુ. વિ. ૨
બાહૂબલિ આદિક બીજા, સ્વસ્વ નામાંકિત દેશહો. સુ;
વિહુચી સહૂને આપીયા, ભાંજયો સયલકિલેશહો. સુ. વિ. ૩
રાજયભાર છોડી કરી, સંવછરલગિ દઇ દાનહો; સુ;
વૃષભદેવ આરંભીયો, જગ અનૃણનો ધ્યાન. સુ. વિ. ૪
વિકલ્પ વેલા લગી ઉદયથી' આલે પ્રભુ અષ્ટ લાખહો; સુ;
કોડિ એક સોવન્નતણી, વાંછિત સહૂને સાખિહો. સુ. વિ. ૫
ત્રણસે કોડિ કંચનતણી, વલી અઠયાસી કોડિહો; સુ;
લાખ એંસી જીનવર દીયે, દાન સંવત્સર જોડિહો. સુ. વિ. ૬

હવે સ્વામી સંયમ ગ્રહે, કૃષ્ણાષ્ટમી ચૈત્રમાસહો. સુ;
ઉત્તરાષાઢ શશીયોગઈ, અપરાજાઈ ઉલ્લાસહો. સુ. વિ. ૮
રાગ દ્વેષ અરિ જીપીયા, ભાગ્યામદ અભિમાનહો; સુ;
ઇંદ્રિય વિષય નિવારીયો, મૌની પ્રભુ રહે ધ્યાનહો; સુ. વિ. ૯
વિચરે ઇર્યા સોધતા, પ્રાણીને હિતકારહો; સુ.
દેહતણી મમતા તજી, પુહવીકરે વિહારહો. સુ. વિ. ૧૦
ભરત અયોધ્યા ભોગવે, રાજય પિતાનો દીધહો; સુ:
ન્યાયે રાજ્ય પાલે ભલો, પ્રજા સુખિણી કીધહો. સુ. વિ. ૧૧
હવે શ્રીરૂષભ જીણેસરૂ, ભમે નગર પુર ગામહો; સુ;
આહાર મિલૈં નહિ [1] એખણી, લોક જાણે નહિ નામહો. સુ. વિ. ૧૨
ક્ષુધા પીડીત તાપસ થયા, કચ્છાદિક મુનિરાય હો; સુ.
યુગાદીસને ધ્યાવતાં, કંદમૂલ ફલ ખાય હો. સુ. વિ. ૧૩
આપે પ્રભુને રથ તુરી, માતાઘે માત્તંગ હો; સુ.
વસ્ત્ર હિરણ્ય કન્યા દઇ, મુગ્ધ લોક મન રંગ હો. સુ. વિ. ૧૪
સ્વામી કિમ પિ ન સંગ્રહે, જોવે નહિ સનમુખ હો. સુ.
ઘરઘરથી એમ નીસરે, લોક કરે મહાદુઃખ હો. સુ. વિ. ૧૫
વ્રતથી એક વરસ રહ્યા, નિરાહાર જગદિશ હો. સુ.
ગજપુર નગરે આવીયા, મૌનવ્રતી જગદીશ હો. સુ. વિ. ૧૬
બાહુબલનો પોતરો, તિહાં શ્રેયાંસકુમાર હો; સુ.
જાતિસ્મરણ પામીયો, દેખી જગદાધાર હો. સુ. વિ. ૧૭
પ્રભુસુ પૂર્વ ભવતણો, દીઠ સંબંધ અખંડ હો. સુ.
કહે જીન હર્ષ પૂરી થઇ, ઢાલ ત્રીજી બીજે ખંડ હો. સુ. વિ. ૧૮

સર્વગાથા.

---

૧ એષણીય.

## અથ પ્રસ્તાવિક કાવ્ય.

અનેન પાણિર્નથ કંકણેન, શ્રોત્રં શ્રુતૈર્નૈવચ કુંડલેન,
આભાતિકાયઃ કરૂણા પરાણાં, પરોકારવતચંદનેન. ૧
યો દદાતિન ભુંકતે, તિસ્રોગતયોભવંતિ વિત્તસ્ય;
દાનં ભોગો નાશ, સ્તસ્યં તૃતીયા ગતિર્ભવતિ. ૧
આહુા ॥ શ્રી,

### દુહા.

કુમાર અનવદ્ય દેવતણો જાણો દાન વિવેક;
ઇક્ષુરસ જગદીશને, દેવા વાંછઇ છેક. ૧
નિરવદ્ય આહાર સ્વામીગ્રહે, કૃપા કરી મુજતાર,
એહવું કહી પ્રભુ હાથમાં, નામે રસની ધાર. ૨
અધિકોપિણિ પ્રભુ પાણિમે, ઇક્ષુરસ શિખરચડંત,
નીચો બિંદુ પડે નહિ, અતિશય શ્રીભગવંત ૩
શુગંધા પુષ્પ હેમનિ, વૃષ્ટિ શુ દુદુંભિનાદ,
ચેલોછવ પારણ વિષઈ, થયા પંચ સુપ્રસાદ. ૪
રાધશુકલ તૃતીયા દિને, અક્ષય દીધો દાન,
પર્વાક્ષય તૃતીયાઅ જી(હુજી) પરવ-ર્તે જગમાન. ૫

### ઢાલ—નીંદડલીહો વૈરિણી હોઇ રહી. એ દેશી.

યથા સ્થીતિં પ્રગટી પ્રભુ થકી, જગ જનનેહો સહૂને હિતકાર
તિમ પાત્રદાન શ્રેયાંસથી, જગમાંહિ હો પ્રગટયો તેણીવાર. ય. ૧
શ્રેયાંસકુમારનઇ ઉધરી, કીધો તિહાંથી હો છદ્મસ્થ વિહાર;
નિજ કર્મ ખપાવણ કારણે, નહિ જેહનેહો પ્રતિબંધ લગાર. ય. ૨
પાલે નિજ રાજ ભરત રાજા, ધર્માજ્ઞાહો ધારઇ નિજ સીસ;
દિન દિન અધિકીશ્રી જેહની, ઉજવાલેહો કુલ શ્રીજગદીસ. ય. ૩

તે તાત ચરણકમલમેં સદા, સેવા કરવાહો મન રસિક સુજાણ
પિતામાતા મરૂદેવી ભગવતી, સેવા ધારેહો ધારઇ સિરઆણ ય. ૪
રાજ્યથી ગયા સહસ વરસ થયાં,નિતે સેવાહો કરતા ઈમરાય;
નમવા આવ્યો ભરતેસરૂ, સુપ્રભાતેહો મરૂદેવી પાય. ય. ૫
નિજ પુત્રતણો સ્મરણ કરે, નયણાંથીહો કરેં આંસુધાર;
હું ભરત કહી બહુ ભક્તિસું,પાય પ્રણમઇહો રાજા તિણિવાર. ય. ૬
લૂહી આંસૂ નયણાથકી, દુઃખ કાઢેહો હૈયડાથી તામ;
મરૂદેવા ભરત ભણી કહે, વછ સાંભળીહો વિનય ગુણધામ. યા. ૭
મુજ પુત્ર રૂષભ મુજ તુજ તજી, નિસ્નેહીહો થઈ દીધો છેહ;
મૃગપરિ વનવાસી થયો, માયડીશુંહો રાખ્યો નહિ નેહ. ય. ૮
શીતાતપ ભૂખ તૃષા કરી, પીડાતોહો હોસ્યેં તસુ દેહ;
વનથી વન વાયુ તણીપરે, હોસે ભમતોહો મુજ અંગજ તેહ ય. ૯
કિહાં છત્ર ચંદ્રોજવલ સારીખો, મુક્તા રત્નેહો ભૂષિત નિત સીસ;
કિહાં ઉદગ્ર દાવાનલ તાવ્યો, તપનાતપહો મંડલ અવનીસ ય. ૧૯
સંગીતક સારસ રસ કિહાં, કિન્નરીનાહો મધુરા ઝંકાર;
વનમાંહિં શ્રવણે સુણતો હસે, મસકાંનાહો કિંહા શબ્દ અસાર. ૧૧
કિહાં વારણ ખંધ બેસી કરી, નગરાંતરહો ફિરે મન મોજ;
કિહાંપર્વત કાંકરબાકરા, ભમસે મારોહો બાલુડો રોજ. ય. ૧૨
પુત્રના દુઃખ ઉઘ (ઓઘ) સુણી કરી, મુજ હીયડોહો ફાટે ન કઠોર;
પાપી મુજ પ્રાણ છુટે નહી, ધિક જીવિતહો દુખિણી થઇ જોર. ય. ૧૩
તું રાજ્યતણા સુખ ભોગવે, ભોગમાહિ લપટયો દિનરાત;
માહરો સુત વનમાંહિ ભમે, તું પૂછેહો નહી તેહની વાત. ય. ૧૪
દીનાક્ષરતાને માતાતણા, સાંભળીનેહો, કહે ભરત અમોલ;
ત્રૈલોક્યાધિપતિ. માવડી, કાયરનીહો. પરિ બોલમબોલ. ય. ૧૫

સંસારતણા દુઃખ કારમા, જાણીને હો છોડયો તાત;
સાસ્વત સુખની વાછાંથઇ, તપસ્રી થાયહો તિણ કાર(ણ)માત.ય.૧૬
મુજ સારિખા ચાકર તેહુને, મુખ આગલિહો રહ્યા કોડા કોડિ;
કરે ચરણકમળની ચાકરી, મદમત્સરહો છોડી કરજોડિ. ય. ૧૭
સહુનો ઠાકુર છે રૂષભજી, સુખમાંહિહો જીનહર્ષ સદીવ;
ઢાલ ચોથી બીજા ખંડની, સાંભલતાંહો મન હર્ષ અનીવ. ય. ૧૮
સર્વગાથા, ૯૦.

### દુહા.

શક્રાદિક સહુ દેવતા, આગહિં હિડઇં જાસ;
તો હું રક્ષા સી કરૂં, માતા હૃદય વિમાસ. ૧
તીન લોકના નાથની, લક્ષ્મી દેખીશ જામ;
સાચો તપ ફલનું તદા, માનિસ માતા તામ. ૨
ઇણપરિ કહતાં તે ભણી, કરજોડી તિણવાર;
ભોઇતલેં મોલિ લગાડિનઇં, વેત્રી કહે વિચારિ. ૩
કાંઇ કહેવા આવીયા, બે નર ઉભા બાહરિ;
ટામક શમક નામે પુરૂષ, શુભ સુંદર આકાર. ૪
તેડી લાવ્ય ઈહાં તે ભણી, હુકમ કીયો નરરાય;
ઉચરતા જય જય શબ્દ, આવી પ્રણમ્યા પાય. ૫

### ઢાલ. નાંનો નાહલોરે; એ દેશી. ૫.

પ્રણતિ પૂર્વક એમ કહેરે, પહિલી સમક પુમાન સાહિ સાંભલોરે;
કેવલ પામ્યો તાતજીરે, ગાવે એમ સુરપતિ જ્ઞાન. સા. ૧
પુરિમતાલ પુર બાહિરે, શકટાનન ઉદ્યાન;
સમવસરણ ઇદ્રઇ રચ્યોરે, ઝલહલ ઝલકે ભાણ. સા. ૨
નર નારી સહુ દિશ થકીરે, આવ્યો દેવી દેવ;

નિજનિજ રિદ્ધિ લેઇ કરીરે, કરવા પ્રભુની સેવ. સા. ૩
ટામક તિવાર પછી કહેરે, પ્રણમી નૃપના પાય;
સ્ફુરત્પ્રભા અતી દીપતીરે, ઉજ્જવલ જીમ દિનરાય. સા. ૪
અગ્નિ ફુલી ગઈ સોભતોરે, તીક્ષણધારા સહસ્રાર;
ચક્રરત્ન પ્રભુ ઉપનો, આયુધ સાલિ મઝારિ. સા. ૫
દાન યથોચિત આપતોરે, દીધી શીખ ઉદાર;
શ્રવણે વચન સુણી કરીરે, પામ્યો હર્ષ અપાર. સા. ૬
પ્રથમ કેવલ મહિમા કરૂરે, કઈ ચક્રીની કરૂ એમ;
ચિત્ત ડામાંડોલાં કરેરે, એની થાઇ કેમ. સા. ૭
અભયદાયક કિહાં તાતજી, કિહાં ચક્ર ભયકાર;
ફોગટ એમેં ચિંતવ્યારે, પૂજાતણો વિચાર. સા. ૭
તો પહેલી પ્રભુને કરૂંજી, કેવલ મહિમા સાર;
ભરતેસર ઈમ ચિંતવેરે, કહે માયને તિણવાર. સા. ૯
તું કહેતી મા માહરોરે, સુત ભોગવે છે દુઃખ;
વનમાંહિં ભમતો થકોરે, સહેં ક્ષુત તૃષ મુખ. સા. ૧૦
ત્રૈલોક અચરિજ કારણેરે, સુર સહુ સેવિન પાય;
જોઇ પુત્રની સંપદારે, તપ ફલ એહવું થાય. સા. ૧૧
એહવું વચન સુણી કરીરે, કીધો અંગીકાર;
આરોપી ગજ ઉપરેરે, હર્ષીત ચિત્ત અપાર. સા. ૧૨
તરલ તુરંગમ સજ કરીરે, સિણગાર્યા ગજરાજ;
રથ પાયક લાયક ઘણોરે, ચાલ્યા ભરત મહારાજ. સા. ૧૩
વિવિધોછવ ઉત્સાહસુંરે, પૌરવૃંદાવૃત રાય;
મરૂદેવા સુત ચાલીયારે, વાંદણ પ્રભુના પાય. સા. ૧૪
અપંથ તે પણિ પંથ થયોરે, ચાલતા સેના સાથ;

ભક્તિ ભર્યા પ્રભુ ઉપરેરે, ભાવી મુક્તિના નાથ. સા. ૧૫
પિતાના પડખે પુત્રનેરે, બંધુ બાંધવની જોડી;
સ્વામી સેવકને તજેરે, સેવક સ્વામી છોડી. સા. ૧૬
સૈન્ય અદૈન્યે પરિવર્યોરે, હર્ષીત નરેશ;
ઉંચો આગલી નીરખ્યોરે, રત્નધ્વજ સુવિસેસ. સા. ૧૭
સાલમયરત્ન સુવર્ણનારે, ફૂલકે ઝાક ઝમાલ;
મરૂદેવા આગલી કહેરે, સમવસરણ ભૂપાલ. સા. ૧૮
તીન લોકવાસી સુરેરે, રત્નરજતનો કીધ;
દીપ્તવંત કરણું કરીરે, સૂર્યસોભા લીધ. સા. ૧૯
જય જય સુરવર ઉચરેરે, સુંણતાં શ્રવણસું હાથ;
પંચ વર્ણ રત્નની પ્રકારે, રત્નધ્વજ એ માય. સા. ૨૦
વાજે શબ્દ સુહામણોરે, દેવ દુંદુભિ આકાશિ;
જાણે ગુણ શ્રી તાતનારે, ગાવે મધુરી ભાસ. સા. ૨૧
ભરત કહયો તાત માયનેરે, ધરે જીન હર્ષ સ્નેહ;
પંચમી બીજા ખંડનીરે, ઢાલ પૂરી થઇ એહ. સા. ૨૨
સર્વગાથા, ૧૧૭.

## દુહા.

મરૂદેવી માતા સુણી, થયો હર્ષ ભરપુર;
દુઃખ આંસૂ ઉદ્ધવ પડત, હર્ષ અશ્રૂ ગયા દૂરિ. ૧
જીમ જીમ સુરપતિ સુર અસુર, સ્તુયમાન ગુણ વૃંદ;
મરૂદેવા નિજ સુતપ્રતિ, તિમ તિમ લહે આણંદ. ૨
સંપૂર્ણ સર્વાતિશય, જીન ચિંતે જીનરાય;
પ્રેમે સુત ધ્યાનઇં ધ્યાવતી, તન્મય માતા થાય. ૩
દેવી સહુ વીચારીયા, ભવ સંભવ વ્યાપાર;

ચિંતવતી ઈમ જીન પ્રતે, તન્મય થઈ વિચાર. ૪
ચઢી ક્ષપક શ્રેણિ તદા, કર્મ ક્ષેપવા કાજી;
સૂક્ષ્મ ક્રિયા સમુછિન્ન ક્રિય, શુકલ ધ્યાન વિચારિ. ૫

**ઢાલ. રીષભ મોરાહો, એ દેશી. રાગ મારુણી. ૬**

જીણુંદસુ પ્રેમ લગાવે હો, પ્રેમ લગાવો મન ભાવો;
શિવ પુરસું ચિત્ત લાવો હો. જી.

કર્મ સહુક્ષય ઘાતીયા, મરૂ દેવી માતા હો,
અંતકૃત કેવલ જ્ઞાનસું, પામી શિવ સાતાહો. જી. ૧
પુણ્ય કોઇ કીધો નહીં, તપ કોઈ ન કીધો હો;
જીન સ્મરણ જીન સ્નેહથી, અવિચલ પદ લીધો હો જી. ૨
વાત રહિત દીપકપરે, મન નિશ્ચલ કીધો હો;
અનિત્ય ભાવજ ભાવતાં, અવિચલ પદ લીધો હો. જી. ૩
સમવસરણથી તત્ક્ષણે, ઈંદ્રાદિક આયા હો;
સુકૃત્યદેહ સ્વામિની તણો, ક્ષીરોદધિવહાયા હો. જી. ૪
પ્રથમ કેવલી એ થઇ, અવસર્પિણી ઇણી હો;
પ્રથમ સિદ્ધપણિ એ થઇ, ગાવે સ્વર કીણે હો. જી. ૫
છત્ર ચામર આદિક સહુ, રાજ લક્ષણ મેહલી હો;
સમવસરણમાં આવીયા, દુઃખ દુર્ગત ઠેલી હો. જી. ૬
સનાત્ર કરી વાપી જલે, વસ્ત્ર પહેર્યા વારૂ હો;
પેઠા પૂર્વ બારણે, પ્રભૂ વાંદણ સારૂ હો. જી. ૭
રાય દેઇ પ્રદક્ષિણા, નમિ રિષભજીણુંદા હો;
અગ્રેશ્વર ઈંદ્રને કરી, બઇઠા નર વૃંદા હો. જી. ૮
ત્યારે જોજન ગામિની, પિયુષ સમાણી હો;

સ્વામી આપે દેશના, સમજે સહુ પ્રાણી હો. જી. ૯
વિરક્ત હુવેં જે પાપથી, ધર્મે રતિ કીજેં હો;
ઇમ દેખાડે પુરૂષને, દેશના સહુ કહીજે હો. જી. ૧૦
પૂજા નિજ ગુરૂ સેવના, સ્વાધ્યાય તપસ્યા હો;
દાન દયા ષટ ગૃહસ્થને, કરવા અવસ્ય હો. જી. ૧૧
અનુકંપા પ્રાણ્યી વિશે, દાન પાત્ર વિશેષ હો;
દીનોદ્ધાર સંભારસો, એ ધર્મસુ લેષઈ હો. જી. ૧૨
જ્ઞાનાભય ઔષધ વસ્ત્રનો, દાન વસ્ત્રનો દીજે હો;
પૂજા અરિહંતની સદા, મુનિવર નમીજે હો. જી. ૧૩
તુષ્ટિ કરે નિજં નારિસું, પરનારી ન ઇહે હો;
અક્ષય મંડન એકહ્યા, નરના નિસદીહેં હો. જી. ૧૪
કુસ્મલ હરવા જલ સદા, રત્નત્રય ધારેં હો;
ત્રીજે ભવ શિવ સુખ લહે, સુદ્ધ ભાવ વિચારિ હો. જી. ૧૫
નર ભવ પામી દોહીલો, જીન ધરમ કરશે હો;
મોહ વિલુધા માનવી, ચોગતિમાં ફિરસે હો. જી. ૧૬
સાંભલી એહવી દેસણા, સુત ભરત ઉલ્લાસેં હો;
રૂષભાસન ઉઠી કરી, વ્રત લે પ્રભુ પાસે હો. જી. ૧૭
અન્ય પુત્ર ચક્રી તણા, પાંચસે ઇક ઉણા હો;
પુત્ર પુત્રીવલી, સાતસે એમ, વ્રત લ્યે મન નહુણા હો. જી. ૧૮
બ્રાહ્મી પૂછી ભરતને, બહુ કન્યા સાથે હો;
શિલોજવલ વ્રત આદર્યો, પ્રભુજીને હાથે હો. જી. ૧૯
પહેલી જીનની દેશના, એતલી રૂદ્ધિ પાઇ હો;
છઠી બીજા ખંડની, જીન હર્ષ એમ ગાઇ હો. જી. ૨૦
સર્વગાથા. ૧૪૪.

## દુહા,

દીક્ષા લેતાં સુંદરી, વારી ભરત નરેસ;
પ્રભુ ચતુર્વિધ સંઘમાં, પ્રથમ શ્રાવિકા એહ. ૧
કછ મહા કછ તે વિના, રાજન તાપસ જેહ;
પ્રભુચરણે આવી કરી, વ્રતધારી થયા તેહ. ૨
પુંડરીક આદિક યતી, સાધ્વી બ્રાહ્મી મુખ;
શ્રેયાંસ પ્રમુખ શ્રાવક વ્રતી, શ્રાવિકા સુંદરી સુખ. ૩
રૂષભસેન આદિક ગણી, પ્રભુની ત્રીપદી પામિ;
દ્વાદશાંગી ધર થયા, આજ્ઞાધારી સ્વામી. ૪
સુરનર અસુર નમની કરી, પુહતા નિજ નિજ ઠામ;
ભવ્ય જીવ પ્રતિ બોધિવા, વિચર્યા ત્રિભોવન સ્વામી. ૫

## ઢાલ ધારી આવોજી આંબો મોરીયો, એ દેશી. ૭.

પુન્યની ભૂતિ ભરતનરે સહુ, પરીવરીયો બહુ પરિવાર;
મનરંગ અયોધ્યા આવીયા, જાણે ઈંદ્ર તણો અવતાર. પુ. ૧
ભરતદ્વીપ ચક્ર રત્ન તણો, કરવા ઉછવ ઉછરંગે;
શાસ્રાગારેં આવી કરી, ચક્ર પૂજા કરે સુરંગે. પુ. ૨
દિન આઠ ચક્ર મહિમા કરી, વલી પૂજા બહુ વિસ્તારો;
પ્રાચી દિશિં પ્રતિ ચક્ર ચાલીયો, લક્ષયક્ષાધિષ્ટિત સારો. પુ. ૩
અણુતા વાગ તનુ પહિરીયા, આભરણેં શોભીત દેહો;
પુષ્પાક્ષત સ્તુતિ પ્રમુખે કરી, પૂજ્યા જીન પ્રથમ સ્નેહો. પુ. ૪
દેઇ માનસું કીંકરી, મુખ ચાવેં સરસ તંબોલો;
ચામર વિજઇ છત્ર સિરપઈ. શ્રૃંગાર વિરાજે સોલો. પુ.
યક્ષ સોલ સહસ્ર નૃપપરિવર્યો, ગજ રત્ન ચઢયો મહારાયો;
ધારાધરની પરિમદ કરે, ગર્જીત ઉર્જીત મહાકાયો. પુ. ૬

નિર્દોષ મંગલ વાજીંત્રના, સહુ સૈન્ય મિલ્યો તત્કાલે;
ગય ચરમદ કરતા ગાજતા, પૂજ્યા સિંધુ કરે ભાલે. પુ. ૭
તુંગતરલ તુરંગમ સોભતા, વારિધિના જાણે કલ્લોલો;
રથ સૂર્યના જાણે ચાલ્યા, સોભંતા ઉલાઉલો. પુ. ૮
પાયકનો પાર ન પામીઈ, સન્નદ્ધ બદ્ધ ધરિ હથિયારો;
ચાલ્યા પ્રાચીશને સાધવા, સેના લેઈ સાથ અપારો. પુ. ૯
અસ્વરતન ચઢી આગલિ ચાલે, સેનાની રત્ન સુખેણો;
દંડ રત્ન કરે સંબાહિનો, બલવંત મહાગુણ શ્રેણો. પુ. ૧૦
પ્રત્યૂહ વ્યૂહ હણિવા ભણી, શાંતિમંત્ર જાણે અંગવાવો;
વલી રત્ન પુરોહિત જીન નમી, ચાલ્યો તે પણ બહુમાતો. પુ. ૧૧
જંગમ શત્ર શાલાની નીપરે, દિવ્ય રત્ન કરણ તત્કાલ;
ગૃહ રત્ન સેના સાથે ચાલ્યો, ભરતેસર પુણ્ય વિશાલ. પુ. ૧૨
ખંધાવારાદિ ઉતારવા, વિશ્વકર્માની પરે જાણો;
રત્નવર્ધકી નામે ચાલ્યો, ગૃહ કોટકરણ સંપરાણો. પુ. ૧૩
સુર અસુરાશ્રિત રત્નએ સહુ, ચર્મ છત્ર ખડક ગુણ ઠાણો.
બે રત્ન વલી મણિ કાંગણી, ચાલ્યા ચક્રી પુણ્ય પ્રમાણો. પુ. ૧૪
જીહાં જઈ નૃપ સેના ઉતરે, તિહાં વર્ધકી કરે આવાસો,
ક્ષણમાંહિ નગર તણી પરે, એ દિવ્ય શક્તિ અવકાશો. પુ. ૧૫
ભરતેસ નરેસ સદા કરે, યોજન પરમાણ પ્રયાણો;
કેટલેક દિવસે પામીયો, મગધ તીરથ સુપ્રમાણો. પુ. ૧૬
પૂર્વાબ્ધિ તટે નવ યોજન, આયામ વલી વિસ્તાર;
દ્વાદશ યોજન લંબાપણે, તિહાં થાપી સૈન્ય અપાર. પુ. ૧૭
વર્ધકિ પોષધશાલા રચી તિહાં, થાપી દર્ભ સંથાર;
આભરણ સહુ ઉતારી કરીને, શ્વેત વસ્ત્ર પહેરે તિણવાર. પુ. ૧૮

મગધસુર ધ્યાન ધરી કરી, ચક્રાદિકાધિપ પોષધ ધારો;
બીજા ખંડની થઇ સાતમી, જીન હર્ષ ઢાલ અવધારો. પુ. ૧૯
સર્વ ગાથા, ૧૬૮,

## દુહા.

બેઠો શુદ્ધ સંસ્થારકે, અષ્ટમ તપ કરિસાર;
મુનિવરની પરેં સહૂ તજ્યા, આરંભકુ વ્યાપાર. ૧
આઠમ અંતઇ રાયનેં, પૂરણ પોષધ થાય;
પોષધ શાલથી નીસર્યા, અધિક હુ દીપાઇ. ૨
કીધો સ્નાન યથાવિધેં, પૂજી શ્રી જીનરાય;
ક્ષુદ્ર દેવતા સહુ ભણી, બલિ કીધો વસિ થાય. ૩
ચક્રી અશ્વવરથેચડી, સંયુત ધનુ તૂણીર;
નાભિ દઘ્ન રથ નીરમે, પેઠો સુરસ ધીર. ૪
નિજ નામાંકિત બાણુ નૃપ, વાહ્યો ધનુષ ચઢાય;
મગધ સુરની સભ્યમાં, પાડયો સલ્ય પરિજાય. ૫

## ઢાલ–લાછલદે માતમલાર, એ દેશી. ૮

દેખી મગધ ઇસ, ઉઠયો કરીને રીસ;
આજીહો એહવુંરે કોણ? કુમતીઈ ઇખુઇહાં નાંખયોરે જો.
ક્રોધાકુલ થયો તામ, કેહું તેહને ઠામ;
આજહો મુંહ તારે પરધાન, મિલીને ભાખીયોરે જો. ૧
સુસતા ધાઉ રાણુ, જોવો અક્ષર બાણુ;
આજ હો લેઇરે વાંચો, ભરતેસ આવ્યો ઇહાંરે જો.
તુરત ઉત્તરીયો કોપ; આવી સમતા ઉર;
આજીહો ચક્રીરે આવ્યો, મિલવાને જઇયે તિહાંરેજો. ૨
લેઈ અમૂલિક ભેટિ, સાલ હીયાનો મેટિ;

આજીહો મંત્રીરે સંઘાતે, સુર આઇયોરે જો.
નમીયો માગધ ઈસ, નૃપને ધરી જગદીસ;
આજીહો ભાખઇરે, પ્રભુ દરસણ પુણ્યે પાઇયોરે જો ૩
હું નાવ્યો મહારાય, શીઘ્ર તુમારે પાય;
આજીહો મહારોરે અપરાધ, પ્રભુ સમજ્યો તુમેરે જો
ભગત વત્સલ હુવે સંત, છેહુ ન દાખિં અંત;
આજીઓ સેવકરે થઈ, ચરણકમલ નમસું અમેરે જો. ૪
આજી પછે મન રંગ, તુજ ચરણાંબુજભૃંગ;
આજીહો જીનનીરે પરિ તાહરી, આજ્ઞા ધારસુંરે જો
મગધ તીર્થ માંહિ, તે આરોપ્યો ગ્રાહી;
આજીહો સાહિબરે તાહરો, ઉપકાર સંભારસુંરે જો ૬
એહુ અમે એ રાજ, એ ભૃત્યતણો સમાજ;
આજીહો તાહરે આધીન સહુ એ સંપદારે જો.
એહવું કહી સુરહાર, મુગટ કુંડલ શરસાર;
આજીહો મગધરે તીર્થાધિપ, હો નૃપને મુદારે જો. ૭
પૂર્વોપાર્જીત રત્ન મૌક્તિક મણિક યત્ન;
આજીહો મગધરે દિવ્ય વસ્તુ ચક્રી આગલિ ધરેરેજો.
દાને સહુ વસિથાઈ, દાને રીઝયો રાય;
આજીહો દેઈ દિલાસા મોકલ્યો ઘરેરેજો. ૮
હવે રથ પાછો વાલી, તિણહીજ પંથ ભૂપાલ;
આજીહો આવ્યો સેનામાંહિ ઉલટ ઘણેરેજો.
રથ ઉતરિ રાજન, વિધિસું કરી સનાન;
આજીહો કીધોરે અઠમ ભોજન કૃત પારણેરેજો. ૯
અઠાદી મહોચ્છવ કીધ, ચક્રતણી પરિસીધ;

આજીહો તેજેંરે દીપે રવિ બિંબતણી પરેરેજો.
ચલ્યા ચક્ર આકાશે, અઠાઇ કૃત તાસ;
આજીહો લશ્કરરે કોડિ પ્રમાણે સંચરેરેજો. ૧૦
ઉન્નત નમાવે પ્રાણ, નમતા થાપે ઠાણ;
આજીહો ગર્વેરે પર્વત સરીખા તેહને દલેરેજો.
તે પાસિલ્યે પાસિ, ઇણ પરિ સાધે દેશ;
આજીહો સઘલારે દેશાધિપ આવીને મલેરેજો. ૧૧
યોજન કરે પ્રયાણ, ચક્ર કેડે રાજાન;
આજીહો ચક્રી દિવ્ય શક્તિ સહિતે દક્ષિણ દિસેરેજો.
દક્ષિણોદધિને પાસે, વર્દ્ધકિ રચ્યા આવાસ;
આજીહો લશ્કરરે ઉતરીયો, તિહાં જઇ મન રસેરે જો. ૧૨
પોષધસાલામાહિ, અષ્ટમતપ સંબાહિ;
આજીહો પોષધરે લેઇ બઇઠા ભરતનરેસરૂરે જો.
ધ્યાન ધરી મન તામ, સાધવા વરદામ;
આજીહો પારીરે પૌષધબલ, વિધિ કીધી વરૂરે જો. ૧૩
હેમ રથે ચઢી નાહ, બાણ ધનુષ સંબાહ;
આજીહો દરિયારે કંઠે, તે ચક્રી આવીયોરે જો.
રથ દોઇ નાભિ પ્રમાણ, જલ અવગાહી જાણ;
આજીહો સાયકરે નાયક, કોદંડ ચઢાવીયોરે જો. ૧૪
કરતો દિશિ ઉદ્યોત, સોવન અક્ષર જોતિ;
આજીહો દ્વાદશરે યોજન જઇ પડયો સભા વિચેરે જો
દેખી સુર સુરપાત, નાણ જેમ દંડ થાત;
આજીહો વરદામરે મન કોપ્યો ગર્જારવ ઈચેરે જો. ૧૫
સહુ તેહનો પરિવાર, આણી ક્રોધ અપાર;

આજીહો આયુધરે લીધા, નિજ નિજ હાથે સહુરે જો
પોરૂસ ચઢીયો અંગ, બોલે વચન અભંગ;
આજીહો ઉઠયોરે ભડભડતી રીસ કરી બહુરે જો. ૧૬
વારે મંત્રી જેહ, જોવો સાયક એહ;
આજીહો વાંચેરે અક્ષર ચક્રી આવો સહીરે જો.
લેઈ ઉપાયણ બાણ, મૂકી મનનો માન;
આજીહો આવીરે કરજોડી, સુર આગલી રહીરેજો. ૧૭
ભેટિ ધરિ તિણ પાય, સંતોષ્યો તે રાય;
આજીહો મોટારે પ્રણમાંત નિવારંઇ રીસતેરેજો.
બીજા ખંડની ઢાલ, આઠમી એ હરસાલ;
આજીહો ગાઇરે જીનહર્ષ હરષસુ હીસતેરેજો. ૧૮
સર્વ ગાથા, ૧૯૧.

## દુહા.

થિર તેહને તિહાં થાપીયો, શૈલપરે ચક્રેણ;
કાર્ય કરી વલીયોવલી, બલીયો જેમ મૃગેશ. ૧
પૂર્વ વિધિ સઘલી કરી, તિહાંથી ચલ્યો કટકલ;
અનુક્રમે પશ્ચિમ દિશાતણો, પામ્યો સિંધુ સદ કવ. ૨
અષ્ટમ પૌષધ વિધિ કરી, રથ બેઠો રાજેસ;
મૂકયો બાણ પ્રભાસને, પેસીનીર પ્રદેશ. ૩
સભામાંહિ જઈ પડયો, વાંચ્યા અક્ષર બાણ;
ક્રોધ વિરોધ ભંજી કરી, લેઈ ભેટ પ્રમાણ. ૪
લાગ્યો પાયે ભરતને, કરે એમ અરદાસ;
તું સાહેબ સિર સેહરો, હું સાહેબનો દાસ. ૫

**ઢાલ—એબે મુનિવર વિહરણ પાંગર્યારે. એ દેશી. ૯**

નિસ્વામીકમેં દીઠો તુજ ભણીરે,
પુણ્ય પ્રમાણે લહ્યા દીદારરે;
ઈંહારહિસું સેવક તાહરો થઇરે,
તાહરી આણા માથે ધારિરે. નિ. ૧
એહવું કહે તે શરસુર આપીયોરે,
ચૂડામણિ મણિક અમૂલરે;
કટિસૂત્ર આપ્યો દેવ સંબંધીયોરે,
ઉત્તમ અવસર જાઇ નમુ ભુલિરે. નિ. ૨
તેહને હાથે કંચન કુંભમાંરે,
પાણી દેખી ભરત નરેસરે;
ભાખે દેવ પ્રભાસ કિસુ અછેરે,
જીવતણી પરિ રાખ્યો એહરે. નિ. ૩
ત્યારે દેવ કર જોડીનેરે,
સ્વામિ કહે કથાનક સાંભલી એહરે;
તીર્થ સોરઠ મંડલ માંહિ છેરે,
શત્રુંજય નામેં ગુણ ગેહરે. નિ. ૪
મહિમા પૂરણ અંત ન પામીઇરે,
સુકૃત અનંતતણો ભંડારરે;
નાના ભાંતિતણી રત્નૌષધીરે,
રસ કુપી વલી કુંડ અપારરે. નિ. ૫
નયણે દીઠાં ફરસ્યાં સાંભલ્યાંરે,
ગુણ ગાયા પણિ પાતિક જાયરે;
સુરસુખ મુગતિતણાં સાસતારે,

આપે પ્રાણીને ક્ષણમાંહિરે. નિ. ૬
પુર આરામ મનખાદિક દેશમાંરે,
તીર્થ ગણાંઇ છે મહારાયરે;
પણ શત્રુંજય તીર્થ સરિખોરે,
ત્રૈલોકય પાવન તીર્થ કહાંઇરે. નિ. ૭
સો યાત્રા અન્ય તીર્થ કીજતાંરે,
નર નારીને જે પુન્ય હોઇરે;
એક યાત્રા શત્રુંજય તીર્થ ઈમરે,
થાય પુન્ય પ્રબલ ગુણ જોઇરે. નિ. ૮
તે તીર્થને દક્ષિણ દિસેરે,
સરિતા શત્રુંજયાભિધાનરે;
સપ્રભાવ જલ પૂરણ દુખ ચુણરિ,
અરિહંત ચૈત્ય મંડિત જગમાનરે. નિ. ૯
શત્રુંજયા પાપ ખાહિણીરે,
તીર્થ સંગતિથી પરમ પવિત્રરે;
ગંગા સિંધુ થકી પણ એ ઘણુંરે,
ફલ દાયક એમોટો ચિત્રરે. નિ. ૧૦
કાદંબક પુંડરીક તણેંરે,
વિચિમાંહે છે દ્રહ સુવિશાલરે;
તેહનો સ્વામી અધિક પ્રભાસ છેરે,
કમલાભિધ ભરેતેસર ભૂપાલરે. નિ. ૧૧
એ દ્રહની માટી લેઇ કરીરે,
તેહના જલસું પીડી વાલિરે;

આંખિં આંધે રોગ સહુ હણેરે,
તિમિર પડલ જાયે તત્કાલરે. નિ. ૧૨
તે જલનો એહવો પરભાવ છેરે,
બુદ્ધિ કીધ તિમતિ કાંતિ પ્રદાયરે;
ભૂતવેતાલા શાકિણી મરકીણીરે,
વાત પિત્તાદિક દોષ દુલાયરે, નિ. ૧૩
એદ્રહનોરોપે જલ દિન ઘણારે,
તો પણ માંહે ન પડે જીવરે;
સર્વ ઉપદ્રવ જાઈ ફરસથીરે,
એહનો મહિમા અછે અતીવરે. નિ. ૧૪
શત્રુંજય તીર્થ નમવા ભણીરે,
જાઉ વરસ વરસ મહારાયરે;
સનાત્ર કરવા અરિહંતનોરે,
તે દ્રહથી જલ લ્યાઉ જાઇરે. નિ. ૧૫
સહુ અરિદલ નાસે એહ નીરથીરે,
યતન કરી તિણ રાખ્યો એહરે;
નવમી બીજા ખંડતણી થઇરે,
ઢાલ-પુરી જીન હર્ષ સુણેહરે. નિ. ૧૬

સર્વ ગાથા. ૨૧૦.

## દુહા,

પ્રભુને પ્રીતિ પખારિવા, તીર્થ પાણી એહ;
આણ્યો છે તુમ કારણે, રાખ્યો ધરી સ્નેહ. ૧
વારિ કુંભ આગલિ ધર્યો, યત્ને રાખો સ્વામિ;

દિગયાત્રા ભય અરિતણો, જાસે પાસે કામ. ૨
પ્રીતે તામ પ્રભાસને, વિસર્જ્યો દેઇ માન;
ચલ્યો ચક્રાનુ પામીઉ, સિંધુ ઉત્તર તટ સ્થાન. ૩
તિહાં અષ્ટમ તપ છેહડે, સિંધુ દેવતા આપ;
સહસ્ર અઠોત્તર રત્નના, કુંભ ધર્યા લેઇ પાય. ૪
રત્ન સિંહાસણ રમ્ય, મુગટ બહુરખા ભવ્ય;
મહાહાર કરનાં કડાં, વસ્ત્ર અમુલ્યક દિવ્ય. ૫

**ઢાલ—કરમ પરીક્ષા કરણ કુમાર ચલ્યોરે—એ દેશી. ૧૦**

તે સહુ લીધા ભરત નરેસરૂરે, સિંધુ વિરાજી નામ;
અષ્ટમભક્ત તણે અંતે કર્યોરે, પારણું ભરતને સ્વામિ. તે. ૧
તિણિ સિંધુ દેવી પણિ તિહાંકણિ કયારે, અષ્ટાહ્નિકોછવસાર;
ચક્રતણે કેડે નૃપ ચાલીઓરે, સૈન્યતણે પરિવાર. તે. ૨
ઉત્તર પૂર્વ વિચે ચલતાં થકારે, અનુક્રમે ભરત નરિંદ;
ભરત તણા બે ભાગ કર્યા જીહુરે, લહ્યા વૈતાઢય ગિરિંદ. તે. ૩
ઉંચ શિખરી પર્માણ વૈતાઢયનોરે, જો આણ પચવીસાધારિ;
જત ભણો રાજ રલીયામણોરે, બમણો તે વિસ્તાર. તે. ૪
દક્ષિણ નિતંબ તે પર્વત તણેરે, થાપી સેનાતાહિ;
ભરતે અષ્ટમ ભક્ત કીયો તિહારે, તદ્વિભૂદ્વરિમ મનમાહિ. તે. ૫
તેહનો અધિષ્ઠાતા આવી કરીરે, સુર નમીયો નૃપ પાય;
દેવ દક્ષ્ય આપ્યા બહુ મોલનારે, મણિ ભદ્રાસણ પાય. તે. ૬
ગુહા તમિસ્રા પાસ્યો ભૂપતીરે, ચક્રે રત્નને કેડિ;
અષ્ટમ પ્રાંતઇ કૃતમાલ દેવતારે, આણ્યો જાણે તેડિ. તે. ૭
સ્વામિ એહ તમિસ્રા બારણેરે; દ્વારતણો રખવાલ;

ઇમ કહી આભરણાદિક આપીયારે, ભરત ભણી તત્કાલ. તે. ૮
સામી સિંધુ સાગર વૈતાઢયનીરે, સિંધુ નદીને પાસિ;
સેનાનીને મુકયો સાધિવારે, અર્ધ સેનાસું તામ. તે. ૯
ચલ્યો સુખેણુ લેઈ સેના ભણીરે, પ્રભુ આણા સિરધારિ;
ચરમ રત્ન સું સરિતા ઉતરીરે, આવ્યો દેશ મઝારિ. તે. ૧૦
બાબર ભીલસિંહુ બાઝનારે, યવન કાલ મુખ નામ;
મ્લેચ્છ જોનિક જીવી રત્નાદિ કૂરે, આણી દીધા સ્વામિ. તે. ૧૧
તે દંડ રત્ને ત્રિકવાર કપાટનેરે, સેનાની દીયા થાય;
બાર ઉઘાડી તુરત ગુફાતણાંરે, ચક્રીને કહ્યા આઇ. તે. ૧૨
ગજરત્ન ઉપરિ ચઢી કરીરે, આવ્યો તમિસ્રા બારી;
ચતુરંગુલ મણિઅજ કુંભસ્થલેરે, થાપી નૃપ તિણિવારી. તે. ૧૩
દ્વાદશ યોજન અજવાલો કરેરે, લેઇ કાગણી રત્ન;
યોજન અંતે માંડલારે, એ દિશિકચ તન્ન. તે. ૧૪
તાસ ઉદ્યોત ઇમ નીકલતાં છતાંરે, નિમ્નગો નિમ્નગારાય
નદી ગંભીર વહે તિહાં આવિયોરે, તેહનો એવો ન્યાય. તે. ૧૫
શિલા તુંબીનાં ફૂલની પરઈ તરઇરે, એકણિ નદિ કામાંહિ.
એકણિ માંહિ તુંબીફૂલ શિલપરેરે, હેઠી બેસી જાઈ. તે. ૧૬
પાજ કરી વર્ધકિ તે ઉપરઇરે, બાંધી નદી વિશાલ;
ઉત્તરદ્વાર ગુફાનો પામીનેરે, નીકલીયા તત્કાલ. તે. ૧૮
કાલ દારૂણ વડવા મુખ તીસરોરે, કાલ દંડ કરાર;
સિંહકાર ચક્ર એ મ્લેચ્છાં તણારે; એખટ તિહાં ભૂપાલ. તે. ૧૮
તેપણ મહાબલીયા સેનના ધણીરે, અણીમાની મત્સરાલ;
બીજા ખંડની દશમી થઇરે, કહી જીન હરષે ઢાલ. તે. ૧૯

સર્વ. ગાથા. ૨૩૪.

## દુહા.

પંચ કોડિ હય દીસતા, રથ દશ કોડિ પ્રકાશ;
કોડિ એક ગજ ગાજતા, પાયક કોડિ પંચાસ. ૧
ભરત તણા અગ્ર કટકસું, જુડીયા તે બલવંત;
શર ધારાયે વરસતા, પ્રલય જલ વરસંત. ૨
ક્રુરાશય નૃપ મલેચ્છને, કીયો કટકનો ભંગ;
ત્રસ્યત સેના દેખીને, સેનાપતિ ક્રોધાંગ. ૩
સમરારંભ સુખેણ સું, માંડયો મ્લેચ્છ કટક;
દિશો દિશે નાસી ગયા, જીમ પંખી તાલ ભટક. ૪
તેવા દસષરિ એકઠા, મિલી કરે આલોચ;
આતુર જીમ માતુર કન્હઇ, ગયા સિધુ નદિ સોચ. ૫

## ઢાલ—આજી લગેંધરિ આધિક જગીસ સેવ્યો શીતલ વિસવાવીસ એહની એ દેશી. ૧૧

વારિદ પ્રમુખ મ્લેચ્છ નિજ દેવ, સંતોખ્યા તપસ્યા કરિ સેવ;
મૂશલ ધારોપમ તત્કાલ, વરસાવે વારિદ અસરાલ. ૧
ચર્મ રત્નકર ફરસેં ત્યાર, ભરતેં તાસ કીયો વસ્તાર;
તે ઉપરિ સેના સહુ ધરી, જલ બૂડતી ઇમ ઉધરી. ૨
કાકણિ મણિ સુગ દંડે ધારિ, છત્ર રત્ન કીધો વિસ્તાર;
વૃષ્ટિ કષ્ટે દંણ પરિવારિઓ, સેનાનો ભય દૂરેં કીયો. ૩
વિચિમેં રહ્યા જાણિ બ્રહ્માંડ, ભરત ચક્રીનો સૈન્ય અખંડ;
ઉગેં ધાન પુહચિ તત્કાલ, ભોજન કરે સૈન્ય ભૂપાલ. ૪
સપ્તાહાં તે ચક્રી યક્ષ, વારદ સુર ને તિહાં આકર્ષ;
કીન્હા મેઘ વૃષ્ટિ અપહરી, મ્લેચ્છ પ્રતેં કહેં આવી કરી. ૫

અમે જીવી ન સહું એહને, યક્ષ ઘણા સેવંઇ જેહને;
તે ભણી તેહની સેવા કરો, જેમ મરવા ભયથી ઉગરો. ૬
તે સહુ મુખ તૃણ લેઈ કરી, ચક્રીની સેવા આદરી;
ગજ અશ્વરત્નાદિક ગૃહી, પ્રાભૃત મુકયો ચરણે સહી. ૭
મલેચ્છ સહુને સનમાનીયા, આણ મનાવી ગૃહમેલ્હીયા;
પિણ મનમાંહે મચ્છર ધરી, રોગ કીયા ક્ષુદ્ર મંત્રઇ કરી. ૮
વિદ્યૌષધિ લાગે નહિં કોઇ, મંત્રઇંપિણ ઉપશમ નવિ હોઇ;
ન સકે ટાલિ પુરોહિત રોગ, આકુલ સહુ થયા તાસ સંયોગ. ૯
જાણી ચિંતાતુર ભુપાલ, દોઈ ખેચર આવ્યા તત્કાલ;
આવી ચક્રી પાયે નમે, એહવાં વચન કહે અનુક્રમે. ૧૦
શ્રી શત્રુંજય મહિમાં ઘણો, રિષભદેવના મુખથી સુણી;
અમે ગયા તે ગિરિ ભેટવા, ભવભવના પાતિક મેટવા. ૧૧
અરિહંત ચરણ નમી તુજભણી,જોવા આવ્યા ષટ ખંડ ધણી;
કેમ ગજવાજી માણસ એહ, દિસે રોગે પીડિત દેહ. ૧૨
ચક્રી ભાખે ઇહાં ઉત્પન્ન, મંત્ર અસાધ્ય થયા આસન્ન;
વિવિધ વ્યાધિતણે પરસંગ, પીડાણા પ્રાણીના અંગ. ૧૩
ખેચર કહે ચક્રી સુણી વાત, શત્રુંજય પર્વત વિખ્યાત;
ચૈત્યવૃક્ષ પ્રિયાલુ રસાલ, સપ્રભાવ જીનસ્થિત સુવિશાલ. ૧૪
શાકિણ ભૂત પ્રેત વેતાલ, દુષ્ટા દેવાદિક દોષ કરાલ;
રોગસોગ ભય નાસે ઘણા, તે નીચે પગલાં પ્રભુતણાં. ૧૫
શત્રુંજયા નદીને તીર, અઠોત્તર સો વારસ ધીર;
પ્રભુ પગલાંને કરે પષાલ, ગીત નૃત્ય ઉછવસુ વિશાલ. ૧૬
વૃક્ષ પ્રિયાલુ મૃત્તિકા યોગ, તે નીરે સહુ જાઈ રોગ;
જીમ દુર્જનનો ન રહે નેહ, વાયુ હણ્યો જીમ નાસે મેહ. ૧૭

પ્રભુપદ સ્નાત્રજ શાંતિક નીર, અમ પાસે છે ગુણ ગંભીર;
તેહના સેવકથકી એ લોક, રોગ રહિત થાસે અસ્થોક. ૧૮
સૈન્ય સહિત સીચ્યો તિણવીર, રોગ ગયા થયા અલિષ્ઠ શરીર;
ચક્રી હરખ્યો ચિત્તમઝારી, તીર્થ મહાતમ સુણી તિણવાર. ૧૯
એ તીર્થથી અવર ન કોઇ, તીન ભુવનમાંહિ અધિકું જોઇ;
ઇહભવ પરભવ સુખ પામીએં, જો પ્રભુ તિરથ સિરનામીઇ. ૨૦
એહવો ભરતે કર્યો વિચાર, યાત્રા કરે તે ધન્ય નરનારી;
ઢાલ બીજે ખંડ અગીયારમી, કહી જિન હર્ષે સોહામણી. ૨૧

સર્વ ગાથા. ૨૬૦.

દુહા.

દિગ યાત્રાને છેહડે, સર્વ સંઘ લે સાથ;
કરસું ગિરિની યાત્રા, થાસે જનમ સનાથ. ૧
શ્રી શત્રુંજય મહાત્મ્ય સુણી, વિદ્યાધરને તામ;
અનુમતિ દીધી ભરતનૃપને, તે પુહતા નિજઠામ ૨
સિંધુ થકી ઉત્તર દિસે, સિંધુસાગર મર્યાદ;
સેનાનીના કથનથી, સાધી લહ્યો પ્રસાદ. ૩
દક્ષિણ નિતંબહિમાદ્રિગ્ન, અનુક્રમે આવ્યો ભૂપ
અષ્ટમ પર્યંત રથ ચઢી, નાખ્યો બાણ સરૂપ. ૪
દ્વાસપ્તતિ જોજન જઇ, પડયો સુર સભા મઝારી;
પડીયો માર્ગણ વેગથી, કોપ્યો દેવ અપાર. ૫
તેહના અક્ષર દેખીને, ત્યક્ત કોપ સુરરાય;
આવી કરજોડી કરિ, પ્રણમ્યા ચક્રી પાય. ૬

**ઢાલ—પરદેશીરે મેરી અખિયાં લગી. એહની દેશી ૧૨**

રિષભકૂટ પર્વત તિહાં, જઈ નામ લિખે પોતાનો રાય

ભરતાધિપરાય સાધે દેશ સહુ.
અનુક્રમે આવ્યો ગિરિ વૈતાઢય, વિદ્યાધર તિહાં વસે ધનાઢય.ભ.૧
પૂર્વે કચ્છ મહાકચ્છ પૂત, કરતા રાજય મહા પુરૂહુત;
આદીસ્વર મૂકયા કિણિ કાજ, વિનયવંત ગયા મહારાજ. ૨
તે જેતલે નમિ વિનમી રાજય,' કાર્ય કરી આવ્યા નિજ ઠાય;
તેતલેં પ્રભુ સંયમધાર, દીઠા મનમેં કરે વિચાર. ભ. ૩
નિર્મમત્વ નવિ જાણુંઇ તેહ, તાત તાત ભાખે ધરિનેહ;
માગે રાજયતણો દ્યો ભાગ, પુત્ર તુમારી રાગ ઉરાગ ભ. ૪
સેવા ન કરૂં ભરતની તાત, કીધી પ્રતિજ્ઞા માનો વાત; ભ.
સેવકરે બે ખણ સંબાહિ, ઉભા બે પાસે ઉછાંહિ. ભ. ૫
અન્ય દિવસ આવ્યો ધરણિંદ, નમવા પ્રભુના પગ અરવિંદ;
ભક્તિવંત દીઠા સુરરાય, રાજયતણા અરપી બે ભાય. ભ. ૬
સોલ સહસ્ત્ર વિદ્યા તિણુ દીધ, વૈતાઢય પર્વત નાયક કીધ.
દક્ષિણ ઉત્તર શ્રેણિ સમાજ, બે ભાઇને દીધો રાજ. ભ. ૭
તેહ તિહાં નમિ વિનમી રાય, પુષ્પદંતની પરિસોભાય;
રાજય રાજય સ્વાનંદ સંદોહ, સહિતર માંહોમાં મોહ. ભ. ૮
રથ બેસી હિવે ભરત નરિંદ, તાસ નિતંબ ગયો પ્રભુનંદ
નિજ નામાંકિત નાંખ્યો બાણ, તે નમિ વિનમી સુજાણ. ભ. ૯
દેખી માર્ગણ ચક્રી નામ, માંહો માંહિ વિચારે તામ;
ભરત જંબુદ્વીપનો જેહ, ચક્રી ભરત નરેસર એહ. ભ. ૧૦
પ્રથમ ઉપનો ગર્વિત કાય, આદર પામ્યો જીહાં તિહાં જાય;
લિખિ રૂષભ કૂટે નિજ નામ, ઈહાં આવ્યો વલિ કરવા કામ.ભ.૧૧
મંત્ર થઇ અમ્હ પ્રાસિં દંડ, માગે પણિ ભાંજસિ ભુજ દંડ;
સર્જ્જ થયા સમરાંગણિ કાજે, એહને હાથ દેખાડું આજે. ભ. ૧૨

સેના તેડાવી તત્કાલ, આવ્યા વિદ્યાધર ભૂપાલ;
બીજા પણ વૈતાઢય નરેશ, સહુ આવ્યા તેહને આદેસ. ભ. ૧૩
ગર્જારવ થયો દુંદુભિનાદ, પર્વતમાં નીસરે પડસાદ;
શસ્ત્રપાણિ વિદ્યાધર પાય; નભ માર્ગ લીધો એ છાય. ભ. ૧૪
બાર વરસ લગે થયો સંગ્રામ, છેવટે જીત્યો ચક્રી તામ;
કરજોડી પ્રણમી નૃપ પાય, એહવું કહે સાંભલિ મહારાય. ભ. ૧૫
મેરૂ સમાન ગિરિ કોણ હોઇ, વાયુ સમાન વીજ નહિ કોઈ;
તિક્ષણ અવરત વજ્ર સમાન, તુજ સરિખો કોણ સુરપ્રધાન ભ. ૧૬
વિનય વચન કહે એહવું કહે તામ, ચરણે એનમી કરે પ્રણામ;
સર્વ અંગ સુંદર આકાર, સર્વ સુલક્ષણતણો ભંડાર. ભ. ૧૭
સુરકન્યાથી અધિક સરૂપ, જાણે લાવણ્ય રસનો કૂપ;
સુતા સુભદ્રાચક્રી ભોગ, દીધી નારિરત્ન સંયોગ. ભ. ૧૮
અન્ય વિદ્યાધર રાજા જેહ, ગુણ ગર્વિત પુત્રી સસ્નેહ;
સહસ્ર ગમે વિદ્યા સંઘાત, આગલિ ઢોઇ સુંદર ગાત. ભ. ૧૯
સુરક્ત થઈ શ્રી રૂષભ સમીપિ, વ્રત લીયો ભવસાયરદીપ;
બીજા ખંડની બારમી ઢાલ, સંપૂર્ણ જીન હર્ષ રસાલ. ભ. ૨૦
સર્વ ગાથા. ૨૮૬.

## દુહા.

ચક્રી તેહના પુત્રને, તાતતણિ દેઇ રાજ;
આણ મનાવી આપણી, ચાલ્યા કરી તિરાજ. ૧
ચક્રતણે કેડે હવે, આવ્યો ગંગા તીર;
સેના થાપી તિહાં નિકટ, નહી દૂરિ ધરિ ધીર. ૨
ગંગા ઉત્તરી સિંધુ જેમ, નૃપ આદેશ સુખેણ;
ગંગોત્તર દિશિ સાધિને, આવ્યો તિહાં સુખેણ. ૩

અષ્ટમ ભક્ત તપઈ કરી, સાધિ ગંગા દેવિ;
યુગ સિંહાસન હેમના, આગલિ ભેટિ ધરેવિ. ૪
દિવ્ય કુંભ સોનાતણા, અઠોત્તરિ હજાર;
હારાંગદશધા મુગટ, દિવ્યાંબર મનોહારિ. ૫
વિવિધ ભોગ તિહાં ભોગવિ, ચક્રી ગંગાસાથ;
સહસ્ત્ર વરસ લગે તિહાં રહ્યો, ષટ ખંડ કેરો નાથ. ૬

**ઢાલ-સાહિબો મા'રો રહિ રહિયો ઈડરછા-એ દેશી.**

અન્ય દિવસ નૃપ ભરતનોરે લાલ, બેઠો સભા મઝાર;
ઈંદ્રતણી સોભતારે લાલ, પરિવરિયો પરિવાર. ૧
ગુણવંતો સાહિબો મોહિ રહ્યો, સુખમાંહિ ઉત્તરીયા-
આકાસથીરે બોલ ચારણ શ્રમણ મુનીશ;
તપજપ સંયમ પાલતાંરે લાલ, સૌમ્ય મુરતિ રજનીશ. ગુ. ૨
સિંહાસન દેઈ એકનેરે લાલ, મુનિવરને ચક્રપાણિ;
પોતે કરજોડી કરીરે લાલ, આગલ બેઠો જાણિ. ગુ. ૩
ઉઠયો તતક્ષણ દેખીનેરે લાલ, ભરત ભક્તિ ભૃતગાત;
બે મુનિવર ચરણે નમીરે લાલ, વિનય વિવેક સાક્ષાત. ગુ. ૪
શ્રીયુગાદિ જીનવર તણોરે લાલ, અંગજ ચર્મ શરીર;
જાણી દે ધર્મ દેશનારે લાલ, વાણી મધુર ગંભીર. ગુ. ૫
આશ્રવપંચનિ વિષયકષાય, આરંભનારેલાલ, કરીએ પરિહાર
અપ્રમત્તમૃદુતા સામ્યતારે લાલ, યોગાભ્યાસ વિચાર. ગુ. ૬
વારી પૈંરે લાલ, થાનક પાપ અઢાર;
મનવચન કાયા શુદ્ધ કરોરે લાલ, પહુંચો મુગતિમઝાર. ગુ. ૬
વલિ મુનિચરણ નમી કરીરે લાલ, પૂછે નૃપ દેશ નાત;
પરઉપગારી તપ તપીરે લાલ, કીધી નિર્મળ કાન્તિ. ગુ. ૮

દેહતણી મમતા તજીરે લાલ, રાગ દ્વેશ નિર્મુક્ત;
ભગવંત કિહાંથી આવીયારે લાલ, પૂછ્યું વિનય સંયુક્ત. ગુ. ૯
ચક્રી વચણ સુણી કરીરે લાલ, ભાખે એક મુનીસ;
શ્રીયુઆદિ જીનવાંદવારે લાલ, ગયા હુતા જગદીશ. ગુ. ૧૦
પુંડરગિરિનો પ્રભુ મુખેરે લાલ, મહાતમ ઉજ્વલ તાસ;
તે ફરસી આવ્યા અમેરે લાલ, ગતિ ચલતા આકાશ. ગુ. ૧૧
તિહાં દેવેંદ્ર ઈશાનનોરે લાલ, દેવે સેવિત તેહ;
રિષ્ટ ચિત્ત અમે દેખીનેરે લાલ, ભાખે ધર્મ સ્નેહ. ગુ. ૧૨
ભગવત ગિરિતણોરે લાલ, મહિમા ચિત્ત મજાર;
તરકટ તિથિનૈ પિણિદીયોરે લાલ, સ્વર્ગતણો સુખકાર. ગુ. ૧૩
સકલંદ્ર ગાત અન્યદારે લાલ, ભમિયો કિમપિનલાધ;
પાત્ર પાણિ રીતો થકોરે લાલ, આવ્યા ગૃહ જાણે વ્યાધ. ગુ. ૧૫
પૃશુ આમ વિદેહસારે લાલ, વિપ્ર સુશર્મા નામે;
મંદિર દુખ દારિદ્રનોરે લાલ, મહા મૂર્ખનો સ્વામિ. ગુ. ૧૪
તેહવી નારી દેખિનેરે લાલ, રિક્ત પાત્રદ્વિજ તામ;
મૂસલ લેઇ મારવારે લાલ, ધાઇ ક્રોધ ખેરામ. ગુ. ૧૬
પહેલી પણિ વાડ વહુતોરે લાલ, દારિદ્ર પીડિત ખિન્ન;
આક્રોસ્યો નારી તણોરે લાલ, ક્રોધાતુર થયો મન્ન. ગુ. ૧૭
ક્રૂર નારી વારી થકીરે લાલ, નરહી વિપ્રતિ વારિ;
રોષાકુલ વાહ્યો તિણેરે લાલ, લોષ્ઠુ કીયો ન વિચાર. ગુ. ૧૮
લાગો તેહને મર્મનોરે લાલ, મૂર્છાણી તે નાર;
મુસકે સા ધરણી પડીરે લાલ, પ્રાણ તજ્યા તેણિવાર. ગુ. ૧૯
પુત્રી આવી તેટલેરે લાલ, રોષાકુલ કહે નામ;
રે અધમકુલ વિપ્રતેરે લાલ,સું કીધું એ કામ. ગુ. ૨૦

નારિ બ્રાહ્મણી તેહણીરે લાલ, કીધો કર્મ ચંડાલ;
બીજા ખંડની તેરમીરે લાલ, કહી જીન હર્ષ એ ઢાલ. ગુ. ૨૧
સર્વ ગાથા, ૩૧૩;

## દુહા,

પૂર્વ પાપ તાપ્યો હતો, ક્રુધ વચન સુણી તાસ;
પુત્રીનઈ પણિ કંદતી, હણી સકયો નહી તાસ. ૧
આરક્ષક કેડે થયા, આવી મનમેં ભીતિ;
નરકૌવમ માંહે પડયો, તો પાપી ચલચીતિ. ૨
ક્ષુબ્ધ સચલ ઇંદ્રિય થયા, શીઘ્ર ભયાતુર જાય;
બલ્યો ક્રોધ આણીકારી, મારગ મારી ગાય. ૩
તેહ તિહા વેડશથયો, અતિમાયાતુર તત્ર;
નરકે મરી ગયો સાતમી, મહા વેદના યત્ર. ૪
છેદન ભેદન મારવો, તર્જન પીલણુ દાહ;
વધ બંધન શૂલાધરણુ, દુઃખ વેદના અથાહ. ૫

## ઢાલ–૩ ચોગઢ ગ્વાલેર કૌમન મોહનાં લાલ એ દેશી ૧૪

ક્રોધે અંધ થયા જનારે, મન મોહના સાધુ;
દેખે નહિં લગારહો. મ.
કૃત્ય અકૃત્ય જાણે નહીરે, મ. દુખ લેહ નરકમઝારિહો. મ. ૧
મહાઃદુખ તિહાં ભોગવીરે મ. તિહાંથી મરી થયો સિંહહો; મ.
તીરાગસ બહુ પ્રાણીયારે, મ. હણે સદા નિર બીહહો. મ. ૨
તિહાંથી મળી તે કેસરીરે, મ. ચોથી નરકે જાતહો; મ.
તિહાંકિણી વેદના ભોગવીરે, મ. કહિતા નબણે વાતહો. મ. ૪
તિહાંથી ચંડાલ ઉપનારે, મ. ક્રૂર કર્મ કર્તારહો; મ.

પૂર્વપરે વલી ભોગવેરે, મ, સાતમી નરક મઝારહો. મ. ૪
તિહાં મહાદુઃખ ભોગવીરે, ભુંજગ થયો મહાક્રુરહો; મ.
બિલાસન્નિ તિણિ અન્યદારે. દીઠા મુનિસું વ્રત સૂરિહો; મ. ૫
ધાયો હુંકારવ કરીરે, ક્રોધે ડસવા તાસહો; મ.
દેખી મુનિ તે ચીતવીરે, દીસે એહની રાસહો. મ. ૬
શાંતમૂર્તિએ માનવીરે, પામે નહિ ભય ત્રાસ; મ.
એ કોણ એહવું ચિંતવેરે, મંદ મંદ ગયો પાસિહો
સુણ્યો એકંતહો. મ. ૭
ખેચર આગલિં તેવતીરે, નિર્મલ ધર્મ કહંતહો; મ.
મહિમા શત્રુંજયતણોરે, ફરી સુણ્યો એકાંતહો. મ. ૮
કર્મતણા લાઘવ થકીરે, તીરથ શ્રવણ મનમાંહિહો; મ.
જાતિસ્મરણ ઉપજ્યોરે, નિજ ભવદીઠા જ્ઞાનહો. મ. ૯
દરહુંતીતે નીસરીરે, ભાવ ધરી મનમાંહિહો; મ.
મુનિવર બેઠા તિહાં જઇરે, વાંદ્યા મુનિની પાઇહો. મ. ૧૦
પ્રણમાંતે અણસણ દીયોરે, જ્ઞાની જાણી ભાવહો; મ.
ગિરિ વિદ્યાધર લે ગયોરે, અહિ તારણ ભવનાવહો. મ. ૧૧
જોવો મુનિવરને ફણીરે, એ તીર્થને સીસહો; મ.
હિંસાકારિ જે હતોરે, સુરપદ લહ્યા જગીસહો. મ. ૧૨
સર્વ તીર્થોમાં જોવતાંરે, એ સરિખો નહિ કોઇહો; મ.
એ તીરથને ફરસતાંરે, આત્મ નિર્મલ હોઇહો. મ. ૧૩
ભરતેસર સુરપતિ તિણેરે, એહવું કહી તિણિવારહો; મ.
ચંદન કાષ્ટ કપૂરસુંરે, દાગ્યો તિહાં વિષધારહો. મ. ૧૪
રત્ન પીઠોપરિ સર્પરે, થાપી કરી પ્રણામહો; મ.
ઇંદ્ર ગયો નિજ થાનકેરે, કરતો અહિગુણ ગ્રામહો. મ. ૧૫

એહ ચરિત્ર તિહાં જોઇનેરે, અમે બે મુનિવર વીચારહો; મ.
તીરથને ફરસીંઇરે, લહિવા ભવનો પારહો. મ.
નભ મારગ ચલતાં અમેરે, દીઠો તુજ બલા એહહો; મ.
પુત્ર અમારા ગુરૂતણોરે, તિણિ આવ્યા ધરી નેહહો. મ.
ભરતે વાંદ્યા ભક્તિસુંરે, તિણ મુનિકીયો વિહારહો; મ.
કરે મનોરથ એહવોરે, ભરતાધિપ તિણવારહો. મ.
તેહ દીવસ થાસે કદારે, તે ક્ષણ ક્ષણ દાયકહો પવ્રહો; મ.
યાત્ર શત્રુંજયતણીરે, સંઘસું કરિસ પવિત્રહો. મ.
અઘે સંબોધ્ય સુરાપગારે, આજ્ઞા લઈ તાસહો; મ.
ખંડ બીજાની ચૌદમીરે, ઢાલ થઈ એ ખાસહો. મ.

સર્વ ગાથા. ૩૩૮.

## દુહા,

ખંડ પ્રપાતા સનમુખેં, ચલ્યો પ્રબલ જાસ;
ચક્રાનુગ ચક્રી તદા, મનમે ધરી ઉલ્લાસ. ૧
ગુરૂદ્વાર પામી કરી, કીધો અષ્ટમ ભક્ત;
નાટયમાલ,આસન તદા, ચલિતધરિ બહુભક્ત. ૨
આવી ભુષણ આપીયાં, કીધી આણ પ્રમાણ;
નામ દેઇને મોકલ્યો, સુર પોહતો નિજઠામ. ૩
સેનાની નૃપ આગન્યા, બાર ઉઘાડયા તાસ;
તુર તમિશ્રાનીપરે, વાર ન લાગી જાસ. ૪
ગજ ખંધઈ ચક્રી ચડયો, કુંભસ્થલ મણિરત્ન;
થાપી ગુફા પ્રવેશકૃત, જાસું કરે સુર યત્ન. ૫

## ઢાલ–વરબાઈ ભલો ભરતાર–એ દેશી. ૧૫

અંના સંઘાતેઈ ચાલતાં, તિહાં માંડલાં ચક્રધાર;

લિખે કાગિણી રત્નસુ, ગોમુત્રિકા આકાર. ૧
પૂર્વ પૂણ્યનો જોવો પ્રબલ વિલાસ;
સુર થયા જેહના દાસ, પૂરી સઘલી આસ,
ચૌદ રતન રહે પાસ, ષટ ખંડ આણા જાસ. પૂ. ૧
નિમ્ન ગાઉ નિમ્નગા, પહિલી પરેં ઉત્તાર;
સ્વયમેવ તતક્ષણ ઉઘટ્યો, દક્ષિણ ગુફા તણો બાર. પૂ. ૩
તે ગુફા દ્વારથી નીસારી, સુર નદી પશ્ચિમ શોધ;
સેના સહુ થાપી તિહાં, કીધો અટ્ટમ તપ શોધ. પૂ. ૪
તપ તણે અંતઈ આવીયા, નિધિ નવે પુણ્ય પ્રમાણ;
પ્રત્યેક સુર સહસે કરી, અધિષ્ટિતં ધન ખાણ. પૂ. ૫
નૈસર્પ[૧] પાંડુક[૨] પિંગલો[૩] વલી સર્વ રત્નક[૪] જાણિ;
મહાપદ્મ[૫] કાલ[૬] મહાકાલ[૭] હુમાણુવ[૮] શંખક[૯] વાણિ. પૂ. ૬
એ નામ નવે નિધાનના, ઉંછે યોજન અષ્ટ;
વિસ્તીર્ણ નવ યોજન વળી, દિરઘ દ્વાદશ સ્પષ્ટ. પૂ. ૭
નિધિ નામ તેહના પિણિ, એ અધિષ્ટાયક દેવ;
આઉ પલ્યોપમ તેહનો, નાગ કુમાર સુભેવ. પૂ. ૮
એહવું કહેં ચક્રી પ્રતેં, સુખ અંગ માગધવાસ;
મહાભાગ ઈહાં આવ્યા હમે, તુજભાગે કીયા દાસ. પૂ. ૯
હે ચક્રી તારા ભાગ્ય જીમ, અમે સર્વદા અક્ષીણ;
તે ભણિ ભોગવી આપી તું, કરિ પૃથ્વી સહુ પ્રવીણ. પૂ. ૧૦
ઈણ પરિનિધિ આવ્યા થકા, અષ્ટાન્હિકોછવ કીધ;
ચક્રેસ સુરતરૂની પરિ, દાન યથેચ્છયા દીધ. પૂ. ૧૧
આગન્યા દીધ સુખેણને, સુરનદી દક્ષિણ પાસ;
આવ્યો લીલાઈ સાધીને, પ્રભુપદ નમ્યા ઉલાસ. પૂ. ૧૨

કેટલો કાલ રહ્યા તિહાં, ભરત તે સહુર્ષ સંઘાત;
ચક્ર અજોધ્યા પુરિભણી, નભ મારગ ગહ્યો જાત. પૂ. ૧૩
નાથ ષટખંડ મેદનીનો, નમે સુખ વર જાસ;
ચાલતો કેટલેકે દિને, આવ્યો અયોધ્યા પાસ. પૂ. ૧૪
લાખ ચોરાસી ગજ તુરી, રથ તેટલા એજ લાખ;
ભટકોટિછનુ દીપતા, જેહુની સબલી સાખ. પૂ. ૧૫
પહેલા પ્રયાણા દિવસથી, ષટખંડ સાધી રાય;
સાઠ સહસ્ર વરસેં વલી, આવ્યા નગર સુહાય. પૂ. ૧૬
ચક્રી વિનીતા બાહિરેં, સેના સહુ તિહાં રાખી;
નગરી સુરીને કારણેં, અષ્ટમ તપ કર્યો દાખી. પૂ. ૧૬
પારણું કીયો ચક્રધર, ઉછવ કીયો સુવિશેષ;
ઘર ઘર તોરણ બાંધીયા, કીધો નગર પ્રવેશ. પૂ. ૧૭
બહુ યક્ષ ખેચર આવીયા, નૃપ આગન્યા પ્રમાણ;
રત્નોઘ મંડપ માડીયો, જીણ વિશે ઉગે ભાણ. પૂ. ૧૮
દ્રહથકી વલિ સિન્ધુના થકી, આણીયો તિરથ નીર;
મૃદુ મૃત્તિકા વલિ વાલુકા, આણી મૂકયા તીર. પૂ. ૨૦
આવીયા પોષધસાલીમાં, તપ કીયો અષ્ટમ તામ.
એ રાજ્ય પામ્યો તપ થકી, નંદેપણિ તપ પામ. પૂ. ૨૧

સર્વ ગાથા. ૩૬.

## દુહા.

રત્ન સિંહાશન પૂર્વ દિશા, બેઠો ભરત વિશેસ;
પૂર્વ દિસિ સોપાને ચઢી, નારી સહિત નરેસ. ૧
સહસ્ર બત્રીસે રાજવી, આસન બેઠા તેહ;
ઉત્તર દિશિ સોપાને ચઢી, પરમ ભક્તાસુ સ્નેહ. ૨

સેનાપતિ ગાથાપતિ, વર્ધકી પુરોહિત તાહ;
શ્રેષ્ઠયાદિક યામી દિશિ, સોપાને ચઢી યાહ. ૩
યથાયોગ્ય આસન વિષઇ, બેઠા સહુ નૃપ આઈ;
હસ્ત કમલ જોડી કરી, સનમુખ દ્દષ્ટિ લગાઈ. ૪
તસ્યાભિયોગિક દેવતા, જીનની પરિસર રાય;
શુદ્ધ તીર્થ નીર તણો, કરઈ અભિષેક વનાઇ. ૫

**ઢાલ–વીર સુણો મોરી વિનતિ–એ દેશી. ૧૫**

શુભ દિન શુભ મુહુરત કરે, ચક્રીનો હોઈણુપરિ અભિષેક;
સહસ્ર બત્રીસ રાજન મિલી, સેનાની હોગોત્ર વૃદ્ધિઅનેક. શુ. ૧
મુગટ રિષભ સ્વામીતણો, પ્રથમેં ઇહો પૂર્વઈજે દીધ;
દેવે નૃપ મસ્તક ધર્યો, જેમ સોહેહો ચૈત્યકલશ પ્રસીધ. શુ. ૨
મોતી માલા હરિઠવી, નૃપ કંઠેહો બહુ મોલિક ખાસ;
પારિજાતક પુષ્પ માલિકા, મનમોહેહો અમ્લાન સુવાસ. શુ. ૩
રત્ન સિંહાસનથી રાજા, નૃપ બીજાહો પણ ઉઠયા તામ;
તિહાંથી તાત ઘરે ગયા, નાહી પૂજ્યા જીનવર શુભ કામ. શુ. ૪
કીધો અષ્ટમ પારણો, નૃપ આવ્યાહો દેશના છેક;
સુર વિદ્યાધર મિલિ કર્યો, બાર વરસ નહો રાજ્યનો,
અભિષેક. શુ. ૫
સીતલ ચન્દ્રતણી પરેં, વેરીનહો તાતો રવિ જેમ;
ધન્ય દલમાન દાનેશ્વરી, પરજાસુંહો રાખઇ બહુ પ્રેમ. શુ. ૬
ચૌદ રતન નવનિધિ સદા રહે, ચરણે જેહને નિસદીસ;
સોલ સહસ ઉલગેં, પાય સેવેહો નૃપ સહસ બત્રીસ. શુ. ૭
કન્યા જનપદ નૃપતણી, નૃપ પરણ્યોહો બત્રીસ હજાર;
તેટલી જનપદ અગ્રણી કન્યા, સોહેહો ગુણરૂપ ભંડાર. શુ. ૮

પંડિત સાઠિ સહુસ રહે, નિત પાસેહો સહુ વિદ્યાધાર;
સહુસ સાઠિ વલિ તીનસે, રાંધણીયાહો એતલા સરદાર. શુ. ૯
લાખ ચોરાસી સોભતા, દ્વિપવાજીહો, રથ સયલ પ્રત્યેક;
છનૂ કોડિ પાયક ભલા સેવા સારેહો નિશિ એકમેક. શુ. ૧૦
સહુસ બહુત્તરી પુરવરા, સહુસ્રોનાહો એકલખ દ્રોણમુખ
સહુસ ચાલીસ પાણુવરા, તસુસ્વામીહો ભોગવે સુરસુખ. શુ. ૧૧
કર્બત મંડબતણી સંખ્યા, ચાવી ભાષીહો ચોવીસહુજાર;
વીસ સહુસ આગર ધણી, ષેટ જેહુનેહો સોલસહુસ પ્રકાર. શુ. ૧૨
અંબાધ ચોદસ પ્રભુ, બુધિમંતાહો ત્રિણ કોડિ મંત્રીસ;
પાંચ લાખ દીવીધરા, નાટકીયાહો નૃત્ય સહુસ બત્રીસ. શુ. ૧૩
સોલસહુ યક્ષ ઉલમેં, રૂપે સારિખે.હો અપછર અનુહાર;
ચોસઠિ સહુસ અંતેઉરી, ચારૂ સોહેહો સોલ સિણગાર. શુ. ૧૪
સહુસ અઠાવીસ લાખશું, રૂપવંતીહો વારંગના નાહ;
દશકોડિ ધજ આગલિ ચલે, પુણ્ય જોગ હો અધિકા ઉબાહ. શુ. ૧૫
આતોદ્ય વાદક એતલા, થયા જેહુને હો ચોરાસી લાખ;
ચોસઠીસહુ આગલિ રહિ, ભાટ બોલેહો જય મંગલ ભાખ શુ. ૧૬
ઇકદિન ચંદ્રલેખા જીસી, કૃસ અંગીહો સુંદરીને દેખ;
ચક્રી ભાષઈ એહવઉં, કિમ એહુનો ગતપ્રભ એ વેષ. શુ. ૧૭
સું મારાહી ઘરમાં નથી, ખાવાને અસનાદિ આહાર;
બીજા ખંડની પનરમી, જીનહર્ષે હો કહિ ઢાલ વિચાર. શુ. ૧૮

સર્વ ગાથા, ૩૮૬.

## દૂહા.

પાસે વાણી ઈમ કહે, તુમે ઘરિ નવે નિધાન;
પણ દિગ્વિજ્યા અવધિ કર્યો, આંબિલ એકણિ ધાન. ૧

વ્રત ઇચ્છે તુજ ભણી, પૂછો એમ નરેસ;
તે કહે વ્રત આદરૂં, જો ભાઈ દ્યો આદેશ. ૨
ચક્રી કહે ધન્ય બહેનડી, વિરની સુખ સંસાર;
પુત્રી મોટા બાપની, યુક્તો એહ વિચાર. ૩
વિષય જાલમાં સુંદરી, તું ન પડી બુદ્ધિવંત;
તુચ્છ રાજ્ય સુખ લોલપી, હું પડીયોરે દેખંત. ૪
ભરતરાય ઉછ્છવ કરી, જઈ રિષભ જીન પાસ;
વ્રત લેવરાવ્યો બહેનને, અધિકે મન ઉલાસ. ૫

## ઢાલ–ઊભી ભાવલ દેરાણી અરજ કરે છે એહની એ–દેશી. ૧૬.

અંગીકાર કરાવણ આણા, નિજ બાંધવ પ્રતિ રાજાહો;
ભરતેસર ભાખે મ્હારી આણ વહજ્યો, આણ વહેજ્યો મનિ,
આઇ મિલેજ્યો; જેમ ભોગવે સુખ તાજોહો. ભ. ૧
દૂત અઠાણું ભરતે મોકલીયા, તિહાં જઈ કર્યા અંદેસાહો; ભ.
દૂતતણી તે યુક્તિ સુણીને, આકુલ થયા વિસેસાહો. ભ. ૨
હવે વિચાર કિસો કહો કીજે, માની મનમાંહિ ચિતવેહો; ભ.
તાતભણી ચાલ્યા પુછણ કાજે, અષ્ટાપદે ગયા વિનિતેહો. ભ. ૩
તાત તુમે દીક્ષા આદરતાં, અમને રાજ્ય સમાપ્યોહો; ભ.
અમથી અધિકો જોગ જાણીને, ભરત અયોધ્યા થાપ્યોહો. ભ. ૪
ષટખંડ અખંડઈ ભરતના ભરતઈ, પોતાને વસિ કીધાહો; ભ.
દાવાનલની પરિ તે અતૃપતો, ચાલે નહી પ્રભુ સીધાહો. ભ. ૫
તેહની આણા તાત ન વહિસું, રાજ્ય વિના પણ રહિસુંહો; ભ.
ચિત લગાવી સાહિબ ભક્તિ તુમ્હારી, કરિસું તુમ પગ મહિસુંહો. ૬

જયેષ્ટ ભાઇરે હુવણાં ગર્વ ભરાણો, વાંછેછે રાજ્ય અમારોહો; ભ.
મૂલથકી નિજ વયરીનેઇ હણીઈ, ક્ષાત્ર ધરમ તે સંપેહો. ભ. ૭
વયરીતો આજી થયો ભરત અમારો, રાજ્ય ગ્રહે બલવંતોહો; ભ.
તાત કહો તેહુને અમે કેમ હણીએ, તે કુને કંટક અંતહો. ભ. ૮
સ્વામી કહેરે રાગ દ્વેષબે બયરી, નિશદિન રહે છલ જોતાહો ભ.
પુન્ય મહાનિધિ સર્વ લે જાઈ, પાસે રહી દે ગોતાંહો. ભ. ૯
ક્ષતિ ખડગ નિજ હાથ સંબાહો, ધીરજ ખેડો ધારોહો; ભ.
સીલ સન્નાહ ભાઇ તુમે પહિરો, ભાવ વૈરીને મારોહો. ભ. ૧૦
તે સહુ પ્રભુની એહવી વાણી સુણીને, રંગાણી વ્રત રાગઇંહો; ભ.
તુરત પિતાને પાસેં વ્રત આદરીયે, અક્ષય સુખ હુવે માગેહો. ભ. ૧૧
દૂત થયા વિધિ તેહવો નિહાલી, પાછા વરી ઘરી આવ્યાહો; ભ.
ભરત ચક્રી ધ્યાને કરજોડી, વાત સહુ સંભલાવેહો. ભ. ૧૨
તે ભાઈના સહુ પુત્રને તેડાવી, નિજ નિજ રાજ્ય સમાપ્યોહો. ભ.
ચક્રી વિચારે આણ સહુને મનાવી, સહુ સેવક કરી થાપ્યોહો. ભ. ૧૩
અન્ય દિવસ નૃપ ભરતને પાસે, આવી સુખેણ સેનાનીહો; ભ.
ચક્ર રત્ન પ્રભુ શસ્ત્રસાલાયે, પેસે નહી અભિમાનીહો. ભ. ૧૪
કોઇક વીર મહા અભિમાની, ભૂતલમાંહે આછેહો; ભ.
ઘરી સુરો તોરી આણ ન માને, રહીયો કોઇ પાછેહો. ભ. ૧૫
તુજ ભ્રાતા અભિમાની જાણું છું, બાહુબલિ બલધારીહો; ભ.
એક અનેક મહા યુધ જીપે, જોવા ચિત્ત વિચારીહો. ભ. ૧૬
નિર્ઘાત તેહતણા ભુજ દંડનો, દેવેન્દ્ર વજા સરિખાહો; ભ.
મેરૂ સરિખા મ્હોટા પર્વત તેહને, ચુર્ણ પમાડે એહવો ઇઓહો. ૧૭
આતરમાંહે તેતો કિણ હિન માણે, એહવો છે તે સૂરોહો; ભ.
સોલમી ઢાલ થઈ બીજા ખંડની, કહે જીન હર્ષ સનૂરોહો. ભ. ૧૮

સર્વ ગાથા, ૪૦૯.

## દુહા.

તે દિગ્ વિજય કરી પ્રભુ, ષટખંડ સાધ્યા જેહ;
વૃથા અનુજ સાધ્યા વિના, સુરને દુર્જય તેહ. ૧
તેહુને નૈવ ઉવેખવો, તે ભાઇ નઈ જાણિ;
દેહ વ્યાધિને મૂલથી, છેદી જે દુખાંણિ. ૨
ભરત નરેસ સાંભલી, સ્નેહ કોપ વસિં હોઇ;
મનને આલોચી કહે, સુખેણ હેતુ જોઇ. ૩
એ અવરજ એકણ દિસે, શકે મુજ મન મેણ;
વર ન માને આગન્યા, તિણ મન ક્રોધ વસેણ. ૪
લઘુ ભાઈસું ઝુંઝતા, મનને આવે લાજ;
વલી ચક્ર નવિ વીસમે, અભિલાષા યુધ કાજ. ૫

## ઢાલ–સહીયાં મોરીરાઊલ ભીમ વધાઈ લે–એ દેશી ૧૭

સમય લહી એહવો કહે, ભરતાધિપને તામહો;
મંત્રીવાલા નાન્હાપાણી મહારાયજી, પાડે સંકટ ઠામહો. મ. ૧
મોટા જે આજ્ઞા દીયે, નાન્હા લ્યે સિરધારિહો;
વા'લાસ્વામી સામાન્ય નરને પણ ઘરે, એ વર્તે આચારહો. વા. ૨
મોટા પાં'ડ ચઢાઇવો, દૂત મૂકીને રાજહો; વા.
તે આગન્યા સહિસે નહિ, જેમ અષ્ટાપદ ગાજીહો. વા. ૩
પહેલા વિનય કરો તુમે, નાન્હા નાનોપિ રાયહો; વા.
લોકાપવાદ ટલે સહુ, જીન કાસી જીમ થાયહો. વા. ૪
સચિવ ઉક્તિ એહવી સુણી, નૃપ પંડિત ગુણ જાણહો; વા.

આપી આસીષ સુવેગને, બાહુ બલ પ્રતિ જાણહો. વા. ૫
સ્વામી સીખ લેઇ કરી, રથ બેસી તિણવારહો; વા.
ચલ્યો સુવેગ ઉછાહસું, આઉં કાજ સમારિહો. વા. ૬
રાસભડાભો બોલીઉ, કારિજ સિદ્ધિ ન થાઈહો; વા.
ધૂલી પડે મુખ તેહને, વાજે સાહમો વાયહો. વા. ૭
કૃષ્ણ સર્પ આગલિ ગયો, યમના દંડ સમાનહો. વા.
માઠા સુકન થયા સહુ, જેહથી ન લહે માનહો. વા. ૮
બીજો ખંડ ષટખંડથી, અખંડલછિ નિવેશહો. વા.
સોભા ઇંદ્ર નિવાસની, આવ્યો બહુલી દેશહો. વા. ૯
ઠામ ઠામે ગામે ઘણા, શાલિતણા રખવાલહો. વા.
શ્રીયુગાદિ જીનવરતણા, ગામ ગામ ગુણ માલહો. વા. ૧૦
બાહુબલ બલ વર્ણવે, ઉત્તર ત્રિભોવન માંહિહો. વા.
આમ નરસીમા વિષિ, સાંભલિ અચરિજ થાયહો. વા. ૧૧
દેશ સયલ બાંધી કરી, વેગવાન સુવેગહો; વા.
તક્ષશિલા આવ્યો તિહાં, બાહુબલિ નૃપતેગહો; વા. ૧૨
ક્ષણ રોકયો તિહાં પોલીએ, કીધ બહિતિહાં જાઇહો. વા.
આજ્ઞાઇં માહેં ગયો, દીઠી સભા સુહાઇહો. વા. ૧૪
ભય પામ્યો નૃપ દેખિને, તેજ સહ્યા નવ જાય હો. વા.
ભૂમી શીશ લગાવતો, લાગો મહીપતિ પાયહો. વા. ૧૫
હવે તેહનેં બહુલી ઘણી, વાણી સરસ ગંભીરહો; વા.
બોલાવ્યો બહુ આદરે, પૂછે સાંભલી વીરહો. વા. ૧૬
ભાઇ ભરતને ક્ષેમ છે, જેમ મુજપિતા સમાનહો; વા.
પુરી અયોધ્યા કુશલ છે, સ્વસ્તિમતી સુપ્રધાનહો. વા. ૧૭

સહુ પ્રજાને ક્ષેમ છે, તાત પાલી ચિરકાલહો; વા.
ષટ્ખંડ અખંડ વિજય થયો, એમ પૂછયો ભૂપાલહો. વા. ૧૮
બાહુબલી પૂછી રહ્યો, પ્રણિપતિ કરી સુવેગહો; વા.
વચન કહે એમ બીહુતો, ચિત્ત વિમાસી વેગહો. વા. ૧૯
આયે તાસ પ્રસાદથી, કુશલ અપર ઘરિ રાયહો; વા.
તો તુજ જ્યેષ્ટ બાંધવ ભણી, કેમ કુસલ નવિ થાયહો. વા. ૨૦
તાહરોજ્યેષ્ટ જેહનો ધણી, પુરી વિનીતા જાણિહો; વા.
તેહને કોણ ઉપદ્રવ કરે, કેહુનો નચલે પ્રાણ હો. વા. ૨૧
ભેદે જેહના અરિભણી, ચક્રરત્ન સ્વયમેવહો; વા.
કુસલ તાસ પરજા ભણી, સદા સદા નર દેવહો. વા. ૨૨
ષટ્ખંડ વિજય તે આગલિ, કોણ રહેવા સમર્થહો; વા.
સુર અસુર સહુ મિલી, સેવા કરે પસથ્થહો. વા. ૨૩
અકુસલતાસનથી કેમે, દેવ તણો અવતારહો; વા.
ઢાલ સતરમી બીજા ખંડની થઇ, જીનહર્ષ વિચારીહો. વા. ૨૪

## સર્વગાથા. ૪૩૮. દુહા.

યક્ષ લક્ષ સેવા કરે, ભૂપ વિદ્યાધર દેવ;
તો પણ મન ન ગમે કેમે, નિજ બાંધવ વિણુહેવ. ૧
દિગવિજય આવ્યા કરી, દ્વાદશ વરસ પ્રમાણ;
રાજય અભિષેકે તેડીયા, ભાઇને હિત આણિ. ૨
તે વિકલ્પ મન ચિંતવી, તાત સમીપે જાય;
વ્રત લીધો કીધો ભલો, તેહના નમીએ પાય. ૩
તે તો કાયાને વિષે, થયા નિસ્પૃહ નિરીહ;

હવે તુજને મલવા ભણી, ઉત્કંઠા નિસ દીહ. ૪
એહ દેહિ તું તેહને, નિજ સંગમ ભવ સુખ;
રાજ્ય તાસ બંધવ વિના, કરિ જાણે છે દુઃખ. ૫

## ઢા. આટંકિ કંકણો લીયોરી નણંદી ઘરકી રેહ્યા મોરી બાંહ એ દેશી. ૧૮.

વૃદ્ધ બાંધવ સુકુલીણનેરે, સાહિબા તાતપરે પૂજનિક;
રાજન પ્રેમધરો અરે, નિજ બાંધવ સું આઇ. રા.
વિનયવંત તુજ સારિખારે, તે કેમ લોપે લીક. રા. ૧
સેવા કરતા તેહનીરે, સા. તુજને લાજ ન કાંઇ; રા.
જેહને સર્વે દેવતારે, સા, ચરણ નમેં ચિત્ત લાઇ. રા. ૨
ઇતલા દિન આવ્યો નહીને, સા. શંકા મ કરિસિ એહ; રા.
સહિસ્યે જેષ્ટ નિકષ્ટનોરે, સા. સહુ અપરાધ સ્નેહ. રા. ૩
તાહરા સંગમ સુખ થકીરે, સા. વધસે પ્રીતિ અપાર; રા.
સગલા કષ્ટ નિરવારસેંરે, સા. અધિક રાજ્યદાતાર. રા. ૪
મુજ બંધવ ઇમ ચિંતવીરે, સા. નિર્ભયમત હુઇરાય. રા.
દમભણી શાંતન કરે, રાજ્ય ધર્મ કહેવાય રા. ૫
સકલ સૈન્ય દૂરે રહોરે, સા. બલી ઉચકી એક; રા.
સંગ્રામે કોણ સાહસ કરે, સા. દંડ પાણી સુવિવેક. રા. ૬
સહસ ચોરાસી જેહને, સા. સમરાંગણ ગજરાજ; રા.
જંગમ પર્વત સારિખોરે, સા. તીન ભુવન સીરતાજ. રા. ૭
તાસ તુરંગમે તેટલારે, સા. વારિધિ જાણે કલ્લોલ; રા.
પાર નહી સેના તણોરે, સા. સુભટરણાંગણલોલ. રા. ૮

સુર તસ સમર ન સહિ સકેરે, સા. અખંડ બલવંત; રા.
અર્ધાસન સુરનો ધણીરે, સા. આપે પ્રીતિ ધરંત. રા. ૯
રાજન રાજ્ય જીવતવ્યનીરે, સા. જો ઇચ્છાતુ હોઇ; રા.
તારે ભરતાધિપ રાયનોરે, સા. ચરણ કમલતું જોઈ. રા. ૧૦
ઇમ સુણીવચન સુવેગનાંરે; સા. બાહુબલિ તિણિવાર; રા.
નિજ ભક્ષ સામો જોઇનેરે, સા. બોલ્યો યમ આકાર. રા. ૧૧
દૂત ખરો તું વાગમોરે, સા. નિજ પતિ કરવા કામ; રા.
હિતકારી તુજ ન હુવેરે, સા. એહ વચન પર ઠામ. રા. ૧૨
જ્યેષ્ટ બાંધવને સેવીઇંરે, ઇહાં કોઈ નહિ સંદેહ; રા.
જ્યેષ્ટ તાત જેમ માનીએરે, સાકુલવંતનો કરમ એહ. રા. ૧૩
ગુરૂતત્વં ગુણેં ગુરૂસેવીએરે, સા. નમીએ તેહના પાય; રા.
ગુરૂ જો અગુરૂપણે હુવેરે, સા. તાસ સેવ્યા સું થાય. રા. ૧૪
લીધો જીણિ લઘુબંધુનોરે, સા. એહવો બલિકવીરાજ; રા.
જોવો તાસમોટાપણોરે, સા. કીધો એહવો કાજ. રા. ૧૫
તેપણ સુત નિજ તાતનોરે, સા. હુંતા મહાબલવંત; રા.
જ્યેષ્ટ સંઘાતે ઝૂઝતારે, સા. લાજેંકલહ કરંત. રા. ૧૬
વૃદ્ધ ભાઈ લાજે નહીરે, સા. અમને આવે લાજ; રા.
ઇમ ચિંતવિ વ્રત આદર્યોરે, સા. ચરણે શ્રીજીનરાજ. રા. ૧૭
ભૂપતિ સેવે તેહુનેરે, સા. અધિકી આસા જાસ;
રાજ્ય દીયો મુજ તાતજેરે, સા. તુષ્ટ ન સેવું તાસ. રા. ૧૮
પિસુણ વીરને છોડતાંરે, સા. ભુંડો ન કહેસે કોઈ. રા.
બાંધવ રાજ્ય લીધો જીણેરે, સા. નિલજ નિર્ગુણ જોઇ. રા. ૧૯
તેહના ગ્રામાદિક તણોરે, સા. ભંગ ન કીધો કોઇ; રા.
મુજ અપરાધ હૈડે ધરીરે, સા. ફોકટ વાપરી હોઇ. રા. ૨૦

ભાઈ કાઢ્યા રાજથીરે, સા. કપટી કપટ કરેહ; રા.
બીજે ખંડ અઢારમીરે, સા. ઢાલ પૂરી થઇ એહ. રા. ૨૧

સર્વ ગાથા, ૪૬૪.

## દુહા.

જંપે એહ સુત તાતનો, નામે સુરપતિ તાસ;
બેસાણે અર્દ્ધાસણે, તે પ્રભાવ નહિ તાસ. ૧
કિસું સુખેણ સેનાપતિ, ભરત કિસું સુ ચક્ર;
સમરાંગણ મિલીયા વૃથા, ભીર ન આવે તાસ. ૨
બાલ ક્રીડા અભ્યાસમેં, ગંગાવેલૂ માંહિં;
તેહને નભ ઉછાલતો, કૃપા લીયંતો સાહિ. ૩
તેસું એહને વીસર્યો, રાજ્ય મદે તો દૂત;
તુજને મુંકયો મુજ કન્હે, ઉંપાડણ ઘરસુત. ૪
મુજસું રણ કરતાં થકાં, જાસે સૈન્ય પ્રચંડ;
ભરત નરેસર એકલો, સહસે મુજ ભુજદંડ. ૫

## ઢાલ—મુનિ માન સરોવર હંસલો—એ દેશી. ૧૯.

જઉ તુંરે દૂત અવધ્ય છે, ન્યાય જે રાજાનોરે;
દુર્નય સંભવ ફલ હુવે, નિજ વાણી અપ માનોરે. ૧
ભાષેં બાહુબલ દુતને, મનમેં થયો ભય ભ્રાંતારે;
નિજ જીવતવ્ય લેઈ કરી, થાનક થકી ઉઠંતોરે. ભા. ૨
દિશિ જોવે મતિ બીહતો, નયણ ચલાચલ જાસોરે;
અલ્યો ચરણ નિજ વસ્રસું, માવે હૃદય ન સાસોરે. ભા. ૩

રાયથકી કુમારોથકી, બીહુતો શસ્ત્ર છિપાવેરે;
દૂત સુવેગ સભાથકી, નીકલી ન લખાઇરે. ભા. ૪
કેડે આવીને રખે હણે, બ્હીક મનમાંહિ રાખેરે;
નિજ રથ ચઢીયો ઉતાવલો, વાનર જેમ તરૂ સાખેરે. ભા. ૫
બાહુબલવિણ રાજવી, કોઇ ન પૃથ્વી માંહેરે;
એહુની કરે બરોબરી, ભાષે લોક ઉછાહરે. ભા. ૬
એતલો કાલ ગયો હતો, કિહાં ચક્રી કિહાં ઠામેરે;
ષટ ખંડણ ભરત સાધણભણી, ગયો હુંતો તિણ કામેરે. ભા. ૭
તિણ મૂકયો બાહુબલિભણી, દૂત કોને સો માટેરે;
સેવા કરવાને કારણે, બોલાવણ સિર સાટેરે. ભા. ૮
ઉંદીર મંત્ર જાણે નહી, સૂતો સાપ જગાવેરે;
પ્રાયે કર્માનુસારિણી, બુદ્ધિ મનુષ્યને થાઇરે. ભા. ૯
પૌર મુખોદિત માર્ગે, સાંભલતો એમ વાતોરે;
રથ બેસી ચાલ્યા નગરથી, ચિંતે મુકેટલી ઘાતોરે. ભા. ૧૦
ભુજ આસ્ફોટ સુભટતણા, આયુધ વિવિધ નચાવેરે.
સિંહનાદ સુણી વીરના, હયરથ ત્રાસ લહાવેંરે. ભા. ૧૧
દૂત તદા મન બીહુતો, પુરથી બાહિર નીસરીયોરે;
જેમ હરિ યુદ્ધથી હિણલો, નાસેં ત્રાસે ભય ભર્યોરે. ભા. ૧૨
બાલક પિણિ રણ કારણે, હાથ ધરે હથિયારોરે;
દેખી નિજ ચિત્ત ચિંતવે, દૂત સુવેગતિ વારોરે. ભા. ૧૩
વાસેં દૂધ બાલક મુખે, યુધ કરવા ઉજમાલોરે;
ભૂમિતણો ગુણ એકિસું, કે ગુણ કિસું ભૂપાલોરે. ભા. ૧૪
ભૂમિપતિ થાય જેહવા, પ્રજા પણ તેહવી થાયરે;
મહાતમ એ સ્વામી બલતણો, તે ભણી સૂર કહેવાયરે. ભા. ૧૫

બાહુબલના બહુ રાગીયા, સુભટ સહુ સજ થાઇરે;
વઢવા ભરતનરેસસું, નિજ બલ માંહિ મનાવેરે. ભા. ૧૬
પર્વતના પણ રાજવી, ભક્ત બાહુબલ કેરોરે;
સજજ થયા રણ કારણે, શાસ્ત્ર ધર્યા અધિકેરાંરે. ભા. ૧૭
ચક્રીથી એહને કિસું, ઉછઉં દીસે છે એ રાજેરે;
ફોકટ એ વયરી કર્યો, એ આગલિ તે ભાંજેરે. ભા. ૧૮
મનમેં એમ આલોચતો, વેગેં સવાયોરે;
કેટલેક દિવસે તિહાં, સીમ અયોધ્યાને આયોરે. ભા. ૧૯
ભોભો નિજનિજર સુત પિયા, અમુખ અનાતુર ભારોરે;
ગઢમાં આણો ઉતાવલો, આવ્યો દૂત વિચારોરે. ભા. ૨૦
ધાન કાચા પાકા લ્યો લુણી, ઘાતો ભુઈમાંહિ લેઇરે;
જાતાં કાંઇક ઉગરે; લોક કહે એમ કેઇરે. ભા. ૨૧
ચિતા નારિ અપત્યની, સાકરો દુવણ અંગોહોરે;
કોપો બાહુબલિ રાજવી, ગઢનો પણ કરે ભંગતોરે. ભા. ૨૨
એ આગલ બલ કો નહિ, એ બલવંત ભૂપાલોરે;
બીજા ખંડની ઓગણીસમી, થઇ જીનહર્ષ એ ઢાલરે. ભા. ૨૩
સર્વ ગાથા, ૫૯૧,

## દુહા.

એહવી ગ્રામ્ય ગિતા સુણી, દૂત ચિંતવે ચિતિ;
મુજથી આગલિ વારતા, આવી લોકસ ભીતિ. ૧
વચન બાહુબલિ સ્મરતો, દૂત સુવેગ સુભાય;
નયર અયોધ્યા આવીયો, પ્રણમ્યા, સ્વામી પાય. ૨
ચક્રી દેખિ સુવેગને, પામી હર્ષ અપાર;
પૂછે મુજ બાંધવભણી, કુસલખેમ સુવિચાર. ૩

હસ્ત કમલ જોડી કરી, દૂત સુવેગ વિચાર;
સંભલાવે આ મૂલથી, બલ પ્રાક્રમ અહંકાર. ૪
કરૂં વિરોધ ન બંધસું, ભાષે ચક્રી એમ;
દેસ સહુ ફિરિ સહુ જોઇએ, પણ ન મલે ભાઈ પ્રેમ. ૫

## ઢાલ–રામ ચદકે બાગ ચાંપો મોરી રદયોરી એનની દેશી. ૨૦.

એ સહુ સંપદ રાજ્ય, પુન્યઈ આઈ મિલેરી;
પણ ન મિલે નિજ બંધુ, જોવે ફિરિ સઘલેરી. ૧
દાન વિના જેમ વિત્ત, મુખ જેમ નયણ વિનારે;
વૃથા મંત્રિ વિણ રાજ્ય, વિણ બંધુ જગવૃથારે. ૨
જીવિત તે અપ્રમાણ, તે ધન નિધન સમોરી;
બંધુ ભણિ ઉપગાર, ન થયો પશુ ઉપમોરી. ૩
તે પણ પતિત સમાન, રાજ નેજન વિરાજે;
ઇચ્છા ગોત્ર વિઘાત, કીજે રાજ ન કાજે. ૪
હસસે લોક નિસત્વ, મુજને એમ કહેસેરે;
લઘુસું કરતા યુધ, કિમ હું જસ લહિસુંરી. ૫
સેનાની કહે તામ, ભ્રાતા પણ હણીઇં કરી;
જે કરે આજ્ઞા ભંગ, વૈરી તે ગણીએરી. ૬
વ્હાલો વૈરી હોઇ, અવસર દુઃખ આવેરી.
રાજ રોગ અંગભૂત, વધ્યો દુઃખ વ્યાપારી. ૭
કરવો નહી વિલંબ, શ્રી ભરતેસર રાયા;
કોપ ચઢાવ્યો ભૂરિ, યુદ્ધ ભંભા દિવરાયો. ૮
ચતુરંગ સેનાયુકત, ચક્રીતુંગ સંચરિઉ;
પહુતા બહુલી સીમ, કટક જઇ ઉત્તરીયા. ૯

ગંગા તટ પ્રાસાદ, તિહાંજીન ભૂપ નમેરી;
દેખી મુનિ વૈરાગ્ય, કારણ ચિત્ત રમેરી; ૧૦
નમિ વિનમિકહે સાધુ, તેપૂર્વે જીત્યારી;
હું વિદ્યાધર તાસ. સેવક ગુણકી તારી. ૧૧
રૂષભજીનોસર પામિ, નગરાદિકુ છોડીરે;
લીધો વ્રત સામ્રાજ્ય, સ્નેહની ગાંઠ તોડીરે. ૧૨
કિહાં હવણાં છે તાત, પૂછે એમ રાજારે;
મુનિ કહે સુણિ ચક્રેશ, કહું અચરિજ તાજા. ૧૩
સ્વામી શ્રી પ્રભોધાન, સારે સુર સેવારી;
તિહાં આવ્યો ધરણેંદ્ર, અનંત સહિત તમવારી. ૧૪
કર જોડી ધરણેંદ્ર, પૂછે પ્રભુ ભાસોરી;
સહુ સુર થકી અનંત, કેમ લહ્યો રૂપ ખાસોરી. ૧૫
હું તો અધમો એહ, ઇહાંથી ભવ ચોથેંરી;
જાતિ તણો આહીર, મુનિ પીડયો જેમ વૈરી. ૧૬
મરી નર્ક ગયો તેહ, વેદ ન વિવિધ બહીરે;
તિહાંથી કષ્ટી વિપ્ર, થયો સુગ્રામ સહીરે. ૧૭
તિણ પૂછયો સુવ્રતાખ્ય, મુનિભવ પૂર્વ કહેંરી;
તે મુનિ દીધો દુખ, પીડા કષ્ટ લહેરી. ૧૮
આરાધી જઇ સાધુ, પણ નવિરાધી જે ક્યારે;
કેડે આવે પાપ, તેવા દુઃખ લહીજેરે. ૧૯
મુનિ સનમાને જેહ, ગતિ સ્વર્ગાદિ લહેરે;
અસમાન્યો મૂલાગ્નિ જેમ, કુલ અનંત દહેરે. ૨૦
કરજોડી તે વિપ્ર, મુનિને એમ ભાષેરે;

વીસ થઇ બીજે ખંડી, ઢાલ એહ આખરે. ૨૧
સર્વગાથા ૬૧૭.

## દુહા.

હવે પૂછે મુનિવર ભણી, રાગ વિધ્વંસો પાય;
મુનિ કહે શત્રુંજય ગિરિ, સેવી જેં ચિત્તલાય. ૧
રાગદ્વેશ મૂકી કરી, સમતા રસ ધરિ ચિત્ત,
તિહાં તું કર્મ ક્ષય કરી, થાઈશ રોગ રહિત. ૨
વજ્ર સરિખા કર્મ જે, જીમ તપ સામું કાંઈ;
તેમ સેવા ગિરિ રાજની, સઘલાં પાતિક જાઇ. ૩
પ્રાયે પાપ તજી કરી, તિર્થે વપિણિ ઇણિઠાણિ;
જાઈ સુગતિ તણે ઘરે, મહિમા ઠામ વિરામ. ૪
સિંહ અગ્નિ જલની, ધિસરપ યુદ્ધ જદ્વિપ ભૂપાલ;
ચોરિ મારિના ભય સહુ, સ્મરણથી વિસરાલ. ૫
ઉગ્ર તપ આબ્રહ્મચર્યથી, જે લહીએ ફલસાર;
શત્રુંજય વસતાં થકાં, તે લહીએ નિરધાર. ૬

## ઢાલ—રાજા જો મિલે. ૨૧.

મુનિ મુખથી સુણી, વાડવ તેહ.
પુંડર ગિરિ ગયો ધરિય સ્નેહ. રાજા સાંભલો. ૧
ગિરિનો મહિમા અધિક અપાર, રાજા સાંભલો.
સાધુ કહ્યા તેમ કીધો જઈ, અનુક્રમે રોગ વિજીંત થાય. રા. ૨
તીર્થ ઉપર આવ્યો રાગ, વલિ વિશેષ ધર્યો વૈરાગ; રા.
અણસણ લેઇ કરી અનંત, થયો અદ્દભુત દ્યુતિ દેહ ધરંત. રા. ૩
તીર્થસેવા પરભાવે જાણિ, એ ભવથી ભવતૃતીય પ્રમાણ; રા.

લહસે શિવપુર કર્મ ખપાય, અનંત ચતુષ્ટય જીહાં કહેવાય. રા. ૪
એહવું સાંભલિ નાગ અનંત, શત્રુંજય ગયો હર્ષ ધરંત; રા.
હું પણ સાગ્રહ તાસ અવસ્ય, એ સાથે ગયો તિર્થ ઉદ્દિસ્ય. રા. ૫
અષ્ટાન્હિકાતિહાં ઉછવ કીધ, સુરભવનો તિણ લ્હાવો લીધ;રા.
નિજ ઠામ ગયો રાજકુમાર, હૈયડે તિર્થ સ્મરણ ધાર. રા. ૬
તીર્થ શ્રી શત્રુંજય જોઇ, એ સરિખો નહીં ત્રિભુવન કોઇ; રા.
દરસણ ફરસણ કરતાં જાસ, દૂર આપદ જાય નાસી રા. ૭
પુણ્યે તિર્થ લહીયે એહ, ભેટયાં ભવનો લહીએ છેહ. રા.
એહનો મહિમા અનંત અપાર, સુર ગુરૂ પણ પામેં નહિ પાર. રા. ૮
તીર્થતીર્થભમતા રાય, જીણ તમ આવ્યો ઇણિ ઠાય; રા.
ઇહાં તુજને દીઠો ભરતેશ, વાત કહિ તીર્થ લવલેસ. રા. ૯
શ્રીબાહુબલપુત્ર રતન્ન, સોમ યશા નામે ધન ધન્ન; રા.
તિણે કરાવ્યો એ જીનગેહ, રૂષભ દેવનો ધરી સ્નેહ. રા. ૧૦
શ્રીયુગાદિ જીનવર જગદીસ, સુર સુરપતિ નામે જસસીસ; રા.
તું પણ તેહનો સુત ગુણવંત, નયણે દીઠો મન ઉલસંત. રા. ૧૧
સાંભલિ મુનિવર વયણ રસાલ, શત્રુંજય સ્મર્યો ભૂપાલ; રા.
રૂષભ સ્વામીનો પણ ધરે ધ્યાન, મુનિવરને વંદે દઇ માન. રા. ૧૨
મુનિ ગયો આશિષ તાસ, ચક્રી આવ્યો નિજ આવાસ; રા.
વાત સુણી બાહુબલિ તામ, આવ્યો ભારત કરિ રણ સંગ્રામ. રા. ૧૩
સિંહનાદ કીધો તિણવાર, વાધ્યો હૈયડે ક્રોધ અપાર; રા.
વગડાવ્યા ભંભા નિશાણ, પડે સાંભલિને કાયર પ્રાણ. રા. ૧૪

સૈન્ય ભરતનો જીપણુ કાજ, સુભટ મલ્યા કરતા અવાજ; રા.
શાસ્ત્ર લેઇ ફુલહુલતા હાથી, ઘા તણુ ભરતેસરને બાથ. રા. ૧૫
બાહુબલનો બલ અસમાન, એહુના ભુજ લાગ્યા અસમાન; રા.
ભોલો ભરત ન જાણે સાર. પણુ એણિ આગલ થાસે હાર. રા. ૧૬
સાધ્યો ભરત ચઢયો અહંકાર, કિણુહી મનાવી નહી તિહાર; રા.
તિણુ આવ્યો અંગ ધરિઉછાહ, પણુ વિબર હુવેગોહ. રા. ૧૭
કિહાંઈ કથાઇ કાલંધાર. તુરત પ્રાણુતો કરે સંહાર; રા,
અપશકને આવ્યો છે એહ, કિમહિ કુસલેં જાયેગેહ. રા. ૧૮
લોક સહુને મુખ એ વાત, બાહુબલીની બોલે ખ્યાત. રા.
બીજા ખંડની એકવીસમી ઢાલ, પુરી થઈ જીન હર્ષ રસાલ. રા. ૧૯
સર્વગાથા ૬૪૩.

## દુંહા.

ચતુરંગી સેનાસજી, તીન લાખ સુત જાસ;
સાર સંભાર કીયા ભાલા, કરવા અરિદલ નાશ. ૧
શબ્દ દિશોદિશ વિસ્તર્યા, ભંભા સુર નીસાંણુ;
આતપત્ર મસ્તક ધર્યો, જાણે અભિનવ ભાણુ. ૨
ચામર વીજે ચિહું દિશે, સોહે જાસ સુર રાય;
બાર સૂર્ય ઉગીયા, તેજ ન ખમાણો જાય. ૩
ભદ્રમંત ગજ ઉપરે, ચઢયો બાહુબલિરાય;
જાણે ઉદિયાચલ શિખર, સુરિજ બેઠો આપ. ૪
શુભ દિવસે શુભ મૂહૂર્ત્તે, શુભ મંગલ જયકાર;
બખતર સુભટે પહેરીયાં, સમરાંગસિ સિરદાર. ૫
શ્રી બાહુબલિ ભૂપતી, લે રૂ નિજ પરિવાર;
દેશ સીમા આવી કરી, ઉત્તરીયો તેણિવાર. ૬

## ઢાલ–વાસપૂજ્ય જીનવર બારમા–એ દેશી. ૨૨

હાંજી પ્રાત પ્રાત બાહુબલ રાજ યોગી, સગલા સૈન્ય સમક્ષ.
સિંહરથ સેનાની કીયો, નિજ સુત વૈરીનો વિપક્ષહો. હાં. ૧
હાજી પોતે રણુપટ સીરધર્યોજી, તેહને મહીપતી તામ;
શોભા તેજ વધ્યો ઘણું, સુપસાઉ પિતાનો પામિહો. હાં. ૨
હાજી ભરતેસર પણુ આપણાજી, સહુ રાજવીયા સાખી;
કીધ સુખેણુ સેનાપતિ ભંજે, આદિ દલ કેઇ લાખહો. હાં. ૩
હાજી દૂત મૂકી તેડાવીયાજી, ભરતે સહુ ભૂપાલ;
સૂર્ય યસાદિક આવીયા, સુત કોડિ સવા મચ્છરાલહો. હાં. ૪
હાંજી નામ ગ્રહિ એકેકનાજી, કહે દેઇ બહુ માન;
ચક્રી વયણુ સુહામણા, તુમે સુભટ સુણો બળવાનહો. હાં. ૫
દિગ્યાત્રા કીધી તુમેજી, જીત્યા સહુ ભૂપાલ;
અસુર કિરાત વિદ્યાધરા, મછરાલા જાણે કાલહો. હાં. ૬
હાજી સામંત બાહુબલતણાજી, સરિખો ન થયો કોઇ;
વીર ઘણા છે એહને, કર્મસરણુ કર્મ જોઇહો. હાં. ૭
હાંજી સોમયશા એહનો વડોજી, પુત્ર મહાબલધાર.
એક લાખ ગજ જેહને, રથ વાજી ત્રિલક્ષ યોધારહો. હાં. ૮
હાજી દિવ્ય શસ્ત્ર મહારથીજી, સિંહકરણુ પર પુત્ર;
લક્ષ દ્રય મહાવીરતે, જીપે યુદ્ધમાંહિ એકત્રહો. હાં. ૯
હાંજી તીન લાખ કુમારમાંજી, સિંહ વિક્રમ કનીપાત;
એકોષણુ અક્ષોહિણી, જપે એહવો બલીયાતહો. હાં. ૧૦
કેવલ દિગ્જય મિસિ થયોહો, દિવી જેવણુ મિશિ ખ્યાલ;
યુદ્ધ બાહુબલસું હવે, થાસે સહી આજ કાલ્હ હો. હાં. ૧૧

હાંજી ચક્રી વચન એમ સુણીજી, સહુને થયો રણકોડ;
વીર સન્નદ્ધ થયા સહુ, આયુદ્ધ ધર્યા હોડહો. હાં. ૧૨
હાંજી ચોરાસી લક્ષ જેહનેજી, નિસહ પડે નીસાણ;
દિગ્ગજ શબ્દ સુણી થયા, નિશ્ચેષ્ટ રહિત જેમ પ્રાણહો. હાં. ૧૩
હાંજી સૈન્ય શ્રી ભરતેશનેજી, ષોડશલાષ અતૂર;
પ્રાણ હણે વૈરીતણા, એહવા વાજે રણતૂરહો. હાં. ૧૪
હાંજી કોડિસહા ચક્રીતણાજી, વિક્રમસાર કુમાર;
સજ્જ થયા જય પામવા, ચાલ્યા અશ્વરથ ગજધારહો. હાં. ૧૫
હાંજી તેમાંહિ સૂર્યયશા વડોજી, ત્રિલોકય વિજય લહંત;
દશ લક્ષ રથ અશ્વ હાથીયા, દશ લાખી પદાતિ મહંતહો. હાં. ૧૬
હાંજી દેવયશાને સિંહયશાજી, પૃથુદ વલી મેઘનાદ;
કાલમેઘ સુમેઘસું, કપિલો રિપુ મર્દન સાદહો. હાં. ૧૭
કપિલ કેતુ મહાબલ બલીજી, વીરસેન મહાકાલ;
પંચ લક્ષ રથ ગજ જુતા, પંચકોડિ સુભટ ભૂપાલહો. હાં. ૧૮
હાજી ઈત્યાદિક સુત ભરતનાજી, ભૂપ મહા બલવંત;
આવ્યા નિજનિજ સૈન્યસું, યુદ્ધ કરિવા ઉદ્યમવંતહો. હાં. ૧૯
હાંજી સૂરસમુદ્ર જેમ ઉછલેંજી, પૌરૂસ અંગ નમાય;
બીજા ખંડની બાવીસમી, જીનહર્ષ ઢાલ કહેવાયહો. હાં. ૨૦

સર્વ ગાથા, ૬૬૮.

દુહા.

કીધો એહવો મંત્રણો, યુદ્ધ થશે પ્રભાત;
લાંધી સુભટે દોહિલી, વરસ સમાણી રાત. ૧
કયારે વાસર ઉગસેં, ઉઠેં વારંભવાર;

જો એવા અસ્તાચલે, સૂર્ય કિરણ હજાર. ૨
ઉદયાચલની ચૂલિકા, ચઢીયો રવિ તત્કાલ;
યુદ્ધ જોવા કારણે, કેમ લડસે ભૂપાલ. ૩
હવે સુખેણ સેનાપતિ, ગાજંતો ઘન જેમ;
ભટકોટીસું પરિવર્યો, સૈન્યાગલ થયો તેમ. ૪
બાહુબલિના સૈન્યમાં, સોમયશા મુખવીર;
સજય થયા સહુ યુદ્ધભણી, સૈન્ય સહીત ધરિ ધીર. ૫
ભર બાહુબલ રાજવી, શ્રીયુગાદિ જીનરાય;
પૂજા કીધી અષ્ટધા, ઉત્તમ કિમ મૂકામ. ૬
બેહુ નૃપને ચામર ઢલે, આતપત્ર બેહુ સીસ;
યુદ્ધભણી ગયવર ચડયા, દલસું ચાલ્યા અધીસ. ૭

ઢાલ—કડખાંની. ૨૩

બાહુબલિ ભરત નૃપ યુદ્ધ કરવા ચઢયા,
કટકભટ સુભટ આઈ મિલીયા;
હુંસ મનમેં ઘણી અમર કરવા ભણી,
કીમહિ ભાજે નહી વીર બલીયા. ૧
લોહનારાચતૂણીરભારીયાં બિન્હે,
બાહુ બલિરાય નિજપૂંઠિ ધરીયાં.
ચામ કરકાલ પૃષ્ટ ધનુષ ટંકારાવ,
સુણવિનભતારી કાભી ભભરીયા. બા. ૨
ગંધ હસ્તી મહા ભદ્ર કરતો મદેં,
તાસ ઉપરી વિશા મીશ ચઢીયો;
તૃણપરેં વિસ્વને માનતો સિંહધ્વજ,
સાહમો ભરતસું આઇ અડીયો. બા. ૩

હરિતઅશ્વ એમ ચઢયો સોમયશાર.ય સુત,
સોહે આરૂઢઈ દુઈરથ સવાઈ;
બાહુબલિ આગલિ તે થયો મહાબલી,
ભીતિ મનમાંહિં આણી ન કાંઇ. બા. ૪
દેખતાં દોહિલો દરસ કૃત્તાંત જેમ,
કુમુદ્ધ્વજ કુંત સંયુક્ત સોહે;
મહા યશાધીશ મહાવીર સિંહ,
અશ્વ ચડિ દેખિ રણ સંઘણ ચિત્ત મોહે. બા. ૫
સિંહરથ મહારથી સિંહધ્વજ આગલિં,
જગત જય રથ તુરી બેસી ચલીયો;
શસ્ત્ર ધરીયાં ઘણા નાસ વૈરીતણા;
કરણ રણમાંહિ મદમસ્ત કિલીયાં. બા. ૬
સિંહકર્ણ કુમાર અર્ણવપરે ગાજતો,
મોરધ્વજ રાજ તો વંશકેતુ;
કાલ દષ્ટરથ ચઢી સફલ માને ઘડી,
વૈરી અહંકાર મદધૂમકેતુ. બા. ૭
સિંહ વિક્રમ કુમાર રથ ચડી આવીયો,
હંસધ્વજ સિંહ વિક્રમ વિરાજે;
સર્વ સત્રુભણી જીવતાં દોહિલો,
આવીયો ફોજમાં વિઢણ કાજે. બા. ૮
કુમાર સિંહાસનો નકુલધ્વજ સોહતો,
સબલ રિપુ દલ પ્રચલ સમરગાહે;
કાલાર્ગ રથે મહારથી બેસીને,
આવીયો સર્વ આલિ ઉમાહે. બા. ૯

ઇત્યાદિક સુત બાહુબલ નૃપતણા,
ભૂપ પિણિ મહાબલી યોધ તાજા;
વાહણે અશ્વ ગજે રથે બેઠા કરે,
શસ્ત્ર લીધા ચલ્યા વિઢણ રાજા. આ. १०
હવે ભરતેસ સન્નાહ જગ ધર્યો,
ઇંદ્રનો વજ્ર ભેદે ન માંહે.
દેવ શ્રૃંગાર સિરિ ટોપ પહિર્યો,
નૃપતિ આવીયો સમરમાંહે ઉમાહે. આ. ११
જય પરાજય ઇસેં નામ તૂણીર બે,
લોહ નારાચ પરિપૂર્ણ ભરીયા;
ત્રૈલોક્ય દંડકોદંડઃ વામેં કરે,
રાય ભરતેસસુ વિસેસ ધરીયા. આ. १२
દૈત્ય દાવાનલાભિધ ષડગ બાંધીયો,
દિવ્ય હથીયાર પણ અવર લીધ;
નામ સુરગિરિ દ્વિરદ ગાજતો મદ કરે,
નૃપ ચડયો ભાજીવા સુંસ કીધ. આ. १३
સુરથ પવનંજયોપરિ ચડયો સિંહધ્વજ,
ચક્રી સેનાપતી અનુજ તાસો;
ગરૂડધ્વજ જઇ રહ્યો ખડગ કાલાનલો,
અગ્નિ દ્યુતિ કુંત ઉદ્યોત ભાસો. આ. १४
સુત સત સવાકોડિ ભરતેસ રાજા તણો,
તાસ વિક્રમતણો પાર ન પાવે;
સજ થયા ઉમહ્યા જય પતાકાલી પણ,
યુધ કરવા ચઢીયા આવે. આ. १५

સૂર્યયશા તેહનો જયેષ્ટ સુત દીપતો,
ત્રૈલોકય વિજય પામે સદાઈ,
દિવ્ય આયુધ ધરે નાશ અરિનો કરે,
ભીતિ મનમાંહિ આણે ન કાંહિ. બા. ૧૬
સૂર્ય હાસા સએંદ્ર ધનુષ હાથે ગ્રહ્યા,
અંગ સન્નાહ સુરસમોહ ધરીયો;
સૂરધ્વજ હરિત અશ્વ ગરૂડ રથ આરૂહે,
કેવીયા કાલ જીમ ક્રોધ ભરીયો. બા. ૧૭
જેહને દેવતા પિણિ ન જીપી શકે,
દેવયશા મહાબલી દલી નાખે;
શ્વેત અસ્વરથ ચડયો જાણિ પર્વત અડયો
સિંહધ્વજ કુલતણી લાજ રાખે. બા. ૧૮
તેહનો વીર લઘુ વીર યશાવીરવર,
ગરૂડધ્વજ આગલે જેહ ધારે;
વિકટ ધર્મધનુ વામ કર કાલીયો,
વૈરીયાં આગલિ જેહ ન હારે. બા. ૧૯
પુત્ર ચક્રીતણો નામ સુયશા ભણો,
પૂર્વગધ્વજ દુર્જય રથ વિરાજે;
રણ કરણ ધાવતા ભૂમિ કંપાવતા,
સિંહની પરિ અરિ દેખિ ગાજે. બા. ૨૦
મેઘ જીમ નાદ મેઘનાદ ચક્રીસુત,
તમૃચ્છકેતુ મહાબાહુ ભણીયે;
ધનુષ્ય ધરસ ધરણ માહિ આવ્યો વહી,
સુભટમાંહે અધિકરેહ ગણીએ. બા. ૨૧

મેઘની ધાર જીમ વાણુ વરસાવતો,
કાલ મેઘ નામ ગજકેતુ દીપે;
રથારૂઢ મન ગૂઢ બહુ શસ્ત્રધર સારિખો,
એકલે ચિંરીયાં લાખ જીપે. બા. ૨૨
વીર મહાકાલ કપિલા સ્વરથ સોહીયો,
ઘૂકધ્વજ અરિ સબલ સૈન્ય;
ઢાહે વૈરી સિંહુવાજીધ્વજ કૃદમ અશ્વ,
રથ ચઢયો પંચ અક્ષોહિણી વીર ગાહે. બા. ૨૩
વીરમાની વીરસેન મહાભુજ બલી,
રથ હરિત અશ્વ હેસકેતુ આગે;
સમર ઉછક ગદા પાણિ ઉલાલતો,
અરિ ભણી આકરો જોર લાગે. બા. ૨૪
જોર કૃત્તાંત દેખી કોર લ્યે કાલજો,
ભરતસુત યુદ્ધ કરવા ન પડખે;
ખંડ બીજાતણી ઢાલ તેવીસમી,
રાગ સિંધુ જીનહર્ષ કડખે. બા. ૨૫

સર્વ ગાથા, ૭૦૦.

## દુહા.

ઇત્યાદિક સુત ભરતના, બલવંત ભૂપાલ;
ચઢીયા નિજનિજ વાહને, આવ્યા મિલિ તત્કાલ. ૧
રથ ભરતનો ગાજતો, સુખેણુ વૃતના સાથ;
સુભ કોડિસું પરિવર્યો, ચડયો કરણ ભારથ. ૨
અર્દ્રરથી સગલા કુમાર, બીજા પણ રાજન;

ગજરથ અશ્વે સહુ ચઢયા, લહી ચડી સનમાન. ૩
બે નૃપની સેના વલી, ધરણી આવ્યો ભાર;
થિરપણુ અહિપતિ કંપાઉ, નમી ફણાવલી ત્યાર. ૪
સેના વીર ધુરીણની, ખુસી થયા બલ જોઈ.
મોટા પર્વત કંપિયા, સિર ધુણે છે સોઈ. ૫

## ઢાલ–ભપ્યડીની રાગ સિંધૂ આશા. ૨૪

પ્રબલકાલતણો પયોનિધિ ગાજતો ગંભીર,
બેલીની પરિસૈન્ય બેહુના મલ્યા હુર્ષ્યા વીર;
નીસાણુતા નિર્ઘોષ બેહુ દિષે દુદુંભીના ધ્વાંત,
અચલ અચલા ક્ષોભ પામ્યો જોઇ રાજાન. ૧
ભાઇ બે ભિડેરે બાહુબલી ભરતેસ સૈન્યા બહૂ મિલીરે;
ભાર ન ખમે સેસ, અસવાર સું અસવાર મિલીરે.
મિલીપરે રથસું રથ જોડિ, દંભી દંતી સાથી કૂકૈપત્તિ સુપતિ કોડિ;
ખેચરે ખેચર યુધમાતો ભિડે ભૂપેભૂપ, સુભટ સામંતેસામંત
ભીલ ભીલે રૂપ. ૨
બાણુધારા વરસતા દીશે, છાઇઓ આકાસ;
અંધકાર અપાર દિવસે, નહી સૂર્ય પ્રકાશ.
કુંતક(ઝ) બકે વિજલી જેમ, સુંભટ વાહિતાક;
જીવ લેઇ પાર પેલે; નીકલે બળ છાક. ભા. ૩
આમ સામા ખડગ વાહે, સુહડ ધરિ મન રોસ;
શિસ છેદે ઘાવ ભેદે, કો ન રાખે સોસ.
રૂધિરધારા વહે નદીયો, પડે સુભટ અનેક;
કોઈ ઘાએ ઘુમતા, ભટ લોટતા કોઇક;

સુર બલિયા ગજ ગ્રહીને, ફેરવે આકાશ. ભા. ૪
અશ્વ યુત રથ નીકુનીપરે, નાંખીદો કેણિપાર;
કોઇ હાડે કોઈ કાડિ, કોઇ પછાડે તીર;
લડે સંગ્રામ સૂરા, રાખવા નિજ નીર. ભા. ૫
સૈન્યનાથ સુખેણ કોપ્યો, દેખિ નિજ દિલ મંદ,
પ્રલયકાલ અગ્નિનીપરે, બાલવા અરિકંદ;
તૃણતણી પરી બાહુબલિના, સુહડ સંચય તામ,
મૂલથી ઉનમૂલ નાખે, હણે રાખવા ઠામ. ભા. ૬
પગ નમા હિવે બાહુબલિના અનલ વેગ ખગેસ;
અનલ વેગે સામુહો તબ, ધાઇયો સુવિસેસ.
ભરતનો છે પતિ તું, પતિ હું બહુલીસ;
જોઈમાહરા ભુજતણો બલ, ઇમ કહે કરી રીસ. ભા. ૭
સુંણિ સેનાની વચન તેહનાં, નયણ દેખી તાસ;
સમુદ્રનીપેરે ગાજતો કહે, ભલે આવ્યો દાસ,
સરીખા બલવંત બે બે, સરિખા ઝુંઝાર;
આમ સામા બન્હે મલીયા, કરણ સૈન્ય સંહાર. ભા. ૮
જોધ જોડિયા બાણ બાણે, મેઘ ધારા જેમ;
સકડ વરસે કિસું કરિસ્યેં, દેવ સંકયા તેમ.
સુર વિમાન બેસી જોશે, યુદ્ધ અચરિજ તામ;
બાણ સેન વિમાનષ જેમ, ત્રાસવ્યા ધિર ઠામ. ભા. ૯
ગજતણી પરેં રોસ ભરીયા, લડે માંહોમાંહિ;
સૈન્યને દુપ્રેક્ષ હુયા, અરૂણ લોચન તાહિ;
નિઠુરઘન જેમ ગાજીયો, ખગ કીધલો સિંહનાદ;
ઉછલ્યો પ્રતિ શબ્દ તેહનો, સુણ્યો સગલેં સાદ. ભા. ૧૦

બાહૂબલિના સેનિકા સહુ, ગાજીયા હરષેણ;
કોપતાગ્રકરાલ લોચન, સૈન્યનાથ સુખેણ;
ખડગ રત્ન સંબાહિ ધાયો, કાલ અનલ સમાન;
વિસ્વ હરસે કિના પર્વત; દારિષ્યે બલવાન. ભા. ૧૧
સિંહરથ હવે વાયુવેગે, તુરીરથ હવે દોડાઇ;
ભર્યો કોપ સુખેણ દેખી, પડયો વિચમે આઈ;
સમુદ્રના કલ્લોલ જેમ તટ, શૈલ આવિષ લાઈ;
તિન સુખેણ કુમાર ખલીયોં, રહ્યા વાગ સંબાહિ. ભા. ૧૨
ગયો અસ્તાચલ તદા, દ્વિયુધ સાખી જેહ;
સુભટ બાણ નિહાલિ પડતા, ગયો ડરતો ગેહ;
આગન્યા રાજન કેરી, કટક આવ્યા ઠામ;
પૂર્વ પશ્ચિમ પયોરાસી, વેલિ જેમ પામ. ભા. ૧૩
સર્વરી અતિક્રમી સહડે, થયો દેખિ પ્રભાત;
પેહર્યાં સન્નાહ બખ્તર, શસ્ત્ર લીધાં હાથ;
ગજે ઘોડે રથે ચડીયા, વાજીયાં નિસાણ;
નાલગોલા ગડમડીયા, ગિરિ તુટે પડસે જાણ. ભા. ૧૪
વીર ધીર સંગ્રામ સૂરા, આવીયા રણમાંહિ, એકથી એક થાય આગલેં;
પામીયેં જસવાસ, વરે આસરા જો મરીએ, વિઢે એમ વિમાસે.
ભા. ૧૫
જાણીયે નીસાણને ધ્વજ, નામ લેઈ જાસ;
આવી સામો સુભટ તેડે, પૂરૂં તુજ આશ;
તીક્ષણ મુખનાં બાણ વાહે, મહા ભડ મત્સરાક્ષ;
ફોડિ બખ્તર હૃદય લાગે, જાણિ લાગો કાલ. ભા. ૧૬

બાણુ બાણેં હોઈ સંઘટ, અનલ વરસે તેમ;
વ્યોમ છાયો, રવિ છિપાયો, રોરઘર તૃણ જેમ;
દેખિ રણ મહાઘોર કાયર, તુરત પામી ત્રાસ;
સુહડ રણમાં ઘાવ પામી, દ્વિગુણબલ હુઈ જાસ. ભા. ૧૭
રક્ત સુંહડાંતણેં પુહચી, સયલ સીંચી ગાહી;
વલિ વિદ્યાર્યા કુલ ગર્જના, બીજ મોતી બાહી.
યશોદ્રુમતણિ ઠામ ગણો, વિસ્તર્યો જગ માંહિ;
ઢાલ ચોવીસ ખંડ બીજે, મલિ સુકંઠે ગાઇ. ભા. ૧૮

સર્વ ગાથા, ૭૨૩

## દુહા.

ક્રોધાતુર થઈ સિંહરથ, સર્વ શસ્ત્રધર વીર;
રથચક્રી સેના ભણી, પ્રેર્યો વેગ સમીર. ૧
સિંહકર્ણ તેહને કહે, આવ્યો બલ થયો તાસ;
વીર બન્હે ચક્રીસેનને, કરે ઉપદ્રવ તાસ. ૨
મથીઓ સૈન્ય ચક્રીતણો, કોપ્યો દેખી સુખેણ;
ધાયો પ્રલયયાગ્નિપરેં, અનલ વેગિ સિરલેણ. ૩
સૈન્યા બાહુબલતણી, સેના હુતી સુસાર;
પણ તેહને ક્ષોભાવતો, થયો મહાબલ ધાર. ૪
વિદ્યાધર નંદણ ભણી, નયણે દેખિ સેનેશ;
ટંકારવ ધનુષનો કિયો, જગ લહેં ક્ષોભ વિશેસ. ૫
સિંહાથે સ્વરથાંતરે, તુજને રાખ્યો તામ;
હુવે રક્ષક કુણ તાહરો, સેનાની કહે આમ. ૬

## ઢાલ–ચરણાંલીચા મુંડારણુ ચડે–એ દેશી. ૨૫.

અનલવેગ સુંણી વેગસું, ક્રોધજ વલિત થઈતામોરે;
ગજસેના ભરતેશનિ, ગાહે માહિ સંગ્રામોરે. અ. ૧
કંદુકની પરિગજ ઘાટા, ઉલાલે આકાસોરે;
પડતાને લઈ હણે, મુષ્ટિ પ્રહારે તાસોરે. અ. ૨
ચક્રીગજ ખંધે રહ્યા, દેખી સૈન્ય વિણાસોરે;
કોપ કરી ચક્ર મુકયો, કરવા ખેચર નાસોરે. અ. ૩
ચક્ર જવાલા દેખી કરી, બન્ને કરે વિચારરે;
ઈહાંથી હવે જો નાસીએ, તો વારૂ ઇણ બારોરે. અ. ૪
નાઠો ખેચર તિહાંથકી, ગ્રીવા વાલી નિહાલેરે;
સાગર મેરૂ ગુફા વિવેરૂ, ચક્રદ્વીપ પયાલેરે. અ. ૫
જીહાંર જાઈ તિહાંર, કેડે ચક્ર ભમતોરે;
દેખી વજ્ર પંજર કર્યો, પેસી માંહિ હરતોરે, અ. ૬
અનલ વેગ ખેચર રહ્યા, તે માંહે ષટ માસોરે;
ગયા જાણી મુખ કાઢીયો, મસ્તક છેદ્યો તાસોરે. અ. ૭
આવી ચક્ર ચક્રેશને, કર બેઠો તત્કાલરે;
જય રવ થયો કટકમેં, હરખ્યા સહુ ભૂપાલરે. અ. ૮
સિંહરથ સિંહકરણ દેખીને, મેઘનાદ સિંહનાદોરે;
ભરતસુ તન બે ધાઈયા, ગાજંતા સિંહનાદોરે. અ. ૯
ચારે સુભટ પરસ્પરઈ, યુદ્ધ કરી અતિ ઘોરરે;
ઘાયલ ભૂપ કીયા ઘણા, ફોરવિ આત્મજોરરે. અ. ૧૦
યુદ્ધ દેખી જાણે રવિ તણું, અસ્વ ચકિત મન થાયોરે;
અસ્તાચલ ક્ષણમાં ગયો, સૈન્ય નિજાલય જાયોરે. અ. ૧૧

ચક્રી સેના કાકિણી, રત્ન પુરોધા નીરોરે;
અરિત્રાસાર્ત્તિહૂરે કરી, નવલ થયા જાણે વીરોરે. અ. ૧૨
ચંદ્રયશા ચંદ્રથી લહી, દિવ્યતણે એ યોગોરે;
શ્રી બાહુલી સૈન્યના, ટાલ્યા સહુ સલ્ય રોગોરે. અ. ૧૩
પ્રાત થયો રવિ ઉગીયો, સજ્જ થયા રણ રાયોરે;
કોપ ચઢીયા આઉધ ધર્યા, તૃણજેમ ગણતાં કાયોરે. અ. ૧૪
નમી વિદ્યાધર અગ્રણી, બાહુબલિના પાયોરે;
આદિશ પણ પ્રભુ પામીને, વિર જાણે ગિરિ રાયોરે. અ. ૧૫
ખગ રત્નાદિ ઉલાલતો, હાથિ ગદા લક્ષ ભારોરે,
મેઘતણી પેરે ગાજતો, આવ્યો ધાઈ તીવારોરે. અ. ૧૬
વિદ્યાધર અન્ય પરિવર્યો, બલીયાથી બલવંતોરે;
દેખી સહુદલ કાંપીયો, જેમ યમ દેખી સંતોરે. અ. ૧૭
ઉપલતણી પરિગજ ઘટા, તુરંગ શલભ ઉપમાનોરે;
રથગણ નીડતણી પરે, ઉછાલે અસમાનોરે. અ. ૧૮
ગદા ઘાત પડતા હણે, ચક્રી સૈન્ય દુપેક્ષોરે;
માહેંદ્ર ચુડ ભરત નમી, ધાયો ક્રોધ વિશેષોરે. અ. ૧૯
મોગર હાથ ઉલાલતો, ક્રોધ ભર્યો વિક્રાલરે;
હણ્યો રત્નારિ ખેચર ભણી, ભૂમિ પડ્યો તત્કાલરે. અ. ૨૦
સૂર્ય પણ પડે જઇ, પશ્ચિમ સમુદ્ર મઝારોરે;
સૈન્ય બેને થાનકે ગયા, થયો પ્રભાત સવારોરે. અ. ૨૧
તેહ રત્નારિ સુણી કરી, અમિતતુકરિ કોપોરે;
દોડયો બાણ ધનુષ ગ્રહી, કરવા વૈરી લોપોરે. અ. ૨૨
દુર્દિન બાણ ધારા કરી, અરીયણ હણે અપારોરે;
સૂર્યયશા દેખી કરી, ક્રોધ ભર્યો તિણવારોરે. અ. ૨૩

ખેચર સામો આવીયો, સૂર્યયશાસુ પ્રતાપીરે;
ચંદ્રબાણુ તેહની ધ્વજા, અમિતઈ તતક્ષણુ કાપીરે. અ. ૨૪
સૂર્યયશા ધ્વજ પાતથી, કોપ્યો જાણે કાલોરે;
અર્દ્ધચંદ્ર બાણે કરી, તાસ લુણો ગલ નાલોરે. અ. ૨૫
જીત થઇ ચક્રીતણી, હર્ખ્યા સહુ ભૂપાલરે;
બીજે ખંડ પચવીસમી, થઇ જીનહર્ષ એ ઢાલરે. અ. ૨૬

સર્વ ગાથા, ૭૫૫.

## દુહા.

દક્ષિણુ શ્રેણિ વૈતાઢયની, બલવંત તાસ અધીસ;
ગજરથ અશ્વ પદાતિનો, સ્વામી કોટી વીસ. ૧
બાહુબલના પાય નમી, સુગતિ વિદ્યાધર નામ;
ભરતની સેના ભણી, દોડયો હણુવા કામ. ૨
શાર્દૂલનામા ભરતસુત, આવ્યો સુગતિ નિહાળી;
સિંહનાદ કરી ગજ ચઢી, માની મહા મત્સરાલિ.
સુગતિ તેહને દેખિને, દુર્જય રણુ રસવીર;
દિવ્યશસ્ત્ર દુર્ભેદ્ય સુર, મુકે સાહસ ધીર. ૪
નાગપાસસું બાંધીયો, તુરત કુમાર શાર્દૂલ;
રવિદત્ત વિદ્યા સ્મરિને, ત્રોડયા પાસ પ્રતિકૂલ ૫
ગજ શાર્દૂલ તજી કરી, આવ્યો ખડગ ઉપાહિ.
હર્ષ ઉપાવ્યો સૈન્યને, સુગતિ તણો સિરપાડિ. ૬
સૂર્ય અસ્ત થયો એટલે, કર્ક, શરણુથી ત્રાસ;
પામી સાયર પશ્ચિમે, કીયો જઇ અવકાશ. ૭

સોમયશા પ્રહ સમયપે, કરવા વૈરી નાસ;
ઢુકયો ચક્રી સૈન્યસું, બલ ન ખમાયે જાસ. ૯

## ઢાલ–આંબરીયો ને વરસેરે ઊમાદે વડ વુઇરે એહની દેશી ૨૬.

સોમયશા ઝૂંઝે અરિ સૈન્યસુંરે, શસ્ત્ર ધરી નિજ હાથ;
કીધી સૈન્ય ઉન મારગ વાહિનીરે, જોર રચ્યો ભારથ. સો. ૧
સૂર્યયશા સુત આવ્યો તેતલેરે, મહાસુભટ જરરાજ;
પ્રલયકાલ રણઘાતો દેખિનેરે, અસ્ત થયો રવિરાજ. સો. ૨
કૌતુક જોવા ઉભો કૌતુકીરે, શબ્દ બંધુ વીર બંધુ;
મહાબાહુ સુબાહુ રૂડા રાજવીરે, ધુપઘટ ધુમકેતુ સિંધુ. સો. ૩
સુભટકેતુ જય મહાજય દીપતારે, વાલુ કપિ ત્તલકજોડિ;
ભોજચંદ્રક ચક્રી બહુ લીસતારે, ઝુંઝે સુભટ સજોડિ. સો. ૪
ભરત બાહુબલિ બેસેના મિલિરે, ઝુંકે તિહાં ઝુંઝાર;
રૌદ્ર થયો રણ ઇણિપરિ આકરારે, દ્વાદશ વરસ અપાર. સો. ૫
વલી આવ્યા સૈનિક સમરા ગણેરે, ભરીયા હૃદય સક્રોધ;
શસ્ત્ર ઘનાઘનની પરિ વરસતારે, આમા સામા જોધ. સો. ૬
કાલસૈન વૈરસેન સુત ભરતનારે, મહાયશ સિંહસેન;
દોઈ અંગજ નૃપ બાહુલિતણારે, જીપી ન શકે કેણ. સો. ૭
બાણ પ્રહારે કીધી જાજરીરે, ચક્રી સેના જોર;
સૂર્યયશા સુત શ્રી ભરતેસનોરે, આવ્યો નિજ બલફોર. સો. ૮
સૂર્યયશા નિજ સેના ચુરતોરે, દેખિ બાહુબલિ રાય;
પડીયા સુંડ સુંહુડાતણારે, આવ્યો પોતે ધાય. સો. ૯
ક્ષીર કંઠ પણ તે માહરીરે, સેના મથી અપાર;
ખુશી થયો હું તુજ બલ દેખીનેરે, વંશતણો સિણગાર. સો. ૧૦

તીન લોકમાં કોઇ છે નહિંરે, જે સહે મારો ક્રોધ;
સોમયશા સરિખો તું માહરેરે, મુખ દ્રષ્ટિત જીત યોધ. સો. ૧૧
વલતો સૂર્યયશા નૃપને કહેરે, તુમે મુજ પિતા સમાન;
ચરણ નમું તિણ કારણ હું તુમતણારે, તુમે મોટા રાજન. સો. ૧૨
મુજને તાત વિનીતા મુકિનેરે, ગયો સાધવા દેશ;
મેં સમરાંગણ અજી દીઠો નથીરે, જોવા હું સવિશેસ. સો. ૧૩
કૃપા કરી તે માટે પુત્રનોરે, બાણ તણો બલ જોઇ;
એહવું કહી ધનુષ ટંકારવ કર્યોરે, ત્રિભુવન સંકિત હોઇ. સો. ૧૪
દેવ ભુવનથી આવ્યા દેવતારે, અનરથ થાતો દેખ;
અવશ્ય બાહુબલિ હણસે એહનેરે, એપણ ન તજે ટેક. સો. ૧૫
ચીતવે મનમાંહે સ્વર્ગીઇંસુરે, આવિ કહે એમ વાણ;
સુભટ કોઇ લડસોતો તુમભણીરે, રિષભદેવની આણ. સો. ૧૬
જઇ તુમારા સ્વામી ભણી અમેરે, બોધ નહી જાસીમ;
ત્રિભુવનપતિ આજ્ઞા ચિત્તમાં ધરીરે થિર રહ્યા ઇમના ઇમ સો. ૧૭
ભરત કન્હે જઇ સહુ સુર ઇમ કહેરે, જય ષટખંડ અધીસ;
ચક્રી શિરોમણિ ઋષભાંગજ જયોરે, દેઇ ઇમ આસીસ. સો. ૧૮
ષટખંડ વસુધામાં જય પામીયોરે, તુજ સરીખો નહિ કોઇ
કિમ નિજ કરસું નિજકર વધ કરેરે તુમે રિષભસુત દોઇ. સો. ૧૯
તાત તુમારો જગત વધારીયોરે, તુમે સંહર્તા તાસ,
તાસ પુત્રને નહી યોગ્યતારે, ગુણવંત હૃદય વિમાસ. સો. ૨૦
તું ઇહાં આવ્યો તેઓ આવીયોરે, તુજ ગએ જાસે એહ;
ઉસરિજ ગતિ સંહાર કરણ થકીરે, ધરિ પ્રજાસું નેહ. સો. ૨૧
તારા ભક્ત તુમે સુરવર સદારે, અમે પિતાના પુત્ર;
યુક્તાયુક્તપણું જાણી કરીરે, દ્યોછો સીખથુ સૂત્ર. સો. ૨૨

વૈર ન કોઈ છે લઘુવીરસુંરે, લોભ નથી લવલેસ;
યુદ્ધ કરૂં ઇણ કારણ એહસુંરે, ન કરે ચક્ર પ્રવેસ. સો. ૨૩
બાહુબલિ ભાઈ મુજસું થયોરે, વક્ર અનઈ અવિનીત;
પહિલી નમ મુજ આરધતાંરે, હવે ન જાણે રીતિ. સો. ૨૪
એક દિશિ લઘુ ભ્રાતા માહરોરે, માહરા અંસ સમાન;
બીજો ચક્ર રતન અટકીયોરે, બે દુખ થયા અસમાન. સો. ૨૫
એકવાર આવી મુજને મિલેરે, તોલ્યે અસ્વ ગજરથ દેસ;
તો હું જાણું ભવ સફલ થયો, એ મુજ હુંસ વિસેસ. સો. ૨૬
સંકટ ભાંજી ભાઇ તું માહરો, દેવ જઇ કહે તાસ;
ઢાલ બીજા ખંડની છવીસમીરે, કીધો જીનહર્ષ પ્રકાશ. સો. ૨૭
સર્વ ગાથા ૭૮૯.

### દૂહા.

એ હઠ છોડીદે, ચક્ર પ્રવેશની વાત;
તે યુદ્ધે તમે યુદ્ધ કરો, જેમ ન હુવે પ્રાણી ઘાત. ૧
દષ્ટિ વાગ મુષ્ટિ દંડસું, કૂકૌશસ્ત્ર નિવારિ;
હસે માન સિદ્ધિ સુમ તણો, ન હસે જગત સંહાર. ૨
વચન મનાવી ભરતને, સુર આવ્યા નૃપ પાસ;
જાયો જાય તમસાહો, સૂર્યબિંબ પ્રકાશ. ૩
જયજય બાહુબલિ નૃપતિ, યુગાદિસ સુત નંદ;
એહવું કહિને આગલે, સુર કહે વચન અમંદ.
અસ્યોં આરંભ્યો તુમે, બાહુબલિ બલવંત,
ભુજ દંડ કંડૂ મિસેં, જગ સંહાર કરંત. ૪
ધરા અર્થ ગુરૂ ભક્ત છે, તો કિમ ગુરૂ ભાઈ સાધ;
એમ સમરાંગણી માંડીયો, તેમ પુહવી નાથ. ૫

તે માટે તુજને હિતુ, નમતાં વધસ્યે માન;
ભોગવિ ષટ્ ખંડ ભરતનો, રાજ્ય અહો રાજાન. ૬
શ્લાધા વધસે તાહરી, જગ પામસે જયવાદ;
ગુરૂને નમતાં ગુણ હસે, ટલસે સહુ વિખવાદ. ૭

**ઢાલ—શ્રેણિક મન અચિરિજ થયો. એ દેશી. ૨૭**

બાહુબલિ સુરને કહે, તાતતણા તુમે ભક્તારે;
સરલા શય તુમે દેવતા, ન્યાયેં અમસું રકતારે. બા. ૧
પહિલી મુજને તાતજી, એ દીધો છે રાજરે;
ભરત ભણી પણ આપીયો, કલહ તણો સો કાજરે. બા. ૨
તુષ્ટ પિતાદત્ત રાજ્યસું, અસંતુષ્ટ ભરતેશોરે;
ભરતક્ષેત્ર સહુ ગ્રસ્યો, તોહી લોભ વિશેસોરે. બા. ૩
રાજ્ય લીયા સહુ ભ્રાતના, તોહી ભૂખ ન ભાગીરે;
તો ગુરૂતા કહો કિહાં રહી, લોભ લહરિ બહુ લાગીરે. બા. ૪
ચક્ર મિસેં રાજ્ય માહરો, લેવા વાંછે પ્રાણુરે;
બાહુબલિ હરસે સહુ, એતલી નવિ જાણુરે, બા. ૫
ગુરૂ જાણીને એહને, નમું નહિ નિરધારરે;
જો લેસે ક્ષત્રિ પણ, તો લ્યો એહ વિચારરે. બા. ૬
જાસુસ લે નિજ દેસમાં, મેં મૂક્યો હવે તુજનેરે;
દેવ કહો લોભાંધને, તુજ પરિ લોભ ન મુજનેરે. બા. ૭
ચક્ર પ્રવેશ કરે નહિ, તો કેમ જાયે પાછોરે;
ઉત્તમ જુધ્ધ કરો તમે, થાસ્યે જઝજસ આછોરે. બા. ૮
દેવ વચન નૃપ માનીયો, સુર સાખી આકાસેરે;
ચક્રી બાહુબલ આવીયા, રણભૂમિ ઉલ્લાસેરે. બા. ૯
સૈનિક સહૂ જોવા રહ્યા, દષ્ઠિ યુધ્ધ આરંભ્યોરે;

જોએ નયણ પસારિને, રવિ દેખણરથ થંભ્યોરે. બા. ૧૦
સૂરજ સરિખો આકરો, બાહુબલ મુખ દેખીરે;
ચક્રી લોયણ મીચીયાં, આંસૂ ભરીયા પેખીરે. બા. ૧૧
ન્યગ મુખ ભરતભણી કહે, બાહુબલી રાજાનોરે;
ઉદ્‌વિગ્ન સ્વામી કિમ થયા, વચન યુદ્ધ હવે માનોરે. બા. ૧૨
એતલે જીત કાસી થયો, ભરત કહે ઇમ લાજીરે;
ઘોર મહા સિંહ નાદસું, ચક્રી બોલ્યો ગાજીરે. બા. ૧૩
કાંપી તામ વસુંધરા, પડીયા પર્વત શ્રૃંગોરે;
વારિધિનાં જળ ઉછલ્યાં, સેખ સંકોચ્યો અંગોરે. બા. ૧૪
હયગય બંધણ તોડિને, નાઠા સૈન્ય મૂર્છાણારે;
એહવો શબ્દ સુણી કરી, બાહુબલ રીસાણારે. બા. ૧૫
ક્ષ્વેડા નાદ કીયો તિહાં, ફુટે જેણિ બ્રમાંડોરે;
હાલ કલ્લોલ જલનિધિ થયો; ગિરિ થયા ખંડ અખંડોરે. ૧૬
ચકિત થયા સહૂ દેવતા, ચક્રી ક્ષ્વેડા નાદોરે;
સિંહનાદ બહુ બલ કીયો, વધીયો ભૂપતિ સાદોરે. બા. ૧૭
તે વાદે પણ હારીઓ, સહુ સાંખે ભરતેસોરે;
મુષ્ટિ પુષ્ટિ હવે કીયો, તજી વિખવા કલેસોરે. બા. ૧૮
કટીપટી બાંધી કરી, વીર કુંજર બલવંતરે;
ચરણે ભોઈ ધૂણાવતા, ભુજમાં સ્ફોટ કરંતોરે. બા. ૧૯
બાહુબલી ક્રોધે ભર્યો, ચક્રી હાથે ઝાલીરે;
આકાશે નૃપ નાંખીયો, કંદુક જીમ ઉછાલીરે. બા. ૨૦
ગયણપથ અતી કમી કરી, અદૃશ્ય થયો ભરતેશોરે;
ઉભય સૈન્યમાંહે થયો, હાહાકાર વિસેસોરે. બા. ૨૧
ધિગ માહરા બલ ભણી, ધિગ ૨ મુજ અવિવેકોરે;

લોભી કીયો રાજ્યારથે, કીધા કર્મ અનેકોરે. બા. ૨૨
સોચ કીધે સું હવે, પડતો ઝાલું ભાઈરે;
બીજે ખંડે સત્તાવીસમી, ઢાલ જીનહર્ષે ગાઈરે. બા. ૨૩
સર્વ ગાથા ૮૧૯.

## દુહા.

બાહુબલિ એમ ચિંતવી, બે ભુજ તલ્પાકાર;
ઉંચી દૃષ્ટ એમ જોવતો, ભરત ભણી તિણિવાર. ૧
પડતો ભરત આકાશથી, હાથે ઝાલ્યો રાય;
ચક્રી મુઠ ઉપાડીને, ધાયો કરવા ઘાય. ૨
નિવિડ મુષ્ટિ જોરે હણી, બાહુબલિને શિશ;
દેખત લોચણ મીચીયાં, જપવા જેમ જગદીસ. ૩
સ્વસ્થ થયો વલિ બાહુબલિ, મુંઠ ભરતાધીસ;
વજ્રેકરિ ગિરિ શૃંગ જેમ, તાડયો આણી રીસ. ૪
તેણિ ઘાયે ભરતાધિપતિ, ભોંય પડયો તત્કાલ;
સ્વામી દુખે દુખીયા થયા, મૂર્છિત સહુ ભૂપાલ. ૫

## ઢાલ-વિમલ જીન માહરે તુમ સું પ્રેમ એહની દેશી. ૨૮

મેંઇ આરંભ્યો એહિસુંજી, દુર્મદ કુલ ક્ષયકાર;
જયેષ્ટ બાંધવ જીવે નહીજી, તો મરિવો નિર્ધાર. ૧
બાહુબલિ ચિંતે ચિત્તમઝારિ, મેં અનરથ મોટો કીયોજી;
હણિયો નર સિરદાર, નયણે આંસૂ નાખતોજી,
કરે દુખ વિલાપ, વીજે નિજ વસ્ત્રે કરીજી,
પવણ મિંટાવણ તાપ. બા. ૨
ચક્રી ક્ષણ સંજ્ઞા લહીજી, આગલિ દેખિ કનિષ્ટ;
ઉઠયો ક્રોધ ભર્યો થકોજી, લેઇ દંડ અનિષ્ટ. બા. ૩

ઉઠયો પામી ચેતનાજી, લેઈ હાથેં દંડ;
ભરત ભણી તાડયો હીયેજી, કર્યો સન્નાહ ખંડખંડ. બા. ૫
બલી ભરત કનીયાંશનેંજી, માર્યો દંડ પ્રહાર;
જાનુ પ્રમાણે ભૂપતીજી, ખુતો ભૂમિ મઝાર. બા. ૬
દોડયો બાહુબલિ પ્રતેંજી, તાડયો મસ્તકમાંહિં;
સીસ મુગટ ચૂરણ થયોજી, નયન મીચાણાં તાહિં. બા. ૪
અંગ ધુણીને નીકલ્યોજી, દંડ ગ્રહી નિજ હાથ;
બાહુબલિ ફેરવીજી, તાડયો વસુધા નાથ. બા. ૭
ચક્રપાણી દંડ ઘાતથીજી, પેઠો ભોંઈ કંઠ સીમ;
જોર કરીને નીકલ્યોજી, ચિત્ત વિચારે ઇમ. બા. ૮
ચક્રી ચક્ર સંભારીયોજી, આવી બેઠો હાથ;
બાહુબલિને એમ કહેજી, સાંભળી બહુલી નાથ. બા. ૯
મુઝથી બલ એહનો ઘણોજી, જાણું ચક્રી એહ;
લેસે રાજ જોરાવરીજી, ઇણમેં નહિ સંદેહ. બા. ૧૦
અજી ન વિણસ્યો તાહરોજી, કાંઈ આણ માન;
ગુના સહુ બક્ષ્યો તુનેજી, મુધા કરી અભિમાન; બા. ૧૧
બાહુબલિબલ વાહનોજી, ફોકટ મકરિ અયાણ;
સહુ બલવંતા રાજવીજી, માને ચક્રી આણ. બા. ૧૨
સિંહતણી પરે ગાજતોજી, બાહુબલિ બલવંત;
યુક્તિ નહી ડંડ યુદ્ધમેંજી, ચક્ર યુદ્ધ મતિમંત. બા. ૧૩
લોહખંડ બલ દાખવેજી, સું મુજને ભૂપાલ;
મુકિ વિલંબ કિસું કરેજી, તિણિ મૂકયો તત્કાલ. બા. ૧૪
કાચાં ભાંડની પરેજી, ભાંજી કરૂં ચકચુર;
ઉછાળી કંદુક પરેંજી, નાખું નભથી દુર. બા. ૧૫

કરતાં એમ વિચારણાજી, ચક્ર આવી તિણિવાર;
દેઇ તીન પ્રદક્ષણાજી, પાછો ગયો સહસ્રાર. બા. ૧૬
ગોત્ર ચક્ર પ્રભવે નહી, તો વલી તદ્ભવ સિધ્ધિ;
ગામીને ચક્ર કિમ હણેજી, એતો વાત પ્રસિદ્ધ. બા. ૧૭
ચક્ર સહસ્ર પક્ષ સહૂ પ્રતેંજી, ચક્રી દ્વિપ અવધાર;
કરતા જે અન્યાયતાજી, ચુરૂં મુષ્ટિ પ્રહાર. બા. ૧૮
બાહુબલિ એમ ચિંતવીજી, મુષ્ટિ ઉપાડિ તામ;
જાણે વજ્ર વજ્રી તણોજી, ધાયો હણવા કામ. બા. ૧૯
વારિધિ મર્યાદા રહેજી, તિમ બાહુબલિ રાય;
ક્રોધ ભર્યો ઉભો રહ્યોજી, ચક્રી પાસે આંઇ. બા. ૨૦
ચૂરણ કરૂં શિર એહનોજી, મુજ ચક્ર મુંકયો અન્યાય;
એહતો નિફલ ગયોજી, મુષ્ટિ નિષ્ફલ ન જાય. બા. ૨૧
બહલીપતિ ચિંતવે વલીજી, અસ્થિર રાજ્યને કાજ;
ભાઈને વધ કરવા તણોજી, ચિંત્યો એહ અકાજ. બા. ૨૨
રાજ્ય લુબ્ધ નર જે હુવેંજી, કરેં અક્ષત્ર અન્યાય;
વંચ પ્રપંચ કપટ રચેંજી, નિશ્ચે નરકે જાય. બા. ૨૩
રાજ્ય હવે મેં જાણીઓજી, પાપ તણો એ ઠામ;
અઠાવીસમી ખંડ દૂસરેજી, ઢાલ વિચારે આમ. બા. ૨૪

સર્વ ગાથા, ૮, ૪૮ દૂહા.

## દૂહા.

અન્યથા તેહવા રાજ્યને, કેમ છોડે જીનરાય;
આદરીસ હું પણ હવે, તાત પંથ નિરમાય. ૧
ચિત્ત વિચારી એહવો, આંસૂ નયણે ભરેહ;
બાહૂબલિ ભાખે ઇસું, ચક્રીને શું સ્નેહ. ૨

જ્યેષ્ટ બાંધવ ભરતાધિપતિ, ક્ષમિજે મુજ અપરાધ;
રાજ્ય લોભે મેં તુજ ભણી, ઉપજાવી આબાધ. ૩
જગતપ્રભો ખેદ્યો તુને, માની નહીતુજ આણુ;
દુચરિત ખમિજે માહરા, હું થયો મુઢ જાણ. ૪
રાજ્યતણી વાંચ્છા તજી, આદરિસું જીન પંથ,
મમતા તજી સમતા સહિત, થાસ્યો હું નિગ્રંથ. ૫
મુઠી ઉપાડી હુંતી, ચક્રીને ભૂપાલ;
નિજ મૂર્ધ્વજ તિણિ મૂઠીયે, ઉપાડયા તત્કાલ. ૬
ભલૌભલૌ તેં ચીંતવ્યો, ધન્ય ૨ તુજ અવતાર;
તાત પુત્ર તુજ સારિખો, કોઇ નહી સંસાર. ૭
સુમન વૃષ્ટિ તે ઉપરિ, કીધી દેવે તામ;
બાહૂબલિ મુનિવર હવે, ચિંતે મનમાં આમ. ૮

**ઢાલ—સુણ બેહની પીયુડો પરદેશી. એ દેશી, ૨૯**

બાહુબલ ચિંતે મનમાંહે, વ્રત લેઇ ઉમાંહેરે;
તાતતણે ચરણે જાસું, નમી કૃતાર્થ થાસુંરે. બા. ૧
અથવા ઈહાં રહું ઈમમન કીધું, લઘુ પહેલાંવ્રત લીધુંરે;
તેહના ચરણ જઈ વાંદિસું, તો લઘુતા પામીસુંરે. બા. ૨
ઘાતી કર્મ ઇહાંઈજ બાલી, ધ્યાન અગનિ પરજાલીરે;
જ્યારે કેવલ જ્ઞાન ઉપાસ્યું, સ્વામી સમીપે જાસુંરે. બા. ૩
મુનિવર ઈમ મનમાંહે ધારી, લંબિતભુજ દ્વય સારીરે;
કાયોત્સર્ગ તિહાં અવધારી, બાહુબલિ વ્રત ધારીરે. બા. ૪
એહવો બાહુબલિને દેખી, નયણે ભરત વિશેષીરે;
ન્યગમુખ ચક્રી દુઃખભર રોતો, ધરતી સાહમો જોતોરે. બા. ૫
ધન્યરએ નિજ આતમ દમીયો, ચક્રી ચરણે નમીયોરે;

નિજ નિંદા તેહની પ્રશંસા, ભાષે વચન સુ વંસારે. બા. ૬
અસ્ત જે લોભ મછર માંહિ, તેમાં હું મુખ્ય ઓહીરે;
બલવંત કૃપાવંત ધર્મીમાં, અધીક ન કો તુજ ચાંહીરે. બા. ૭
પહિલી મુજને યુધ્ધે જીતો, હવે રાગાદિવદીતોરે;
તે ભાઇ વ્રત શસ્ત્ર એમ કરીને, સમતા હૈયડે ધરિનેરે. બા. ૮
માહરો એ અપરાધ અગિણતો, બોલિવચણ સુખ જણનારે.
મુનિ પુર વલી રાગે ધોવો, ભાઇ સનમુખ જોવોરે. બા. ૯
જગતમહિં છે જે અતિ મોટા, રાગદ્વેષ વૈરી બલવંતારે;
હું તો રાગ દ્વેષમાં ખૂતો, મોહ નિદ્રામાં સૂતોરે. બા. ૧૦
વીર કૃપા મુજ ઉપરી કીજે, સકલ એ રાજ્ય લીજેરે;
હું સંયમ સામ્રાજ્ય ગ્રહસું, વેષ તુમારો લેશેરે. બા. ૧૧
ધિકર મુજ લોભી ક્રોધીને, હું થયો તસ આધીનેરે;
તે ભાઇ મુજને પરિહરીયો, નિસ્પૃહ વ્રત આદરીયોરે. બા. ૧૨
ભરત વિલાપ કીયા એપ્રમાણે, પણ મુનિ મનમેં (ન)આણેરે;
ચક્રીને પ્રતિબોધ દીયંતા, સચીવ મહામંતિ મંતારે. બા. ૧૩
સોમ યશા તસુ સુત સોભાગી, આગલિકરિ, નિજરાગીરે;
તક્ષ શિલાદંગે મન રંગે, પહુતા ભરત સુરંગીરે. બા. ૧૪
નાના મણિ કલ્પિત ઉદ્યાને, ધર્મ ચક્ર અભિધાનેરે;
સપ્રસાદ આલ્હાદ ઉપાવે, નયણે અધિક સુહાવેરે. બા. ૧૫
સોમયશા પયનમી પયંપે, પુરા વૃષભ જીન સંપેરે;
છદ્મસ્થાવસ્થા વિહરંતા, રજનીસમ વર સંતારે. બા. ૧૬
પ્રાત સમે બહુ નૃપ સંઘાતે, વલ બહુ લોક સંઘ્રાતેરે;
તાત ભણી વાંદિસુ ઉછવસું, ચરણ કમલ હું નમીસુંરે. બા. ૧૭
બાહુબલિ કેરી હોંસ ઘણેરી, અટ્ટાલકહટ્ટ શ્રેણીરે;

ચોક ચચ્ચરચોવટ્ટ સિણગાર્યાં, દેવભુવન અવતાર્યાંરે. બા. ૧૮
કપૂરચંદનસું તનુ સોભાયા, કસ્તુરી મહકાયારે;
પુષ્પમાલ રત્નમાલ ખનાઇ, કનકમાલ પહિરાઇરે. બા. ૧૯
પહિર્યાં સુંદર વસ્ત્ર સુરંગા, નરનારી ઉછરંગારે;

**ઢાલ ગુણત્રીસમો ખંડ બીજાની, સુણયો જીન હર્ષ સુગ્યાનીરે.** બા. ૨૦

સર્વ ગાથા, ૮૭૬.

## દુહા.

ઘણી રિદ્ધિ સમૃદ્ધિસું, આવ્યા સપવિભાંગ;
પ્રાત તાતને વાંદિવા, ધરતા મન ઉછરંગ. ૧
વ્યોમ જેમ જેમ સૂરજવિના, પુત્ર વિનાકુલ જેમ;
જીત્રવિના કાયા જેસી, તાતવિના વન તેમ. ૨
પ્રાત ન દીઠા તાતજી, દુખ ઉપજયો અનંત;
રૂદન કીયો ઉંચે સ્વરે, રોવરાવ્યા વનજંત. ૩
વિલંબ કીધો ધિગ મુજભણી, કીધો ધર્મ વિઘાત;
સાંમે જઈ વાંદ્યા નહિ, ચરણ કમલ શ્રી તાત. ૪
ધર્મ કરંતા જીવડા, કીજે નહિં વિલંબ;
પ્રાય ધર્મ ભણી ઘણી, હુઇ અંતરાય અલંબ. ૫

**ઢાલ—શ્રેણિ કરાય હુંરે, અનાથી નિગ્રંથ. એ દેશી. ૩૦**

વીતરાગ તું સાચો સહી, તુજ સમો નહિ નિસ્નેહ;
નિજ પુત્રને પડખ્યા નહિ, વંદાવા નિરાગી દેહ,
રિષભજી દરસન ન દીયોરે કાંઈ, નવિ વંદાવ્યારે નિજ પાય;
રિષભજી દરસન દીયોરે, સ્વામી રૂઠડારે કેમ જાય. રિ. ૧
મુજ હુંસ મનમાંહે હુતી, મુખ જોઈવા તાત;

દિવસે ઘણે આવ્યા હુતા. પૂછી ન શકયોરે તુમને કાંઇવાત રિ. ૨
મુજ ઉપરે પહેલી કૃપા, તુંમે રાખતા જગદીસ;
નાવી કૃપા મનમેં હુવે, સું રાખીરે હૈયડામાં રીસ. રિ. ૩
એમ વિલાપ કીધા ઘણા, પ્રતિબોધીયો મંત્રીસ;
જીણ ઠામ પ્રભુ ઉભા હુતા, ભોંય વાંદીરે નામી નિજ શિશ રિ. ૪
પગ માનવા શ્રી તાતના, તે ભણી ચરણ સુઠામ;
પ્રાસાદ સહિત કરાવ્યો, મુજ તાતેરે ધર્મ ચક્ર ઇણ તામ. રિ. ૫
અલપ ધર્મ અથવા ઘણો, જે નર વિચક્ષણ હોઇ;
ન કરે વિલંબ કરવા ભણી, સીઘ્ર કરીયેરે બાહુબલ જોઇ. રિ. ૬
ચક્રી સુણી તેહને નમી, તક્ષસિલા કેરો રાજ;
શ્રી શોમયશાને આપ્યો, ઉછવસુંરે સીધા સહુ કાજ. રિ. ૭
રૂપવતી ઉત્તમ કુલતણી, ચોવીસ સહસ્ત્ર ધરિ નાર;
શ્રી સોમયશા રાજા ઘરે સુવ્રતા આદરે, જાણે રતિ અવતાર રિ. ૮
સુત સહસ્ત્ર દ્વાસપ્તતિ થયા, બલવંત જગ વિખ્યાત;
શ્રેયાંશ આદિક કુલ તિલય, સોભાગીરે જસ રાખણ તામ રિ. ૯
એકસો પત્તન જેહને, બાવીશ લક્ષસું ગ્રામ;
પુર પ્રવર જેહને તીનસે, એ સહુનો, સોમયશા થયો સામ રિ. ૧૦
એક લાખ ગયવર ગાજતા, રથ લક્ષ ચારિ ચાલીસ;
પંચવીશ લક્ષ હય વરહૂયા હયવર વિનારે સરિખાતસીશ રિ. ૧૧
કોડિ સવાયક ભલા, વિખ્યાત વિશ્રુત જેહ;
ભૂપાલ સેવે સાતસે, સ્વામિ કામે ઉડે નિજ દેહ. રિ. ૧૨
હુવે બાહુબલિ મુનિવર સહેં, શીતવાત આમ ભૂખ;
આહારવિણ વત્સર રહ્યા, કાયોત્સર્ગઇરેન ગિણે મન દુખ. રિ. ૧૩
ઇણ સમે બ્રાહ્મી સુંદરી, પૂછે કહો ભગવંત;

બાહુબલ સંજમ ગ્રહ્યો, સાંભલીયેરે આવ્યા નંદીસંત. રિ. ૧૪
મુનિ માનમયગલ ઉપરિ, ચઢીયા કરી કાઉસગ્ગ;
ઉભા રહ્યા તિહાં જઈ તુમે, પ્રતિબોધોરે આવે જીમમગ્ગ રિ, ૧૫
આવી તિહાં બે બહેનડી, ગાય એ તિહાં સઝાય;
ગજથકી વીરા ઉતરો, ગજ ચઢીયારે કેવલ ન થાય. રિ. ૧૬
તિહાં માન હસ્તી છોડીયો, સુણી બાહુબલી મુનિરાય;
તતક્ષણે કેવલ પામીયો, ઉપાડયો તિહાંથી નીજ પાય. રિ. ૧૭
ભગવંત પાસે જઈને, કરિ તીર્થને નમસ્કાર;
પર્ષદા કેવલિમાં જઈ, મુનિ બેઠોરે દિનકાર. રિ. ૧૮
જે તજે મમતા મોહની, તે લહે સુખ અનંત;
એકત્રીસમી ઢાલે પુરો થયો, ખંડ બીજોરે જીનહર્ષ કહંત રિ. ૧૯

इति जिनहर्ष विरचित शत्रुंजय माहात्म्य चतुष्पद्यां रुषभ देव जन्म राज्यदीक्षा केवलोत्पत्ति भरत चक्रवर्ति दिग् विजय-बाहुबलि संयम केवलप्राप्तिवर्णनो नाम द्वितीय खंडः संपूर्ण

સર્વ ગાથા ૬૦૦.

દૂહા.

શ્રી જીનવરના પાય નમી, કહિસું ત્રીજો ખંડ.
સુણજો નરનારી સહુ, આણી ભાવ અખંડ. ૧
શ્રી રિષભ સ્વામી હવે, અતિશયવંત મહંત;
ત્રિજગ જન સેવિ જતા, દિનકર જીમ દીપંત. ૨
કરતા પવિત્ર વસુંધરા, ભવ્ય કમલ ઉલ્લાસ;
શત્રુંજય ગિરિ આવીયા, કરતા જગત પ્રકાશ. ૪

સહસ્ર સંખ્યા શિખરે કરી, અતિ સોભતો ઉત્તંગ;
નાના મણિ રત્નાં સુસ્યું, નભ કબુંરિત સુચંગ, ૫
નદી કુંડ સર દીર્ઘીકા, વૃક્ષ અનેક સછાય;
સોભિત ફલ પુષ્પાદિકે, પરિમલ બહુજ સુહાય. ૬
કલ્પવૃક્ષની છાંહુડી, બેઠી પ્રિયા સહિત;
ગાવે ગુણ જગદીશના, નિર્મલ જેહુના ચિત્ત. ૬
દાયક સુખ અનંતનો, અનંત સિધ્ધી સંસ્થાન.
ભવ અનંત પાથોધિનિધી, પ્રાણી તરવાજ યાન. ૭
પંચાસ જોયણ બહુલ પણ, શિખરે દશ વિસ્તાર;
આઠ જોયણ ઉંચો ગિરિ, ચઢીયા જગદાધાર. ૮

**ઢાલ—નલરાજારે દેસહોજી પુંગલ હુંતીપલાણીયા. એ દેશી. ૧**

પુંડરીકાદિક સાધુ, હોજી બ્રાહ્મી આદિક સાધવીજી;
ચડીયા ગિરિ ઉત્તંગ, હોજી સદ્ગતિ પાવડીયાં છબી. ૧
સમવસર્યા જગનાથ, હોજી રાયણ તરૂવર હેઠલે;
આસણ થયો પ્રકંપ, હોજી સર્વ સુરાસુર આવ્યા તેટલે. ૨
સમવસરણ તત્કાલ, હોજી કીધો મિલિને;
સહુયે દેવતા, બેઠા આસન સ્વામિ. ૩
હોજી ઈંદ્ર ઈંદ્રાણી જેહુને સેવતા. ૪
અપૌરષી ભગવાન, હોજી દીધી સુધર્મની દેસણા;
ત્યાર પછે પુંડરિક, હોજી બેસી પ્રભુપદ આસણે. ૫
નિજ ગુરૂ તીર્થની ભક્તિ, હોજી ધર્મ શાસ્ત્ર રૂચિ ધરિદયા;
પાત્રાદાન પ્રિય વાકય, હોજી અસ્તિત્વ લક્ષણ એ કહ્યા. ૬
આર્યદેશ મનુ જન્મ, હોજી દીર્ઘાયુ ઉત્તમ કુલ લહી;

ન્યાયોપાર્જીત વિત્ત, હોજી હેતુ પુન્યાર્જન એ સહી. ૭
ધર્મ અર્થ કામ મોક્ષ, હોજી એહીજ પુરષારથ કહ્યા;
સાધી જે જન મર્ત્ય, હોજી ભવ મોટો સુકૃત લહ્યા. ૮
લજ્જાદુકૃત ત્યાગ, હોજી ધર્મ હૃદય આગમ શ્રુતિ;
કૃત્યાકૃત્ય વિચાર, હોજી ભીતિ અપયશ સેવા ગુરૂકૃતિ. ૯
વાંછા સજ્જન સંગ, હોજી ધર્મ વિષય રતિ કીજીઇ;
આરયદેશ વિહુણ, પ્રાણી તે ન લહીજીઇ. ૧૦
નિજ આયુક્ષણ એક, હોજી વૃથા પ્રમાદે ન વિગમે;
ધર્મકાજ ઉજમાલ, હોજી જન જીનોદિત ચિત્તમે રમે. ૧૧
સંગ્રહણી ખાસ સ્વાસ, હોજી વાત પિત્તજ્વર બેહુને;
જેનર રોગાક્રાંત, હોજી પુન્યાર્જન કિહાં તેહને. ૧૨
પ્રભુ કહે દેસના અંત, હોજી પુંડરીક ગણધર ભણી;
શત્રુંજય ગિરિ એહ, હોજી ગૃહીને વાટિ નિવૃતિભણી. ૧૩
તીર્થ એહ અનાદિ, હોજી તીર્થંકર સીધા ઇહાં;
હોજી સીધા સાધુ અનંત, હોજી કર્મ સંચય ખેપીજીહાં. ૧૪
ખપી ઇહાં રહે જેહ, હોજી બીજી પણ ક્ષુદ્ર પ્રાણીયા;
સીજિસે ગિરિ સંયોગ, હોજી ત્રીજે ભવ તે જાણીયા. ૧૫
અભવ્ય પાપી જીવ, હોજી એ પર્વત ભેટે નહીં;
લહીએ રાજ્ય ભંડાર, હોજી તીર્થ દુષ્કર લહતાં સહી. ૧૬
દુખમકાલ મઝારિ, હોજી કેવલ જ્ઞાની કો નહિ;
થયો વિસંસ્થલ ધર્મ, હોજી જગહિતતીર્થ એસહિ. ૧૭
જન્મ ન પામ્યો જેણ, હોજી વિમલાચલ તીરથભણી;
પશૂ થકી પશૂ તેહ, હોજી માનવ ગતિ હણી આપણી. ૧૮
પૂર્વે રૂષભ સેનાદિ, હોજી સંખ્યાતીત જીણેસરા;

રાજાદની તરૂહેઠે, હોજી સમવસર્યા ઇહાં સુહકરા. ૧૯
લેહિસે મુક્તિ અનંત હોજી એ તીર્થ સુપ્રભાવથી;
પાપ અનંત ખપાવિ, હોજી મુક્તિ ગયા સંસય નથી. ૨૦
ઈહાં નિજ પૂજા કીધ, હોજી ફલ પુષ્પાક્ષત વિધેં કરી;
ભવ ભવ કીધાં પાપ, હોજી પ્રાણીના જાઈ ઉત્તરી. ૨૧
જીન પૂજા ગુરૂ ભક્તિ, હોજી સેવા શત્રુંજય તણી;
સંઘ ચતુર્વિધ સંગ, હોજી પુણ્યે લહીએ ભણી. ૨૩
પુજા અષ્ટ પ્રકાર, હોજી જીનવરની જે ઈહાં કરે;
તે પામી નવ નિધાન, હોજી તીર્થંકરપદવી વરે. ૨૨
દીજે જો ઇહાં દાન, હોજી તો પરઘલ શ્રીપરભવે;
કહે જીનહર્ષ એ ઢાલ, હોજી ત્રીજે ખંડે પહેલી હુવે. ૨૪
સર્વ ગાથા, ૩૨.

### દુહા.

ઇહાં શીલ જો પાલીયેં, મોક્ષાસ્પદ ગુણ તેહ;
મન વચન કાયા શુદ્ધ કરી, સઘલાં દુઃખ હરેહ. ૧
જે નર ઈહાં આવી કરી, કરે સીયલનો ભંગ;
ચંડાલાદિકથી અધમ, સુધ ન હુવે કિહાં અંગ. ૨
ષષ્ટાષ્ટમ તપ સાથ કીજે, ઉત્તમ ફલ હોય;
તે જો કરીઈ ઈહાં રહી, વંછિત ફલ લહેં સોઈ. ૩
તપ કરીએ અષ્ટાન્હિકા, ક્ષય જાયે સહુ કર્મ;
સ્વર્ગ મોક્ષ ફલ પામીએ, જો કરીએ મન નર્મ. ૪
પાપ કીયાં જે પ્રાણીએ, મોહાજ્ઞાનવસેણ;
પર દ્રવ્યાય હરણતણો, હણેસુ તીર્થ ક્ષણેણ, ૫
યાત્રા સંઘમે ચાલતા, રથાસ્વ ઉષ્ટ્ર નર પાય,

રજે અંગ મૈલો હુવે, કાયા પાતીક જાય. ૬

## ઢાલ-મારે આંગણીયે સહીયાં, આંબો મોરીયો, એ-દેશી, ૨

વિદ્યાધરયતિ પતિ મહામુનિ, ઇણિ ગિરિવર નમિ મુણિંદ;
જીન ભાખે પુંડરીકને, ગુણ સુણતાં થાસ્યે આણંદ;
એ કોડિસંગાતે પરિવર્યો, શિવ લહસ્યે ત્રોડિ સવે ફંદ. ૧
ઇહાં દ્રાવિડવારિખિલ્લ રાજવી, દસ કોડિ મુનિવર સંઘાત જી.
મુગતિતણો પદ પામસે, એ સાચી માનજો વાત. જી. ૨
વલી શંબ પ્રદ્યુમ્ન પ્રમુખ મુનિ, ઇહાં લઇશે હરિસુત નિર્વાણ;
સાર્ધ્ધાષ્ટક કોડિ પરવારસુ, સુધપાલી જીનવરની આણ. જી. ૩
વીસ કોડિ મુનિવર સંયુક્તા, ઈહાં લેશે નિવૃતિ સુખસાર; જી.
પાંચે પાંડવ મહા મુનિવરા, કરસે જીન પ્રતિમા ઉધ્ધાર. જી. ૪
શ્રીભરત થાવચા, પુત્રશ્રી, શેલક સુક આદિક મુનિરાય; જી.
સંખ્યાત કોડિ ઈહાં સિજસ્યે, પૂર્વલા સહુ કર્મ ખપાય. જી. ૫
એ મુગતિતણો ક્ષેત્ર જાણવો, પાપ નાસે સહુ જેહને નામ; જી.
સ્ત્રી રૂષિ બાલ હત્યાદિક થકી, મૂકાયે આવ્યા ઇણ ઠામ. જી. ૬
વ્યાપારમાં સહુમાં કહ્યો, એ મોટો મનનો વ્યાપાર; જી.
એહિજ આપે સુર સુખ ભણી, એ મુંકે વલી નરક મઝાર. જી. ૭
ઇહાં લેસ્યા તે ભણી નાંણવી, કૃષ્ણ નીલ લેશ્યા કાપોત; જી.
તેજપદ્મ સિતા કરવી સહી, ટલિ જાયે કર્મની છોત, જી. ૮
ન્હાના પણ પ્રાણી ઉપરે, ચિંતવીઈ ન મન વચ દ્રોહ; જી.
કરીઇ નહી હિંસા જીવની, જઈ પડીએ દૂર્ગતિખોહ. જી. ૯
ઇહાં અસત્ય વચન નવ બોલીઈ, જો થાય આત્મનો નાસ જી.

જે અસત્યવચન બોલે નર તે અશુચિમાંહિ અશુચિપ્રકાશ જી. ૧૦
ફોકટ દુર્ગંધરસ નસાડે, થાયે મુંગો મુખ રોગ અનેક; જી.
એ દોષ અસત્ય ભાખી લહે, નવ બોલે નર જેહુ વિવેક. જી. ૧૧
ઈહાં દંત શોધણુ પણ નવ લીએ, અણ દીઠો પાતિકનો ઠામ જી.
સુણિ દાન અદત્તાથી હવે, અલ્પ જીવ નિર્ધન નિરમામ જી. ૧૨
નિજ દારાપણુ ઈણુ તીરથે, નવ સેવીજે હોઇ સુજાણ; જી.
તોસું કહિવો પરનારીનો, બે ભવની થાએ નિશ્ચે હાણ. જી. ૧૩
પરદ્રવ્ય હણે ઈણ તીરથ, પરદારા જે સેવે આઇ; જી.
પૈસુન દ્વેષ પર ઉપરે, મહા પાપી તે દુર્ગતિ જાઇ. જી. ૧૪
શત્રુંજય તીર્થ આવીને, પરિગ્રહનો કીજે પરમાણ; જી.
તરીયે સંસાર સમુદ્રથી, લોભ તૃષ્ણા તજીએ દુઃખ ખાણ જી. ૧૫
સામાયકવ્રત ઈહાં કીજીએ, મનમાંહિ ધરિ ભાવ વિસુધ્ધ; જી.
મહા દુષ્ટ કર્મ તે નિર્જરે, ક્ષણમાંહે જન બુધ્ધ. જી. ૧૬
ઇહાં આવી પૌષધ વ્રત કરે, તે પામે માશ ખમણનો પુન્ય જી.
લહે કેવલજ્ઞાન અહર, જે સેવે તીરથરે ધન્ય ર જી. ૧૭
ભોજન અવસર આવ્યે થકી, આપે જે મુનિવરને દાન જી.
તેહને સુર સુખ દૂરે નહિ, રાજ્ય સુખનો તો કિસોધાન જી. ૧૮
થોડોહિ પાપ કરે ઈહાં, તો થાય બહુ પાપનો વ્યાપ; જી.
એમ જાણી પાપ ન કીજીએ, તો જાએ ભવ તાપ સંતાપ. જી. ૧૯
તે ભોજન જે ગુરૂદેવને, દેઈ ઉપ ભોગવીએ તેહ; જી.
નહીતો પશુ ગ્રાસ તણી પરે, જાણે પોંખ્યો[પોષ્યો] કેવલ નિજદેહ જી. ૨૦
દેવદ્રવ્ય ગુરૂ દ્રવ્યનો કરે, ભક્ષણ તે નર અધમ ગણાઈ જી.
તેહની સુધ્ધિ કીમહી નવિ હોયે, સહુ તિર્થ ફર્યા જાય. જી. ૨૧
ઇહાં અનરથ દંડ ન કીજીએ નવ હણિએ બહુ ભાર અભક્ષ જી.

ઢાલ બીજી ત્રીજા ખંડની, પૂરાણી જીન હર્ષ સુદક્ષ. જી. ૨૨
સર્વ ગાથા, ૬૦.

## દુહા.

શાખા પત્ર ફલાંકુરા, શાશ્વત વૃતણાહ;
સુવિવેકી એર્થના, છે દેવાનક દાહ. ૧
સદા શત્રુંજય ગિરિ વરે, સગલો સુરનો વાસ;
તૃણ દપદ તરૂ તે ભણી, છેદી જે નહી તાસ. ૨
ઈહા રાત્રિ ભોજનથકી, ગૃધ્ર ઉલુક પ્રમુખ;
ભવ પામી જાવે નરક, જીહાં સંપૂર્ણ દુઃખ. ૩
રાત્રી ભોજન જે કરે, અસુચિ સદા નર તેહ;
તેહને તીર્થ ફરસવો યુગતો પણ નહી એહ. ૪
સમ્યકત્વ મૂલ પાલે ઈહાં, નિર્મલ નિજ વ્રત જેહ;
ધન્ય અધિક તેહથી ન કો, કરે મુગતિસું નેહ. ૫
રાજ્યધરા કુંભીકનક, રૂપ્પ મણી ઈહાં દેય;
વજ્રાસુર શક્ર સંપદા, પામે સુખ અછેહ. ૬
ઈંદ્રોછવ આદિક કરે, કારિજ માનવ જેહ;
સકલ ભોગ સુખ ભોગવી, પછે મુક્તિ લહે તેહ. ૭
તીર્થરાજ સહુ તીર્થમાં, અનઘોત્તમનગ એહ;
મુક પરિએ શૈલેંદ્રને, ભજી ગણધર ગુણ ગેહ. ૮

## ઢાલ—ઈણુ ડુંગરીએ મન મોહ્યા. એ દેશી. ૩

એ ડુંગરીઓ ભરીયો ગુણે, એમ ભાખે આદિ જીણંદ હો.
ત્રૈલોક્યતણા વાસી સુણે, સાંભલિ પામે આનંદ હો; એ. ૧

ઇણુ અવસર પણુ તુજને મુને, થાસે સુપ્રસિદ્ધો;
વિસ્વચ્છિતિ જેમ મુખથી થઇ, પામસે ઈહાં કેવલ સિદ્ધો. એ. ૨
પુંડરીક મહા મુનિવર ભણી, ઈમ કહેને શ્રી ભગવંતો;
અન્યત્ર વિહાર કિયો પ્રભુ, સહુ પ્રાણીને હિતવંતો. એ. ૩
ત્રિભોવન વાસ્રી પણુ સાંભલી, સર્વજ્ઞ ભાષિત ઊપદેશો;
નિજ થાનક આણંદસુ; પહુતા સુરઇંદ્ર નરેસોરે એ. ૪
પુંડરીક ગણાધિપતિ હાં રહ્યાં, પંચ કોડી મુનિ પરવારો
સિદ્ધ ક્ષેત્ર;
જાણી શિવ કારણે, સહુ જીવતણા આધાર. એ. ૫
હુવે કીજે પ્રથમ સંલેખ, ના પામેવા મુક્તિ નિદાનોરે;
થાય તે દોય પ્રકારની, દ્રવ્ય ભાવથકી સુપ્રધાનોરે. એ. ૬
થાનક સગલા ઉન્માદનો, બહુ રોગ તણો બલી ઠાણો;
સહુ ધાતુ ભણી જે પોખીજે, દ્રવ્ય સંલેખણા તે જાણો. એ. ૭
મોહ મત્સર રતિ અરતિતણો, વલી રાગ દ્વેષ કષાયો;
ઉછેદ કરી જે એહને, સંલેખણા ભાવ કહાયો. એ. ૮
શ્રી પુંડરીક એહવો કહી, પંચ કોડિ સહિત અણુગારો;
આલોચે તીરથ ઉપરી, સુખમ બાદર અતિચારો. એ. ૯
ચોત્રીસ યુક્ત અતિશય કરી, ગુણુ રૂપ તણા ભંડારો;
ત્રિલોકયતણા સ્વામી સહુ, મુજને જીન ચરણ વિચારો. એ. ૧૦
થાનક અનંત અક્ષયતણો, પામ્યા વિર્દુમ સંકાતો;
પંચ દિન્ના ભેદે ભિન્નભિન્ન જે, તે સિધ્ધ સરણ મુજ હુંતો. એ. ૧૧
ધીર વીર પંચ મહાવ્રત ધારી, છાંડયા સાવદ્ય વ્યાપારો;
ઈંદ્ર નીલ મણી રૂચિ એહવા, સરણો મુજને અણુગારો. એ. ૧૨

જેહવો કેવલીયે ભાખીયો, સહુ જીવ દયા મય સારો;
ઉજલ ફટિકોપલ સારિખો, સરણો મુજ ધર્મ ઉદારો. એ. ૧૩
લાખ ચોરાશી જીવ યોનિમાં, જે કીધાં ફરી ૨ પાપો;
મિથ્યાદુ કૃત મુજ થાએ જયો, હવે તેહનો નહિ કોઇ વ્યાપો. એ. ૧૪
વોસિરાવું ત્રિણ વિશુદ્ધ કરી, પાપ થાનક ઈહાં અઢારો;
અજ્ઞાનપણે જે આચર્યાં, તેહસું પ્રતિબંધ ઉતારો. એ. ૧૫
એકેન્દ્રિયાદિક પ્રાણીયા, સહુ ભણી ખમાવું આજ;
મુજને પણ તેહ ખમાવજો, કિણસું નહિં વૈરનો કાજ. એ. ૧૬
સહુ સત્વસુ મૈત્રી માહરે, કર્મે કરી ભમતા જેહ;
મુજકો નહીં હું એકલો, એક અરિહંતસું મુજ નેહો. એ. ૧૭
ઇણિં પરે કીધી આલોચના, કીધો અણસણ તિણ ઠામ;
સહુ સાધુ સંગાતે ગણપતી, ચિત્ત ચોખે મુક્તને કામ. એ. ૧૮
મુનિ ક્ષપક શ્રેણિ ચઢીયા અહું, ત્રૂટવા સઘલા સમકાલો;
ઘાતી કર્મ જે હુંતાં ખરા, જીર્ણ રજ જેમ નિહાલો. એ. ૧૯
માંસાંતે ચૈત્ર પુન્યિમ દિને, પુંડરીકને કેવલ જ્ઞાનો;
ઉપનો સહુ મુનિવરને પછિ, તપસ્યાનો એ મહિમાનો. એ. ૨૦
ચોથે પાયે શુકલ ધ્યાનને, પ્રતીક્ષણ થયા દોષ કર્મો;
પામી પદવી નિર્વાણની, લહ્યા ચ્યારિ અનંત કર્મો. એ. ૨૧
આવ્યા અગલા તિહાં દેવતા, મરૂદેવી પરૂ જાણો;
કીધો તેહનો ઉછવ ઘણો, પહુતા જાણી નિર્વાણો. એ. ૨૨
જેમ શ્રી રિષભજીણે સહુ, પહિલા તીર્થ નાથો;
તેમ ઇણિ અવ સર્પિણી એહુથી, થઇ તીર્થ આદિસ્વરનાથો. એ. ૨૩
સીજે જીહાં એકો મુનિવર, તે કહીયે તીર્થ ઠામ;
તો સાધુ અનંત સીધાઇહાં, સાચો એ તીર્થ નામ. એ. ૨૪

મુનિ મુગતિ ગયા સંખ્યા નહીં, તિણુ મુગતિ તિલક
એ કહેવાયો;
ત્રીજી થઈ ત્રીજા ખંડની, જીન હર્ષ ઢાલ એ ગાયો. એ. ૨૫
સર્વ ગાથા, ૯૩.

દૂહા.

ફાગુણની શિત અષ્ટમી, રૂષભ પ્રભુ ભગવાન;
આવ્યા શત્રુંજય ગિરિ, થયો પર્વાષ્ટમી ભિધાન. ૧
શુભ અશુભ ભાવે કરી, આઉષાનો બંધ;
પ્રાણીને નિશ્ચય હુવે, પાક્ષિક પાર્વણિ સંધ. ૨
એ પર્વ ઈણુ તીર્થમાં, ભકતે દીજે દાન;
થોડો પણુ બહુ ફલ દીયે, ક્ષેત્ર બીજા પરધાન. ૩
પ્રાણીને પીસે સહી, અષ્ટમી આઠેમ કર્મ;
દાન શીલ તપ આદિકે, સેવી જે તજી ભર્મ. ૪
ચૈત્રી પોનિમ સિધ્ધ થયા, મહા મુની પુંડરીક;
નામ થયો તે દિવસથી, ગિરિ પર શ્રી પુંડરીક. ૫
પુંડરીક ગિરિ ઉપરે, પૂજે જે પુંડરીક;
સંઘ સહીત યાત્ર કરે, મુક્તિ લહે નિર્ભીક. ૬

**ઢાલ-તુંતો માહરા સાહિબરે ગુજરા, એ દેશી ૪.**

તુંતો પ્રાણી સુણિ મહિમા ગિરિવરતણો, નંદીસ્વર
દ્વીપ મઝારિરે;
શાસ્વત અરિહંત પૂજાથકી, પુણ્ય અધિક ચૈત્રી
ઇહાં ધારિરે. તુ. ૧
દાન શીલ પૂજા તપ પ્રમુખથી, પુન્ય થાયે જે અન્ય ઠામેરે;
તેથી કોડિ ગુણો ચૈત્રિ પોનિમે, પુંડરીકજીનાચ્યાં પામિરે. તુ. ૨

શ્રી ચંદ્રપ્રભ ચરિત્ર ગ્રહ્યો, શત્રુંજય ચૈત્રી દીસરે;
વિણ પુન્યે ન લહીજે નદી, શત્રુંજય વીસવા વીસરે. તુ. ૩
શાંતિક ધ્વજ આરોપણ કરે, ચૈત્રી જીનવર પ્રાસાદોરે.
તે નર પાતક મલ ધોઇને, પામે શિવના સ્વાદોરે; તુ, ૪
બીજી પણ ઠામે જે કરે, ચૈત્રી સંઘ પૂજા સારરે;
તે પામે નરનાં ગ ભ ઘણા, સો કહિવો ગિરિ અધિકારરે. તુ. ૫
વસ્ત્રાન્નહુ પાનાદિક મુનિ ભણી, ચૈત્રી પ્રતિ લાભે જેહરે;
ચક્રી વજ્ર પદ ભોગવી, મોક્ષ પામે નહી રાંદેહરે. તુ. ૬
ચૈત્રી પર્વોત્તમ પવ મો સર્વ પુન્ય વધારણ હારરે;
આરાધી શ્રી પુંડરીક ગિરે, આપે પ્રૌઢ ફલ નિરધારરે. તુ. ૭
અષ્ટાન્હિક પુંડરીક ઉપરે, ચૈત્રી પૂનિમ કરે કોઇરે;
અષ્ટ સિદ્ધિ પ્રદાતા તે ભણી, સહુ પર્વથી અધિકો હોઇરે. તુ. ૮
નંદીસ્વર ગિરિવર ઉપરે, ઇણિપરિવે સરવાણુરે;
જીન પૂજોછવ ભગતે કરે, નિજ જનમ કરે સુપ્રમાણુરે. તુ. ૯
ભાવે વલી નિર્મલ ભાવના, ગુરૂ મુનિ ચૈત્ય સિદ્ધાંતરે;
ચૈત્રી પોનિમ દિન એહની, કરે ભગતિ મુગતિને કામિરે તુ. ૧૦
હુવે સ્વામી રૂષભજીન વિહરતા, પાવન કરતા પૃથ્વીકાયરે.
નગરી શ્રી વિનીતા પાંખતી, ઉદ્યાન સિદ્ધાર્થ કહાયરે. તુ. ૧૧
ઇંદ્રાદિક વિબુધ આપતિહાં, સુરલોકથી તત્કાલરે;
નમવા શ્રી રિષભજીણંદને, આણી મનેભાવ વિશાલરે. તુ. ૧૨
સુરપતિ સુ ચ્યાર નિકાયના, રત્નાદિક ત્રણ પ્રકારરે;
સુંદર તિહાં સમવસરણ રચ્યો, તિહાં બેઠા જીન દિનકારરે. તુ. ૧૩

ઉદ્યાન પાલક તિહાં જોઇને, ભરતેસરતે કહ્યો તામરે;
સાઢાદશ કોડી સોવન તણી તેહને, આપી હિત કામરે. તુ. ૧૪
હય ગય રથ પાયક પુત્રસું, સામંત સેનાપતિ સાથિરે;
અંતેઉરસેઉ સેનાપતિ, વંદણ આવ્યો નરનાથરે. તુ. ૧૫

ભવસાગર તારકતરી, જય જગ વત્સલ જગદીસરે.
જય ૨ કરૂણાસાગર પ્રભો, જયસ્વામિન્ જયજીનાધીસરે. તુ. ૧૬
નૃપ સમવસરણમાં આવીયો, વિધિસું પૂરવ વિધિદ્વારરે.
પ્રભુજીને દેઇ પ્રદક્ષિણા, સ્તવના ઇમકરે ઉદારરે. તુ. ૧૭

ઉત્કંઠા દિન ગહુની હુંતી, નયણે દીઠા જીન રાજરે;
પૂર્વે કીધાં શુભ કર્મ મેં, જાણું છું ફલીયો આજરે. તુ. ૧૮
સુખ દુઃખ પૂરવિવન અરણ્યમા, જલપાવ કરણ નિશિ દીસરે
મુજ ચિત્ત માંહિ વસજો સદા તુજ ચરણ કમલ જગદીસરે. તુ. ૧૯

ઇમ સ્તવના કરી જગદીસરે, પંચાંગ કરી પરણામરે;
ચક્રી દેવેંદ્ર અનુજપરે આગળે પૂછે બેઠો સિરનામિરે. તુ. ૨૦
મંગલી ભાષા અનુગામિની, યોજન લગી જાસ પ્રણામરે;
મીઠી વાણી જીનરાજની, ઉપદેશ દીયે હિત આણીરે તુ. ૨૧
સુભ પાત્રે દાન શ્રી સંઘને, પૂજા પરભાવના ન્યાયરે;
તીર્થં ગુભા કરીયેં મહોચ્છવે, એમ મોક્ષ ભણી તે થાયરે. તુ. ૨૨

તીર્થ પદ રજ ચિરંજી હુવે, ભવનમૈ તીર્થ ભમંતરે;
તીરથ દ્રવ્યવ્યયથી શિવસંપદા, જીન પૂજ્યા પૂજ્ય
હુવંતરે. તુ. ૨૩
આરંભ નિવૃત્તિ ધન સફલતા, સંઘ વાછલ્ય જીર્ણ
ઉદ્ધારરે;
તીર્થોનની જીન પ્રવચકતો, આસન મુગતી નિરધારરે. તુ. ૨૪
સુર નર જીન પદવી પામીએ, કીજે જોઈણુ પરિજાત્રરે;
ઢાલ ચોથી ત્રિજા ખંડની, જીન હર્ષ સુણે જે સુપાત્રરે તુ. ૨૫
સર્વ ગાથા ૧૨૮.

## દુહા.

યાત્રા વિષે સંઘેશપદ, ભાગ્યે લહીએ તેહ;
તીર્થંકર નામ કર્મ જીણી, બંધાયે ગુણ ગેહ.
એંદ્રપદ ચક્રેશપદ, મોટી પદવી એહ;
સંઘ પદવી એહુથી અધિક, પુન્ય ભંડાર ભરેહ. ૨
પૂન્ય વિના નવ પામિયે, સંઘાધિપ ચક્રેશ;
ઈણિ ર તીરથને વિષે, પણ વિમલાચલે વિશેસ. ૩
મંત્ર નહી નવકાર સમ, ગિરિ પુંડરીક સમાન;
ગજ પદ કુંડસમાન જલ, ત્રિભુવન પુણ્ય નિધાન. ૪
પાપ કરી સહસ્રગમે, પ્રાણી હણી અનેક;
એ તીર્થ પામી કરી, લહે દેવ ગતિ છેક. ૫
ફરસી શત્રુંજય ગિરિ, નમસ્કારી ગિરનાર;
નાહી ગજપદ કુંડમાં, નાવે ફરી અવતાર. ૬
દુરિત હણે દીઠો થકો, નમતાં સદગતિ હોઇ;
જીનપદ પામિ સંઘપતિ, એ ગિરિ મહિમા જોઈ. ૭

પલ્યોપાર્જીત ધ્યાનથી, લક્ષ અભિગ્રહજાપ;
સાગર ચલતાં મારગે; ક્ષય જાયે સહુ પાપ. ૮

**ઢાલ—નવી ૨ નગરીમાં વસેરે, સોનાર કાનજી ઘડાવે નવમરહાર. એ દેશી ૫**

યાત્ર તણિ વિધિ કહો જગનાથ, મુજ મસ્તક દેઈ હાથ;
સંઘવી કિણ વિધિ કહીઇરે સ્વામિ પૂછયો પ્રભુજી ભાખે તામ. ૧
માતાપિતાનોરે ભક્ત પ્રસાંત, સહુને આનંદકારી કાંત,
ગત મદકલહ શ્રદ્ધાલુ બુદ્ધિ, વંત દાતા શીલવાન અક્રુધ્ધા ૨
પરગુણ ગ્રહી નહી ઉત્કર્ષ, કૃપાવંત નહી જાસ અમર્ષ;
સંઘપતિનો અધિકારી તેહ; દેવમૂર્તિ સરિખો સુસનેહ. ૩
તજીયેરે મિથ્યાત્વી સંસર્ગ, તાસ વચન પણ કરિ ઉછર્ગ;
યાત્ર કરેવાનીરે વિધિ એહ. વલી ભાખું સાંભલિ ધરનેહ. ૪
નિંધન સ્તુતિ કરીએ નહી પર તીર્થીની કહીએ સહી;
સમકિત જાવ જીવ પ્રમાણ; મન વચન કાયા શુધ્ધ સુજાણ. ૫
સહોદરથી પણ અધિકોરે નેહ, યાત્રિક જનસું રાખે તેહ;
પડહ અમારિતણો વાજવે, નિજ ધન શકતે એમ જાલવે. ૬
સાધુ ધર્મી સાથેરે લીયે, વસ્ત્ર અન્ન પાનાદિક દીયે;
કરે નિરંતર સેવારે જાસ, અરિહંત ભકિત સંયુકત ઉલ્લાસ. ૭
રથ ઉપરિ થાપે જીનરાય, કરે પુજા ઓચ્છવ નિજમન લાય;
સંઘ ચતુર્વિધ સહિત સુજાણ, રોપે ચિત્ત શુભ ભાવ પ્રમાણ. ૮
દાન દીયે લક્ષ્મી વ્યય કરે, દીન અનાથ ભણી ઉધરે;
રથવાજી વૃષભાદિક ખાણ, યાત્રાને આપે હિત આણ. ૯
મલિ ૨ જીનવરનારે ગેહ, અચલ કરાવે પરમ સ્નેહ;
પર્વત પર્વત ગ્રામો ગ્રામ, નદી નગર વર સઘલી ઠામ. ૧૦

પડયા જીર્ણજીન ગૃહ ઉધરે, નિજ લક્ષ્મી એમ સફલ કરે;
પ્રત્યનીકે જે લીધીરે હોઇ, નિજ શકતે મુકાવે જોઇ. ૧૧
ઠામે ૨ કરેરે સ્નાત્ર, ધ્વજ આપે નિર્મલ ગાત્ર;
પંથે ધર્મ અબાધા કરે. શકતે ત્રાસ પરાક્રમ હરે. ૧૨
પાક્ષિક આદિક સગલાહે પર્વ, કરે વિશેષે ધર્મ;
અગર્વ સામાયક શુભ ભાવે ધરેરે, પૌષધ જીન પૂજા અવસરે. ૧૩
ગ્રામ્ય લોક જનપદનારે લોક, સંઘ સાથે આવ્યા અવલોક;
શુભ વચને સંતોષેરે તાસ, વસન તાંબૂલાદિક દેઈ ખાસ. ૧૪
દેખી શ્રાવક લોક સીદંત, ગ્રામ નગર પુરમાંહિ વસંત;
જીન ધર્મે તેહને થિર કરે ગુપ્તદ્રવ તેહને ઘરે ધરે. ૧૫
પાયે પાણી વસ્ત્રેરે ગલી. બહુ પશુયાને મનનીરલી;
ધોરીનેરેવલી ભુખ છીદાયે, ઘોડે ભારે વાહીયે. ૧૬
પાલે મન વચન કાયરે શીલ. માર્ગે દ્યુત તજે અવહીલ;
કોઈ વ્યસન ન સેવેરે કદા, યાત્રીક લહે નિવારે સદા. ૧૭
ન કરે યાત્રીસુંરે વિખવાદ. વિકથા કલહાદિક ઉન્માદ;
કિમપિઅદત્તા ન લહીયેરે દાન, ઘાસ સાક કાઠી ફલ પાન. ૧૮
જો થાયે દોહિલોરે નિર્વાહ, તોપણ ન કરે કર્મકદાહ;
ખોટા માન તુલાનોરે ત્યાગ, વંચે નહી કેહને મહા ભાગ. ૧૯
અન્ય થાનક જે કરીયેરે પાપ, વિલય જાય યાત્રાયે ત્રાપ;
પાપ કરે યાત્રાયેરે જેહ, વજ્ર લેપ સમ થાયે તેહ. ૨૦
ન્યાયોપાર્જીત વિત્ત સંઘાત, પોખે સંઘવી યાત્રિક ન્યાત;
બીજ સુક્ષેત્રે વાવે જેમ, ભાવે તીર્થે વાવે તેમ. ૨૧
સત્કૃતિનો ફલ વાંછક જેહ, વિધિસું એ પરિયાત્રા કરેહ;
ખંડ ત્રીજાની પંચમીરે ઢાલ, થઈ જીન હરષ એ પૂરણ ઢાલ. ૨૨

## સર્વ ગાથા ૧૫૪.

### દુહા.

ન્યાયોપાર્જીત્તવિતસું, કરે યાત્રા એક વાર;
ભવનિજ કોટિ સહસ્રના, પાતક હરે અપાર. ૧
શ્રી શત્રુંજય ગિરિપ્રતે, એક ૨ પગ દેય;
ખએ માસીના તપતણો, યાત્રિક ફલ પામેય. ૨
જીનાધીશ પાસે સુણી, એહવો કહે નરનાથ;
યાત્રા સંઘપતિ થઇ, કરૂં શત્રુંજય યાત. ૩
શક્ર તદા આણી કરી, ચક્રી સુભદ્રા તાસ;
રાણી કંઠે પરિઠવે, દૈવ તમાલ સુવાસ. ૪
તું કુમાર સમિશ્રિત કરી, શ્રીખંડ તિલક કરેહ;
ઇંદ્ર ભરત ચક્રી તણે, સંઘપતિ ધર્મ સ્નેહ. ૫
સહીત સકલ સામંતસું, વાદિ ભરત જીણુંદ;
નગર અયોધ્યા આવીયો, પૂજીત સર્વ નરિંદ. ૬
સંઘ લોકને તેડીયા, દેઈ બહુ સનમાન;
વજડાવી ભંભાતદા, ઉંચે સ્વર રાજાન. ૭
અઠાહી ઉછવ કીયો, નગરજીનાયતન નામ;
યાત્રી નર આવ્યા ભણી, દીધ ઉત્તરીવા ઠામ. ૮
સોવન દેવાલય સહિત, જીન પ્રતિમા સુરરાજ;
દીધી રિસહેસર તણી, ભરત ભણી હિત કાજ. ૯
મણિ સુરત્ન સોવન તણો, વર્દ્ધકીકૃત આપાસ;
સુભદિન બાહિર સંઘસું, ચક્રી કીધો વાસ. ૧૦
સોમયશા શ્રી બાહુબલિ, સુત વિદ્યારઈશ;
ગગન વલ્લભ વિનમી તણો, વજનાભ પ્રાચીસ. ૧૧

કલ્યાણ કેતુ રાજા પ્રવર, એ મહીધર ચ્યાર;
બત્રીસેં સહસ્ર ત્રીબસેં મુગટધર, લેઈ બહુ પરિવાર. ૧૨

**ઢાલ—ભરત ભૂપ ભાવસુંએ. એ દેશી. ૬.**

સાધર્મિક વત્સલ કરીએ, જમાડી પકવાન;
જીણુંદ પૂજા કરીએ, કૃત મંગલ પ્રસ્થાન.
ભરત યાત્રા કરે એ, નાભિનારિંદનો પૂત;
ભરત યાત્રા કરે એ, પોષે ધર્મનો સૂત. ભ. ૧
શુભ મૂહુર્ત ગય વર ચઢયા એ, આભરણે સોભંત;
મહીધર પરવર્યો એ, લીધી રિધિ અનંત. ભ. ૨
આસીસ દેં સુર માનવીએ, જય ચિરંજીવ નરિંદ;
નારીપુરની મિલીએ, સંસ્તૂયમાન સાનંદ. ભ. ૩
સાથેં અણુવ્રત ધર થયા એ, શ્રાવક શ્રાવિકા કોડિ
ચોરાસી લક્ષ લીયાએ, ગજવાજી રથ જોડિ; ભ. ૪
મંગલીકનૃપ મુગટેશ્વરાએ, સામંત કુમાર અનેક;
પુરીજન બહુ થયા એ, કોડી દ્વજ સુવિવેક. ભ. ૫
આચારજ સાથે થયા એ. સાધૂતણો પરિવાર;
શીલેં કરી શોભતા એ, વ્રતે વિશુદ્ધ આચાર. ભ. ૬
વાજીંત્ર વાજે અતિ ઘણા એ, ભેરીવ પણ નિસાણ;
સંગીત રચેં ભલાએ, અમારી રાગ સુજાણ. ભ. ૭
ભાટ બોલે બિરૂદાવલીએ, અંતેઉરપુરનાર;
ધવલ મંગલતણાએ, ગાવે પ્રેમે અપાર સુજાણ. ભ. ૮
દેવાલય આગલે એ, શ્રીજીનવરને સીસ;
છત્રત્રય સોભાએ, સાચો ત્રિભુવન ઈસ. ભ. ૯

વૈજયંતી આગલિ ચલેએ, ઉંચી ગગન સમાન;
જો એવા સંઘ ભણીએ, આવે લોક સમાન. ભ. ૧૦
રવિ મંડલ ઢાંકી લીયો એ, સૈન્ય રજે અંધાર;
યાત્રી પગલે ધરાએ, કરે પવિત્ર અપાર. ભ. ૧૧
સાસનતણી પ્રભાવના એ, કરતો પુર ૨ ગામ;
ચૈત્યાલયજીનતણાએ, કરાવે ઠામ ઠામ. ભ. ૧૨
દાન અનર્ગલ આપતો એ, ઉછ્વ પૂજા સ્નાત્ર;
જીનેશ્વર વિધિ કહીએ, તે સહુ કીધી સુપાત્ર. ભ. ૧૩
દેશ ઘણાંઈ અતિક્રમી એ, પ્રયાણિ ભરતેસ;
મજલ થયો જાન તણી એ, આયા સોરઠ દેસ. ભ. ૧૪
ભત્રીજો ભરતેસનો એ, સૌરાસ્ટ્ર સુત ગુણગેહ;
સોરઠનો રાજવી એ, સગતિસિંહ આવેહ. ભ. ૧૫
પાએ લાગો કાકાતણે એ, હાથે કાલીરાય;
હીયાસું ભીડીને એ, ભાષે વચન સુહાય ભ. ૧૬
સોરઠપતિ અ દેશનો એ, સફલ નામ તે કીધ;
તિર્થ જીહાં એહવો ભલો એ, શત્રુંજય સુપ્રસીધ. ભ. ૧૭
ધ ય તિર્થ દર્સન થકી એ, ઈહાંના પશુ પણુ એહ;
નરિંદ પરદેશના એ, તીર્થ ન દેખે તેહ. ભ. ૧૮
પૂજ્ય માંહે તું પૂજ્ય છે ઈહા એ, ગુરૂ તું ગુરૂ યાંમાંહિય
શ્લાઘા તુજ રાજની એ, સફલ જીવિત તુજ રાય. ભ. ૧૯
સદા તીર્થ સેવા કરે એ, ધન તુજ અવતાર.
અમ્હે દૂરિરહ્યાએ, કિમલહિસ્યુ ભવપાર. ભ. ૨૦
દેખી પુંડરીક ગિરિપ્રતેએ, ઉલસિત થયો ભરતેસ;
ધૂણી સિર દે એમ કહેએ, સુંણિ સોમયશા નરેસ. ભ. ૨૧

તિર્થ પાસેં જે રહેએ, ધન્ય સોરઠના લોક;
ભંડાર સુકૃત ભરે એ, નિત નયને અવલોક. ભ. ૨૨
જે દેખે પુંડરિકને એ, ઉજવલ પુંડરીક જેમ;
પાતક પંકતે તજે એ, પુન્ય પવિત્ર ધરિ પ્રેમ. ભ ૨૩
ચક્રવર્ત્તિ એહવો કહીએ, સિંધુર ખંધ ક્ષતામ;
ઉતરિગણધીશને એ, પાય નમે ગુણ ગામ. ભ. ૨૪
રલીયાયત રાજા થયો એ, કહે જીનહર્ષ સુરંગ;
છઠી ત્રીજા ખંડનીએ, ઢાલ કહી મન રંગ. ભ. ૨૫

સર્વ ગાથા. ૧૯૧.

દૂહા.

એ પર્વત કિમ પૂજીએ, ક્રિયા કિસી ઈહાં હોઈ;
એહવો પૂછયો ચક્રધર, આવ્યો તિહાં સક્ર જોઈ. ૧
અવધિ જ્ઞાની જાણી કહે, ભરત ભણી સુરરાય;
રાજન ગિરિ દેખી કરી, નમસ્કરીયેં ચિત્તલાય. ૨
જે નર દીયે વધામણી, એ તિરથની આય;
જેજે તેહને દીજીએ, પુણ્ય ઘણી તે થાય. ૩
સોવન રતન વધાવીએ, ભાવે એ ગિરિરાજ;
ગીતા નાટય આગલિ કરે, પુન્ય લાભ સુખકાજ. ૪
વાહન તિહાં મૂકી કરી, નામી નિજ પંચાંગ
એ તીરથને વાંદીએ, જેમ પગ જેમ ઉછરંગ. ૫
તિહાં ડેરા દેઈ કરી, સંઘ તિહાં ઉત્તારિ;
મહીધર સાથે સંઘપતિ, ભકિત સુકિત ચિત્ત ધારિ. ૬
સ્નાન કરી વાસાંસિ શુભ, પહિરીયુવતી સાથ;
દેવાલય મહાઉત્સવે, પૂજે શ્રી જગનાથ. ૭

## ઢાલ-હરિણી જવ મરે લલનાં એ દેશી. ૭

સંઘ બાહિર સુચી ભૂમિકા લલના લહી હો શત્રુંજય સનમુખ;
ચક્રીને કહે લલનાં, લલના હો શત્રુ સહુ વિધિ જાણ. ચ.
લલના હો દૈવત જ્ઞાન પ્રમાણ, ચ.
સહુને થાય સુખ, નયણે દીઠાં દિલ ઠરે લલનાં. લ. ૧
ઉચ્ચ આવાસ કરાવીએ, કરીએ અગરનો ધૂપ; ચ.
સંઘસહિત તિહાં જાઇએ, લ. મંગલીક ગીત અનૂપ. ચ. ૨
યાચનને ચિત્ત દીજીએ, લ. પૃથવી પીઠ પવિત્ર; ચ.
યક્ષ કર્દમસું લીપીએ, લ. ચિત રાખી એકત્ર. ચ. ૩
સ્વસ્તિ કારિ શ્રી સંઘને, લ. સ્વસ્તિક રચે વિશાલ; ચ.
મુકતાફલ તંદુલતણો, લ. કાશ્મીર મંડલ સાર. ચ. ૪
તુમલ સહુ વારી કરી, લ. આગલિ કરિ ગુરૂ રાય. ચ.
સંઘપતિ પૂંઠે સંચરે, લ. ઉછવ પૂજ રચાઈ. ચ. ૫
સેકયો રાંધ્યો નીપનો, લ. ને વજ્રરૂપો હેમ; ચ.
વસ્ત્ર પુષ્પ માલા કરી, લ, સંઘવી અર્ચે એમ ચ. ૬
વલી સાહમી વત્સલ કરે. લ; પૂજે સંઘ સુભકિત; ચ.
નાટિક શ્રી જીન દેહરે, લ. સ્તૌતિફલ મુકિત. ચ. ૭
તિણિ દિનિ વિકથા નવિ કરે, લઘુત સાવદ્યારંભ; ચ.
વજ્ર ગુરૂ મુખ સાલે, લ. તિર્થ મહાત્મ ઉદંત. ચ. ૮
શત્રુ મુખે ચક્રી સુણી, લ. પામ્યો હૃદય ઉલ્લાસ; ચ.
શ્રી વિમલાચલ સામો, લ. રાય કરાવ્યો આવાસ. ચ. ૯
નાહી સુચિ થઈ બલિ કરી, લ. સુભ વસ્ત્ર પરિધાન; ચ.
સહિત મહીધર નારિસું, લ. આવ્યા જીનગૃહ થાન. ચ. ૧૦

પુષ્પાક્ષત સ્તુતિ બલિ કરી, લ. પૂજ્યા શ્રીજીનરાય; ચ.
શ્રી સંઘ માથે સંઘ લ. રચે સંગીત સુહાય. ચ. ૧૧
યક્ષ કર્દમમંડલ કરી, લ. ઉકત વિધે ચક્રેશ; ચ.
મુક્તાફલ સ્વસ્તિક કર્યો, લ. પૃથ્વી પવિત્ર પ્રદેશ. ચ. ૧૨
તિહાં સોવન પાલે ભર્યો, લ. નાના વિધ પકવાન; ચ.
શિખર જાણે તો ગિરિ તણા, લ. અતિ ઉંચા અસમાન ચ. ૧૩
રોહણ ગિરિ સરિખા કીકા, લ. રતન તણા અંબાર; ચ.
સોવન ઢિગઢોયા તિહાં, લ. મંદિરિ ગિરિ આકાર. ચ. ૧૪
એમ શાસ્ત્રોક્ત વિધેકર્યા, લ. વર્તમાન નર રાય; ચ.
કીધી પુંડરીક ગિરિ તણી, લ. પૂજા સંઘ સમુદાય. ચ. ૧૫
તીરથ મહાત્મ ભણી કરી, લ. સ્તોત્ર કલ્પાદિક રાય; ચ.
શત્રુંજય પ્રણમી કરી; લ. નમી નાભિ ગુરૂ પાય. ચ. ૧૬
તિહાં કિણમન સંતોશસું. લ. ધર્મ ધ્યાન સાવધાન; ચ.
તીરથ ગુણ સુણતા થકાં, લ. નિશિ રહ્યો તિહાં રાજાન. ચ. ૧૭
પ્રાત સમે શ્રી સંઘસું, લ. શ્રી જીન ગુરૂ નમિપાય; ચ.
કીધો વિધિસુ પારણો, લ. યાત્રિય જન સુરાય. ચ. ૧૮
વાર્દ્ધકિ પાસે કરાવીયો, લ. તિહાં નગર રાજાન; ચ.
પાસે પુંડરીક ગિરિતણે, લ. સરસ અયોધ્યા આન. ચ. ૧૯
તે માંહે શ્રી રૂષભનો, લ. ઉત્તંગ તોરણ પ્રાસાદ; ચ.
ઉજવલ યશ ભણે ભરતનો, લ. કરે ગગન સુવાદ. ચ. ૨૦
આનંદોદય ઉપનો, લ. આનંદ પુરી દીયો નામ; ચ.
આપ્યો ભરત મયા કરી, લ, શક્તિસિંહને તામ. ચ ૨૧
ભૂનેતા ઉત્તર દિશે, લ. ચઢયા કરેવા યાત્ર; ચ.
અતિહર્ષે નર સહુ દિશે, લ. ચરે સહર્ષિત ગાત્ર. ચ. ૨૨

ચિલ્લણ નામ મહામુનિ, લ. તીવ્ર તપસ્વી કોઈ; ચ.
આરોહે પશ્ચિમ પથે, લ. સાથે બહુ જન હોય. ચ. ૨૬
શ્રાવક વર્ગ ચઢયા જીસે, લ. દશયોજન પરમાણ; ચ.
કહે મુનિ લાગી આકરી, લ. ત્રસે પીડાયે પ્રાણ. ચ. ૨૪
વારિ વિના ઈહાં અમતણા, લ. ફોકટ જાસે પ્રાણ; ચ.
જીનવર ચરણ ભેટયાવિના, લ. મુનિ સુણિ એહવી વાણ. ચ. ૨૫
યાત્રી દુઃખીયાં જાણિને, લ. સંઘ ભક્તિ મન આણી; ચ.
ઢાલ ત્રીજે ખંડ સાતમી, લ. થઈ જીન હર્ષ વખાણી. ચ. ૨૬

સર્વ ગાથા, ૨૨૪,

## દૂહા.

ત્યારે તિણિ મહા મુનિ વરે, તપલબ્ધિ તેણી ઠામ;
કીધો સંઘ ઉપગારને, વારિ પૂરણ સર તામ. ૧
સંઘ લોકે પીધો તિહાં, શીતલ સુધા સમાન,
કિમપિ તૃપ્તિ પામે નહી, વાર વાર કરે પાન. ૨
સંઘ ઉપકૃતિ કારણે, તપલબ્ધિ મુનિ તામ;
તે દિનથી તેહનો થયો, ચિલ્લણ તલાઇ નામ. ૩
સ્વસ્ત યથા જલપાનથી, મન ધરતા ઉછરંગ;
જન દજા સુખસું ચાલતા, પઢીયા પહેલે શ્રૃંગ ૪
હવે આગલ નૃપ નિરખીયો, કુંડ સરોવર માન;
તાસ પ્રભાવ કહેઈસું, શક્તિ સિંહ રાજન. ૫
ઈહાં પધાર્યા તાતજી, આવ્યો વાંદણ કાજ;
કુંડ મહાત્મ એહનો, મેં પૂછયો મહારાજ. ૬
કેવલ જ્ઞાની તીર્થ કૃત, ચૈત્ય પુરાકૃત ઈંદ્ર;
સર્વ તીર્થાચર વરધર્મે, નામ ધર્યો રાજેંદ્ર. ૭

તિણ તીર્થ કર સ્નાત્રને, કાજે કીધો કુંડ,
ગંગા સિંધુ પદમદ્રહ, આણ્યો નીર અખંડ; ૮
એહ કુંડલ સ્નાનથી, મુકતે માનવ જાઇ;
રોગે પીડયા માનવી, તે નીરોગી થાઈ. ૯

**ઢાલ–સોરઠ માંમી હો વીંજરાજા નાણુ હો; એ દેશી ૮**

શક્તિ સિંહ મુખથી સુણ્યો હો, જીનભાષિત મહિમ;
ચક્રી વર્દ્ધકિને કહી, હોજી સજ્જ કરાવે તામ. ૧
ચક્રી ભાવસું ભાવે ચક્રી હો, શત્રુંજય યાત્રા કરે;
ભરતસી કુંડ તિહાંથિ થયો હો, નામ પ્રસિદ્ધ જગમાંહે:
પદ્મ રાગ માણિક શિલાહો, હોજી બંધાવ્યો ઉત્સાહે. ૨
સ્નાન કર્યો તે કુંડમાંહે, સહિત સુહીદ્રા નાર;
મહોતાચ્છવસું પાર્મીયો, હોજી પહેલો શિખર ઉદાર. ચ. ૩
ચક્રી કીધ પ્રદક્ષિણા હો, સંઘતણે સમુદાય;
ક્ષીર કરી રાજાદની, હોજી સંઘમરતકિ સુખદાય. ચ. ૪
ઇંદ્રિ ઈંકાહિત રત્નમય, હોજી શ્રી જીન પાદ પ્રધાન;
પારિજાત કુસુમે કરી, હોજી પૂજયા નૃપ સુજ્ઞ ધ્યાન. ચ. ૫
શક્ર આવ્યો તિહાં એતલે, હોજી કહો સુણિ ચક્રીરાય;
એ પર્વત તીરથ અછે, હોજી પણ પ્રાસાદ કરાય. ચ. ૬
પ્રાયે કાલ વસે હુસ્યે, હોજી માન ગુણ દીપમાન;
મૂર્ત્તિ વિના એ ગિરિપતિ, હોજી કોઈ ન ગણસે જ્ઞાન. ચ. ૭
ઇંદ્ર વચન ભૂપતિ સુણી હો કરાવ્યો મન હાર;
ત્રિલોકય વિભ્રમ વર્દ્ધિકિ, હોજી કીધો જીન ગૃહસાર ચ. ૮
આયતન સાર્દ્ધ ગાઉ કર્યો, હોજી સહસ્ર ધનુષ વિસ્તીર્ણ;
ઉંચો કોશ ચિંહું દિશિ, હોજી મણિ તોરણ આકીર્ણ. ચ. ૯

સિંહ નાદાદિક પૂર્વ દિશે, હોજી મંડપ કીયા એકવીસ;
દક્ષિણ દિશે પણ તેતલા, હોજી ભદ્રાશાલ પ્રમુખ જગીસ. ચ. ૧૦
પશ્ચિમ મંડપ તેતલા, હોજી મેરૂ નાદ પરમુખ;
શ્રી વિશાલ મુખ તેટલા, હોજી ઉત્તર દીઠાં હવે સુખ. ચ. ૧૧
લક્ષ ગમે તિહાં ગોખડા, હોજી ચોમુખ આદિ જીણંદ;
એ પાસે પુંડરીકની; હોજી એ મૂરતિ સુખકંદ. ચ. ૧૨
કાયોત્સર્ગે રહ્યા પ્રભુ, હોજી મૂરતિ કરાવી એક;
નમિ વિનમિ પાસે રહ્યા, હોજી સેવ કરે સુવિવેક. ચ. ૧૩
ચોમુખ જીન ધર્મ ભાષતા, હોજી મૂર્તિ ત્રિગઢામાંહ;
મૂરત્તિ કરાવી આપણી, હોજી નૃપ કરાવી ઉછાહ. ચ. ૧૪
મરૂદેવા નાભિરાયનો, હોજી એ ભગિનીના રાય;
સુમંગલાદિક માપના, હોજી રચ્યા પ્રાસાદ સુહાય. ચ. ૧૫
મૂરતિ ભાવિ જીનતણી, હોજી નિજ વર્ણાંકિત માન;
કનક પ્રાસાદમાં જૂયૂયા (જુજુયા) હોજી કરાવી સુપ્રધાન. ચ. ૧૬
નીપજાવી ચૈત્ય માલિકા, હોજી ગિરિ ઉપરિ ચિત્ત લાય;
મૂકયો જીન ગૃહ સાર,.................................. ચ. ૧૭
ગજ વાહન તિણ તીરથે, હોજી ગોમુખ નામે યક્ષ;
દક્ષિણ હાથે સોભતી, હોજી કાલી વરદામ અક્ષ. ચ. ૧૮
વામ ભુજાઈ મહાગલિ, હોજી બીજો ધર્યો પાસ;
દેહ વરણ કાંચન જેસો, હોજી રક્ષક ગિરિ તાસ. ચ. ૧૯
અપ્રતિચક્રાહેમના હોજી, ગુરૂડાસન ચક્ર જાસ;
વરદામા દક્ષિણ ભુજા, હોજી દેવી ધરીયા ખાસ. ચ. ૨૦
ધનુષ વજ્ર વામેં કરે, હોજી ચક્રાંકુશયુત દેવ;
તીર્થની રક્ષા કરે, હોજી નિત પ્રતિ સારે સેવ. ચ. ૨૧

તીર્થોદક સર્વૌષધિ, હોજી દેવૈ આણી દીધ;
શાસ્ત્ર ઉક્ત વિધિશું તિહાં, હોજી ચૈત્ય પ્રતિષ્ટા કીધ ચ. ૨૨
વાસાક્ષત સૂરિ મંત્રસૂં, હોજી મંત્રી ખેલ્યા તામ;
ધ્વજા દંડ ચૈત્ય બિંબ વિષે, હોજી સૂરીશે અભિરામ. ચ. ૨૩
સ્નાત્ર કર્યો જન્મ સ્નાત્ર, હોજી જેમ કીધો તિહાં
ભરતેશ;
ત્રીજા ખંડની આઠમી, હોજી કહી જીન હર્ષ વિશેસ. ચ. ૨૪

સર્વ ગાથા. ૨૫૬.

## દૂહા.

સોવન રતનતણા કલશ, તીરથ જલે ભરીયાંહ;
ચંદન કેસર ઘનસાર સું, પૂજી મૂર્ત્તિ સંબાહ. ૧
ચંપક કેતકિ માલતી, પારિજાતક મંદાર;
ચક્રી યાત્રિકસું કરી, જીનપર પૂજા સાર. ૨
પવિત્ર વારિ નૈવેદ્ય વલિ, અક્ષત ફુલ દીપ ધૂપ;
ઇત્યાદિક જીન આગલે, ધરીયા ભૂપ અનૂપ. ૩
સુમન વૃષ્ટિ લેતો થકો, પૂજ્ય વાસ વરાય;
ચક્રી કીધી આરતી, મંગલ દીપક રાય. ૪
દાન ઘણો દીધો તિહાં; આણી હ્રદય પ્રમોદ;
સ્તવના કીધી પ્રભુતણી, સુણતાં હોઈ પ્રમોદ. ૫
સગલે પ્રાસાદે દીયા, સોવન રૂપ અપાર;
ધ્વજા ચઢાવી દેહરે, સોવન કલશ ઉદાર. ૬
ઉત્તરાસંગ કરી નૃપતિ, આવી ગુરૂને પાસ;
ભક્તે દેઈ પ્રદિક્ષણા, વાંદ્યા તાસ ઉલાસ. ૭

ધર્મ લાભ લેઇ કરી, સૂરિ દીયે ઉપદેશ;
ભવસાયર પ્રવહણ તરણ, સુણે ભરત ચક્રેશ. ૮

**ઢાલ—સાધૂગુણે ગુરૂપારે, એ દેશી. ૯.**

દાન્ય મનુષ્ય તે જાણીએ, મુણિરાયારે;
કૃતકૃત્યતે જગમાંહિ, સુણો મહારાયારે;
તિણિ પુરૂષે ભૂષિં જમી, સુ. જે પૂજે જીનરાય. સુ. ૧
દધિ ઘૃત પય સાકર જલે, મ. પંચામૃત સું જેહ; સુ.
ન્હવરાવેં જીનવર ભણી, મ. શિવપદ પામેં તેહ. સુ. ૨
જેહ કરાવે જીનતણા, મ. તણુતાપણુ આવાસ; સુ.
લહે વિમાન રલીયામણા, મ. અનુપમ દેવ વિલાસ. સુ. ૩
માણિક રત્ન હેમાદિના, મ. કરાવે જીનગેહ; સુ.
કુણ જાણે જ્ઞાન વિના, મ. પુન્યતણો ફલતેહ. સુ. ૪
કાષ્ટજીનાલય કારવે, મ. પરમાણું આવ્રત; સુ.
તત્કર્ત્તા સુર સુખ લહે, મ. લક્ષવર સતાવંત સુ. ૫
નવો કરાવે દેહરો, મ. તેહને જે ફલ હોઇ; સુ.
આઠ ગુણે અધિકો હુવે, જીર્ણોદ્ધારે જોઇ. સુ. ૬
બિંબ જીનેશ્વર દેવના, મ. મણિ રત્ન રૂપ્પ પખાણ; સુ.
કનક કાષ્ટ માટી તણા, મ. ચિત્ર કર્મસુ પ્રમાણ. સુ. ૭
એકાંગુષ્ઠ આદઈકરી, મ. પંચ શત અવધિ પ્રમાણ; સુ.
જેહ કરાવે મૂરતિ, મ. પામે દેવ વિમાન. સુ. ૮
મેરૂ સમો ગિરિ કો નહી, મ. સુરદ્રુમો ન વૃક્ષ; સુ.
ધર્મ જીન બિંબ સારિખો. મ. દક્ષ જાણિ પરતક્ષ. સુ. ૯
કરઇ કરાવઈ અનુમતે, મ. સાહાય્ય આપે જેહ; સુ.
શુભ અશુભ ફલ સારિખો, મ. જીનવર એમ કહેહ. સુ. ૧૦

જીહાં ર પ્રતિષ્ટા હુવે, મ. દેશ નગર અરિહંત; સુ.
રોગ તિહાં તિહાં નવ હુવે, મ. દુર્ભિક્ષ વૈર વ્રજંત. સુ. ૧૧
ગાગરિ જલ ભરત કામિની, મ. જીન સ્નાત્રાર્થ આણેહ; સુ.
ચક્રવર્તિ ગૃહિણી થઈ, મ. મુકત્યા શધે તેહ, સુ. ૧૨
વિદ્યા વિણુ સુત જેહવો, મ. નિરજીવ જેમ શરીર; સુ.
નેત્ર વિહુણો મુખ જેસો, મ. સરવર જેમ વિણુનીર. સુ. ૧૩
પુત્ર વિના કુલ જેહવો, મ. દિનકર વિણુ આકાશ; સુ.
અપ્રતિષ્ટ બિંબ તેહવો, મ. પૂજેવો નહી તાસ. સુ. ૧૪
એકે પણુ ફુલે કરી, મ. જે પૂજે જીન રાય; સુ.
એકાતપત્ર સામ્રાજ્યનો, મ. ભોક્તા તે નર થાય. સુ. ૧૫
જે ધન ભવિ પણુ વ્યય કરે, મ. સિદ્ધ ક્ષેત્રમાં આય; સુ.
કોડા કોડિ ગુણો લહે, મ. દિન દિન વધતો જાય. સુ. ૧૬
ચક્રી સાંભલિ દેસના, મ. પ્રણમી મુનિના પાય; સુ.
નિજ મંદિર આવ્યો હીયે, મ. વયણુ ધરંત રાય. સુ. ૧૭
શક્ર કહે ચક્રી ભણી, મ. પૂજ્ય અમારો જેહ; સુ.
તું તો અંગજ તેહનો, મ. શિવગામી ઈણુ દેહ. સુ. ૧૮
કર્ત્તા તીર્થોદ્ધારનો, મ. સંઘપતિ તું ચક્રેશ; સુ.
પૂજ્ય માહરે તે ભણી, મ. ઈમ ભાષે દેવેશ. સુ. ૧૯
તે જીન પૂજા આદરી, મ. હવે સહુ કરસે લોક; સુ.
માહરી કરી વિશેષથી, મ. ભરતેસ અવલોક સુ. ૨૦
ભરતેસર અંગી કરી, મ. સુર સંઘાત સુરેશ; સુ.
વિધિસું જીનવર પૂજીયા, મ. વિવિધ કુસુમ સુવિશેષ. સુ. ૨૧
માલા અરિહંત આશિખા, મ. બહુ પરિદ્રવ્ય વધારે; સુ.
લેઈ હરિ પહિરી તદા, મ. નિજ કંઠે તિણુવારે. સુ. ૨૨

ક્ષીર સમુદ્ર જાઇ કરી, મ. કલસ ભરી સુચિનીર; સુ.
યાતે પુત સુર વૃંદસું, મ. ઉચ્છવ વિવિધ પ્રકાર. સુ. ૨૩
આવી તીર્થે જીનતણા, મ. રુદા પખાલ્યા પાય; સુ.
નવમી ત્રીજા ખંડનિ, મ. એ જીનહર્ષ કહાય. સુ. ૨૪

સર્વ ગાથા. ૨૮૮.

દુહા.

ઇંદ્રોછવ તે દિવસથી, થયો લોક વિખ્યાત;
મોટા જીણિ મારગ ચલે, લોક કરે તે વાત. ૧
ભકતે ભરતેસરિ કરી, કીધી વલી શક્રેણ;
જીન પૂજા દ્વિવિધા થઈ, સહિતોદય હરખેણ. ૨
દીધો સોરઠી તીર્થની, પૂજા થઇ ભરતેશ;
ખ્યાતિ થઇ ક્ષિતિમંડલે, તિહાં થકી દેવદેશ. ૩
ઉભય શ્રૃંગ વિચમે નદી, દેખી ભરત નરેશ,
કીસી ઇસી દીસેં નદી, ભાષે નદી શક્રેશ. ૪
ઇંદ્રિ કહે ચક્રી પ્રતે, નદી શત્રુંજી એહ.
શત્રુંજયને આશ્રય, ફલદ્યે વાંછિત દેહ. ૫
મહાતમ એહ નદીતણો, પૃથક ૨ કહતા ચહ;
જો વરસ શત જોઈ તો, નાવે અંત કહતાહ. ૬
કેવલ જ્ઞાની જે થયા, અતીત કાલ જીનેંદ્ર
સ્નાત્ર કારણે તેહને, કીધી ઇશાનેંદ્ર. ૭
કાંતિ કીર્ત્તિ શ્રિય બુદ્ધિ ધ્રુતિ, પુષ્ટિ સમાધિ હુવંત;
એહના પાણી ફરસથી, રોગ સોગ સહુ જંત. ૮
હંસ સરેસ ચકવા પ્રમુખ, પંખી એહની નીર;
ફરસે તેહને નવિ હુવે, દુઃખ રોગાદિ શરીર. ૯

અંગે લાગે એહ નીર, માટી નિગમે રોગ;
કાદંબોષધિ જીમ ધમી, પામે કંચન યોગ. ૧૦
સાંભલિ મહિમા એહની, સુણી જીન મુખથી રાય;
સુખ પામ્યો એ પુર વિષે, જીમ શાંતન સુત થાય. ૧૧

**ઢાલ—નર ભવ નગર સુહામણો વિણ-જારોરે—એ દેશી.**

ઈણ હીજ ભરત ક્ષેત્રમાં, સુણિ રાજારે;
શ્રી પુર શાંતનરાયહો સુ. સર્વ રાજ સુખ ભોગવે. સુ.
નરપતિ સેવે પાયહો, સુણિ રાજારે. ૧
રાણી સુશીલા જેહને, સુ. શીલવતી ગુણ ખાણિ હો; સુ.
પ્રીતમસું સુખ ભોગવે, સુ. બોલે મીઠી વાણિહો. સુ. ૨
પુત્ર જણ્યો તિણિ અન્યદા, સુ. કુષ્ટિ જવરાદિંત સ્થામ હો. સુ.
જનમ સમય હસ્તી સહૂ, સુ. મૂઆ ન રહ્યા નામહો. સુ. ૩
હવે બીજો પણ સુત જણ્યો, સુ. અશ્વ મૂયા તત્કાલહો. સુ.
ધર્મ જેમ હિંસાથકી, સુ. લોભ થકી ગુણ માલહો. સુ. ૪
સુત આવ્યો ત્રીજો વલી, સુ. રૂધિગઈ સહુ તામહો; સુ.
ચોથે સુતે આવ્યો થકે, સુ. વૈરી વીટયો ગામહો. સુ. ૫
લશ્કર સહુ નાસી ગયો, સુ. શાંતન નૃપ લેઈ રાતિહો; સુ.
નારિ સુસીલા પુત્રસું, સુ. નીકલીયો કીહાં જાતિહો. સુ. ૬
નીલ મહાનીલ એહવા, સુ. કાલ મહાકાલ નામહો, સુ.
ચ્યારે સુત રોગાદિંત્તા, સુ ચારે સરખા શ્યામહો. સુ. ૭
કર્કશ વાણી જેહની, સુ. નિર્ગુણ પાળી કુરહો; સુ.
સપ્તવ્યસન વ્યગ્રમન સદા, સુ. મુખ કાયા નહી તૂરહો. સુ. ૮

દેશ દેશ રાજા ભમે, સુ. વનવન પંખી જેમહો; સુ.
તિણિ કુપુત્રે કુગૃહે, સુ. દુઃખી કીયો નૃપ એમહો. સુ. ૯
કરે ભોજન સદા, સુ. રોગી, ક્રોધી ચોરહો; સુ.
માયબાપના ચિત્તમાં, સુ. ચિંતોપજાવે જોરહો. સુ. ૧૦
વિપ્ર તારી સુત નારિને, સુ. જઈ કોણ ઠામહો; સુ.
આઉષો પૂરો કરૂં, સુ. જીવ્યાનો નહી કામહો. સુ. ૧૧
એહવું વિમાસી નીસર્યો, સુ. ચઢીયો મહાગિરિ જાઇહો; સુ.
ઉંચો જીનવર દેહરો, સુ. દીઠો આગલિ રાયહો. સુ. ૧૨
સંબલ જાણે વાંછતો, સુ. પ્રાણ પ્રયાણ પ્રસ્થાનહો. સુ.
કુટુંબ સહિત જીન ગૃહ ગયો, સુ. ભાવ ઘણે રાજાનહો. સુ. ૧૩
તેજ પુંજ દીઠો તિહાં, સુ. અદ્ભુત વપુ આકારહો; સુ.
જીન ચરણે નમતો થકો સુ, દીઠો નર સુવિચારહો. સુ. ૧૪
શાંતન નૃપ દેખી કરી, સુ. આવ્યો ભાવ પવિત્રહો; સુ.
શ્રી જીનવર ચરણેં નમ્યો, સુ. નિજમન કરિ એકત્રહો. સુ. ૧૫
થોડોહી મન શુદ્ધસું સુ. કીજે જીનવર ભક્તિહો. સુ.
ઈહ લોકે પણ સુખ દીએ, સુ. પરલોકે સુરશક્તિહો. સુ. ૧૬
હું ધરણેંદ્ર મહીપતિ, સુ. જીન ભક્તિથી થયો તુષ્ટહો. સુ.
માગ રજે તુજ રૂચે, સુ. પુણ્ય કીયો તે પુષ્ટહો. સુ. ૧૭
તિણ વચને નૃપ થયો ખુસી, સુ. અહિપતિ ચલણે
લાગિહો; સુ.
ભાખિ તુજ દર્શન થયો, સુ. લહ્યા સંપદ સોભાગહો. સુ. ૧૮
વરતો પાછેં માગસું, સુ. પ્રથમ કથા મુજ ભાસિહો. સુ.
અનુક્રમે પુત્ર થયા થકી, સુ. કિમ થયો સહુનો નાસહો. ૧૯

જ્ઞાને ભવ જાણી કરી, સુ. ધરણેંદ્ર ભાષે તામહો; સુ.
મહાટવી માંહિ રહે, સુ. ભલી એક ક્ષય નામહો. સુ. ૨૦
કુરાશય મહાશય પાતકી, સુ. ધ્યાન અશુભ ધરેહહો; સુ.
યાત્રિક લોકને એકદા, સુ. લુટી વલીયો તેહહો. સુ. ૨૧
મૃગ વનમાંહિ જોવ તો, શુ. કર્ણાંત ખેંચી બાણહો; સુ.
શ્રી સંયમ મુનિ આગલે, ધ્યાન રહ્યા ગુણ ખાણિહો. સુ. ૨૨
પૂછે મુનિ મૃગ કહાં ગયા, સુ. રૂષીને બોલે જામહો; સુ.
ક્રોધ કરી દુષ્ટાતમા, સુ. બાણે હણીયો તામહો. સુ. ૨૩
નમો અરિહંતાણં કહી, સુ. પ્રાણ તજ્યા તત્કાલહો; સુ.
સિંહે તિંહાં ભમતો હણ્યો, સુ. તિણહીજ દિવસે માલહો. સુ ૨૪
હાય રમેં પાપીએ, સુ. માર્યો નિસ્પૃહ સાધહો; સુ.
મરતાં મનમાંહિ ચીંતવ્યો, સુ. તેહનો એકલ લાધહો. સુ. ૨૫
કીજે તેહવો પામીએ, સુ. દશમી એ થઈ ઢાલહો; સુ.
પૂરી ત્રીજા ખંડની, સું. કહી જીનહર્ષ વિશાલહો. સુ. ૨૬

સર્વ ગાથા ૩૨૫.

દૂહા.

પામી પૃથ્વી સાતમી, ઘાતક ભિલ્લ મુનિશ;
સહે દુઃખ તિહાં આકરાં, આયુ સાગર તેત્રીસ. ૧
તિહાંથી નીકલિ ભવ કર્યો, સિંહ વ્યાઘ્રના તેણ;
વલી નરકનાં દુઃખ લહ્યાં. ઘણાં કુકર્મ વસેણ. ૨
પ્રતિ મુનિ વધ સમરીયો, કુકૃત ગર્હણ કીધ;
તેહ નરકથી નિકલી, તુજ સુત નીલ પ્રસિધ. ૩
મુનિ નિંદા પણ દુસ્તરા, રાજન મુનિવર ઘોર;
જો મુનિ પ્રતેં ઉવેખીએ, તો થાએ પાપનો જોર. ૪

મુનિવર મરણોદય સમેં, કીધો પશ્ચાતાપ;
તિણિ મુજકુલ ઉપનો, અજી રહ્યો છે પાપ.

**ઢાલ–એટલા દિન હું જાણુતીહાં, મિલસે વાર બિચાર મેરે નંદના;–એ દેશી. ૧૧**

મહા નિલ કંકાપુરીરે હાં, ક્ષત્રી નામે સૂર;
કર્મ ન કીજીએ, સેવક ભીમ નરેંદ્રનોરે હાં, ચિત્ત
તણો નહી પૂર. ક. ૧
માઠાં કિણહિ વાર, પાડે જે સંસાર;
દુર્ગત દુખ દાતાર, નાવે કિમહી પાર. ક
મંત્રી તણે વિપર્યયેંરે હાં, અણલહતો નિજ ગ્રાસ; ક.
દરિદ્ર ઘણુ ઉપદ્રવ્યોરે હાં, એક દિન આવ્યો પાસ. ક ૨
તે જીમતો ભાખેઈ સુંરે હાં, આજ રસોઈ અસાર; ક
સાર કિહાંથી હું કરૂંરે હાં, ન લહુ પ્રાણ આધાર. ક. ૩
ભર્ત્તા આણ્યો કામિનીરે હાં, કરે અન્નાદિક પાક; ક.
આજી એહિજ ઘરમાં હુંતોરે હાં, કીધો તે અન્ન શાક. ક. ૪
કોપ દાવાનલ જાગીયોરે હાં, શુણિ સ્ત્રી વચન વિલાસ; ક.
કાંતા પાષાણે હણીરે હાં, જીવતણો કીયો નાસ. ક. ૫
કોલાહલ કીધો ઘણોરે હાં, તાસ સુતા તિણ વાર; ક.
આવ્યા તુરત સુણી કરીરે હાં ભમતા તત્ર તલાર. ક. ૬
તેહને બાંધી આણીઓરે હાં, રાજા કેરે પાસ; ક.
સૂલી દ્યો નરપતિ કહેરે હાં, શીઘ્ર ચડાવ્યો તાસ. ક. ૭
વેદે સૂલી તે વેદનારે હાં, મુનિ દીધો નવકાર; ક.
મરી તિહાંથી ઉપનોરે હાં, છઠી નરક મઝાર. ક. ૮

તિહાં કર્મ નિજ ભોગવીરે હાં, નારી વધનો જેહ; ક.
નમસ્કાર સુણ્યા થકીરે હાં, તાહરો સુત થયો એહ. ક. ૯
આડા હાથ દે મારતાંરે હાં, અબલાપે હણીયેં કેમ; ક
ઘાત કરે બેલોકનીરે હાં, અહિપતિ ભાષે એમ. ક. ૧૦
ત્રીજો સુત જે તાહરોરે હાં, ઈભ્ય પુત્રને જાણિ; ક.
કામ અંધાપૂરવભ વેંરે હાં, કેહની ન ગિણેં કાણિ. ક. ૧૧
ધર્મ ઘાતક ગુરૂદેવનેરે હાં, નિંદે નિત્ય સર્વેણ; ક.
આણ નમાને બાપનીરે હાં, યૌવન ધન ગર્વેણ. ક. ૧૨
કારણ દેવ ધર્મ તત્વનોરે હાં, થાય સદ્ગુરૂ જેહ; ક.
નિંદા કીધી ગુરૂતણીરે હાં, ત્રિણે વિરાધ્યા તેહ. ક. ૧૩
દેવ દર્શની ધર્મનીરે હાં જે નિંદા કરે રાય; ક.
તે ચંડાલભવ પામિનેરે હાં, તિર્યંચ નરકે જાય. ક. ૧૪
બોધિબાંજ તિમનવિલહેરેહાં, સ્વર્ગ સુકુલ ન લહંત; ક.
સુદ્ધ તલખિ પામે નહીરે હાં, દેવ નિંદાથી તંત. ક. ૧૫
થાયે ગુંગા કાબ્હલારેહાં, ભૂત કુષ્ટ મુખ રોગ; ક.
જીન નિંદાથી એતલારે હાં, પામે દુઃખ સંયોગ. ક. ૧૬
અપયશ અકાલ મરણ લહેરે હાં, વક્ર હુવે દુર્ગંધ; ક.
મુખ દોષ સહુ હુવેરે હાં, ગુરૂ નિંદા સંબંધ. ક. ૧૭
ભમે નરક તિર્યંચમાંરેહાં, દુખીયો થાય અપાર; ક.
ધર્મ નિંદક જે માનવી રે હાં, ન લહે નર અવતાર. ક. ૧૮
ત્રિણે નિંદક પાતકીરે હાં, ભમે ઘણું સંસાર; ક.
તેહનો સંગ ન કીજીએ રે હાં, થઈએ મલીન અપાર. ક. ૧૯

સુકુલ કલંકયો માહરોરે હાં, ચલતાં હીણાચાર; ક.
તો ત્યાગું સર્વથારેહાં, રાખું નહી ઘરબાર. ક. ૨૦
મુખ રોગી પ્રાંતે મૂરે હાં. વેદન થઇ કરાલ; ક.
ષષ્ટ નરક દુઃખ ભોગવીરે હાં, તુજ સુત થયો એ કાલ. ક. ૨૧
એહવું ચિંતવી કોપથીરે હાં, ઇભ્યે કાઢયો તાસ; ક.
ઘરથી પુરથી બાહિરેરે હાં, વનમાં ભમે ઉદાસ. ક. ૨૨
અગીયારમી પૂરી થઈ રે હાં, ત્રીજા ખંડની ઢાલ; ક.
કહે જીન હરષ અહીપતીરે હાં, સંબંધ હવે મહાકાલ. ક. ૨૩

સર્વ ગાથા, ૩૫૩.

## દુહા.

દ્વિજ નંદન ભવ પાછલે, ચોથો એ મહાકાલ;
ભિક્ષાઈ આજીવિકા, પચૈ દુખા ગતિ કાલ. ૧
ઉદર પૂરણા દોહિલી, ફિરે દેશથી દેશ;
કયાંહી વંકને (શેઠ) ઘરે જઇ રહ્યો કિંકર વેશ. ૨
જીનાભરણ ચોરી કરી, અન્ય દિવસ ગયો તેહ;
મુનિ ઉપગરણ આગલિં ગ્રહ્યા, લાભથી લોભ વધેહ.
વ્યસની વેશ્યા ઘર ગયો, દીધાં સગલા તાસ,
પાપે પિંડ ભર્યો ઘણું, અંતે થયો નિરાસ. ૪
દ્રવ્ય દેવ ગુરૂનો લીએ, સપ્ત કુલ બાલે તથ્થ,
તેલ મિશ્ર વિખ પીજાઇ, પણ ન ભખી જે દેવ્ય દ્રવ. ૫
દેવ દ્રવ્ય વિણાસીએ, સાતમી નરકે વાસ;
સાત વાર દુખ આકરા, ભોગવવા પડે તાસ. ૬

## ઢાલ—રૂહુરહો વાલહા, એ દેશી. ૧૨

કરે જેહ આજીવિકા, દેવ ગુરૂ સંઘાત રાયરે,
ધંતુર રસસું મલ્યો વિખની પરે કરે ઘાત રાયરે.શાંતે તું સંભલો ૧
તન્નિસુણી ધરણેંદ્ર કહે, કરિયાં કર્મ વિપાક રાયરે
કરતો જીવ વેચે નહિ, મગન થયો મોહછાક રાયરે. શાં. ૨
કાઢે સંકિલષ્ટને, મૂઉ કિતલે રાયરે;
નરક ચંડાલ કુલે ભમી, તુજ સુત થયો મહાકાલ. શા. ૩
પતી પ્રીયા ઘાતક થયા, ગુરૂ દેવ નિંદક એહ રાયરે;
તાસ દ્રવ્ય આજીવિક લહે સુકુલ કિમ તેહ. રા. શાં. ૪
ભીલ પ્રાંતે મુનિ સમરીયો, ક્ષત્રિય પંચ નવકાર. રા.
નિંદક તે કુલ ઉપનો, તસ્કર જીન ઉપગાર, શાં. ૫
પુત્ર તણે પાપે કરી, રાજ્યથકી થયો ભ્રષ્ટ; રા.
રાજા તું મરવાતણો, ચિંતન મ કરિ અનિષ્ટ. રા. શાં. ૬
સોરઠ દેશ જઈ કરી, શંત્રુજય ગિરિ મૂલ; રા.
સેવિ નદી શત્રુંજયા, કાઢે દોષ સમૂલ. રા. શાં. ૭
તાસ તીર વૃક્ષાવલી, તેહના ફળ આસ્વાદિ. રા.
શત્રુંજયા નદી જલે, સ્નાત્ર કરો જીન આદિ. રા. શાં. ૮
તેહ નદીના તટ વિષે, જીન મંદીર છે સાર; રા.
પાપ હરે સહુ પુરૂષનાં, સૂર્ય કીયો શ્રીકાર. રા. શા. ૯
પાતિક તિહ સમાઇવા, વિધિ પૂજો જીનરાય; રા.
મન વચન કાયા શુધ્ધ કરી, રાખો જંતુ સદાય. રા. શાં. ૧૦
છઠ અઠમ દસમાદિકે, કરીએ કર્મનો સૂડ; રા.
શુધ્ધ મનોશીત આતાપના, દિક સહિવા નહિ કૂડ. રા. શાં. ૧૧

એમ કરતાં તીન ચતુપંચા, ષટ્સુપ્રમાણે માસ; રા.
રોગ રહિત કાયા થઈ, લ્હેસે તે સુવિલાસ. રા. શાં. ૧૨
વચન સુણી ધરણેંદ્રનાં. નૃપને થયો ઉલ્લાસ; રા.
ભકતેચરણ નમી કરી, વલી અહિપતિ કહે તાસ. રા. શાં. ૧૩
કોઢી થયા કુકર્મથી, હોસે સુરોપમ કાય; રા.
રાજ્યતણા ભોકતા હુસે, તીર્થતણે સુપસાય. રા. શાં. ૧૪
યુવતી નંદનસું જઇ, નદી તટે ષટ માસ; રા.
સ્મરણ કરિ અરિજીયને, આપસે રાજ્ય વિલાસ. રા. શાં. ૧૫
એમ કહિ ધરણીપતિ ગયો,નૃપ પણ નમિ જીન પાય; રા.
ધરણેંદ્ર વચન ધારી હૈયે, હાલ્યો તિણ પથરાય. રા. શાં. ૧૬
ઘણા દેશાઉર અતિક્રમી, પોહતા સોરઠ દેસ; રા.
શત્રુંજય ગિરિ નિરખીઓ, વિસ્મય લહ્યો નરેસ. રા. શાં. ૧૭
શત્રુંજયા નદી તટે, તૃણની કરે કૂટીર; રા.
પૃથ્વી પતિતિહાં રહયો, સત્વાલંબ શરીર. રા. શાં. ૧૮
તેહ નદીના નીરશું, કરે સનાત્ર અમૂલ; રા.
પામેં તીરથ તીર્થેશને, અસન કરે ફલફુલ. રા શાં. ૧૯
માસાંતે જિય પુત્રના, કનક વરણ થયા દેહ; રા.
તો પણ ધરણાદેશથી, રહ્યા છમાસી તેહ. રા. શાં. ૨૦
ષટ્ માસીને છેહડે, સમર્યો ધરણી નાહ; રા.
બેઠી વિમાને આવીયો, ધરી મનમાં હે ઉત્સાહ રા. શાં. ૨૧
સુર શક્રે સેના રચી, નૃપસું જઇ અહિરાજ; રા.
વૈરીને જીતી કરી, આપ્યો શાંતન રાજ. રા. શાં. ૨૨
શાંતન હિંવે નિજપુત્રસું, કીધ જીનાર્ચન પાત્ર; રા.
જીનવાસ કીધી નહી, મંડિત નિર્મલ ગાત્ર. રા. શાં. ૨૩

રાજતણાં સુખ ભોગવી, ચોસઠ લાખ વરીસ; રા.
ત્યાર પછે સુત નારિસું, સંયમ ગ્રહ્યો અવનીસ રા. શાં. ૨૪
શત્રુંજય ગિરિ ઉપરે, અણસણ કેવલપામ; રા.
મુકિત નિલય તે સહુ ગયા, ત્રોડી કર્મ વિરામ. રા. શાં. ૨૫
ધરણીધર શાંતનતણો, નૃપને કહ્યો વૃત્તાંત; રા.
ત્રીજી ખંડે એ બારમી, ઢાલ જીન હર્ષ ઉપંત રા. શાં. ૨૬

સર્વ ગાથા, ૩૮૫

દૂહા.

શત્રુંજયાનદી તણો, અછે અનેક પ્રભાવ;
રાજ્યભ્રષ્ટને રાજ્ય દે, શુખ ભ્રષ્ટને સુખવાસ. ૧
વિદ્યા ભષ્ટ વિદ્યા લહે કાંતિકીત્તિ મતિ બુદ્ધિ;
સ્વર્ગતણા પણ સુખ દીયે. તીર્થ નદી જળ સુધ્ધ. ૨
મુખ્ય સહુ સુરમાંહિ જેમ, યુગાદીસ જગદીસ;
તિર્થમાંહિ મુખ્ય તેમ, શત્રુંજય ગિરિ ઇશ. ૩
તિમહીજ તીરથ ભૂતએ, ઉત્તમ નદીયાંમાંહિ;
ઇણિપરિ ભરત નરેંદ્રનું, જીન ભાષિત આરાહિ. ૪
એ ઉત્તર દિસિ સોહતી, પૂરણનીર પવિત્ર;
એંદ્રી એ સ્ત્રોતસ્વિની, મહિમા જાસ વિચિત્ર. ૫
સ્વર્ધા ઇશાનેંદ્રની, તટિની સૌ ધર્મેશ,
આણી પદ્મદ્રહથકી, કાજે ભક્ત જીનેશ. ૬
એહની મોટી નીપની, કલશ ભરી જલ એહ;
સ્નાત્ર કરાવે જીન ભણી, મુક્તિ કરે વશિ તેહ. ૭
ત્યાર પછે પાતાલ પતિ, ભક્તિકાજ જીન રાજ.
આણી ઇહાં પાતાલથી, નદી પૂરવ સિરતાજ. ૮

જાય દક્ષિણ દિશિ ભણી, કુબેર દિશિ ઉત્પન્ન;
શ્રી સૂર્યોદ્યાનાશ્રિતા, બહુ પ્રભાવ સંપન્ન ૯
નાગેંદ્ર જીન સ્નાત્રને, કાજે આણી એહ,
નાગેંદ્રી નામે પ્રસિદ્ધ, કરે પાપનો છેહ. ૧૦
કીધી સર્વ સુરાસુરે, સ્નાત્ર પ્રથમ જીન કાજ;
યમલ ચશ નામે નદી, જન તારિવાજીહાજ. ૧૧
જેહુને પાણી કરી, જીનને કરે પખાલ;
મનુષ્ય જનમ તરૂઅણુતણે,ફલ પામ્યો સુવિશાલ. ૧૨

## ઢાલ-અમરસિંહ ગઢપતિ ગજી સાહેરાજી, એ દેશી ૧૩

ચૈદે મોટી નદી, સાંભલી ભરત ભૂપાલ;
શત્રુંજય તટ સોભતી, શ્રી જીન કરણ પખાલ. ૧
ભરત નરપેંદ્ર કહે તમે સાંભલોજી નદી પ્રભાવ વિશાલ; ભ.
એ કુંડ સમુદ્રથી, એહથકી જલ આણી;
સ્નાત્ર કરાવે જીન ભણી, એ તીર્થ ગુણ ખાણિ. ભ. ૬
સંઘ અધિપપથિપ શ્રાવક તણો, અનુક્રમ એ આચાર
ચકી શત્રુથી જીન તણા, આપે પદ નિરધાર. ભ. ૩
નિશ્ચય એ તટિની સહુ, સુભંકરાસ્વાચાર;
પૂર્ણ અનેક પ્રભાવસું, ભૂષિત તીરથાદ્વાર. ભ. ૪
જે ફર્સે તે જસ લહે, શુભોદયાપદ જાણિ
સ્વર્ગાદિક સુખ સંપદા, હસ્તગ્રાહ્ય તું જાણિ. ભ. ૫
નિધિ તેહને પાસે રહે, કામધેનુ ઘરબારી;
તીનલોક વસિ તેહને, સદા પવિત્ર નરનારી. ભ. ૬

દુષ્ટ કુષ્ટ થાયે નહી, પુહવે નહી ભૂતપ્રેત;
અમર સહુ કિંકર હુવે, જે સેવે સિદ્ધક્ષેત્ર. ભ. ૭
વચન ઇંસા હરિના સુણી, ખુસી થયો મનમાંય;
શક્ર સહિત ચક્રી મુદા, નાહુવા તટિની જાય. ભ. ૮
તેહને તીરઇં વૃક્ષનાં, સુફલફુલ આદાય;
કલશ ભરી નિર્મલ જલેં, જીન પૂજ્યા ચિત લાય. ભ. ૯
પૂર્વ દિશી ચક્રી કીયો, પૂરવ તીરથ માન;
પરતખિ સુરપુર સારિખો. વિસ્તારે બહુ માન. ભ. ૧૦
વાપિ તલાવ તિહાં ઘણાં, સોભિત વનની સેણુ;
ચૈત્ય રચ્યો જગદીસનો, વર્દ્ધકિ હરષ વસેણુ. ભ. ૧૧
બ્રહ્મર્ષિ સુત ચક્રતણો, સિદ્ધો જીહાં મુનિ રાય;
બહુ પરિવાર સાધુને, બ્રહ્મગિરિ તીરથ કહાય. ભ. ૧૨
તિહાં કરાવ્યો ચક્રીએ, અતિ ઉંચો પ્રાસાદ;
સુરવિશ્રામ નામે ભલો, થાપ્યા માંહિ યુગાદ. ભ. ૧૩
દુંદભિ ભેરી વાજતાં, આગલ કરિ ગુરૂ રાય;
ચક્રી વાસવ ભૂપસું, લેઇ (પત્ની) યાત્રીસ સમુદાય. ભ. ૧૪
સંઘ લોક બીજા ઘણા, ચાલ્યા હર્ષ ધરંત;
પૂજા કરવા ચૈત્યની, નાના શિખર ભમંત. ભ. ૧૫
શ્રૃંગ અધિષ્ટાતા હસે, ભાવી કપરદીયક્ષ;
શક્રે શ્રીઅરિહંતનો, કર્યો પ્રાસાદ સુદક્ષ. ભ. ૧૬
પૂરણિમા માહ માસની, શ્રીજગદ્ગુરૂ માય;
ચક્રી શ્રૃંગે થાપીયા, દેવલ તિહાં કરાય. ભ. ૧૭
જે નર નારિ તે દિને, પૂજે જગગુરૂ માત;
સુખ સામ્રાજયતણા લહે, પામે જગ વિખ્યાત. ભ. ૧૮

વિધવા નારિ નવ હુવે, બહુ પુત્રવંતી થાય;
શક્રચક્રી ગૃહણી થઈ, મુગતિ પુરીને (તે) જાય. ભ. ૧૯
એ યોજન મૂકી કરી, મિત યોજન ગિરિ એક;
તિર્યંચ પણ સુરસુખ લહે, સ્વર્ગાખ્યાનમ્યા વિવેક. ભ. ૨૦
તિહાં પ્રાસાદ કરાવીયો, ચક્રી ભાવ વિશાલ;
શ્રી યુગાદિશ રાયનો, સુર સેવિત ગુણમાલ. ભ. ૨૧
બીજા વલી શ્રૃંગને વિષે, નિજ સુત યતિ અનેક;
બાહુબલિ મુનિ એમ કહે, સહસ્ત્ર અઠોત્તર એક. ભ. ૨૨
એ તીરથ સુપ્રભાવથી, તમને પુંડરીક જેમ;
કેવલ સિદ્ધિ પુરી હસ્યે, કર્માષ્ટ ક્ષય કરિ એમ. ભ. ૨૩
તે માટે સુવ્રત તુમે, ઈહાં રહો ગુણવંત;
એહવું સાંભલિ તિહાં રહ્યા, તે સાથે મુનિ પંત. ભ. ૨૪
કેવલજ્ઞાન લહ્યો તિહાં, અનુક્રમે પામ્યા મુક્તિ;
બાહુબલિ શ્રૃંગે તિહાં, વાર્યો દેવલ નૃપ ઉક્તિ. ભ. ૨૫
ત્રીજા ખંડતણી થઈ, ઢાલ તેરમી એહ;
કહે જીનહર્ષ સુણો સહુ, તીર્થસું ધરી સ્નેહ. ભ. ૨૬

## દુહા.

### સર્વ ગાથા, ૪૨૩

હવે ભરત પછે વલી, વાસવને ધરી પ્રેમ;
સર્વ તીર્થમય એ ગિરિ, દાહ થયો મુનિ કેમ. ૧
મરૂદેવાદિક સિદ્ધના, પુંડરીક મુનિ અંત;
કાયા ક્ષીર સમુદ્રમાં, મેં ખેપી ભૂકંત. ૨
આજ પછે હસે નહિં, આગલિ એ આચાર;
સિદ્ધતણી હવે દેહનો, હસ્યે અગ્નિ સંસ્કાર. ૩

સર્વ તીર્થમયે અછે, મુખ્ય શત્રુંજય શ્રૃંગ;
આદિદેવ પગ સંયુગત, સર્વ દેવનો અંગ. ૪
દાહ દુકર્મ ઈણ કારણે, કરવો યુકત ન તત્ર;
તીર્થ લોભ થાય જીનાજ્ઞા ખંડન પણ અત્ર. ૫
મુખ્ય શ્રૃંગ મુંકી કરી, બે જોજન સરવત્ર;
અગ્નિ સંસ્કૃત દેહનો, કરવો તિહાં પાવત્ર. ૬
કરવી મૂત પાષાણમય, સિદ્ધતણી તિણ ઠામ;
સાધુ અવરના પણ તિહાં, કરવા એમહિજ કામ. ૭

**ઢાલ પ્યારો પ્યારો કરતી એ દેશી, ૧૪.**

એમ સાંભાલ વાસવ દાખ્યો, તે યુક્ત મહીપાત ભાષ્યો,
દેહસંસ્કૃત તિમહીજ કીધો, સુકૃતાકર લાહો લીધોહો લાલ. ૧
ચક્રી ગિરિસું મોચ્યો પ્રભુનો તિણ શ્રૃંગે;
પ્રાસાદ કર્યો મન રંગે, પૂરવદિશે યુવતી ભાલે.
જાણે રતનતિલક અજૂયાલેહો લાલ. ચ. ૨
વલી શોમયશાના ભાઈ, નિજ અનુજ બાહુબલિ (મિ)ત્રાઈ;
એહના પ્રાસાદ કરાઈ, વર્દ્ધકિ પાસે સુખદાઈ હો લાલ. ચ. ૩
તાલધ્વજગિરિ શ્રૃંગ સુઠામે, તાલધ્વજ ઇણ નામે;
અસિષેટક શૂલભૂયંગો, કર થાપ્યો રાય અભંગો હો લાલ.ચ. ૪
હવે કાદંબકગિરિ એસો, શ્રીનાભિભણી ભરતેશો,
પ્રભૂ એહનો પ્રભાવ કિસું છે, કરજોડી ઇણિં પરિ પૂછે હો.ચ. ૫
ગણનાથ કહે સુણિ રાયા, સુણતાં નિર્મલ કાયા;
ઉત્સર્પિણી ગત સુખ કંદા, હુવા ચોવીસ જીણંદા હો લાલ. ચ. ૬
હુયો સંપ્રતિ જીનો ભાવે, ગણ અધિપ કદંબ કહાવે;
મુનિ કોડસુંઇંહાંશિવ પામી, કાદંબક તિણિથયો નામીહો.ચ. ૭
દિવ્યઔષધિ ઇણિ ગિર આ છે, રસકૂપી રત્ન ભૂવા છે;
સુરવૃક્ષ ઈહાં પામીજે, એહના ગુણ કિસા કહીજે હો. ચ. ૮

દિવાલી દિન શુભ વારે, ઉત્તરા પણ સુરપતિ વારે;
થાપે મંડલ ઈહાં આવી, થાયે પરતખિ સુરભાવી હો લાલ. ચ. ૯
ઈણ સોરઠ મંડલ માંહે, દારિદ્રે કરિ નઈ કહે;
પીડાયે જીહાં કાદંબા, ગિરિ સિદ્ધિ વિટપની જંબા લાલ ચ. ૧૦
એહ ગિરિવર જેહને તૂઠો, અમૃતનો પાવસ વૂઠો;
ચિંતામણિ સુરતરૂ ગાવી, સહુ તૂઠયા તસું ઘર આવી
હો લાલ. ચ. ૧૧
જીહાં ઓષધિ સંધ્યાકાલે, નિજભાદીવ સમૂહ દિખાલે;
તેમ રહે એ કાદંબગિરિ કેરો, દારિદ્રનો ગમે વસેરો
હો લાલ. ચ. ૧૨
છાયા વૃક્ષા સુર વૃક્ષા, ઈહાં છે પરતક્ષ પરીક્ષા;
કનકાચલના જેમ આપે, મન વંછિત સહુ દુઃખ કાપે
હો લાલ ચ. ૧૩
અનુક્રમે એક કાલ નીહાણે, ન હુસે ગોચર નવિ જાણે;
જેમ વર્ષા દુર્દિન દીસે, રવિ છન્ન કિરણ નવિ દીસે હો લાલ. ચ. ૧૪
કાદંબે જે અવગણીયો, દારિદ્ર દુઃખ જાસ ન હણિયો;
જાણો તે ભાગ્ય વિહુણો, લક્ષ્મીથી તે થયો ઉણો હો લાલ. ચ. ૧૫
એ ગિરિ મોટો અવતારી, ચક્રી મહિમા અવધારી;
તિહાં વૃક્ષેકરી અતિ દીપે; ધર્મોદ્યાન નંદન જીપે હો . ચ. ૧૬
મહાવીર પ્રાસાદ કરાવ્યો, ભાવી જીનવર મન ભાવ્યો;
વર્દ્ધકિ મન ખંતો, મણિ રત્ન તોરણ સોભંતો હો લાલ. ચ. ૧૭
ગિરિ કદંબથી પશ્ચિમ શ્રૃંગે; શત્રુંજા નદી તટ સંગે;
સેના માનવ ગજ વાજી, ચક્રી થાપી તિહાં તાજી હો. ચ. ૧૮
તિહાં રોગાદિક કેઇ કેઈ, હસ્તિ અશ્વ પાયક નર જેઈ;

મૃત પામી સ્વર્ગે પુહતા, તીરથ મહિમા ગહગહતા
હો લાલ. ચ. ૧૯
તે સ્વર્ગી તિહાં કિણુ આવે, એ ચક્રીને પ્રણમે ભાવે;
અમે દેવતણા સુખ પાયા, તીરથમહીમાથી રાયા હો લાલ. ચ. ૨૦
તિહાં નિજનિજ મૂર્તિ સંયુક્તા, કીધિ જીન ગૃહ જીન ગ્રહ
જીન ભક્તા;
તે દિનથી થયો અભિરામ, હસ્તિ સેનાભિધ ગિરિ
નામ હો લાલ. ચ. ૨૧
મુખ્ય શ્રૃંગથી હેઠલ જાણો; કંચણની ગુફા વખાણો;
ભૂત ભાવી વર્ત્તમાન કેરી, પ્રતિમા રત્નની શિવ શેરી
હો લાલ. પ. ૨૨
ઈણ પરિ પરિદક્ષણા દેઇ, મુખ્ય શ્રૃંગ ભણી સંઘ લેઇ;
નિજ ઠામ આવ્યો જસ નામી, નમીયો આદીશ્વર
સ્વામી હો લાલ. ચ. ૨૩
ચક્રેશ પૂજી મન ભાવે, પાશ્ચિમ દિશિ શ્રૃંગસું આવે;
ત્રીજે ખંડે ચૌદમી ઢાલો, જીનહરખ કહીસુવિશાલો-
હો લાલ. ચ. ૨૪

સર્વ ગાથા ૪૫૩.

### દૂહા.

હવે ઉજ્જયંત યાત્રા ભણી, ભરત થયો ઉજમાલ.
નમિ વિનમી મુનિ એમ કહે, સાંભલિ તું ભૂપાલ? ૧
અમે ઈહાં રહીસું હવે, મુનિ બે કોડિ સંઘાત;
અમને મુગતિ હુસે ઈહાં, એ પર્વત ગુણ ખ્યાત. ૨

સાંભલિ ચક્રી ભક્તિસું, સહુના વાંદી પાય;
ધર્મલાભ દીધો તેણે, હર્ષ લહ્યો નર રાય. ૩
જ્ઞાન લહ્યો સહુ સાધુસુ, પુંડરીક મુનિ જેમ,
શુકલ દશમી ફાગુણતણી, પામ્યા શિવ સુખ ક્ષેમ. ૪
થોડાહિ તે દિન કરે, તપ ફલ પામિ ભૂરિ;
સુદ્ધ ભૂમિ સદૂ બીજ જેમ, ફલ પામે ભરપૂરિ. ૫
ફાગણ સુદિ દશમી દિને, જે ફરસે ગિરિરાજ;
પાપ સહુ નિજ ખેપવી, પામે અવિચલ રાજ. ૬
ભરત સહુ સુ[તે]હુના, કરિ મંગલ નિર્વાણ;
રત્ન મૂર્તિ થાપી ચલ્યા, શક્ર સંઘાતે રાણ. ૭
પશ્ચિમ દિશે ભાગે નૃપતિ, તુર્ય શ્રૃંગે બલવંત;
નદી તીર્થ રક્ષા ભણી, સુર થાપ્યો દીપંત. ૮
પ્રસિદ્ધ થયો તે ગિરિતણો, નંદી એહવો નામ;
જે જે સ્વામી જીહાં હુવે, તિહાં તે નામ વિશ્રામ.

**ઢાલ–દલવાદલ વૂઠો હો નદીયાં નીર ચાલ્યાં. એ દેશી. ૧૫**

ત્રતિની નમિ પુત્રી હો, ચોસઠી શીલવતી;
કનકાચર્ચાધા હો, ગિરિ શ્રૃંગે સમિતી. ૧
કાલી ચૈત્ર ચૌદશી હો, તિહાં સહુ સ્વર્ગ ગઈ;
ચરચા તે ગિરિનો હો, નામ સુખ્યાત થઇ. ૨
આદિદેવ પદકજના હો, ભકતે તત્ર રહી;
મનવંચ્છિત આપે હો, વિઘ્ન હરે સહી. ૩
વારૂણી દિશિ આવ્યા હો, ચંદ્રોદ્યાન સહુ;
યાત્રીક તરૂ છાયા હો, સુખ પાયા બહુ. ૪

તિહાં બ્રાહ્મી તટિની હો, હૃદ કલ્લોલ જલે;
સંઘજનને સીચે હો, સીતલતા વલે. ૫
હવે તે વન સુંદર હો, દેખણુ મન થયો;
મિત્ર કુમાર સંઘાતે હો, સોમયશા ગયો. ૬
એ રમ્ય! એ રમ્ય! વન હો, ઈણુ પરિ બોલતા;
તટિણી બ્રાહ્મી તટિ હો, રમતા ખેલતા. ૭
તાપસ તિહાં દીઠો હો, જટિલ મહાતપી;
ભસ્મૈ તન લેપ્યો હો, ઇંદ્રીય જીત ખપી. ૮
સમતાના દરિયા હો, અદ્ભુત ગુણ ભરીયા;
તપ તેજ વિરાજે હો, અપ્રમાદી ક્રિયા.
આચાર નિહાલી હો, સોમયશા પૂછે;
કિમ તુમે વ્રત લીયો હો, કારણુ કહો સું છે. ૧૦
તે કહે અમે ખેચર હો, વૈતાઢય વાસીયા;
કેઈ ગ્રસ્તા હત્યાઇ હો, રોગે ઘાસીયા. ૧૧
વૈરાગ્યે તાપસ હો, થયા ઇંદ્રી દમ્યા;
અન્યદા ભાગ્ય યોગે હો, આદીસ્વર નમ્યા. ૧૨
પ્રભુ પૂછયા અમને હો, મોક્ષ કદા હુસે;
ચંદ્રપ્રભ વારે હો, શત્રુંજય વસ્સે. ૧૩
ચંદ્રપ્રભુની કરાવી હો, પ્રતિમા ઈહાં રહ્યા;
સિદ્ધ થાનિક આવી હો, પૂજું ગહગહ્યા. ૧૪
સમવસરણે ઈહાં હો, અષ્ટમ જીન ભાવી;
રાજન! તે માટે હો રહ્યા, અમે ઇહાં આવી. ૧૫
એહવું સાંભલિને હો, સોમયશા વલ્યો;
આવી સહુ ભાખ્યો હો, ચક્રી સાંભલ્યો. ૧૬

અષ્ટમ શ્રીજીનનો હો, સમવસરણ જાણી;
પ્રાસાદ કરાવ્યો હો, ચક્રી પ્રીતિ ઘણી. ૧૭
તિહાં તીરથ થાપી હો, સંઘ લેઈ કરી;
ચાલ્યા ગિરિનાર ઈ હો, હીયડે ભાવ ધરી. ૧૮
દીઠો મહા પર્વત હો, ગિરિ નારાભિધઈ;
રત્ન માણિકય સોવન હો, શોભાંબર દીધઈ. ૧૯
નીઝરણા જલના હો, જીહાં નિસિદિન વહે;
સર્વર્તુક વિપને હો, પરિમલ મહુમહે. ૨૦
સુર યક્ષ વિદ્યાધર હો, અપ્સરા જીહાં ઘણી;
સેવે સહુ જેહુનો હો, નિજ સ્વારથ ભણી. ૨૧
રૈવતગિરિ દેખી હો, હર્ષિત મન થયો;
તિહાં સંઘ ઉતાર્યો હો, શ્રમ સગલો ગયો. ૨૨
તિરથ વિધિ પૂજા હો, શત્રુંજય પરે;
સહુ સંઘ સંઘાતે હો, કીધી હર્ષ ભરે. ૨૩
મન ઈચ્છા પૂગી હો, ત્રીજા ખંડ તણી;
જીનહર્ષ પનરમી હો, ઢાલ સુહામણી. ૨૪

સર્વ ગાથા ૪૮૬.

દૂહા.

આદરસું સંઘ લોકને, શકિત સિંહ ભરતેશ;
સરસ આહારે પોષીયા, હરષિત થઈ વિશેસ. ૧
દુર્ગમ રૈવત જાણીને, ચક્રી વર્દ્ધકી પાસ;
પાજ કરાવી ચાર દિશે, સુખે ચઢવાની આસ. ૨
વાપી વન પ્રાસાદ વલી, પથિક જન વિશ્રાંત;
ચક્રવર્તિ કરાવીયા, પાજી પાજી ધરિ ખાંતિ. ૩

સંઘ લોક રૈવતગિરિ, સુખે ચઢયા તિણ પાજ;
ઉંચા પર્વત ઉપરિ, સફલ મનોરથ કાજ. ૪
હોંસે નેમિજીનવરતણા, ભવિ કલ્યાણક તીન;
તિહાં પ્રાસાદ કરાવીયો, દેખી સહુ હુવે લીન. ૫
એકાદશ મંડપ કરી, દશે દિશે પ્રતિ પ્રધાન;
ચાર બાર ઉંચો ઘણું, સુર સુંદર અભિધાન. ૬

## ઢાલ-લાખા હુલાણીના ગીતની. ૧૬

તોરણ ગોખ વિશાલ, સોહે પ્રાસાદ નેમીશ્વર જીનતણો;
ફટિ કેયલ ઉતપન્ન, ઉજ્વલ વરણ અત્યંત સુહામણો. ૧
નીલ વરણમય મૂર્તિ, મોહ લગાવે નરનાર ભણી;
સ્વસ્તિકાવર્ત્તક નામ, રિષભ પ્રાસાદ કરાવ્યો દિનમણી. ૨
રાજે તિહાં બહુ મૂર્તિ, શ્રીવિમલાચલ તીરથની પરે;
માણિક્ય સોવન રૂપ્ય, રત્ન સુધાતુતણી ભાવે કરે. ૩
ભક્તેં ભરતનરેશ વિવિધ, પ્રતિષ્ઠા કરાવી ગુરૂ કને;
ઇંદ્ર વાંદણને કાજ, આવ્યો શ્રીનેમેશ્વરને શુભ મને. ૪
ઐરાવણ આરૂહ્ય, એક પગ ચાંપ્યો જોરે;
ભૂતલે કુંડ ગજેન્દ્રપદ કીધ, જીનવર અર્ચા થઈ તે જલે. ૫
દિવ્ય તિરથ જલ યુક્ત, જેહનો પય ફરસ્યાં રોગ સહુ ટલે;
દુષ્ટ કષ્ટ ક્ષય જાઈ, એહને પ્રભાવે સહુ દોષ ગલે. ૬
તિહાં વલી ધરણ નાગેંદ્ર, તીરથ તણી ભક્તિ તિહાં આવીયો;
કીધો અહિજલ કુંડ, નાગજ રીતે નામ સુહાવીયો. ૭
મોર વાહણ ચમરેંદ્ર, તે પણ આવ્યો તીરથ ભેટવા;
તેણે કરાવ્યો કુંડ, માયુર નિર્જર ખ્યાત, નિજ કસ્મલ
કાયાના મેટિવા. ૮

સૂર્ય ચંદ્રાદિક કુંડ, વચને પ્રભાવ કહ્યા જાય નહીં;
જેહુનાં જલથી જાઈ, રોગ સહુ કુષ્ટાદિક દ્વાર સહી. ૯
ભરતકુંડ કરિ સ્નાન, ગજપદ કુંડે સુરપતિ સુરનરા;
પૂજે નેમિ જીણંદ, નાગ કુમારી નારી અપ્સરા. ૧૦
કીધો મંગલ દીપ, ભરતેસર કી પ્રભુ આરતી;
શક્તિ સિંહને રાય, શોભા નિહાલેં ભાષેં ભારતી. ૧૧
મુજને ન ગમે મેરૂ, વંધ્ય વિંધ્યાચલ રાજેસરવલી;
એ ગિરિ આગલી જોઈ, મહિમા હિમાચલની સગલો ગલી. ૧૨
સાંભલી ચક્રી વાચ, શક્તિ સિંહ ભાખ્યો સિરનામી કરી;
સાંભલી શ્રીમહારાય, વાત કહું એ ગિરિની હિત કરી. ૧૩
શત્રુંજયનો એહ રૈવતપર્વત શ્રીજીનવરે કહ્યો.
પંચ શૃંગ સુરંગ, પંચમગતિ દાયક પૂજયે લહ્યો. ૧૪
પ્રથમ ધનુષ શતમાન, દુઃખમાં આરે બે યોજન જાણીએ;
ત્રીજે ચોથે મેલી, દસ ષોડસ જોજન મન આણીયે. ૧૫
સુખમાં આરે વીસ, છઠે બત્રીશ યોજન એ ગિરિવરૂ;
ઉત્સર્પિણી એ માન, ઉંચો અનુક્રમે સગલા દુઃખહરૂ. ૧૬
હસે વિપર્યય જાણી, એમહિજ અવસર્પિણી કાલે;
સહી પર્વત શાસ્વતો એહ, દર્સણ એહને પાપ રહે નહિ (ટાલે)
કૈલાસ ઉર્જ્યંત નામ, રૈવત સોબન પર્વત મન હરે;
ગિરિનાર નંદ ભદ્ર હોઈ, નામ હસે એ પરસિદ્ધ ષટ્ અરે. ૧૮
મહા તીરથ એ રાય, રત્ન સોવનની ખાણ ઈહાં ઘણી;
પગિ પગિ ઈહાં નિધાન, રસકુંડ દિવ્યોષધ ચિંતામણી. ૧૯
જીન ઇહાં આવ્યાં અનંત, તિમ વલી ઈહાં અનંતા આવસે;
સીધા સાધુ અનંત, વલ અનંતા શિવપુર પાવસે. ૨૦

શ્રીગિરિ સિદ્ધિગિરિ હોઈ, વિદ્યાધર દેવગિરિ જાણો તથા;
ઈહાં પર્વત એ ચારે, વીંટી રહ્યા રૈવતને સુણિ કથા. ૨૧
શ્રીદગિરિ સિદ્ધગિરિ વીચી, ઐંદ્રી દિશિ તટિણી સોહેંભલી;
ઉદયંમતી ઈણુનામ, દક્ષિણ દિશિ ઉજયંતી છે વલી. ૨૨
વારૂણી દિશિ સુપ્રસિધ્ધ, સ્વર્ણરેખા લોલા ઉત્તર દિશિ;
મહા નદી વહેં નિત્ય, જીનવર સ્નાત્ર નિમિત્તં મનરસેં. ૨૩
નિર્મલ નીર પવિત્ર કાયા, નિરમલ હુઈ એહને જલે;
વલી હુઇ રૂપ સોભાગ્ય, મનચિંતિત સહુ તેહને ફલે. ૨૪
ત્રીજાખંડની ઢાલ, સોલમી થઈ જીનહરખ વંચ્છિત ફલે ૨૫

સર્વ ગાથા. ૫૧૬

### દુહા.

વાયવ દિશિ આશ્રિત ગિરી, આગલિ શ્યો દીસંત;
એહવો ભરતે પૂછીઓ શકિત સિંહ ભાષંત. ૧
સ્વામી ન વિદ્યાધર સધર, બરટ કુમેઘા જાસ;
સાધન વિદ્યા રાક્ષસી, કીધો ઈહાં નિવાસ. ૨
માને નહી મુજ આજ્ઞા, સાંભલિ એમ ભરતેશ;
જીપણ તાસ સુખેણને, રાય દીયો આદેશ. ૩
સુખેણ આવ્યો જાણીને, લેઇ રાક્ષસ પરિવાર;
બહુ વિદ્યાધર (વિદ્યાબળ) યુધ્ધને, સજ્જ થયો તિણિવાર. ૪
ક્ષણ એક રાક્ષસ યુદ્ધ કીયો, બાંધ્યો તુરત સુખેણ;
સૈન્ય સહીત ચક્રી તણા, ચરણ નમ્યા હરષેણ. ૫
આણ મનાવી તેહને, જીવ હિંસાનો ત્યાગ;
ભરતચરત તને મૂકીયો, ઘર ગયો નમી પાગ. ૬
રાક્ષસ નિજ ગિરિ ઉપરિ, શ્રીયુગાદિ નેમીસ;
સુપ્રાસાદ કરાવીયો, ભક્તિ કરે નિસદીસ. ૭

જે નર તિહાં યાત્રા કરેઇ, તેહને વંછિંત કામ;
દ્યે તે દિનથી તેહનો, કામદ તીરથ નામ. ૮
કોડિ દેવસું પરવર્યો, બ્રહ્મ પંચમ કલ્પેશ;
આવ્યે ચૈત્યઈ નેમિને, કારત ભરતેસ ૯

**ઢાલ—સાસુ કાઠો હે ગેહું પીસાવશ્યા, પણ જાસો માલ વિલોઈ નારિ ભણે. એ દેશી. ૧૭**

ચક્રી! તું અમ પૂજવાયોગ્ય, પ્રથમ જીણેસર જેમ થયો;
ઈંદ્ર ઈમ ભણે આંકણી.
પહિલો સંઘવી તો તેમ; તીરથ પ્રકાશ જગિ જયો ઈ. ૧
રૈવત ગિરિ નેમિ જીણુંદ, તેહનો ચૈત્ય કરાવીઓ; ઇ.
થયો મુજને વિશેષ માન્ય, પરમભક્ત જીન ભાવીયો. ઈ. ૨
સાંભલિ તું પૂર્વ અતીત, ઉત્સર્પિણી સાગર યદા; ઈ.
અરિહંત મુખથી બ્રહ્મેંદ્ર, સાંભલીયો એહવો મુદા. ઈ. ૩
ભાવી શ્રીનેમિજીણુંદ, બાવીસમો અવસર્પિણી; ઈ.
ગણધરની પદવી પામી, થાસે મુગતિ પદ તુંજ ભણી. ઈ. ૪
ત્યારે તે ઉલટ આણિ, નિજ કલ્પે નેમિજીનતણી; ઈ.
કીધી મૂર્તિ અમે સુર અન્ય, પુજી જે ભકતે ઘણી ઈ. ૫
ઈહાં થાસે કલ્યાણુક તીન, શ્રી નેમિસ્વર જીન તણા; ઇ.
દીક્ષાજ્ઞાન અને નિર્વાણ, આવું સદા અમે સુર ઘણા. ઈ. ૬
એહવો કહી નેમિસર, ભરત ભણી ભાવે નમી; ઈ.
બ્રહ્મેંદ્ર શ્રૃંગ આરાધ્ય, નિજ કલ્પે ગયા અતિક્રમી. ઇ. ૭
કરી ઉચ્છવ ભરત નરેશ, ઉત્તરીયો તીરથ થકી; ઈ.
શકિતસિંહ આગ્રહથી તામ, ગિરિ દુર્ગપુર પુહતો ચક્રી. ઇ. ૮

તિહાં કિણિ શ્રીઋષભજીણંદ, પૂજા કરી વિસ્તરપણે; ઈ.
ચતુરંગ ચમુ સંઘ સાથે, ચાલ્યા હર્ષે ઘણે. ઈ. ૯
ઈણુ ષટખંડ મત મેદિનીમાંહિં, પાપીને પાવન કરે; ઈ.
સોરઠ દેશ સમો નહિ કો દેશ, ઉત્તમ તીરથ ઓધરે. ૧૦
જે સોરઠ લોક દેશના લોક, પરદેશની વાચ્છા કરે; ઈ.
કલ્પદ્રુમ છોડી તેહ, ધંતુરકને આદરે. ઈ. ૧૧
સ્તવના કરી ઈણિપરિ રાય, વિધિશું દેઈ પ્રદક્ષિણા; ઇ.
દિન કેટલેકે તિહાંથી નરેશ, આવ્યાં આણંદપુર સહુ જણાઇ. ૧૨
કહે શકિત સિંહને ચક્રેશ, મુજ આજ્ઞાએ ઈહાં રહો; ઈ.
કરી તું ઈહા પ્રાજ્ય સામ્રાજ્ય, તીરથ એની રક્ષા ગ્રહો. ઈ. ૧૩
એમ દઈ શીખામણ તાસ, બે છત્ર દીધા ઈલાપતિ; ઈ.
અશ્વ ગજ રથ ધન અલંકાર, દેઈ વિસર્જ્યો મહામતી. ઈ. ૧૪
વારૂ પુન્યાનુબંધી પુન્ય, શકિત સિંહરાય પ્રકાશતો; ઈ.
પાલે સોરઠ વાસી લોક, તીરથ બે ગુણ ભાસતો. ઈ. ૧૫
તિહાંથી અર્બુદા ગિર ચક્રેશ, વિપુલ વૈભાર સમેત ગિરિ; ઇ.
કીધી યાત્રા પ્રવર પ્રાસાદ, માલિકા હૃદય ઉલટ ધરિ. ઈ. ૧૬
તિહાંથી ચલતો ભરતનરેશ, સંઘ લઈ સાથે સહુ; ઈ.
અયોધ્યાપુરી સવિધોદ્યાન, આવ્યો તિહાં દિવસે બહુ. ઈ. ૧૭
સાંભલિ સુર્યયસા નૃપ પુત્ર, શ્રીભરતેશ પધારિયા; ઈ.
આવી તાતને પ્રણમ્યા પાય, લોકસહિત હિતકારીયાં. ઇ. ૧૮
વારૂ શ્રી ખંડ મિશ્ર કાશ્મીર, નીર સંસક્ત ભૂતલ કર્યો; ઈ.
ઠાંમેર ઢીંચણ સીમ, કુસુમતણો ઉત્કર ધર્યો. ઈ. ૧૯
રંભા સંભાદિક સોભાય, માન તોરણ મંડિત પુરી; ઈ.
ગજ રત્ન ચઢયા ભરતેશ, આતપ વારણ સિર ધરી ઈ. ૨૦

વીંજે ચામર ઉજ્જલ શ્રેણિ, જય જયારવ ભટ ઉચ્ચરે; ઈ.
ગાયે ગાયન ગીત રસાલ, વાજીંત્ર વાજે બહુ પરે. ઈ. ૨૧
સંઘ સાહત મહારાય, પ્રથમ જીનાલય આવીયા; ઇ.
કીધી ઉચ્છવસુ જીનયાત્ર, સ્નાત્ર પૂજા કરિ ભાવીયા. ઈ. ૨૨
આવ્યા નિજ મંદિર ભરતેસ. સર્વ વિસર્જ્યા રાજવી; ઈ.
સંઘ લોકને દીધી શીખ, પાલે રાજ્ય પ્રજા નવી. ઈ. ૨૩
તાત પાસિ સુણ્યો ઈકિ દીસ, દાન તણો ફલ નૃપ કહે; ઈ.
આજ્ઞા આપે જગતાત, માહુરો દાન એ મુની ગ્રહે. ઈ. ૨૪
આપુ સુપાત્રે દાન, તો ભવ સાયર નિસ્તરૂં; ઇ.
ત્રીજા ખંડની સત્તરમી ઢાલ, નૃપ જીનહર્ષ કહો ખરૂં. ઈ. ૨૫

સર્વ ગાથા, ૫૫૦

## દુહા.

નિરવદ્ય પણિ કલ્પે નહી, રાજ્ય પિંડ મુનિરાજ;
કૃત તદર્થ તે કિમ લીએ, ઇમ ભાષે જીનરાજ. ૧
વલી મહીનેતા કહે, સ્વામી મુનિ મહા પાત્ર;
દાન ન કલ્પે એહને, તો હું કિસું કુપાત્ર. ૨
શક્ર કહે બીજે કિસું, મુનિ ન લીયે ભરતેશ!
સૂધા સાધર્મિક ભણી, યુકત દાન રાજેશ. ૩
જીન નિષેધ કીધો નહી, પુરંદરોક્ત પિણિ તાંમ;
ફરી અયોધ્યા આવીયો, સાહમી પોષણ કામ. ૪
સાહમી જીમાડે સદા, ઘણા થયા તિણવાર;
સ્વામી ! અમે ન પામીયે, શ્રદ્ધાશ્રાદ્ધ વિચાર. ૫
સાંભલિ ભરતેશ કરે, પરીક્ષા વારંવાર.
પૂછે જીવાદિક તણા, છઠે માસ વિચાર. ૬

વીસુધ પરીક્ષા તેહને, કંથે રેખા તીન;
કીધી દક્ષિણા ઉત્તરે, કાકિણી રત્ને પીન. ૭

**ઢાલ–મ્હારો લાલ પીવે રંગ છોતરા. એ દેશી. ૧૮**

તુમને બ્હીક છે મ્હારી, તે કારણે માહન માહનરે;
પ્રભાત સમય એહવું ચકી, તેહને કહે વચન સુહાવનરે. ૧
તે સાંભલિ કરે વિચારણા, ભરતેશ પ્રમાદ મૂકાવેરે;
રેખા તુમારે ત્રણ કેશી, તે કહે અમે માહન દાવેરે. તું. ૨
અરિહંતયતી શ્રાદ્ધ ધર્મની, ગુણરાશી કરંખિત ભાખ્યારે.
તે શ્રાવકને ચક્રી તદા, ચારવેદ સુભેદ ભણાવ્યારે. તું. ૩
જેમ જીનવરથી ધર્મ વિસ્તર્યો, તેમ ભરતથી એ આચારોરે,
સાધર્મીવત્સલ વિસ્તર્યો, એતો પુન્યતણો ભંડારોરે. તું ૪
હવે રૂષભ જીણેસર વિહરતા, ભવ્યપ્રાણી પ્રતિબોધંતારે;
સાઢાષટ શત ઉપર વલી, એ ાજન મુનિ પરિવારો રે. તુ. ૫
પંચસુમતિ ગુપતિ પંચવ્રતધરા, એકલાખ પચાસહજારોરે;
ચતુર્વિધની સંઘની થાપના, કીધી મારગ સોધંતારે. તુ. ૬
તીનલાખ સુવ્રતધર સાધવી, તીનલાખ શ્રાવક ગુણખાણોરે;
પચાસસહસ્ત્ર ઉપરિ વલી, સુદ્ધસમક્તિ જાસ વખાણોરે. તુ ૮
પાંચ લાખ સાઢા ચારસે થઈ, શ્રાવિકા એતલી વ્રત સુધીરે
પ્રભુને કેવળ ઉપના પછી, એતલી પોતે પ્રતિબોધીરે તુ ૮
પાલી વ્રત પુરવલક્ષ જગધણી, મોક્ષકાલ પોતાનો જાણીરે;
પહુતા અષ્ટાપદ પર્વતે, ઉપગારી રાખણ પ્રાણીરે. તું. ૯
તિહાં શુધ્ધ પ્રદેશે આવિને, દસ સહસ મુનિપરિવારેરે;
અણુસણ કીધો જગદીસરે, આતમ પરકામ સમારેરે. તું ૧૦

ઉદ્યાન પાલક ઉતાવળો, જઈ ભરત ભણી સંભળાવેરે;
ભરતેશર વચન સુણી કરી, મનમાંહિ બહુદુઃખ પાવેરે. તું. ૧૧
વિણિ યાન સકલ પરિવારસું, પદચારી ચલ્યો નરરાયરે;
આંસુ ધારા નયણે વહે, કંટકાદિક પીડા પાયોરે. તું. ૧૨
પ્રભુ દેખી અવસ્થા એહવી, નરનારી ગત આણંદોરે;
નિજ નારિતણે પરિવારસું, અષ્ટાદપ ચઢયા નરિંદોરે. તું. ૧૩
પર્યંકાસને બેઠા થકા, ઇંદ્રિય આશ્રવ સહૂ રોકયારે;
નયણે જલ ભરત ચરણે નમ્યો, ભરતેશ પ્રભુ આલોકયારે તું. ૨૪
ઈંદ્ર ચોસિઠ પણ આવીયા, પ્રભુને પ્રદક્ષિણ દેઈ રે;
સોકાકુલ આંસુ નાંખતા, દુઃખ ધરતા પાય નમેઈ રે. ૨૫
નેઉપક્ષ એકે હીણતા, શેષ થાકે ઇંણિ અવસાણોરે;
સુખમા દુખમા આરાતણી, અવસર્પિણી જગ ભાણોરે; તુ. ૧૬
માઘ કૃષ્ણ ત્રયોદશીદિને, પર્યંકાસને પુર્વાન્હેરે;
સ્થુલ યોગ કાયામન વચના, મૂકયા સગલાઈ કાનેરે. તુ. ૧૭
પ્રભુ સુખમ કાયાયોગઇ કરી, રૂંધ્યો બાદરકાય યોગોરે;
સૂક્ષ્મ ક્રિય નામ શુકલધ્યાનનો, પામ્યો ત્રીજો સંયોગોરે ૧૮
અસૂ સૂક્ષ્મ તત્વ યોગોછિન્ન, ક્રિયંતિમ ચોથો આસ્વાદીરે;
સધ્યાન લોકોગ્રે રૂષભજી, પહુંતા તારક અપ્રમાદીરે તુ. ૧૯
બાહુબલિ આદિક પણ સહુ, ધ્યાનાંતરિ આશ્રીતચિતોરે
મુનિવર પણ પ્રભુ જીમ પામીયો, અવ્યયપદ સુખ અનંતોરે. ૨૦
નારકિયાને પણ સુખ થયો, જગતનિ થયો સુપ્રકાસોરે;
નિર્વાણ કલ્યાણક પ્રભુતણો, થયો દુખનો નાસોરે. તુ. ૨૨

પંચત્વથી પામી પાંચમી, ગતિ દેખી નૃપ પ્રભુ કેરીરે;
મૂર્છિત રાજા તતક્ષિણ થયો, દુઃખ પીડા લહિ અધિકેરીરે. તુ. ૨૨
જેમ ત્રાતા તીન જગતના, બાહુબલિ આદિક ભાઇરે;
બહિની બે બ્રાહ્મી સુંદરી, પુંડરીકાદિક સુત ભાઈરે તુ. ૨૩
શ્રેયાંસાદિક નિજ પોતરા, નિજ વૈરી કર્મ ખપાઇરે;
લોકાગ્ર ગયા વાલ્હાદ સહુ, મેં તો મુક્તિ આજી નવિપાઇરે. તુ. ૨૪
ધન ૨ મુગતે ગયા, પામ્યો અવિચલ સુખ સારોરે; તુ.
ત્રીજા ખંડની ઢાલ સત્તરમી, જીનહર્ષ થયો ઉલાસોરે. તુ. ૨૫

સર્વ ગાથા, ૫૮૨,

દૂહા.

દુઃખ કરતો એમ ભૂપને, દેખી શત્રુ તે વાર;
રૂદન કરે શોકે ભર્યો, પ્રભુ સું પ્રેમ અપાર. ૧
સંક્રંદન કેડે સહુ, દેવ કરે આક્રંદ;
દેખી વલી વિશેષથી, રૂદન કરે નરેંદ. ૨
પ્રથમ કદી દીઠો નહી, લોક રૂદન વ્યાપાર;
સોક ગ્રંથ ભેદન ભણી, હરે નેત્રનો ભાર. ૩
ઉંચ સ્વરે રૂદનથકી, દિંશિ પણ સોક ધરેય;
ફાટે શૈલતણા શિખર, નિર્ઝર નીર ઝરેય. ૪
ઈંદ્રિ કહે ભરતેશને, પ્રભુ સુત સાહસ ધીર;
રોવે અજ્ઞ પરિ કિસું, શોક મુકિ રણ વીર. ૫
જે જગ પ્રીતિકારક થયા, જે જગના આધાર;
તીન લોક જેહને નમે, સોચા કિસી વિચાર. ૬
હર્ષ શોક એ સ્વારથે, પાતક કારણ એહ;
છાંડી નિજ ધીરજ ધરી, ધરો ધર્મસું નેહ. ૭

## ઢાલ—માહરી સખીરે સહેલી એહની દેશી ૧૮.

ઈંદ્ર કહે સાંભલિ ચક્ર, પાણી શોક મકરિ ભવ્ય પ્રાણીરે;
પ્રભુ મુગતિ પધાર્યા, ગોશીર્ષ ચંદન મંગાવે, દેવ તે
હાથી લાવેરે. પ્ર. ૧
અંગ દહન ત્રિભુવનપ્રતિ સારૂ, ચિતા એંદ્રીવૃત વારૂરે; પ્ર.
ગણધર કાજે તસ્સ દિશિયામી, ચોરસ મુનિ શિવ ગામીરે. પ્ર. ૨
ક્ષીર સમુદ્ર જલે પ્રભુ કાયા, ઈંદ્રે સ્નાન કરાયારે; પ્ર.
સુંદર વસ્ત્રાભરણ પહિરાયા, શિબિકામાં પધરાવ્યારે. પ્ર. ૩
બીજી દેવે શિબિકા કીધી, ગણધર મુનિવર કેરી; પ્ર.
ભક્તિ સંયુક્તે માંહે ઠવિયા, ટાળવા ભવ ફેરીરે. પ્ર. ૪
વાજીંત્ર દેવતણાં વાજતાં, કુસુમહેમ વરસંતાંરે; પ્ર.
ગીત ગાવંતા નૃત્ય કરંતા, ચિતાસ્વામ્યંગ ખેપંતારે. પ્ર. ૫
અગ્નિ વાયુ કુમારે તતક્ષિણ, તાસ શરીર પ્રજાલ્યારે; પ્ર.
મેઘ માલી સુરવર વિછાંટી, શેખાસ્થાદિક ચાલ્યારે. પ્ર. ૬
દંત અસ્થિ સુર સગલે લીધા, નિજર સંસવિપૂજે રે; પ્ર.
યથાયોગ્ય ઈંદ્રાદિક રાખે, આશાતનથી ધ્રૂજેરે. પ્ર. ૭
તિહાં ચિતાને ઠામ કરાવ્યા, થૂભત્રિણ સુપ્રસીધારે; પ્ર.
નંદીસ્વર દ્વીપે સુર પહોતા, કીધ મહોત્સવ મહંતારે. પ્ર. ૮
તિહાંથી દેવ ગયા નિજ ઠામઈ, જીનધ્યાને સુખ પામેરે; પ્ર.
જીનનાં અસ્થિ આનચેં દેવા, અશિવ સહુટાલેવારે. પ્ર. ૯
ભરત ચિતા પાસે બહુ ભાવે, શ્રી જીનગેહ કરાવેરે; પ્ર.
ઉચો ગાઉ ત્રિણ સુઠામે, યોજન એક આયામેરે. પ્ર. ૧૦
ચારેદ્વાર તે ચૈત્યનાં સોહે, તોરણસું મનમોહેરે; પ્ર.
સ્વર્ગમંડપ સરિખા દીપંતા, મંડપ પુર ઉપંતારે. પ્ર. ૧૧

તે માંહે વેદિકા મનોહારી, ભૂપ કરાવી સારીરે; પ્ર.
સાસ્વત જીનવર પ્રતિમા થાપી, રત્નની સોભા વ્યાપીરે. પ્ર. ૧૨
પદ્માસન બેઠા પ્રભુ સોહે, સુર નરનારી મોહેરે; પ્ર.
નિજ ૨ વર્ણનામાંકિ સુહાયા, ચોવીસે જીનરાયારે. પ્ર. ૧૩
દેવછંદે મૂરતિ દીપંતી, રત્નમણિ ઉપંતીરે; પ્ર,
તીન છત્ર જે ઉપરી રાજે, પ્રત્યેક ચામર છાજેરે. પ્ર. ૧૪
તેહના ધારક યક્ષ બણાયા, બીજાપણ યછઠાયારે; પ્ર.
ભાઈના પૂરવજના ભાવે, ભગિની નીપણિ ઠાવેરે. પ્ર. ૧૫
ભરતેસ સહુ મૂર્તિ કરાવી, ભકિત અધિક મન ભાવેરે; પ્ર.
ચૈત્યદ્રુમ તિહાં ચૈત્ય પાખતીયાં, કલ્પદ્રુમ સોભંતારે. પ્ર. ૧૬
વાવિસરોવર કીધ જગીસેં, જીન દીઠે મન હીસેંરે; પ્ર.
ચૈત્ય બાહિર એક થૂભ સુહાયો, પ્રભુનો ઉચ્ચ કરાયોરે પ્ર. ૧૭
તે આગલે ભાઈ બીજાના, મણિમય નહી તે છાનારે; પ્ર.
પાખલિલોહ પુરૂષ નીપજાવે, ભેટયા કિણહીજન જાવેરે. પ્ર. ૧૮
દેવ અધિષ્ઠાતાતિહાં, ઠાવે ભરતેસર આજ્ઞાયેરે; પ્ર.
સિંહ નિષધા નામ કહાયો, ભરત પ્રાસાદ નીપાયોરે. પ્ર. ૧૯
વિધિ પ્રતિષ્ઠા રાયે કરાવી, પૂજે જીનસુખદાઇરે; પ્ર.
મંગલદીપ કરાવી નનરંગે, આરાત્રિક ઉછંગેરે. પ્ર. ૨૦
જીનવર આગલિ ભાવન ભાવે, સ્તવન ચિત્ત રીઝાવેરે; પ્ર.
શ્રી આદેસ્વરના ગુણ ગાવે, પ્રભુજીસું લય લાવેરે; પ્ર. ૨૧
યોજન અંતરે અંતરે, ભરતેસર મન ખાંતોરે; પ્ર.
દંડ રત્નઈ અષ્ટ પાદ સુઠામે, અષ્ટાપદ મન થયો નામેરે
મોહેરે. પ્ર. ૨૧
એહવાં કામ કરી દુઃખ ભરીયો, શૈલ્ય થકી ઉત્તરીયોરે; પ્ર.
ઢાલ અઢારમી ત્રીજે ખંડે, દુઃખ જીનહર્ષ વિહંડેરે. પ્ર. ૨૩

સર્વગાથા, ૬૧૧.

## દૂહા.

ભરત વિનતિએ આવ્યો, શોક સહિત નરરાજ;
નયણે જલધારા વહે, ન ગણે કેહુની લાજ. ૧
તાત હા તાતજી, વાત ન કીધ યુક્તિ;
મુજ મેલ્હી સંસારમાં, પોતે પહોતા મુક્તિ. ૨
ગીતે ચિત્ત લાગે નહી, કવિતા રસ ન સુહાઈ;
અભિરામા રામતણા, વિભ્રમ નાવે દાઈ. ૩
આનંદ નહી નંદન વિષે, ચંદન અંગ અંગાર;
પાણી વિષ જાણી તજ્યો, ત્યજ્યો સરસ આહાર ૪
આસન સયન વાહન વિષે, ચિત ન લાગે જામ;
પ્રભુને નિસિદિન ધ્યાવતો, સચિવ વચન કહે તામ. ૫
જેસ્નપિત સુર મેરૂગિરિ, પ્રગટી કીયો આચાર;
સંતોષી પરજા જીણે, યુગલા ધર્મ નિવાર. ૬
પ્રગટ ધર્મ જેહુથી થયો, ઉજ્જલ જસ ચારિત્ત;
જ્ઞાન સ્થિતિ કીધી પ્રગટ, તેહનો શોક ન માનિ. ૭
તે સ્વામિને સ્તવે સદા, કરિ પૂજા નિત ભક્ત;
તેહને ચિત્ત થાપી કરી, વસુનાથ દુઃખ ત્યક્ત. ૮
ચિંતા તજી પ્રતિબોધ ભજી, પ્રભુ ગુણ હૈયડે ધારી;
ઉત્તમ પદ પામ્યો જીણે, તિણેસું મોહ નિવારી. ૯

ઢાલ—લુંગકીલ કરી લાલ ગાઢિ ગંદિલી સાસૂ બૂરી મોરી—
નણંદ હઠીલી લલપે સોદાગર લાલ ચલણુ નહેસું.
એ દેશી. ૧૯

એહવી કથારે રાજા સુણી મન વાલ્યો;
શોક સદા રૂણુ હૈઈડામાંથી ટાલ્યો લાલ. એ.
ચક્રી રાજ્ય વ્યાપાર ચલાવે;
તાતતણા ગુણુ નિત પ્રતેં ગાવે લાલ. એ. ૧
હવે અન્ય દિવસ ભરત મન રંગે, સ્નાન કરી ધરી ભૂષણુ અંગે
લાલ;
નિજ પ્રમાણુ દર્પણુ આગારે, આવી ઉભો મન હર્ષ અપારે
લાલ. એ. ૨
ભૂષણુ સર્વ શરીર વિરાજે, એકાંગુલી નવિન મુદ્રા છાજે, લાલ
હિમ દાધી દ્રુમ શાખા જેહ લાલ. એ. ૩
જેહવી કૃતિમ શોભા માહરી, આંગુલીની વિણુ મુદ્રા ધારી
લાલ;
તેહવી જાણું સીસ પ્રદેશે, આભૂષણુ વિણુ સોહ ન દીસે
લાલ. એ. ૪
મૌલી થકીરે લાલ મુગટ ઉતાર્યો, કર્ણથી કુંડલ જોડા દૂરી
નિવાર્યો લાલ;
દૂરી મેલઉરે લાલ હાર હોયાથી, અંગદ ઉતાર્યા મારા યુગલ
બાંહુથી લાલ. એ. ૫
વીરવલય હાથથી છાંડયા, આંગુલી વરગ મુદ્રાવલી ખંડા લાલ
પરપુદગલ એતો દેહ દીપાવે, સ્વાભાવી એહવી સોભા પાવે
લાલ. એ. ૬
ફાગણુ માસે લાલ ફુલ પત્રહીણા, શોભા વિના દીસે
તરૂવર હીના લાલ;
ભૂષણુ પાસે એહ વિદેહ નિહાલી, ભરત વિચારે
એહવું નિજમનવાલી લાલ. એ. ૭

ભીત સરિખી લાલ દીસે એહ કાયા, આભૂષણ તેતો
વિત્તખણાચાલાલ;
નિત્ય નહીરે લાલજીમ જલભીની, તુરત પડેરે કાંઈ
સાર નહી લાલ, એ. ૮
એહવું શરીર તે શું મોહ ધરીજે, અધિક અધિક
એહનાં યતન કરીજે લાલ;
રોગ પવન લાલ ચંચલ ભાગે, પકવપત્ર પડતાં કાંઇ
વાર ન લાગે લાલ. એ. ૯
અપવિત્રમાંહિ વિષ્ટાદિક શું ભરીયો, શ્રોત્ર વહેરે એ
તો કુછિત દરિયો લાલ;
હમારે કાંઇ લાલ શોધન દીસે, તોપણ એહને દેખી
મૂર્ખ હીંશે લાલ. એ. ૧૦
મૃગ મદ ઘન સારે દેહ લેપીજે, અગર કૃષ્ણાગર ધૂપી
જે લાલ;
ફોગટ જીમ વરસાતનો પાણી ઉષરભુંઇવુઠો, પણ
તેહને થઈ હાણ લાલ. એ. ૧૧
યૌવન જાઈ લાલ જીમ જલ સરિતા, રૂપ ગલેરે
જીમમયણની ઝરતા લાલ;
નિદ્રડી જરારે લાલ દિનર આવે, તોહી ન ચેતે આત્મ
પ્રેમ લગાવે લાલ. એ. ૧૨
રૂપ લવણિમા લાલ કાંતિ સુહાવે, ધણકણ કંચણ
માયા દીપાઈ લાલ;
સકલ ચંચલ લાલ એ તો સંસારે, કુશ જલબિંદુ
જેમ પ્રાજ્ઞ વિચારે લાલ. એ. ૧૩

લોક કરેરે લાલ જે એ કાજે, દુકૃત પ્રેર્યાં પાપા
રંભતન લાગે લાલ;
તે કાયા નલિની પત્રિ જેમ રહીયે, પાણીના બિંદુ
જેમ ચંચલ કહીયે લાલ. એ. ૧૪
સંસાર ગર્ત્તા એ તો મહા દુર્ગંધા, શ્રૃંગારરસ પિછલ
જોઇને અંધારા લાલ;
માંહે પડેરે લાલ મૂઢ પેખંતો, ગર્ત્તાના સૂકરની પરે
દુખ સહંતો લાલ. એ. ૧૫
સહસ્ર વરસ ષષ્ઠિ ભમતાંરે ભમતાં, ષટ્ખંડ સાધ્યા
બહુલા આરંભ કરતાં લાલ;
એહ કલેવર કાજે આ કૃત્ય કીધા, ધિગર મુજને
મેં તો અપયસ લીધો લાલ. એ. ૧૬
ધન્ય બાહુબલિ વીર હમારો, ધન્ય ભાઈ બીજા
પણ સંભારો ભાલ;
છાંડયા એહ અસાર જાણીને, મુક્તિ પામ્યારે સમ
તામન આણી લાલ. એ. ૧૭
રાજ્ય ચલાચલ યોવનચંચલ, ભાવે લક્ષ્મી ચરાચર;
તે પણ સાથે ન આવે લાલ, મગન થયારે અંધા
મોહ વિલુદ્ધા,
કાચી માયા ને સાચી જાણી અલુધા લાલ. એ. ૧૮
માત પિતારે લાલ વલભ નારી, પુત્ર સહોદર સંપદ
મિત્ર વિચારી લાલ;
ભવ કૂપમાહે પડતાં પ્રાણીને હોઈ, સાહેંવાસ
સમરથ થાઈ વીર ન કોઈ લાલ. એ. ૧૯

જગત પિતારે તીત રાખોરે રાખો, અપર પુત્રાનો
જીમ કીધો તે પાખઉ લાલ;
દૂરિંઈ રહ્યા ઉપલંભ વિચાર્યો, તાત કુપુત્ર જાણી
મુઝ ન સંભાર્યો લાલ. એ. ૨૦
પુત્ર સુપુત્ર તે તો નિકટ રહ્યા, નિજ પદ આપો
તેહને મનને સુહાયા લાલ;
ઉગણુસમી ઢાલ ત્રીજા ખંડની એ જીન હર્ષ સહુ
મનમાની લાલ. એ. ૨૧

સર્વગાથા, ૬૪૧.

## દુહા.

હું નહી માહરો એ નહી, એ લખમી એ દેહ;
પુર અંતેઉર માહેરો, નહી નહી એ ગેહ. ૧

એહ માહરો આત્મા, દર્શન જ્ઞાન સહિત;
સંયોગે મિલીયા અવર, આવે જાઈ અનિત્ય. ૨

રહિત ઉપાધિ સમતા સહિત, અક્રિય નિધન રહિત;
પર્માનંદ ચિદાનંદસું, લય લાગી એકચિત. ૩

રૌદ્ર ધ્યાન પ્રદ્રોહથી, વલી કુકર્મ વિભાવ;
એહથી વર્જીત પાપ બહુ, તેહ સમાવે ભાવ. ૪

ક્ષપક શ્રેણિ ચક્રી ચઢયો, આવ્યો ઉપશમ યોગ;
કેવલ જ્ઞાન સયોગી, પામ્યો શુભ સંયોગ. ૫

## ઢાલ—વા'લા મ્હારો જુહારડો માનજોરે કાન્હૈયા મ્હારો જુહારડો માનજો. એ દેશી. ૨૦

રાગ—પરકીયો.

રાજેસરથે તો વેષમુનીનો લે જયોરે, ભરતેસ
રથે વેષ મુનીનો લેજોરે;
થાતે એ વાંદે જેમ નરનારી. રા૦ ૧
ઈંદ્ર આદિશે દેવતારે, વ્રત મુદ્રા દે આણિ;
સર્વ વિરતિ લેઈ ઉચ્ચર્યા, કાંઉ દંડક મધુરી વાણિરે. રા૦ ૧
દશ સહસ્ત્ર ભરતેસસુંરે, રાજવીએ વ્રત લીધ;
પરભવ સેવા સુખ કરી, સંઘાત સ્વામીનો કીધરે. રા૦ ૨
સુર અસુર નર કેવલીરે, વાંદ્યા ભકિત વિશેષ;
અનુક્રમિ રાજ રૂષી સહુ, કાંઇ વાંદ્યા મુનિવર શેષરે. રા૦ ૩
ધરાભાર ધરવા ભણીરે, ભરત સુત બલવંતરે;
આદિત યશાનો સુરમલી, રાજ્યનો અભિષેક કરંત. રા૦ ૪
કેવલ જ્ઞાન લહ્યા પછીરે, રૂષભ શામી જેમ તેહ;
ગામાગરપુર વિહતા, સમતારસ પૂરિત દેહરે. રા૦ ૫
ધર્મોપદેશ દેઇ કરીરે, પ્રતિબોધે ભવ્ય જીવ;
પૂર્વ લક્ષ પરિવારસું, કરે ભરત વિહાર સુદીવરે. રા૦ ૬
અષ્ટાપદગિરિ જાઇનેરે, ભરત મુનીશ્વર તામ;
ચાર આહાર તજ્યા ઈહાં, પામવા શિવપુરી ઠામ. રા૦ ૭
કીધી તાસ સંલેષનારે, સિદ્ધાનંત ચતુષ્ટય;
વરે મોક્ષ બીજા મુનિ, અનુક્રમે પામી તુષ્ટિરે. રા૦ ૮
સ્વામી જેમ સ્વામી તણારે, પુત્ર ભણી સુર રાય;
મહિમા કીધ નિર્વાણુની, તિહાં ઉંચો ચૈત્ય કરાયરે. રા૦ ૯

સિત્યોત્તર પૂરવ લક્ષ રહ્યારે કુમારપણે ચક્રેસ;
મંડલીક સહુસ્ત્ર વરસ લગે, ભોગવીયો આપણો દેશરે. રા૦ ૧૦
એક વર્ષ સહુસ ઉંનતારે, ષટ વરસ લક્ષ પ્રમાણુ;
ચક્રવર્ત્તિ પદ ભોગવ્યો, પૂર્વ લક્ષ કેવલ નાણુરે રા૦ ૧૧
પૂર્વ ચોરાસી લાખનોરે, આયુ પૂરો કરી એમ;
સંયમ નિર્મલ પાલીને, નિર્વાણુ લહ્યો પદખેમરે. રા૦ ૧૨
અષ્ટ કર્મ અષ્ટાપદેરે, ભેદી લહી અષ્ટ સિદ્ધિ;
જાયઇ પરમ પદ સ્થાન કે, ભાવત ભાવત વૃદ્ધિરે. રા૦ ૧૩
રિષ્ટ વદન મન . સિષ્ટસુંરે, સ્પષ્ટ વાસનાજાસ;
તપ પ્રકૃષ્ટ ભવ કષ્ટનો, કાંઇ થાયઈ ઈહાં પ્રણાસરે. રા૦ ૧૪
યાત્રા ગિરિ અષ્ટાપદેરે જેહ કરે શુભ ભાવ;
તે થાય ત્રીજે ભવે કાંઇ સિદ્ધ મંદિરનો રાવરે. રા૦ ૧૫
અષ્ટાપદ મહા તીરથરે, શાસ્વત જીન ગૃહમાન;
ત્રિભુવન પવિત્ર કરે સહી, પુણ્ય રાશિ ઇવ ઉંજવલ
થાનરે. રા૦ ૧૬
સૂર્યયશા સોકે ભર્યોરે, અષ્ટાપદ આવેહ;
કર્યા પ્રાસાદ સહુ તણા, કાંઈઆણી પરમ સ્નેહરે. રા૦ ૧૭
પ્રાત બોધ્યો મંત્રી સ્વરેરે, વચન કહી સુપ્રધાન;
રાજ્ય વ્યાપાર ધર્યો સહુ, હૃદયાંતરિ તાતનો ધ્યાનરે. રા૦ ૧૮
સૂર્યયશા મહા રાજવીરે, શત્રુ પ્રતીયાક્રાંતિ;
ચંદ્રોજવલ દ્દલજસ જેહનો, હું વલોદય કીધી કાંતિરે. રા૦ ૧૯
તીન ખંડ પૃથ્વી ધણી, ષટ ખંડાધિપ નંદ;
ત્રીજા ખંડની વીસમી, જીનહર્ષ થયો આનંદરે. રા૦ ૨૦

સર્વગાથા, ૬૬૬.

## દુહા.

જે એ સૂરજ ચંદ્રમા, દીપે વ્યોમ પ્રતાપ;
સૂર્ય યશા જગ તેટલે, એકતણો તેમ તાપ. ૧
મુગટ ધરે નિજ મસ્તકે, શક્રે આપ્યો જેહ;
રાજ્ય સમય તેથી દ્વિગુણ, પ્રગટે તેજ અછેહ. ૨
મુગટતણા પરભાવથી, આદિત્યયશા નૃપ તેહ;
સુર સેવિત સ્વામીપરે, થયો શત્રુ કૃત છેહ. ૩
વિદ્યાધર કનકાગજા, જયશ્રી તેહને નારી;
પરણી રાધા વેધથી, સહુ માંહી સિરદાર. ૪
વિદ્યાધર ભૂપતિતણી, કન્યા રૂપ અપાર;
બીજી પણ તેહને થઈ, નારિ બત્રીસ હજાર. ૫
સુ વિશેષે ચોપર્વીએ, આઠમી ચઉદસિ દિસ;
ઉંપવાસેપોસહ કરે, નિશ્ચલમન અવન્નીસ. ૬
જીવિતવાલો આપણો, તિણ પરિંહાલા પર્વ;
પર્વે ધર્મ વિશેષથી, કરે કામ તજી સર્મ. ૭

## ઢાલ–આદીસર અવધારીએ,—એ દેશી. ૨૧

એક દિન સૌધર્મી સભા. બેઠો અધિક જગા સોહે.
નિશ્ચય દેખી તેહનો; સુરપતિ ધૂણ્યો સીસોરે. એ. ૧
તે વેલાએ ઉર્વસી, મસ્તક કંપ નિહાળીરે;
વાસવને એહવો કહેએ, મિષ્ટ વચન સુકમાલીરે, એ. ૨
સ્વામી કવિકો ઇહાં, ન કહે કાવ્ય રસાલોરે;
સાંપ્રતિ ગુરૂપણનવિ કહેરે, સરસવખાણ વિસાલોરે. એ. ૨

ંભા પણ નૃત્ય નવ કરે, અનુપસજી સિણગારોરે;
ા હા હા હૂ હૂ ગાયના, ગીત ન ગાવે તારોરે. એ. ૪
ીજો પણ કોઈ નહી રીઝ, કારણ જગદીસોરે;
કેસ્યે નિમિતે તે કહો, સ્વામી ધૂણ્યો સીસોરે. એ. ૫
યારે સુરપતિ એમ કહે, હૃદય તાસ સત્વ ધારીરે;
ાન નિજરિ જોઈ ધરી, સુણિ ઉર્વસી સુવિચારીરે. એ. ૬
ાત્ર સ્વામિનાભેયનો, પુત્ર ભરત ચક્રીનોરે;
ૂર્યયશા અયોધ્યાધણી, સાત્વિક માંહિ નગરીનોરે, એ. ૭
ા આઠમી ચૌદશિ રાજારે, ચોપર્વી પર્વ દિવસ તપ ભાવેરે;
નશ્ચયથી ન ચલે તે કિમહી, જો સુર તાસ ચલાવેરે. એ. ૮
ૂર્વતણી દિશ છોડીને, પશ્ચિમ દિશ રવિ જાઇરે;
ાયર મર્યાદા તજે, સુર ગિરિ કંપાવે વાઇરે. એ. ૯
ુરદ્રુમ જો નિષ્ફલ હુએ, તો પણ તે નવ ચુકેરે;
ાણ જાતાં પણ આપણા, જીન આણ નવ મૂકેરે. એ. ૧૦
ર્વસી સાંભલિને હસી, ચિંતવે એમ મનમાંહિંરે;
ંત્તર દેવા પ્રભુ તણી, શકીએ નહી સંબાહેરે. એ. ૧૧
ેવો અવિચાર્યો કહે, વિબુધાધિપ પણ એહવોરે;
ૂઆ માણસની પરે, બોલે જેહવો તેહવોરે. એ. ૧૨
ાત ધાતુથી ઉપનો, દેહ આહાર એ અન્નોરે;
ા પણ દેવે ન વિચલ એ, માને કવણ વચનોરે. એ. ૧૩
છે ઉખાણો આગલો, પાસો પડે સો દાવોરે;
ોટા તેહને કુણ કરે, રાજા કરે સો ન્યાયોરે. એ. ૧૪
ભુ વચન ખોટો કરૂં, તેહને પાસે જાઉંરે;
ાણુસનો સો આસરો, વ્રતથી તાસ ચુકાવુંરે. એ. ૧૫

એહવી પ્રતિજ્ઞા કરી, ઉર્વસી રંભા લેઇરે;
હાથે વીણા ધારતી, સ્વર્ગ થકી આવે એહરે. એ. ૧૬
નયરી અયોધ્યા ઉદ્યાનમેં, ચૈત્ય પ્રથમ જીન સ્વામીરે;
તાસ પ્રબંધ મલાવતી, રૂપે મોહે કામીરે. એ. ૧૭
સાખી શાખા બેઠા હુંતા, પંખી મૂઢ અયાણારે;
ચુણ ચુણતા તે રહ્યા, નાદ સુણી મૂર્છાણારે, એ. ૧૮
અર્ધ ચર્વિત મૃગલા પસુ, નિશ્ચલ નયણ જોવંતારે;
ઘટિત પાષાણુતણીપરે, મોહ્યા ગાન સુણંતારે. એ. ૧૯
સૂર્યયશા ઇણ અવસરિ, અશ્વકેલી કરી વલીયારે.
શ્રવણે તે દેવીતણા, ગીત સરસ સાંભલીયાંરે. એ. ૨૦
વાજવીમુખવાજી થયા, ગજગતિ સજ્જન થાઇરે;
પાયક પણ પય નવિચલે, સેના સહુ મુઝાઇરે. એ. ૨૧
એહવી સેના દેખીને, રાજા એણુપરિભાષેરે;
મંત્રીસ્વર એસું થયો, સહુ ચેતના પાખેરે. એ. ૨૨
સચીવ કહે રાજા પ્રતે, સાંભલી તું ભુપાલરે;
એ જીનહર્ષ એકવીસમી, ત્રીજા ખંડની ઢાલરે. એ. ૨૩

સર્વગાથા, ૬૯૬.

## દુહા.

નાદે તુંસઇ દેવતા, ધર્મનાદથી ધારિ;
સુખ પામે નૃપ નાદથી, નાદે વસિ હુઇ નારી. ૧
નાદે પકડાએ સરપ, રહે રોતો લઘુ બાલ;
શિર આપે મૃગ નાદથી, એહવો નાદ રસાલ. ૨
નાદ એહ ગુરૂ યોગથી, લહીએ તાસ પસાય;
આપે પરમાનંદ સુખ, દુઃખ ચિંતા સહુ જાય. ૩

ચૈત્યએ જઈ જુહારીએ, શ્રીયુગાદિક જીનરાજ
ગાનતણો રસ પામીએ, એક પંથ દુઈ કાજ. ૪
નરપતિ એહવો ચિંતવી, સૈન્ય સચિવ સંઘાત;
દેહરામાંહે આવીઓ, રાજા ઉલસિત ગાત. ૫
દીપ જ્યોતિ પ્રગટતિસેં, દીઠી વસુધા નાથ;
નાદ અમૃત નિમ્નગા; કુમરી વીણા હાથ. ૬
જાણે ભાર્યા કામની, નયણે નિરખી ભૂપ;
કામ બાણ તનુ વીંધીઓ, મોહ્યો દેખી રૂપ. ૭
કંઠ કુંડથી એહનો, વર્ત્તે અમૃત નાદ;
કિંવા અમૃત નાદસું, ઘડી વિધાતા આદ. ૮
રૂપ અનુપમ અંગ તો, અમૃતનો સંદાન;
એ કોઈક પુન્યવંતને, હસ્યે ભોગવવા થાન. ૯

## ઢાલ—ગોડી મન લાગ્યો, એ દેશી. ૨૨

આલોચી નૃપ એહવો નમીયા, રૂષભ જીણંદરે;
ગોરી મન મોહ્યો મન મોહ્યો થારા રૂપસું, દીઠા
હોઇં આણંદરે. ગો. ૧
અનમિષ નયણ જોઇ રહ્યો, પ્રેમ તણે પડયો ફંદરે; ગો. ૨
રાજા મુહુતાને કહે, પુછે કુલાદિક તાસરે; ગો.
કોણ છે કેની પુત્રિકા, કિહાંછે એહનો વાસરે. ગો. ૩
સચિવરાય આદેશથી, આવી તેહને પાસરે; ગો.
સુધા મધુર વાણી કરી, બોલાવે સુવિલાસરે, ગો. ૪
કુણ ત્રિભુવન માંહિ એ તુમે, કોણ તમારો તાતરે; ગો.
કુણઅર્થે આવી ઇહાં, દાખો સઘલી વાતરે. ગો. ૫

એક કહે તે માંહેલી, સાંભલિ વચન પ્રધાનરે. ગો.
વિદ્યાધર મણિચુડની, પુત્રી રૂપ નિધાનરે. ગો. ૬
બાલથકી શીખી અમ્હેં, વીણાનાદ રસાલરે; ગો.
રીઝાવું નિજ મન આપણું, સુખે ગમાવો કાલરે. ગો. ૭
બે બેહિની યોવનવતી, બેનો સરિખો રૂપરે; ગો.
તાત નિહાલી એહવી, પડયો ચિંતા કૂપરે. ગો. ૮
કેહુને કન્યા દીજસે, સરિખા ન મિલે બિંદરે; ગો.
મનમાં થઈ વિચારણા, નાવે અહનિશનિંદરે. ગો. ૯
ઠામિર જીનવર નમુ; સફલ કરૂં અવતારરે; ગો.
માનવભવ છે દોહીલો, લહેતાં ઈણ સંસારરે. ગો. ૧૦
જીન વચન ચરણ પવિત્રતા, તીરથ અયોધ્યા એહરે. ગો.
ભારત ચૈત્ય જુંહારીવા, આવી આદિમ જીનગેહેર ગો. ૧૧
તાસ વચન એહવું શુણી, વચન કહે મંત્રાશરે ગો.
સૂર્યયશા નૃપસું ભલો, સંગમ વિસવાવીસરે. ગો. ૧૨
રૂષભ સ્વામિનો પુત્ર છે, ભરતાંગજ ગુણ ગેહરે; ગો.
સકલ કલા કલિતાતમા, રૂપે મન્મથ એહરે. ગો. ૧૩
કૃપા કરી શ્રી રૂષભજી, તુંઠા નિશ્ચય જાણિરે; ગો.
સૂર્યયશાવર તુમ ભણી, પ્રતખિ દીધો આણિરે. ગો. ૧૪
જીમક્ષણદાનંદ કૌમુદી; ચંદ્રમાસું સોભાયરે; ગો.
સૂર્યયશાનૃપસું તથા, થાસે સોહસવાયરે. ગો. ૧૫
મંત્રી વચન સુણી ઇસું, કન્યા બોલી તામરે; ગો.
સ્વાધિન પતિ મૂકી કરી, પરવસ રહું કિણ કામરે, ગો. ૧૬
વચન અમારો અન્યથા, ન કરે કરે પ્રમાણરે; ગો.
તો સું શ્રી સૂર્યયશા વરૂ, આપું તનમન પ્રાણરે; ગો. ૧૭

મંત્રી કહ્યો જઇ ભુપને, તહત વચન કીધો તાસરે; ગો.
ત્યારે જીન સાખે તિહાં, પાણિ ગ્રહણ થયો ખાસરે. ગો. ૧૮
પ્રીતિ રસાકૃષ્ટ મન તિણે, નિજ વસ કીધો ભૂપરે; ગો.
સાર જાણે સંસારમાં, બેહરિણાક્ષી અનૂપરે. ગો. ૧૯
આધાએ ધર્માર્થની, સેવે કામ વિશેષરે; ગો.
એક ચક્રે રથ બલ કરી, હીડાયે સુવિશેષરે. ગો. ૨૦
એક દિવસ સંધ્યા સમે, સૂર્ય યશા બે નારિરે; ગો.
વાતાયન બેઠા જઇ, જાણે દેવ કુમારરે. ગો. ૨૧
લોક સહુ સુણજો તમે, આઠમિ પર્વ છે પ્રાતરે. ગો.
પુરમાં બે ઉદ્ઘોષણા, નારિ સુણી તે વાકરે. ગો. ૨૨
ભંભા વાદન પૂછીયો, રંભા અવસર પામિરે; ગો.
જાણે તેહ અજાણતી, પૂછે એહસું સ્વામિરે. ગો. ૨૩
રાય કહે સાંભલ પ્રિયે, આઠમિ ચૌદસિ પર્વરે; ગો.
મોટા કહ્યા એ તાતજી, આરાધ્યા સુખ સર્વરે. ગો. ૨૪
ત્રણ ચતુર્માસી તથા, બે અઠ્ઠાહિ ભાવિરે; ગો.
પાક્ષિક પર્યુષણા તથા, વર્ષનો પાપ ગુમાવિરે. ગો. ૨૫
પર્વ એહ જીન સાસને, સર્વ કર્મ ક્ષયકારરે; ગો.
ઢાલ બાવીસ ત્રીજા ખંડની, કહી જીન હર્ષ વિચારરે. ગો. ૨૬

સર્વગાથા. ૭૩૧

## દુહા

ત્રિણ રતન માહિ પ્રથમ, જ્ઞાન રતન સંજોઈ;
તસ્યારાધન સુંદરી, પાંચમિ દીવસે હોઈ. ૧
પર્વ એહ સુભ પુન્યના, કારણ રહ્યા જીણંદ.
મહાપ્રભ જીન આગન્યા, આપે પરમાનંદ. ૨

પુન્ય સદા કી ઘોથકો સ્વર્ગ સિદ્ધિયેં સુખ;
એ આઠમિ પક્ષ ખંડના, જો ન હુવે પરતક્ષ.
ઉપાર્જે હરિણાક્ષિ સુણી, જીવ શુભાશુભ કર્મ;
પર્વે અન્યભવ આઉખો, પરિણામે એ મર્મ. ૪
તે માટે આરંભ સહુ, છોડી ગૃહ વ્યાંપાર;
સુભ કર્મ ઇહાં કીજીએ, અસુભતણો પરિહાર. ૫
સ્નાન ન કરીએ એ દિને, સ્ત્રી સેવાનો ત્યાગ;
કલહ ઘૂતહાસી પ્રમુખ, મત્સર ક્રોધ ન લાગ. ૬
કિમપિ પ્રમાદ ન કીજીએ, ધરીએ મન સુભ ધ્યાન;
સ્મરણ પરમેષ્ટીતણો, ધરીએ હૃદય પ્રધાન. ૭
સામાયિક પૌષધ સુવ્રત, છઠ અઠમતપ મુખ;
પર્વે એ જીનવર પૂજીએ, લહીએ વંછીત સુખ. ૮
ત્રયોદશીને સપ્તમી, લોક જણાવા કામ;
થાય મુજ આદેશથી, પડહ નગરમેં આમ. ૯
દુર્લભ દેવી ત્રિલોકમેં, આઠમિ ચૌદશિ પર્વ;
ભક્તિ કરે જીનવર તણી; શિવ સુખ લે અખર્વ. ૧૦

## ઢાલ—નણંદ રોકડાવ્યો, એ દેશી. ૨૩.

નૃપ ઉક્ત સુણીને ઉર્વસી, દેખીને એહવો સંચરે;
નિશ્ચય દેખી ઈસું કહઈ, ચતુરા ગિરા વાકય પ્રપંચરે. ૧
નાહ સુણો તુમને કહું, કેમ હારે નરભવ એહરે;
રૂપ રાજ્ય સુખ તપ કલેશે, કાંઈ કંત વિડંબે દેહરે. ૨
નિજ ઈછાએ સુખ ભોગવો, કિહાંવલી માનવ અવતારરે;
રાજ્ય કિહાંર સુખવલી, કિહાં મલસે એહવી નારરે. ના. ૩

નૃપ વચન સુણી તે નારિનાં, જાણે તાતો તરૂઓ કાનરે;
અંતરિ દાહ પિશુનપરે, ફિરિ વચન કહે રાજાનરે. ના. ૪
રેરે અધર્મણી ધર્મની, નિન્દાકારક મતિહીણરે;
વિદ્યાધર કુલની નહી, તુમે કન્યા બે અપ્રવીણરે. ના. ૫
ધિગધિગ વૈદગ્ધ તુમારડો, ધિગધિગ તુમ કુલ વયરૂપરે;
જીન પૂજા તપ નવિ રૂચે, તમે પડસ્યો દુર્ગતિ કૂપરે. ના. ૬
માનુષ્ય કુલરૂપ આરોગ્યતા, સુપસાયેલહીએ રાજરે.
કુણ તે આરાધે નહિં, જેહુથી સીજે સહુ કાજરે. ના. ૭
ધર્મારાધનથી નવહુવે, કાંઇ દેહ વિડંબણ મૂઢરે.
ધર્મ વિના વિષયાકુલા. તે કાય વિડબનરૂપરે. ના. ૮
શાવકમૃગ પશુ સિંહાદિના, આઠમિ પાખીને દિસરે;
તેપણ આહાર નવ લીએ, વાસિતધર્મે જગદીસરે ના. ૯
તસુ જાણપણાને ધિગ પડો, નિફલ માનવ અવતારરે;
પર્વ આરાધન જીહાં નહી, સહુ ધર્મ નિબંધન સારરે. ના. ૧૦
શ્રી આદીશ્વર જીનવરે, પર્વ ઉત્તમ દાખ્યો એહરે;
વૃથા કરૂં નહી તપ વિના, કંઠગત પ્રાણેપણિ તેહરે. ના. ૧૧
વરરાજ્ય જાઉ એ માહરો, ક્ષય જાઓવલી એ પ્રાણ રે;
ભ્રષ્ટ નહુ પર્વ તપ થકી, ભાજું નહી જીનવર આણરે. ના. ૧૨
ક્રોધાકુલ નૃપ વાણી સુણી, ત્યારે કહે એ ઉર્વશી નારરે
માયા કેલવતી થકી, સાંભલિ પિયુડા સુ વિચારરે. ના. ૧૩
સ્વામી અમે પ્રેમરસે ભરી, કહ્યો તુમને વચન સ્નેહરે;
મત તમનેઃદુઃખઉપજે, ક્રોધનો અવસર નહી એહરે. ના. ૧૪
પહિલી તો વિમુખ થઇ, અમે નિજ તાત વચનથી જાણીરે
નિજ છંદે પતિ નવ વર્યો, માની નહી માયની વાણીરે. ના. ૧૫

વલી પૂરવકર્મ સંયોગથી, હવણાં તું વર્યોવર એહરે.
સુખ સંસારતણા ગયા, વલી શીલ ગયો ગુણ ગેહરે. ના. ૧૬
સ્વાધીન પુરૂષ નારી હુવે, તો મનમથનો સુખ હુઇરે;
નહીતો સ્વાન સુનીપરે, નિસિ દિવસ નહી સુખ કોઇરે. ના. ૧૭
નાભેય જીણંદ આગલિં, તુમે પૂર્વે દીધો બોલરે;
તાહરો વચન ન લોપસ્યું, તે તુમેં કીધ નિટોલરે, ના. ૧૮
પરીક્ષા કરવાને કારણે, એક વાર કહયો હિત વયણુરે;
હાહા થોડા કારણે, ક્રોધે રાતા કીયા નેણુરે. ના. ૧૯
વ્રતશીલ અને સુખ બે થકી, કુલવંતી અમે થઈ ભ્રષ્ટરે;
પાવકમહિ બલિવો હિવે, જીવેવો હિવે અનીષ્ટરે. ના. ૨૦
એહ વાત સુવચન સુણી કરી, તેહસું નૃપ મોહે લીણુરે
વચન સંભાર્યો આપણો, તેહને ભાપે સુપ્રવીણુરે. ના. ૨૧
જે તાતતણે તાતે કહયો, જે કીધો મ્હાહરે તાતરે.
તેહનો મુત હું કિમકરૂં. તે પર્વતણી સુણીઘાતરે. ના. ૨૨
હરિણાક્ષી હિરણ્યમહીગ્રહો—માનીની મ ધરો મનખેદરે.
ઇભલ્યો મ-તેભ્રગામિની વાજીલ્યો ધરો ઉમેદરે—ના. ૨૩
એ કોશ કૃશાંગી લ્યો સહુ, મકરો સુખ ધર્મની હાણુરે;
ત્રીજે ખંડે ત્રેવીસમી ઢાલ, કહી જીન હર્ષ સુજાણુરે. ના. ૨૩
સર્વ ગાથા, ૭૬૪

## દૂહા.

ઈષિત સુલકી (મલકો) તે કહે, કોમલ વચને તામ;
ભૂમિનાથ તુમ સરિખા, સત્ય વચનના ઠામ. ૧
અંગીકાર વિઘાતનર, મોટો પાપી તેહ;
સદા અસુચિતસુભારથી, વસુધા ખેદ ધરેહ. ૨

અંગીકૃત જે સુકૃતી, પાલે તો હુવે શુદ્ધ;
રાજ્યાદિક આપે સહુ, ન હુવે શુદ્ધ વિશુદ્ધ. ૩
વિદ્યાધર ઐશ્વર્યપિતુ, છોડયા તાહરે કાજ;
તો પ્રિતમ મતિમંત સુણિ, કિસું કરૂં અમે રાજ. ૪
પર્વભંગ જો નવિ કરે, રાજન સહુએ છાંડી;
યુગાદીશ પ્રાસાદતો, મુજ આગલિ તું પાડિ. ૫
વચન સુણી નૃપ એહવો, પડીઓ મૂર્છિત હોઈ;
ગત ચૈતન્ય હૃદય હણ્યો, જાણે વજ્ર સંજોઇ. ૬
ત્યારે સચિવાદેશથી, સોકાકુલ પરિવાર;
ચાચત ચંદન શીતલે, ચેત લહ્યો તિણવાર. ૭
ઉન્નિદ્ર સૂર્યયશા થયો, તામ્ર વદન કરી તાસ;
આગલ બેઠી કામની, ભાસે ઇણપરિ ભાસ. ૮

**ઢાલ**—સહિયર ભલો પણ સાંકડોરે, નગર ભલો
પણ દૂરરે હઠિલા વૈરી. એદેશી. ૨૪

ગિરા બોલાવે તુજ ભણી; અરે અધર્મ આચાર; અકુલીણીરે.
અપવિત્ર કુલ તુજજે ભણીરેલાલ, ભોજન જેસો
ઉદ્ગાર. અ. ૧
રાય કહે ઉર્વસી ભણીરેલાલ, તું તો નિસરી નાર; અ.
ધર્મતણી નહીઆસ્થારેલાલ, ધિઃક તાહરોઆચાર. અ. રા. ૨
વિદ્યાધર પુત્રી નહીરે, છે તુજ તાત ચંડાલ; અ.
મે મણી જાણી આદરીરેલાલ, કાચ થઈ તુમે બાલ. અ. રા. ૩
નાથ જેહ ત્રૈલોકનોરે, ત્રૈલોકય પૂજીત જેહ; અ.
કારકપર્વ પ્રાસાદનોરેલાલ, હુઇ કોઈ કિમ તેહ. અ. રા. ૪

હું નિજ વચને બાંધીયોરે, અનૃણ કરિ મુજ આજ; અ.
ધર્મલોપ ટાલી હવેરે લાલ, બીજો કહે કરૂં કાજ. અ. રા. ૫
સઘલો જાએ માહરોરે, રાજ્ય અશ્વગજ રાજ; અ.
નાશ થયો જો પ્રાણનોરેલાલ, પુન્ય છોડતાં લાજ. અ. રા. ૬
એહવો સાંભલિ તે કહેરેલાલ, હસી કરી તિણવાર; અ.
એ લઇએ લઈ એહવોરેલાલ, કહિમાં વારંવાર. અ. રા. ૭
વચન અમાહરો એતલોરે, ન કરો અંગીકારરે
રાજેસર; અ.
તો નિજસુત સિરછેદિનેરે લાલ, મુજને દ્યેભરતાર. અ. રા. ૮
ભાખે તામ સુલોચનેરે, હીયે વિમાસી રાયરે; અ.
પુત્ર મુજ અંગથી ઉપનો, દ્યુ મુજ સીસ કપાયરે. અ. રા. ૯
એહવો કહી નૃપ જેતલેરે, લેઇ હાથ કૃપાણરે; અ.
પોતાનો શિર છેદવારેલાલ, માંડયો સાહસ આણ. અ. રા. ૧૦
દેખી બાંધી તેતલેરે, ધારસાર તલવાર; અ.
સત્વવંત ન કરી શકયોરેલાલ, મસ્તક છેદ લગાર. અ. રા. ૧૧
વસુધાધિપ વિલખો થયોરે, છેદાણો નહી સીસરે, અ.
લેઇ ખડગ નવાં નવાંરે લાલ, કાપે શિર અવનીસરે. અ. રા. ૧૨
ત્યારે રાજા સત્વથીરે નચલે ધીરજવંતરે; અ.
દિવ્યરૂપ કરિ મૂલગોરે લાલ, કહે વચન હરખંતરે, અ. રા. ૧૩
જયકુલ સાગર ચંદ્રમારે લાલ, રૂષભ વંસ
સિણગારરે; અ.
જય ધોરી સત્વ વંતમાંરેલાલ, જયચક્રી સુતસારરે. અ. રા. ૧૪
નિજપર્ષદમાં સુરપતીરે, સુર આગલિ તિણવારરે; અ.
તહારો સત્વ પ્રસંસીઓરેલાલ, સત્વ વંતસિરદારરે. અ. રા. ૧૫

અમે મહીપતિ બેસુરીરે, નદીએ મંદીર જેમરે;
આરંભ્યો ક્ષોભાવિચારેલાલ,સત્વથકી તુજ એમરે. અ. રા. ૧૬
રૂંધે વેલ સમુદ્રનીરે, મારૂત બાંધે જેહરે; રા.
મેરૂ ચલાવે સત્વનોરેલાલ, પામે એ નિર્ણય તેહરે. અ. રા. ૧૭
જગત પ્રભુ કુલ સેહરોરે, હીરધીર અવનીપરે; રા.
રતન પ્રસૂ કહીએ ધરારેલાલ,સાચો (નામ) અજીપરે. રા. રા. ૧૮
ઇણપરિ તે સ્તવના કરેરે, સુરપતિ આવ્યો તામરે; રા.
પુષ્પવર્ષ સમહર્ષ સુરેલાલ, કરે તાસ ગુણગ્રામરે. અ. રા. ૧૯
રંભા ભ્રષ્ટા ઉર્વસીરે, લાજી મનમાં તેહરે; રા.
નૃપગુણ વાસવ આગલિરેલાલ, ભાષે પુલકિત દેહરે. અ. રા. ૨૦
ઇંદ્રે તેહને આપીયારે, મુગટ કુંડલ વર હારરે; રા.
અંગદ દઈ સ્તવના કરેરે લાલ, ગયો લેઇ પરિવારરે. અ. રા. ૨૧
અન્યાયીને આકરોરે; વયરીકેરો કાલરે; રા.
સત્ય પ્રતિ જ્ઞાજે ધરેરે લાલ, વસુધાજન પ્રતિપાલરે. અ. રા. ૨૨
ભરતપરે આદિત્યયશારે, જીન મંડિતભૂ કીધરે. અ.
વલી કીધી સંઘ યાત્રા ભારે લાલ જનમ સફલયશ લીધરે અ. રા.૨૩
કરે ભક્તિ શ્રીસંઘનીરે લાલ, પૂજે દેવ ત્રિકાલરે; અ.
ચોવીસમી ત્રીજા ખંડનીરે, થઇ જીનહર્ષ એ ઢાલરે. અ. રા. ૨૪

સર્વ ગાથા, ૭૯૬.

## દુહા

પર્વ ચૌદશિ અષ્ટમી, ચક્રી સુત ધરિ પ્રેમ;
ધરમી આરાધે સદા, શ્રી યુગાદિ પદ જેમ. ૧
જ્ઞાન દર્શન ચારિત્રધર; શ્રાવકસમકિતધાર;

ઉલષિર ઓળખી તેહને, ભોજન કરાવે સાર. ૨
કાકિણી રત્ન રેખા કરી, અંકિત જે ભરતેશ;
અંકિત સ્વર્ણ જનોઇયે, કીધો સૂર્ય નરેશ. ૩
મહાયશાદિકકેતલે, રૈપ્યે અંકિત કીધ;
પટ્ટ સૂત્ર બીજે કરી, પછે સૂત્રમય દીધ. ૪
મહાયશા આદિક કુમાર, વિક્રમ સ્વાર ઉદાર;
સવાલાખ થયા તેહને, ઉત્તમ કુલ આચાર. ૫
વૃષભ સ્વામિથી જેમ થયો, પૂર્વે ઇક્ષવાકુ વંસ;
તેમ શ્રી સૂર્યયશાથકી, સૂર્યવંશ અવતંસ. ૬

**ઢાલ**—કુમાર બોલાવે કૂબડો, એ દેશી. ૨૫

તેપણ ભરતતણીપરે, રત્ન દર્પણમાં દેહોરે,
દેખી સંસાર અસારતા, કેવલ જ્ઞાન લહેહોરે. ૧
તે ભવ્ય પ્રાણી પ્રતિબોધતા, વિચરિપુહવીમાંહ્યોરે;
અનુક્રમી શત્રુંજય જઈ, કર્મ ધ્વસ્ત શિવ જાયોરે. તે. ૨
ભરતથકી આદિત્યયશા, મહાયશા સુત તાસોરે;
અતિબલ બલભદ્ર રાજવી, બલવીર્ય તેજ પ્રકાસોરે. તે. ૩
કીર્ત્તિ વીર્યજલ વીર્યએ, અષ્ટમવલી દંડવીર્યોરે;
એ આઠે શ્રાવકતણી, કીધી ભક્તિ સૂ ધીર્યોરે. તે. ૪
એ આઠે રત્ન દર્પણે, નિજ૨ રૂપ નિહાલીરે,
કેવલ જ્ઞાન પામી કરી, શત્રુંજય શિવ ભાલીરે. તે. ૫
એ રાજવીએ ભોગવ્યો, ભરતારધ ત્રિણ ખંડોરે;
શ્રી જીન મુગટ શક્રેંદ્રે દીયો, ધાર્યો સીશ પ્રચંડોરે. તે. ૬
બીજે મહા પ્રમાણથી, વહી સકયા નહી ભારોરે;
હાથીવિણ હાથીતણો, અપર ભાર કિમ ધારોરે. તે. ૭

ભરતતણા સંતાનીયા, ભરત વંશ ભૂપાલોરે;
અજીત લગે મુકતે ગયા, કેઇ અનુત્તર આલોરે. તે. ૮
સઘળા એ સંઘવી થયા, શંત્રુજયગિરિ રાજોરે;
ઇણુહીજ ગિરિ મુગતે ગયા, સહુ તીરથ સિર તાજોરે. તે. ૯
હુવે વૃષભ સ્વામીતણા, થયો દ્રવિડ અંગ જાતોરે;
દ્રવિડ દેશ નામે થયો, જેહનો જગ વિખ્યાતોરે. તે. ૧૦
અંગ બેજ છે તેહનાં, વલી વિનયવંત સ્નેહવંતોરે;
દ્રાવિડને વાલિ ખિલ્લએ, સુરવીર શ્રુતમંતોરે. તે. ૧૧
પ્રવૃજ્યા સ્વામીકને, લીધી દ્રવિડ નરિંદોરે;
મિથિલા રાજ્ય દ્રાવિડભણી, દીધો ધરી આણંદોરે. તે. ૧૨
લક્ષ ગ્રામ દીધા પિતા, વાલિખિલ્લને તામોરે;
અગ્રજની સેવા કરે, રહે આપણે ગ્રામોરે. તે. ૧૩
વર્દ્ધમાન શ્રીય દેખીને, દ્રાવિડ ચિંતે ચિ-તોરે;
ગ્રામલક્ષ એહના ગ્રહું, અતિ લોભે ગયો હિતોરે. તે. ૧૪
માતા પિતા બંધવ સગા, મિત્ર પુત્ર ગુરૂ નારીરે;
લોભ અંધ નવ લેખવે, ન કરે કામ વિચારીરે. તે. ૧૫
દુષ્ટભાવ ભાઇતણો, નિજ રાજ્ય ગયો જાણીરે;
ગ્રામ દેશાધિપ મેલીયા, મેલ્યા પાલક ખાણીરે. તે. ૧૬
વાલિખિલ્લ નિજ બંધુને, કોપ ચઢાવ્યો ભૂરોરે;
વજડાવી ભંભા તદા, વજડાવ્યા રણતૂરોરે. તે. ૧૭
ગજ તુરંગ પાયક ઘણા, દ્રાવિડ લેઇ પરિવારોરે;
ચાલ્યો યુધ્ધ કરવા ભણી, ભરીયો ક્રોધ અપારોરે. તે. ૧૮
કટક સુભટ ઘટ ચાલતાં, વસૂધા કાંપી તામોરે;
સાયર પાણી ઉછલ્યાં, અજી ન બેઠા ઠામોરે. તે. ૧૯

રેણુ પુરાણી રોદશી, રજ ઢંકાણો સૂરોરે;
વિપુલા સંકીરણ થઇ, દ્રાવિક સેના પૂરોરે. તે. ૨૦
સુણિ સીમા નિજદેશની, આવ્યો દ્રાવિડ રાયોરે;
વાલિખિલ્લ પણ સૈન્યસું, તે પણ સામો આવ્યોરે. તે. ૨૧
પાંચ યોજનને આંતરે. સૈન્ય કીયો તિહાં વાસોરે;
માંહોમાં સુભટાં ભણી, વિઢવાતણો ઉલાસોરે. તે. ૨૨
નિજ રાજા પૂછ્યા વિના, મંત્રી બુદ્ધિ નિધાનોરે;
મેલકરણ માંહોમાંહે, મૂક્યા દૂત પ્રધાનોરે. તે. ૨૩
સામ દામ ભેદે કરી, સમજાવ્યા ભૂપાલોરે;
પણ સંતોષ કરે નહિ, યુદ્ધ કરવા ઉજમાલોરે. તે. ૨૪
સૂર પૂર કોપે ચઢ્યા, જાણે જંગમ કાલોરે;
ત્રીજે ખંડે પચીસમી, થઈ જીનહર્ષ એ ઢાલોરે. તે. ૨૫

સર્વગાથા, ૮૨૭.

## દૂહા.

વાલિખિલ્લ દાને કરી, દ્રાવિડ નૃપરાય;
કિતલાઇક સ્વાયત કિયા, દાને સહુ વસ થાય. ૧
પ્રત્યેકે એકટકમાં, પાયક દશ ૨ કોડિ;
દશ લક્ષ દંતી સોભતા, રથ દસ લાખ સજોડિ. ૨
લાખ પચાસ તુરંગમા, બીજાનો નહી પાર;
બે સેના સરિખી થઇ, તીન લોક ભયકાર. ૩
ધુરે નગારા બિંદિશિ, ભેરીના ભોંકાર;
સિંધૂડે સૂરાપણી, સૂરા અંગ અપાર. ૪

યુદ્ધ માંહોમાં માંડીયો, રણ સંહારણ વીર;
હણે ઘણે રોસે ભર્યા, કરે નિરજીવ શરીર. ૫
સૂર પચારે (પછાડે) સૂરને, હુઇ જે હવે હુસિયાર;
એમ કહી ખડગ ઉગામતો, આવે જમ આકાર. ૬

તરવારે માથાં લણે, ગુરજે ભાજે ગાત્ર;
ભાલે વીંધ્યો કાળજો, બાણે કીધી રાત્રિ. ૭
સૂરા ઘાવે પૂરીયા, ઝૂઝે સામા જાઇ;
રકતતણી નદીયાં વહે, યોગિણિ આઇ ધાઈ. ૮

સુહડાં પડીયા સાથરા, રડવડીયા કેઈ રૂંડ;
ખંડ ખંડ કેઇ હુઆ, કેઇ હુયા વિહંડ. ૯
રાણી જાયા કૂકીયા, હણિયા અરિ દલ કોડિ;
કે મૂયા કે મારીયા, પણ ન લગાડી કુલ ખોડિ. ૧૦

બે ભાઇ ઇણપરે વિઢયા, કીધો સબલ સંગ્રામ;
પાછો કોઇ મુડે નહી, વર્ષા આવ્યો તામ. ૧૧

સ્વામીની આણા થકી, રણથી ઓસરીયાહ;
ઉંચી ઠામ જોઇ તિહાં, તૃણ ઘર કરિ રહીયાહ. ૧૨

**ઢાલ**—ગોરી ગાગરી મદભરીરે રતન પીયાલો હાથ;
ઘણુરા ઢોલા, એ દેશી. ૨૬

હવે વિમલ બુદ્ધિ મંત્રવીરે, બુદ્ધિતણો મહિરાણ, નૃપને ભાસે;
દ્રાવિડ સ્વેશભણી કહેરે, પ્રણિપતિ કરિ સુજાણ. નૃ. ૧
ભાસ₂રે સુજાણ એહવુ ભાસે, સાંભલિ₂રેરાજાન
આવી પાસે; કરજોડી મધુરી વાણિ, નૃ. ૨

સ્વામિન્ ઈહાં પાસે અછેરે; કાનન શ્રી વિલાસ; નૃ.
તાપસ પાપ સમાઇવારે, તપસા કરે અનાસ. નૃ. ભા. ૩
જુના વલકલ તનુ ધરેરે, કંદમૂલ ફલ ખાઈ; નૃ.
જો આજ્ઞા પ્રભુની હુવેરે, તો પાય લાગું જાઈ. નૃ. ભા. ૪
નરપતિ એહવો સાંભલીરે, વચન પ્રધાન પ્રધાન;
સર્વ સૈન્યસું ઉઠાયોરે, ગયો તાપસને થાન. નૃ. ભા. ૫
બેઈઠો પર્યંકાશનેરે, જપમાલા કર સાહિ; નૃ.
ધ્યાન ધર્યો નિશ્ચલ થઇરે, અવિનાશી મનમાંહિ, નૃ. ભા. ૬
ગંગામાહિ લેપીયોરે, અંગ જલ જસુ સીસ; નૃ.
લોચન ચરણે થાપીયોરે, શ્રી યુગાદિ જગદીસ. નૃ. ભા. ૭
મમતા નહી માયા નહીરે, પાણિ પાત્ર આહાર; નૃ.
રાજા દીઠો એહવોરે, તાપસ ગુરૂ તિણિવાર. નૃ. ભા. ૮
સુવલ્ગુ નામ તાપસ તણોરે. ચરણે નમીયો રાય; નૃ.
ભક્તિ યુક્તિ બહુ ભાવસુરે, આગલ બેઠો આય. નૃ. ભા. ૯
મુનિવર ધ્યાન મુંકી કરીરે, કરવાને ઉપગાર; નૃ.
નૃપને દીધી આશિષારે, તાપસ તપ આધાર. નૃ. ભા. ૧૦
યુગાદિસ જીનવર તણોરે, ધર્મ રહ્યો હિતકાર; નૃ.
રાજન સર્વ અસાસતોરે, ઇણ સંસાર મઝારિ. નૃ. ભા. ૧૧
તનધન યોવન કારિમોરે, જેહવો સંધ્યા રાગ; નૃ.
વાર ન લાગે વિણસતાંરે, તિણિથી કેહો રાગ. નૃ. ભા. ૧૨
એ ધન પાડે ધર્મથીરે, ધનથી અનરથ હોઇ; નૃ.
દુખદાઈ સુખ વિસયતારે, જ્ઞાન વિચારી જોઇ. નૃ. ભા. ૧૩
વિષયાસામેલ્હે નહીરે, અણમિલતે પણ જેહ; નૃ.
ઇણ પરભવ આકરારે, દુઃખ પામે નર તેહ. નૃ. ભા. ૧૪

પંચ વિષય વિષ સારિખારે. જેહ હણે સમકાલ; નૃ.
તે સુખ પામે પ્રાણિયારે, ન પડે દુર્ગતી જાલ. નૃ. ભા. ૧૫
ચાર કષાય અરિ આકરારે, પૂરવ સંચિત પુન્ય; નૃ.
લેઈ જાય દેખતાંરે, એ સરિખા નહિ અન્ય. નૃ. ભા. ૧૬
ક્રોધયોધ મોટો તિહાંરે, કિણ હીન જીતો જાય; નૃ.
પ્રાણી સહુ જીતા ઇણેરે, સહુનેએ દુખદાઈ. નૃ. ભા. ૧૭
ક્રોધાગ્નિ ધન પુન્યનેરે, બાલી ભસ્મ કરંત; નૃ.
મુખ્ય એહ કસાયમાંરે, ભાખ્યા શ્રી ભગવંત. નૃ. ભા. ૧૮
પરમાદે પણ જીવનેરે, હિંસા કુગત પ્રદાય; નૃ.
ક્રોધે જંતુ ભણી હણેરે, નિશ્ચય નરકે જાય. નૃ. ભા. ૧૯
ક્રોધે જે હિંસા કરેરે, પામે નરક દુવાર; નૃ.
ધર્મ દ્રુમ છેદણ ભણીરે, તીક્ષણ ક્રોધ કુઠાર. નૃ. ભા. ૨૦
ક્રોધે જે હિંસા કરેરે, પામે દુઃખ અપાર; નૃ.
તોપરતપિ કીધી થકીરે, મેલે નરક મઝાર. નૃ. ભા. ૨૧
જો રાજ્યાદિક સુખ ભણીરે હણે, ગજાસ્વનર કોડિ; નૃ.
તે બાલે નિજઘર ભણીરે, તે માણસ પશુ જોડિ. નૃ. ભા. ૨૨
નરક લહે અંત રાજ્યનેરે, તેહને કાજે રાય; નૃ.
વૈરી કરે નિજ વાતસુંરે, જંતુ હણે કેઇ ઘાય. નૃ. ભા. ૨૩
લખમી બુદ્બુદસારિખીરે, એહ શરીર અસાર; નૃ.
પ્રાણતણા ગતિસારિખારે, પાપમકરિ સુવિચાર. નૃ. ભા. ૨૪
પાપે બહુ દુખ પામીએરે, પાપે દુર્ગતિ જાય; નૃ.
ત્રીજેખંડ જીન હર્ષ એહરે, ઢાલ છવીસમી થાય. નૃ. ભા. ૨૫

સર્વ ગાથા, ૮૬૪, (૮૫૪)

## દુહા.

બીજી બાંહ સમાનજે, તે ભાઈસું રાય;
રણ આરંભ્યો તે કિસું, મેલિહ મ કરિ અન્યાય. ૧
વૈરીસું પણ કિણિહીસું, કરીએ નહી વિરોધ;
વૈર સહોદરસું તદા, એકાક્ષિનિખૂદન બોધ. ૨
જો રાજ્યાદિક કારણે, ભ્રાતહણે કરિ જોર;
તે નિજાંગ પોતે હણી, ભક્ષણ કરે કઠોર. ૩
તું આરાધે ધર્મને, શ્રી યુગાદિ તેમ;
હિંસાને ટાલી જેણે, તે આણીજે કેમ. ૪
તાપસના મુખથી સુણી, દયાર્દ્ર હૃદય થયા ભૂપ;
જાણી મુનિવર ધરમરત, ભાસે વચન અનૂપ. ૫
સંપતિ સઘલીતાં લગે, તાંલગે રાજ્ય અખંડ;
મૃત્યુ ન આવે તાં લગે, પૃષ્ટિ ગામિનિચંડ. ૬
રોગ ગૃહ કાયા ચપલ, ક્ષણ વિધ્વંસી પ્રાણ;
રાજ્ય સંધ્યા અભ્ર સારિખો, નિજહિત ચિંત વિજાણ. ૭
માંસ વસા મૂલમૂત્ર તેમ, મજ્ઝામેદ સહિત;
નવ પ્રણાલ નિતિ પ્રતે વહે, રોગ મલે સંભૃત. ૮
અશુચિથકી કાયા અસુચિ, અચલ નહી ચલદેહ;
તેહને કાજે કુણ કરે, પાપ દુઃખાકર જેહ. ૯

**ઢાલ**—પાસજીણંદ જુહારીયે એ દેશી; ૨૭.

રાય સુણી એહવી, ગિરા વૈરાગ્ય આવ્યો મનમાંહેરે;
સુવલ્ગુ મુનિચરણે નમ્યો, ભાષે વચન ઉમાહેરે. રા. ૧

તું ગુરૂ તું મુજ દેવતા, તું ભવસાયરથી તારેરે;
દીક્ષા દ્યો કરૂણા કરી તુજ વિણુ કોણ મુજ નિસ્તારેરે. રા. ૨
એહવો કહી મુનિ વચનથી, એકાકી તિહાં નરરાયોરે;
ભાઇ ભણી ક્ષમાઇવા તેહુની સેનામાં આયોરે. રા. ૩
વૃદ્ધ ભાઇને આવતો, વાલિખિલ્લ એકાકી દેખીરે;
તતક્ષિણ ઉઠયો તિહાં થકી, સાહ્મો આવ્યો અદ્વેષીરે. રા. ૪
તે ભૂમી લૂઠતો થકો, અગ્રજના ચરણ પ્રમાર્જીરે;
નિજ મસ્તક કેશે કરી, તેહસું અતિ પ્રીતિ ઉપાજીરે. રા. ૫
તું પૂજ્ય અમારે ઘરે આવ્યો, આજ પુણ્યદશા મુજ જાગીરે;
તે માટે સુપ્રસન્ન થઇને, એ રાજ્ય ગ્રહ વડ ભાગીરે. રા. ૬
અનુજ ભક્તિ હરષિત થયો, મુનિમુજને સમજાવ્યોરે
દ્રાવિડ રાજા એમ કહે, સદ્બોધ હીયામાં આવ્યોરે. રા. ૭
રાજ છોડું છું માહરો, તો સું કરૂં તાહરો લેઇરે;
રાજ્ય રાજ્ય દુર્ગતિતણો, આપે વલી દ્યે દુઃખ કેઇરે. રા. ૮
આવ્યો તુજ ખમાઇવા, ભાઇ તુજ કોપ ચડાવ્યોરે;
રાજ તજી લેસું હવે, સંયમશું ચિત્ત રમાવ્યોરે. રા. ૯
જેષ્ટ તણી વાણી સુણી, વાલિ ખિલ્લ નૃપતિ એમ ભાસેરે
હું અનુચર ભાઇ તાહરો, વ્રત લેઇસિ તાહરી સાખેરે રા. ૧૦
રાજ્યે નિજર દીકરા, થાપ્યા નિજ દેશ ભલાવીરે.
દશ કોડિનરસું વ્રત લીયો, તે તાપસ પાસે આવીરે. રા. ૧૧
સહુ જટાધારી થયા, ફલ ફુલ કંદ ફલાસીરે,
લાખ વરસ તાપસતણો, વ્રત પાલ્યો થઇ નિરાસીરે. રા. ૧૨
બે જણ વિદ્યાધર મુનિ, નભ માર્ગ ચાલંતારે;
ધર્મ શાંત રસનીપરે, આવ્યા તિહાં મૂરતિમંતારે. રા. ૧૩

તેહને પૂછયો તાપસે, પાયે લાગી તિણિવારેરે,
જાસા કિહાં કિહાંથી આવ્યા, પાવન કરવા અવધારેરે. રા. ૧૪
તાપસને મુનિવર કહે, અમે પુંડરીક ગિરિજાસુંરે;
આવ્યા અમે ઈહાં વિચારતા, તિહાં જઈ નિર્મલ થાસુંરે. રા. ૧૫
પુછયો મુનિને તાપસે, કુણ ગિરિ પુંડરીક કહાવેરે;
તે તાપસને તારવા, શત્રુંજય કથા સુણાવેરે, રા. ૧૬
ઠામ અનંત સુકૃતતણો, સંસાર સમુદ્ર તરંડોરે;
તે તીરથ સોરઠ ઠામ એ, સાસ્વત ગિરિ પાપ વિહંડોરે. રા. ૧૭
અનંત ઇહાં મુગતિ ગયા, એ તીરથતણે પ્રભાવેરે;
વલી ઈહાં ઘણા સીજસે, ઇણ ગિરિ સહુકો સુખ પાવેરે. રા. ૧૮
એ તીરથ મહાતમ તે સુણી, યાત્રાનો થયો ઉછાહોરે;
સાધૂ સંઘાતે સંચર્યા, મેટણ ભવ દુખ દાહોરે. રા. ૧૯
આગલિ સરોવર નિરખીયો, દ્રુમ આલી વ્યાપિત પાલીરે;
તાપસ ગ્રીષમ પીડીયા, આવ્યા તિહાં છાંહ નિહાલીરે. રા. ૨૦
હંસ તિહાં એક ઉજલો, બહુ હંશતણો પરિવારોરે;
શ્વાસોશ્વાસ હૈયે રહયો, મુખ ફાડયો ચરણ પસારોરે. રા. ૨૧
જન દેખી ઉડી ગયા, હુતા જે હંસ અનેરારે;
તે અશક્ત પડી રહયો, યમપુર કરણ વસેરારે. રા. ૨૨
જલ લેઇ નિજ પાત્રથી, મુનિ એક ગયો તિણિ પાસેરે;
નીર રસાયણનીપરે, સદયા મુકયો તસુ આસ્યેરે. રા. ૨૩
તિણિ જલ તેહને સુખ થયો, તેહને મુનિ સરણા આપેરે;
ભવકાંતાર ભ્રમણ થકી, સરણા તે ભવદુઃખ કાપેરે. રા. ૨૪
ભવ૨ જીવ વિરાધીયા તે કેઈ જેહ મરાલોરે;
તું તે ભણી ખમાવજે, તુજને ખામો તત્કાલોરે. રા. ૨૫

કિણિસું દ્વેષ ન રાખ જે, સહુસું કરિ મૈત્રી ભાવોરે;
ઢાલ સત્તાવીસમી થઈ, જીન હર્ષ ત્રીજે ખંડ ગાવોરે; રા. ૨૬

સર્વ ગાથા, ૮૯૫.

## દુહા.

શ્રી શત્રુંજય ગિરિપ્રતે, સમરિ યુગાદિ જીણંદ;
નમસ્કાર સંભલાવીયો, જેહથી લહે આણંદ. ૧
થયોહંસપીડા રહિત, સુણ્યો જામ નવકાર;
પામ્યો મરણ સમાધિમાં, થયો સુધર્મ સુસાર. ૨
શુદ્ધોપદેશ સુણિ મુનિતણો, તાપસ પણ તિણિવાર;
ક્રિયા તજી મીથ્યાત્વકી, જીન વ્રત અંગીકાર. ૩
સમ્યકત્વ ભકતે આદર્યો, મુનિવર પાસે તામ;
જટાતણા લોચન કીયો, યથાવ્રતી તિણીવાર. ૪
પહેલી જીન ભકતા હુતા, વલી થયા વ્રતધાર.
મુનિની લેઈ આગન્યા, તાપસ ચાલ્યા તિણિવાર. ૫
માર્ગે જન પ્રતિ બોધતા, કરતા મહી પવિત્ર;
જયણા કરતા જીવની, દીઠો ગિરિવર તત્ર. ૬
વિમલાચલ દેખી કરી, હર્ષ લહયો મુનિરાજ;
ઉપરિ ચડયા ઉછાહસુ, જાણી ચઢયા ભવપાજ. ૭

ઢાલ—કિશનપુરી કનિજ૨ બુરી હાથમાં ઠીકરોને કાખમાં ધુરી;
નાગા કિસનપુરી તુજવીણુ મઢીયાં ઉજરપરી—એ દેશી. ૨૯

તીન પ્રદક્ષિણા દેઇ મુનિ તેહ, નિત્ય પરાયણુને હર્ષે ધરેહ;
મોહયો મન ગિરિરાજ, ધન૨ દિન ભેટયો અમે આજ;

રિષભજીનેસર સોવનવાન્, ચરણ કમળ નમીયા સુપ્રધાન;
ભવસાયર તારણ એજીહાજ. મો. ૧
ઉલ સતીભક્તે મન રંગ, નિજ શકતે આણી ઉછરંગ;
અનંત ગુણે ભરીયા જગદીસ, તિહાં ગાવે તેહનાં
નિશદિસ. મો. ૨
શત્રુંજય રહ્યા સગલા સાધ, તીરથ સેવા કરે ભાવ
અગાધ; મો.
દ્રાવિડ આદિક મુનિ ગુણગાહ, માસ ખમણ કીધા
મન ઉછાહ. મો. ૩
જ્ઞાની વિદ્યાધર મુનિ તેહ, બીજા દશ કોડિ મુનિ જેહ; મો.
એહવી શિખામણ દે તાસ, કરવા તેહના કર્મનો
નાસ. મો. ૪
તુમે ઈહાં રહો મુનિવર સહુ કોઈ, કર્મતણો ક્ષય
નિશ્ચય હોઈ; મો.
તીરથ પ્રભાવે કેવલ જ્ઞાન, પામી તુમે લહિસો અવિ
ચલ થાન. મો. ૫
એહવો તેહને દઈ ઉપદેશ, બે મુનિ વિચર્યા દેશ
વિદેશ; મો.
તે દ્રાવિડ આદિક મુનિરાય, માસખમણ તપ કરે
તિણિઠાય. મો. ૬
તપથી ક્ષિણ થયા સહુ અંગ, નિર્યામણ કીધ
મનરંગ; મો.
લાખ ચોરાશી જીવ ખમાવી, ત્રિકરણ નિર્મલ ભાવન
ભાવી. મો. ૭

પામી નિર્મલ કેવલ સાર, દુષ્ટ કર્મ ક્ષય કર્યા
અપાર; મો.
અંત મુહૂર્તે લહ્યો શિવરાજ, સિદ્ધ થયા સિદ્ધા સહુકાજ. મો.
સૌધર્મથી આવ્યા તિણિવાર, હંસદેવ ધરી ભક્તિ અપાર. મો.
તેહ મહામુનિ જીહાં શિવ લીધ, નિર્વાણોછવ બહુ
પરિકીધ. મો. ૮
નિજ સ્વરૂપ દાખવિ સહુ હંસ, લોક ભણી મુનિ
કરી પ્રસંસ; મો.
હંસાવતાર તીરથ નિપજાઈ, દેવ ફરી દેવ લોકે
જાઇ. મો. ૯
રાકા કાર્તિક માસની જાણિ, મુનિવર દશ કોડી
પરમાણ; મો.
શત્રુંજય ગયા મુગતિમઝારિ, દુષ્ટ કર્મ ક્ષય કરિ
તણિ વાર. મો. ૧૦
ચૈત્રતણી પુનિમ દિન તેમ, પુંડરીક શિવ પોહતા
ષેમ; મો.
કાર્તિક ચૈત્રિ પોર્ણિમા જોઇ, મોટા પર્વ કહ્યા એ
દોઈ, મો. ૧૧
કાર્તિક માસખમણથી જેહ, કર્મ ખપાવે નરગુણ
તેહ; મો.
સો સાગર પિણિ નરક મઝારિ, કર્મ ખપાવે નહિ
તે નીર્ધાર. મો. ૧૨
કાર્તિક પોનિમ એક ઉપવાસ, કરે શત્રુંજય પૂર્ણ
ઉલાસ; મો.
હત્યા પાતક સ્ત્રી બ્રહ્મબાલ, નરછૂટે તેહથી તત્કાલ. મો. ૧૨
કાર્તિક રાકા જેહ પ્રધાન, પવિત્ર કરે થઇ અરિહંત ધ્યાન; મો.

સઘલાં સુખ ભોગવે સંસાર. નિરવૃતિ સુખ પામે
નરનાર. મો. ૧૪

કાર્તિક દશ કોટી પરમાણ, મહા પાપના કારક જાણ; મો.
ક્ષેત્રતણો પરભાવ વિશેષ, મોક્ષ ગયા ક્ષય કર્મ દેખિ. મો. ૧૫

મિથ્યાત્વીનર જેમતિહીણ, જ્ઞાન લોચન થયાં તેહનાં
ક્ષીણ; મો.

તજી વિમલાચલ તીરથરાજ, જીહાં તિહાં ભમે સુખને કાજ. મો.૧૬

શ્રી ભરતેસર ગયા નિર્વાણ, પછે પૂરવ કોડિ પ્રમાણ; મો.
દ્રાવિડ વાલિખિલ્લ હુયા મુનીસ, નિવૃત્તિ પદ લહ્યો
ઈણિગિરીશ. મો. ૧૭

તેહના નંદન તિહાં આવીયા, યાત્રાયે સંઘ સુભાવિયા; મો.
પંક્તિ પ્રાસાદ કરાવી તિહાં સાર, તિણે સોભાવ્યો
ગિરિશ્રીકાર. મો. ૧૮

ઈણિ પરિ મુનિવર કોડિ અનેક, ઇણિ સીધા ધરીય
વિવેક; મો.

પૂરી થઈ જીન હર્ષ ત્રિખંડ-ઢાલ અઠ્ઠાવીશ એહ
અખંડ. મો. ૧૯

ईतिश्री जिन हर्ष विरचितेश्री शत्रुंजय माहात्म्य चतुष्पद्यां भरययात्रा पुंडरीक द्राविड वालिखिल्लादि मुक्ति वर्णनो नाम तृतीयखंड : संपूर्ण : ॥३॥

સર્વગાથા, ૯૨૧. (પાઠાંતરે (૯૧૬)

## દુહા.

શ્રી અરિહંત ચરણે નમું, જેહથી સહુ સુખ હોઈ;
ચોથો ખંડ કહું હવે, સાંભળજો સહુ કોઇ. ૧
સુરપતિ આદ્ય અવસર્પિણી, પ્રથમ કીયો ઉદ્ધાર;
ભરતેસર બીજા હિવે, સાંભળી તું અધિકાર. ૨
ભરત તણે પાટે પ્રવર, થયો અયોધ્યા રાય;
દંડવીર્યાભિધ આઠમે, ટાલે ઈતિ અન્યાય- ૩
આ ચારે ભરતેશ જેમ; શ્રાધ પુજન સુવિચાર;
ત્રિણ ખંડનો અધિપતિ, જગમેં જશ વિસ્તાર. ૪
ષટ્કોટિ પૂર્વ કોડિ ગયાં થકાં; ભરતાધિપથી જાણ,
સૌધર્મેંદ્ર બેઠો સભા, નિજ ગુણ કરે વખાણ. ૫
દેખી નૃપ દંડ વીર્યને, ૠષભ વંશ સણગાર;
સામિવત્સલ નિત્ય કરે, ધર્મ અક્ષોભ્યા ધાર. ૬
શ્રાવકને જીમાવિને, જીમિ નિયમ ધરંત;
ઈંદ્ર પ્રસંસા એહવી, કીધી સહુ સુણંત. ૭

ઢાલ—મહિબૂબ જાલિમ જટિણી. એ દેશી. ૧

સુર કોઇ મિથ્યાત્વ વાસી, સદહો નહી વચન વિલાસીછે; સુ.
મન માંહિ મત્સર ધરીને, બહુ રૂપ શ્રાવકના કરીને હો. સુ. ૧
હૃદય કનક જનોઈ સોહે, ધર્મી જનના મન મોહે હો;
બ્રહ્મચર્ય નિર્મલ પાલે, સંગતિ નારીની ટાલે હો. સુ. ૨
વ્રત બાર શ્રાવક કેરાં, ધારે વારે ભવ ફેરા હો;
તનુવસ્ત્ર નિર્મલ પહેર્યાં, આચાર કીણુહી ન વિસર્યા હો. સુ. ૩
ભલી બાર તિલક બણાયા, કેસરિ કપિલ શિખા સોભાયા હો.
ભરતેષ પૂર્વે કીધાં, ચઉ વેદ ગુણે સુખ સીધા હો. સુ. ૪

તનુ ગૌર વર્ણુ વિરાજે, શુદ્ધ શ્રાવક સમિતિરાજે હો;
વલી ઇર્યાસમિતિ પાલતા, હલુવે હલુવે હાલતા હો. સુ. ૫
આદર દઈ બોલાવ્યા, મુજ મંદિર સાહમી આવ્યા હો;
ભોજન કાજે નુંહુંતરીયા, ભોજન કરીજ્યો ગુણ
ભરીયા હો. સુ. ૬
ઉલસતી ભક્તિ રોમાંચે, જીમાવે રૂડી સંચે હો;
નૃપ ભોજ્ય વિવિધ જમાવે, સૂરજ તે તે ધરિ
જાવે હો. સુ. ૭
એમ દિન પ્રતે દેવ દિખાવે; ઉપરિ વલિ આવે હો;
નૃપ જમવા નવ પામે, સૂર્યાસ્ત થાયે તિણુ ઠામે હો. સુ. ૮
એમ આઠ દિન તે દેવો, કીધી માયાની ટેવો હો;
તસુ ભક્તિ તોહી ન ખોણી, સાહમી સુન થઈ હીણી હો. સુ. ૯
નૃપ આઠ દિવસ રહયો ભૂખ્યો, પણુ તોહી વ્રત નવ દૂખ્યો હો;
મનમાંહિ વિસ્મય પામ્યો, પરતક્ષ થઇ સુર ખાવ્યો હો. સુ. ૧૦
ચિરનંદ તું ચિરજીવી, તુજ પુન્ય અખંડ સદીવી હો;
તુજ કીધ પરીક્ષા આવી, પણુ ન શકયો તુજ ચુકાવી હો. સુ. ૧૧
એટલે આવ્યો સુરસામી, શ્લાઘા કીધી ગુણ ગ્રામી હો;
નિજ વંશ તે દીપાયો, તાહરો જશ સઘલે ગાયો હો. સુ. ૧૨
જે કૃત્ય ભરત રાજાનાં, તે કીધાં તે સહુવાનાં હો;
શત્રુંજય યાત્રા કરીએ, પ્રાસાદ વલી ઉદ્ધરીયે હો. સુ. ૧૩
સુરરાય વચન કહીને, શર સહિત ધનુંષ લઇને હો;
દિવ્યહાર વળી રથ દીધાં, દોઇ કુંડલ રાજા લીધાં હો. સુ. ૧૪
સુરનાથ સ્વર્ગ સિધાયા, નિસાણુ નૃપતિ વજડાયા હો;
સંઘ ચઉ વિહ કીધ સજાઈ, સેના ચતુરંગ બણાઈ હો. સુ. ૧૫

જિન બિંબ વિઘ્ન વિદારે, આગલી દેવાલય ધારે હો;
સામંત મહાધર મંત્રી, સેનાની સૈન્ય પવિત્ર હો. સુ. ૧૬
બહુ રિદ્ધિ લેઇ સંઘાતે, બહુ નરનારી થયા સાથે હો;
શત્રુંજય સંઘ ચલાયો, સંઘવી દંડવીર્ય કહાયો હો. સુ. ૧૭
બહુ દેશ પ્રતે અતિ ક્રમતો, તસુ નાથ ઉપાય ન ગ્રહતો હો;
કાશ્મીર દેશાંતે આયા, તીરથ ભેટણ ઉમાહ્યા હો. સુ. ૧૮
પરભાત થયો રવિ ઉદયો, તિહાંથી સંઘ ચાલ્યો સઘલો હો;
બે શૈલ મહાશૈલ શૈલે, માર્ગ રોકયો તે વેલે હો. સુ. ૧૯
સંઘ લોક સહુ કો ડરીયા, જઈ ન શકે પાછા ફરીયા હો;
મહારાય બે ગિરિ મલીયા, પંચ રોકી રહ્યા મહા બલીયા હો. સુ. ૨૦
નરનાથ કૌતક જાણી, આવ્યો સાંભલી નરવાણી હો;
ગિરિ દોઈ તેને જકડીયા, માંહે માંહે આથડીયા હો. સુ. ૨૧
વજ્ર માંહિ કુલિંગા વરસે, તેમ સંઘટ્ટ પાવક નિકસે હો;
પાવક કાલા વિકરાલા, જગ તીન દહણ ઉજમાલા હો. સુ. ૨૨
તે કાલ કિણ હિન સહીયે, તેજો લેસ્યો જીમ દહીયે હો;
રાજા નયણે દીઠો, બે પર્વત તણો અંગીઠો હો,
મંત્રીસ સુભમતિ પયંપે, મહારાય સહુજન કંપે હો. સુ. ૨૩
કોઈ દુષ્ટ સુરનો ચાલો, દીસે પરતક્ષ નિહાલો હો;
ચોથા ખંડની એ પહેલી, જીનહર્ષ ઢાલ થઈ સોહીલી હો. સુ. ૨૪
સર્વ ગાથા, ૩૧.

## દુહા.

શાંતિ ઉપાય કીયા ઘણા, તોહી તુષ્ટ ન થાય;
ઇંદ્રદત્ત કોદંડ તબ, કર સંગ્રહીયો રાય. ૧

કર્ણ સમ ખેંચી કરી, શબ્દ કીયો ટંકાર;
ધનુષ બાણુ ચઢાવીયો, રિપુ હણુવા તિણિવાર. ૨
કોઇક પ્રગટયો તેટલે. બીહામણો અપાર;
પિંગ કેશ સિર જેહને, દાવાનલ આકાર. ૩
ઘ્રાણ રંધ્ર જાણે ગુફા, સાસ ઉડાડે વૃક્ષ;
ભુજાદંડ તાલોપમા, દંત કુંત સાદક્ષ. ૪
નખ વ્રાત અંકુશ જીસા, નાભિ સિંહ વિદાલ;
રાખિર એમ બોલતો, પ્રગટ થયો વૈતાલ. ૫
વિનય કરિ બહુ ભક્તિસું, ચરણે લાગ્યો આઇ;
રે માર્ગ કેમ રોકીયો, ક્રોધે બોલ્યો રાય. ૬
તું કોણુ તુજ બલ કેહનો, કોણુ તારો રખવાલ;
એકે બાણે તાહરા, પ્રાણુ હણું તત્કાલ. ૭
હવે વેતાલ કહેઇસું, કૃપાવંત સિરતાજ;
ક્રોધ મકરિ મુજ ઉપરે, તાત સુણો મહારાજ. ૮

**ઢાલ**—છોડી હો પ્રિયા છોડિ ચલ્યો નિવાસ,–એ દેશી. ૨

પૂર્વે હો રાજા પૂર્વે વિચક્રૃતિ નામ, હુતો હો રાજા હુંતો
વિદ્યાધર અગ્રણીજી;
જીત્યો હો રાજા જીત્યો હોતે સંગ્રામ, મુજને હો રાજા,
મુજને હો માર દીધી ઘણીજી. ૧
પીડયો હો રાજા પીડયો વેદન જોર, મૂઉ હો રાજા મૂઉ
અલ્પાયુષે તિહાંજી;
ભમીયો હો રાજા ભમીયો હો ભવભૂરિ, કોણુહી હો રાજા
કીણુહી પુન્ય કાનન ઈહાંજી. ૨
હુઓ હુઓ હો રાજા હુઓ હું વેતાલ,

પરવત હો રાજા પરવત બેને આંતરેજી;
તુજને હો રાજા તુજને જ્ઞાને દીઠ;
મારગ હો રાજા મારગ મેં રોકયો તરેંજી; ૩
તાહરે હો રાજા તાહરે હો ધનુષ ટંકાર;
એ ગિરિ હો રાજા એ ગિરિ વિસંસ્થૂલ થયાજી;
તારક્ષ હો રાજા તારક્ષ પક્ષ વિઘાત,
પન્નગ હો રાજા : પન્નગ પાસ થઇ ગયાજી. ૪
મુજને હો રાજા મુજને ન જીત્યો કેણ;
રાક્ષસ હો રાજા રાક્ષસ દાનવે માનવેજી;
તાહરો હો રાજા તાહરો બલ ન ખમાય,
જીત્યો હો રાજા જીત્યો તેં મુજને હુવેજી. ૫
રહિસું હો રાજા રસિસું હો તુજ આદેશ—
કિંકર હો રાજા કિંકર થઈ હું તાહરોજી;
તિહાં કોણ હો રાજા તિહાં કોણ રાખ્યો તાસ,
સેવક હો રાજા સેવક થઈ રહે માહરોજી. ૬
આગલિ હો રાજા આગલિ ચાલ્યો સંઘ;
પહુતા હો રાજા પહુતા હો શત્રુંજય ગિરિજી.
જર્જર હો રાજા જર્જર દેખી પ્રાસાદ,
તેહના હો રાજા તેહના ઉદ્ધાર કર્યા ફરીજી. ૭
કીધી હો રાજા કીધી હો પૂજા સ્નાત્ર,
બહુપરિ હો રાજા બહુપરિ ભરત તણી પરેજી;
વાવ્યો હો રાજા વાવ્યો દ્રવ્ય સુક્ષેત્ર,
ભાવે હો રાજા ભાવે સંઘ પૂજા કરેજી. ૮
આવ્યો હો રાજા આવ્યો શ્રી ગિરનાર;

સઘલો રાજા સઘલો હો સંઘ લેઇ કરીજી;
કીધા હો રાજા કીધા હો જીર્ણોદ્ધાર,
સુરપતિ હો રાજા સુરપતિ વચન હૈયે ધરેજી. ૯
અર્બુદ હો રાજા અર્બુદ શ્રી વૈભાર,
અષ્ટાપદ હો રાજા અષ્ટાપદ પણ આવીયાજી;
સમેતે હો રાજા સમેતે સંઘ સંઘાત;
યાત્રા હો રાજા યાત્રોદ્ધાર કરાવીયોજી, ૧૦
આવ્યા હો રાજા આવ્યા નિજપુર રાય,
યાત્રા હો રાજા યાત્રા હો તીરથની કરિજી;
ચક્રી હો રાજા ચક્રી હો જીમ આદર્શ,
અન્ય દિન હો રાજા અન્ય દિન નિરખી વપુ સિરીજી. ૧૧
પામ્યો હો રાજા પામ્યો કેવલ જ્ઞાન,
દંડ વીર્ય હો રાજા દંડ વીર્ય નૃપ મુગતે ગયોજી;
બીજો હો રાજા બીજો હોએ ઉદ્ધાર;
પૂરો હો રાજા પૂરો એતલે થયોજી. ૧૨
એક દિન હો રાજા એક દિન શક્રઇશાન;
ભકતે હો રાજા ભકતે હો નમવા જીન ભણીજી;
ક્ષેત્રે હો રાજા ક્ષેત્રે હો મહાવિદેહ;
શ્રીજીન હો રાજા શ્રીજીન મુખવાણી સુણીજી. ૧૩
ભવમાં હો રાજા ભવમાં જેમ માનુષ્ય,
દિનકર હો રાજા દિનકર ગ્રહમાં હેય થાજી;
નામે હો રાજા નામે હો જંબુ દ્વીપ;
ઉત્તમ હો રાજા ઉત્તમ દ્વીપમાંહે તથાજી. ૧૪
દેશે હો રાજા દેશે હો સોરઠ દેશ;

પુંડર હો રાજા પુંડર ગિરિ પર્વત સિરેજી.
દેવે હો રાજા દેવે હો શ્રી નાભેય;
કીર્તન હો રાજા કીર્તનથી પાતક હરેજી. ૧૫
ધન૨ હો રાજા ધન૨ ભારત ક્ષેત્ર,
ધન૨ હો રાજા ધન૨ જનેતા જાણીએજી;
પૂજે હો રાજા પૂજે ગિરિ પુંડરીક,
તિરથ હો રાજા તીર્થ જગત વખાણીએજી. ૧૬
પાતક હો રાજા પાતક જાયે નાસી,
વિમલાચલ હો રાજા વિમલાચલ હૈયડે વસેજી;
સુરજ હો રાજા સૂર્ય સદા પ્રકાશ,
તિહાં કિણ હો રાજા તિહા કિમ તમઉલસેજી; ૧૭
દુહિલો હોરાજા દુહિલો બોધિ બીજ,
કોડી હો રાજા કોડી ભવે પણ પામતાજી;
તતક્ષણ હો રાજા તતક્ષિણ લહીયે તેહ,
ગિરિવર હો રાજા ગિરિવર સિર નામતાજી; ૧૮
સહુ તત્વ હો રાજા સહુ તત્વમાંહિ સમ્યકત્વ,
દૈવત હો રાજા દૈવતમાં જીન દોહિલોજી;
વિમલાચલ હો રાજા વિમલાચલ ગિરિ જેમ,
તીરથ હો રાજા તીરથમાંહિ છે ભલોજી. ૧૯
સાંભલિ હો રાજા સાંભલિ ઈશાનેંદ્ર,
દેસણ હો રાજા દેશણ સા ત્રિભુવનપતિ તણીજી;
તીરથ હો રાજા તીરથ ભેટણ કાજ;
આવ્યો હો રાજા આવ્યો શત્રુંજય ભણીજી. ૨૦
કીધી હો રાજા કીધી અઠાહી ઈંદ્ર,

ઉચ્છવ હો રાજા ઉચ્છવ બહુ સુરસુ મિલીજી;
જોવે હો રાજા જોવે સર્વ જીન તીર્થ,
પૂરે હો રાજા પૂરે નિજ મનની રલીજી. ૨૧
દીઠા હો રાજા દીઠા નયણે તામ,
વાસવ હો રાજા વાસવ કોઇક જાજરાજી;
સુરની હો રાજા સુરની હો શક્તિ પ્રાસાદ,
કીધા હો રાજા કીધા શ્રી જીનરાજરાજી. ૨૨
સાગર હો રાજા સાગર સત ગયા જેમ,
દંડ વીર્ય હો રાજા દંડ વીરજ રાજા થકીજી;
કીધો હો રાજા કીધો હો તૃતીય ઉદ્ધાર,
ઈશાન હો રાજા ઇશાન પતિ શાસ્ત્રે વકીજી. ૨૩
ધન જે હો રાજા ધન જે કરે ઉદ્ધાર,
ઇણ ગિરિ હો રાજા ઇણ ગિરિ શ્રીજીનપતિણોજી;
ચોથે હો રાજા ચોથે હો (બે) ખંડ,
જીનહર્ષ બીજી હો રાજા બીજી હો ઢાલ સહુ સુણોજી. ૨૪

સર્વ ગાથા, ૬૨, (૬૧)

## દુહા.

ચૈત્ર પુનમ અન્યદા, સુર આવ્યા સુ વિશેષ;
નમવા રૂષભ જીણંદને, શત્રુંજય ફલ દેખ. ૧
હસ્તિ સેનાખ્ય પુરવતણી, દેવી હસ્તિની નામ;
થઇ મિથ્યાત્વણી કાલ વસી, કોટી સુરી વ્રજતામ. ૨
જૈન ધર્મની દ્વેષિણી, ક્રુર મહા બલવંત;
તાલધ્વજ મુખ ક્ષેત્ર પતિ, જેને વસિ ચાલંત. ૩

વિસંસ્થૂલ તીરથ કીયો, દ્વેષ ધરી તિણિવાર;
પરદ્રોહ સ્વેચ્છાચારિણી, મદ્ય માંસ આહાર. ૪
તિણિ દેવી માયા કરી, પર્વત કીયા અનેક;
શ્રી શત્રુંજય સારિષા, વચન તાસ વિવેક; ૫
દેવ તેહુ બહુ દેખિને, મનમાં વિસ્મય થાય;
માંહોમાંહે ચિંતવે, કોને નમીયે જાય. ૬
સું પૃથિવ માંહે ઘણા, શત્રુંજય ગિરિ એહ;
અથવા બહુ થયા એકથો, દેખી ભક્તિ અછેહ. ૭
અથવા એક પર્વત વિષે, અમે ન માઉં જોઈ;
સહસ્ર રૂપ કીધા તેણે, ઉત્તમ વત્સલ હોઇ. ૮

ઢાલ—વિમલચલ સિરતિલો, એ દેશી. ૪.

એમ ચિંતાતુર સુર થયા, પરજુંજયો નહી જ્ઞાન;
કીધી સઘલે પરવતે, સ્નાત્ર પૂજ્યા સુભ ધ્યાન. એ. ૧
અષ્ટાન્હિકા ઉચ્છવ કરી, જાવા વાંછે જામ;
એકો પિણિ તીર્થ તણો, ટુક ન દીસે તામ. એ. ૨
એ સું થયો સુર ચિંતવે, મનમાં પડી સંભ્રાત;
ભક્તિ કુભક્તિ થઈકિસું, વિમલાચલ ન દેખાત. એ. ૩
વિશ્વ પાવન કૃત એ ગિરિ, પહિલી દીઠ અનેક;
એટલા મેં એ સું થયો, હવણાં દીસે એક. એ. ૪
નાકી એહવું ચિંતવી, અવધિ પ્રજુંજયો તામ;
જ્ઞાને પ્રગટ નિહાલીયો, એ છે દેવીનાં કામ. એ. ૫
ત્યારે સુર કોપ્યા સહુ, પ્રલય ભાસકર જેમ;
ક્રોધ જવાલા મહા આકરી, મુકી સુરીને તેમ. એ. ૬

ક્રોધ વૈશ્વાનરસું ઘણું બળતી દેવી દેહ;
આવી સહુ પરિવાર સું, ચરણે લાગો તેહ. એ. ૭
હું તો તમારી કિંકરી, તમે અમારા સ્વામિ;
તૃણોપમાન તમે આગલિ, ક્રોધ તજ્યો ઇણિ ઠામ. એ. ૮
અમે અજ્ઞાન વસે કરી, માઠી ચેષ્ટા એહ;
આજ પછે કરશું નહી, એ અપરાધ ખમેહ. એ. ૯
ત્રિદશ કહે એહવો સુણી, તીરથ ઘાતિની દુષ્ટ;
વિપ્રતારી શી વલી અન્યને, અવનિ પરે એ અનિષ્ટ. એ. ૧૦
કીધો મલિન પલાદિની, પર્વત પવિત્ર તીર્થેશ;
મુકી તીર્થ રક્ષા ભણી, તુજને ઇહાં ભરતેશ. એ. ૧૧
આજ્ઞા તે માને નહિ, એહવા કરે અકાજ;
તીરથ વિધ્વંશ કારિણી; મરિસ સહી તું આજ. એ. ૧૨
બીહની દેવી હસ્તિની, સુર વાણિની સુણેહ;
શ્રીજીન શરણ ગયા વિના, મુકે નહિ મુજ એહ. એ. ૧૩
રિષભ સ્વામિ શરણે ગઇ, દેવી દીઠી તામ;
દૂર રહિ એહવો કહે, પાપિણી સું કર્યું આમ. એ. ૧૪
મુખ ઘાલી દસ આંગલી, સુરી કહે સુર હેવ;
પ્રસન્ન થઈ મુજ ઉપરે, ક્રોધ નિવારો દેવ. એ. ૧૫
ગોબાલ બ્રાહ્મણ કામિની, એહ અવધ્ય કહેવાય;
તો મુજને મારણ તણો, કેમ કરશો અન્યાય. એ. ૧૬
મન સાથે પણ ચિંતવો, જો એહવો બીજીવાર;
તો જીન શરણ ના સમ કરૂં, માનો વચન વિચાર. એ. ૧૭
એ અર્થ સાખી તુમે દેખો, જગતના ભાવ;
એક કુચેષ્ટા માહરી, ખમો [illegible]નમુ તુમ પાવ. એ. ૧૮

દિન વચન એમ બોલતી, દેવે મેલી તાસ;
પ્રણમાંત કોપ ખુની તણો, સંત કરે નહિ નાસ. એ. ૧૯
હવે હસ્તી સેના પુર ગઇ, હસ્તિની દેવી તામ;
પુરવ પરે રક્ષા કરે, તીરથ તણી ઉદામ. એ. ૨૦
ચોથા કલ્પ તણો ધણી, માહેંદ્ર નામ ભક્તિમંત;
ભ્રષ્ટ પ્રાસાદ જીનેસના, નયણે તે નિરખંત. એ. ૨૧
અહોર એ સું થયો, તીરથ જગ હિતકાર;
એ ચેષ્ટા દેવી તણી, જાણ્યો ચિત્ત મઝાર. એ. ૨૨
તાલધ્વજ બાહુબલે, કાદંબિક ગિરિનાર;
બીજે પણ જીન તીરથે, કીધા ઇંદ્ર ઉદ્ધાર. એ. ૨૩
દેવતણી શકતે તિહાં, શક્રેન્દ્રે તિણિવાર;
વર્દ્ધકિ પાસિ કરાવીયા, જીન પ્રાસાદ અપાર. એ. ૨૪
ઇશાનેંદ્ર ઉદ્ધારથી, કોડિ સાગર ગયા ચાર;
માંહેદ્રા ખંડલ કર્યો, વિમલાચલ ઉદ્ધાર. એ. ૨૫
ઇતિ પંચમોદ્ધાર. ૪.
માંહેંદ્ર ઇંદ્ર થકી થયા, દશ કોડિ સાગર ગયા યામ;
બ્રહ્મેંદ્ર વલી એ તીર્થનો, કીધ ઉદ્ધાર સ્વ નામ. એ. ૨૬
ઇતિ પંચમોદ્ધાર. ૫.
કોડિ લક્ષ સાગર તણો, કાલ ગયો તિણ વાર;
શ્રી શત્રુંજયનો કર્યો, ચમરેન્દ્ર ઉદ્ધાર. એ. ૨૭
ઇતિ ષષ્ઠોદ્ધાર. ૬.
એમ શત્રુંજયના થયા, નર સુર કૃત ઉદ્ધાર;
ત્રીજી ચોથા ખંડની, ઢાલ ઇણે અધિકાર. એ. ૨૮
સર્વ ગાથા, ૯૯.

## દુહા.

સહુ તીરથની આદિ છે, પણ એહની આદિ અનંત
ત્રિસલા નંદન ઈંદ્રને, ભાષે એમ ભગવંત. ૧
સગર ચક્રવર્તી થયા, કીધો તીર્થોદ્ધાર;
સુરપતિ સાંભલી તું સિખો, આદિ કથા વિચાર. ૨
એ તીરથ ગુણ આગલે, સહુ તીરથ શિરતાજ;
કથા સુણતાં એહની, લહીએ અવિચલ રાજ. ૩

**ઢાલ**—શ્રી ચંદ્રપ્રભ પ્રાહુણો એ દેશી. ૫.

ભરત ક્ષેત્ર જંબુ તણોરે, નયરી અયોધ્યા નામરે;
રિષભના વંશમાં થયોરે, જીન શત્રુ નૃપ અભિરામરે ભ. ૧
યુવરાજા પદવી ધરેરે. તેહનો અનુજસુ મિત્રરે;
વિજયા રાણી રાયનીરે, યશોમતિ સુ પવિત્રરે. ભ. ૨
ગંગાજલ જેમ નિર્મલોરે, બેનો શીલ આચારરે,
રૂપે જાણો દેવાંગનારે, ચોસઠકલા ભંડારરે. ભ. ૩
ચઉદ સુપનસુચિત હવેરે, વિજયાસુત જીનરાયરે;
શ્રી અજીત નામે જાણ્યારે, રાય પ્રિયા સુખ દાયરે. ભ. ૪
યુવતી યુવરાજા તણીરે, ચોદસુંપન તિણ દિઠરે;
સગર નામે ચક્રી થયોરે, ત્રિભુવનસુ યશ અનીઠરે. ભ. ૫
કનક વરણ ગજ જેહનેરે, લંખણ દ્વીતીય જીણંદરે;
પંચધાએલાલીજતોરે, વાધે દ્વિતીયા ચંદરે. ભ. ૬
સકલ કલા કાલે ભણીરે, ગુરૂ પાસે ગુરૂ બુધ્ધિરે;
અનુક્રમેસગર સુધી થયોરે, જેહની ગતિમતિ સુદ્ધિરે. ભ. ૭
કોદંડ સાઢાચારસેંરે, સુંદર દેહ ઉતંગરે;
બીજો જીનચક્રી બિન્હેરે, યોવન લહ્યો સુરંગરે. ભ. ૮

રાજાની કન્યા ઘણીરે, પરણાવી ધરી પ્રેમરે;
આપ પ્રોઢોછવં કરીરે, જીનવર ચક્રી તેમરે. ભ. ૯
જીન શત્રુ નૃપનિજ પુત્રનેરે, અજીત જીન રાજરે;
રાજ્ય દેઇ સંયમ ગ્રહેરે, સારણ આત્મ કાજરે. ભ. ૧૦
યુવરાજ પણ ભ્રાતનીરે, અનુજ્ઞા લેઇ તિવારરે;
નિજપદ સગરને થાપીઓ, લીધો સંયમ ભારરે. ભ. ૧૧
રાજ્ય પ્રજા પાલે પ્રભુરે, નિરભય દેશ નીરોગરે;
ઇતિ અનિતિ નહીં જીહાંરે, દિન૨ વધતો ભોગરે. ભ. ૧૨
ત્રેપન લાખ પુરવ લગેરે, પાલ્યો રાજ ભંડારરે;
રાજ્ય સગરને આપીયોરે, લીધો સંયમસારરે. ભ. ૧૩
ઘાતી કર્મ તપાગ્નીરે, સહુ પ્રજાલ્યા તેહરે;
કેવલ જ્ઞાન લહ્યો પ્રભુરે, બાર વરસને છેહરે. ભ. ૧૪
સમવસરણ દેવે રચ્યોરે, તિહાં બેઠા જિનરાયરે;
અમૃત સરીખી દેશણારે, સહુ સુણે ચિત્ત લાયરે. ભ. ૧૫
સંઘચતુર્વિધ થાપીયોરે, અજીત નાથ અરિહંતરે;
મિથ્યા તિમિર દિવાકરૂંરે, ભય ભંજણ ભગવંતરે. ભ. ૧૬
હવે સગર રાજા તણોરે, ચક્ર રતન ઉત્પન્નરે;
સાધીશ ષટ્ મેદિનીરે, નવનિધિ ચઉદ રતનરે. ભ. ૧૭
લાગા ષટ્ખંડ સાધતાંરે, વરસ સહસ પાંત્રીસરે;
આવ્યો અયોધ્યા સામ્રાજ્યસુંરે, રાજ્યકરે જગ તીસરે ભ. ૧૮
હવે શ્રી અજીત જીણેસરૂરે, શત્રુંજય ગયા જામરે;
હલુ કર્મી કેકી તિહાંરે, સુણી જીનવાણી તામરે. ભ. ૧૯
પ્રતિબોધ્યો અણુસણ કરીરે, ત્રિકદિન રાયણ મૂલરે;
ચોથે દેવલોકે ગયોરે, અરિહંત ધ્યાન અમૂલરે. ભ. ૨૦

આદ્ય કૂટથી નિરતેરે, આવ્યા સુભદ્રાખ્ય શૃંગરે;
સિદ્ધિ સિલા ઉપરિ તિહાંરે, શ્રી જીનવર મન રંગરે. ભ. ૨
દેવ સહુ ભેલા થઇરે, આવ્યા સહુ તત્કાલરે;
સમવસરણ દેવે રચ્યોરે, કરતો ઝાકઝમાલરે. ભ. ૨
સિંહાસન માંહિ ઠવ્યોરે, બેઠા તિહાં જીનરાયરે;
બેઠા સુર સુરપતિ સહૂરે, શ્રી જીનવર ગુણ ગાયરે. ભ. ૨
અવધી જ્ઞાને જાણી કરીરે, સદ્ગતિ કારણ જામરે;
તીર્થ ભેટણ જીન વાંદિવારે, આવ્યો લેઇ સુ ધામરે. ભ. ૨
આવ્યો કેકી દેવતારે, બોલાવ્યો પ્રભુ તાસરે;
જોતિ શૈલ્ય દીપાવતોરે, બેઠો પ્રભુજી પાસરે. ભ. ૨
દેવ સહુ દેખી કરીરે, વિસ્મય પામ્યા ચિત્તરે;
ઢાલ ચોથે ખંડે પાંચમીરે, કહિ જીનહર્ષ સુમિત્તરે. ભ. ૨

(પાઠાંતરે સર્વ ગાથા ૧૨૬) સર્વ ગાથા ૧૨૮.

## દુહા.

પ્રથમ સુરેંદ્રે પૂછીયો, કુણ સ્વામી દેવ;
જીનવર ભાષે ઇંદ્રને, રહેતો ઇહાં નિત મેવ. ૧
કેકી બહુ કેકી ધણી, મુજ મુખથી ઉદેપશ;
પ્રાણી વધ છોડયો સુણી, અણસણ કીધું એસ. ૨
એ તીરથ સુપ્રભાવથી, સકલ ખપાયા કર્મ;
થયો દેવ તિર્યંચથી, ભાષ્યો સહુ જીન મર્મ. ૩
તે કેકી સૂર સાંભળી, રાયણતલિ નિજ મૂર્તિ
સુપરિ કરાવી તીર્થની, કીધી પૂજા સ્ફુર્તિ ૪
એકાવતારી એ થઈ ઇહાં લેસ્યે વ્રતભાર.
ઇણ ગિરિ કેવલ પામિને લહિસ્યે શિવસુખસાર. ૫
તે ભણી એ તીરથ છે, સકલ સિદ્ધિ દાતાર.
તીરથ મહાતમ ઉપદેશે, અજીતનાથ જીનચંદ;
વિશ્વજંતુ પ્રતિ બોધવા, ઉપજાવા આણંદ. ૬

સમતા સહુ પ્રાણી વિષે, સંઘ પૂજા બહુ નેહ;
શત્રુંજયની સેવના, પૂણ્ય વિના નહિ એહ. ૭
પર્વત શત્રુંજય તણો, દીઠાં પાતિક જાઈ;
ભવ સાયરમાં બુડતાં, દ્વીપ સમાન કહાઈ. ૮

**ઢાલ–તણા દલ ચહૂડ લેહે યોવન જે ગિરહીઉ, એ દેશી. ૬.**

સુરપતિ હો સુરપતિ જીનવર આરાધ્યો જેણે,
જીન ધર્મ કર્યો ઉલ્લાસ;
એ પર્વત જેણે સેવીયો, દુર્ગતિ ભીતિ ન તાસ; સુરપતિ. ૧
અજીત જીનેસર એમ કહે, વારૂ વચન વિલાસ. અ.
ઇણી તીરથ પુન્ય કીજે, થોડોહી પણ જેહ; સુ.
ક્ષય થાયે નહી તેહનો, ચક્રી નિધાન પરેહ. સુ. અ.
જે સિદ્ધા એણ પર્વતે વલી સીજીસે જેહ; સુ.
જાણે પણ ન કહી સકે, કેવલ જ્ઞાની તેહ સુ. અ.
સીલ સન્નાહ ધરી ઈહાં, ધાવે નિતિ નવકાર; સુ.
તપ ખડ્ગે વયરી હણે, રાગાદિક પરિવાર. સુ. અ.
શ્રૃંગ સુભદ્ર નામે ઈહાં, નિધિ રસ રતન સંયુકત; સુ.
જે પુન્યવંત નર આશ્રયે, બેભવ સુખ જીન ઉક્ત. સુ. અ.
નર સુર આગલિ દેસણા, દીધી ત્રિભુવન સ્વામી; સુ.
અઠાહી મહોચ્છવ કરી, પહુતા નિજર ઠામ. સુ. અ.
વર્ષા રૂતુ ઇણિ અવસરે, ઉનમીઓ આસાઢ; સુ.
ગયણે વીજ જબૂકીયાં, ધરણિ ધડૂકયો ગાઢ. સુ. અ.
માલા ઘાલ્યા પંખીએ, મધુરા બોલ્યા મોર; સુ.
આવ્યા પરદેશી ઘરે, ચાતક પાડે સોર. સુ. અ.

જલધર લાંગો વરસવા, મુનિવર રહ્યા વિહાર; સુ.
ચોમાસો ગિરિ ઉપરે, રહ્યા ત્રિજગ આધાર. સુ. અ. ૯
મંડપ તિહાં મોટો કહ્યો, સુરપતિ ભક્તિ વિશેસ; સુ.
સુખે તિહાં સઉકો રહ્યા, નિશ્ચલ ધ્યાન તપેસ. સુ. અ. ૧૦
સુવ્રત આચાર જ નામે, તંદુલ જલ ભૃતપાત્ર; સુ.
ગ્લાન પ્રથમ સૃંગે ચડયા, બહુ મુનિ નિર્મલ ગાત્ર. સુ. અ. ૧૧
કિણિઇક તરૂ તલે આવીને, લીધો તેણે વિશ્રામ; સુ.
આયો કાગ ત્રિસ્યો તિહાં, ઢોલ્યો જલનો ઠામ. સુ. અ. ૧૨
સાધુ ત્રસ્યો કોપે ચઢયો, નાંખ્યો તેં જલ મુજ; સુ.
આજ પછે ઇણિ તીરથે, સંતતિમ હુજયો તુજ. સુ. અ. ૧૩
તેહુના તપ સુપ્રભાવથી, કાગ ગયા સહુ નાસિ; સુ.
સિદ્ધિ શૈલ ઉપરી અજી, વાયસનો થયો નાસી; સુ. અ. ૧૪
સહૂ મુનિ તોષ ભણી ઇહાં, પ્રાસુક જલ કલ્લોલ; સુ.
સદા હુયો તુજ વયણથી, તિહાં થયો ઉલખા જોલ. સુ. અ. ૧૫
કાગ દિસૈ ગિરિ ઉપરી, તો કાંઇક થાય અનિષ્ટ; સુ.
સ્નાત્ર કરે અઠોત્તરી, શાંતિક હોઇ વિશેષ. સુ. અ. ૧૬
શ્રી અજીન સ્વામી હવે, તિહાંથી કર્યો વિહાર; સુ.
પ્રાણીને પ્રતિબોધવા, જીહાં તિહાં ઉપગાર. સુ. અ. ૧૭
હવે સગર ચક્રીતણા, સાઠિ સહસ્ર સુત જેહ;
મન સુદ્ધે નમવા (તીર્થ) કારણે, જહનુ પ્રમુખ સહુ તેહ. મ.
સુણજો સગર કુમારની, વાત વિખ્યાત સવેહ; મ. સુ. ૧૮
સુણજોરે સુણજો દ્વાદશ રતન લેઇ કરી;
શ્રી ચક્રવજીત રાજાન; યક્ષ ચમુ સહુ રાજવી,
લીધા સાથી અગણ્ય. મ. સુ. ૧૯

તાત હુકમસું ચાલીયા, યોજન કરે પ્રયાણ; મ.
અષ્ટાપદ ગિરિ આવ્યા, ઉલસિત હર્ષ પ્રયાણ. મ. સુ. ૨૦
અષ્ટ યોજન ઉંચો ગિરિ, ચઢીયા હર્ષ ધરેહ; મ.
જીનપ્રાસાદ ભણી વિધે, તીન પ્રદક્ષિણા દેહ. મ. સુ. ૨૧
પેઠા દક્ષિણ બારણે, ચ્યારે તિહાં જીનરાય; મ.
આઠ જીણેસર પશ્ચિમે, ઉત્તર દિશિ દશ ઠાય. મ. સુ. ૨૨
બે જીનવર પૂરવ દિશે, એમ અરિહંત ચોવીસ; મ.
કુંકમ કુસુમે પૂજીયા, પૂગી સયલ જગીસ. મ. સુ. ૨૩
હેમ રતનમય દેહરો, કિણઈ કરાવ્યો એહ; મ.
કૂમારે પૂછ્યો એહ, સુબુદ્ધિ સચિવ કહે તેહ. મ. સુ. ૨૪
ભરત ચક્રવર્ત્તી થયો, તુમ પૂર્વજ મહારાય; મ.
તિણિ પ્રાસાદ કરાવીયો, ઉંચો અધિક સુહાય. મ. સુ. ૨૫
સાંભલિ માંહોમાં કહે, ધનર પુરૂષ પ્રધાન; મ.
જનમ સફલ કીયો આપણો, અક્ષય સુજસ નિધાન. મ. સુ. ૨૬
કરિસું અમો રક્ષાર્થે, ખાઇ કહે કુમાર; સુ.
પાઠાંતર (ચોથા ખંડની પાંચમી) છઠી ચોથા ખંડની, ઢાલ જીનહર્ષ
વિચાર; સુ. ૨૭

સર્વગાથા. ૧૬૧.

## દુહા.

પૃથ્વી પિંડ પ્રમાણ લગી. ઉંડી અતિ વિસ્તાર;
દંડ રત્નસું ખાતિકા, ખોદે સહુ કુમાર. ૧
રજોવૃષ્ટિ અતિ ખાતથી, નાગ લોકમાં થાઇ;
કુમાર સહુને નાગપતિ, જવલન પ્રભ કહે આઇ. ૨

વછ અગાધ ખાઈ ખણી, નાગ લોક પીડાઈ;
તીરથ રક્ષા એટલે, થાસે વિરમો ભાઇ. ૩
અહિસ્વામી એમ કહી ગયો, ખણુતા પણ રહ્યા તેહ;
માંહોમાં વલી મંત્રણો, ઉદ્ધતપણે કરેહ. ૪
નિર્જલ કેતલેકે દિને, જો રહિસ્યે પરિખા એહ;
સુલંઘ્ય હસે લોભી ભણી, નહી અસાધ્ય કિ એહ. ૫
એમ કહી દંડ રત્નસું, ગંગાનદી આણેહ;
ખાઈ પાણીસું ભરી, કંઠ લગેં કુમરેહ. ૬
નાગ લોકના ઘર સહુ, જલે ભરાણાં જોઇ;
સાઠિ સહસ બાલ્યા જ્વલન, પ્રભ કોપાકુલ હોઈ. ૭

**ઢાલ**—લાલ રંગાઓથી ચુનડી, એ દેશી, રાગ મલાર.

ના થઇ સહુ આકલી, જાણે વજ્ર તણો પડયો ઘાવ;
,ણજો સહુ હવે કહીસે સું રાયને, સુઝે નહિ કોઈ ઉપાય. સે. ૧
ાપણા સગલા હી દેખતા, ચક્રીના સુત સમકાલ; સુ.
ાગેંદ્ર બાલ્યા સહુ, આપણુ બલ વૃથા નિહાલ. સુ. સે. ૨
ાજ રક્ષા કાજે રાજવી, સેના રાખે છે પાસિ; સુ.
.ખી ન સકયા તે ભણી, સું સ્વામી દેસે સાબાસિ. સુ. સે. ૩
.ગર જઇ આપણુ મુખ કિસું, દેખાડીસે ગત લાજ; સુ.
ાક્રી રૂઠયો મારસે, હાહા સબલ થયો અકાજ. સુ. સે. ૪
ેમ કુમાર બલ્યા સહુ કો ઇહાં,આપણુ પણુ બલીયેં
પાસ; સુ.
ાહિબ કેડે સંચરે, સાચા ચાકર તે ખાસ. સુ. સે. ૫
ાંહોમાં એમ આલોચીને, ચેહ ખડકી તજવા પ્રાણ; સુ.
ાઠ આણી ૨ ભરી, યોજન દ્વાદશ પરિમાણ. સુ. સે. ૬

દાહ લગાહેં જેતલેં, શક્રઅવધિ નિહાલે તામ; સુ.
બલતી સેનાચક્રીતણી, વિપ્રરૂપે આવ્યો તિણિઠામ. સુ. સે. ૭
મ મરોરે એમ સેનાભણી, કહેતો મુખ વચન દેવેશ; સુ.
સાંભલિ સહુ તેમ ઉભા રહ્યા, કોણ વારેછે નર એસ. સુ. સે. ૮
સહુ ઉભા તિહાં આવી કરી, ભાષે એમ વયણ પ્રકાશ; સુ.
કિમ મુયા નર એતલા, કિ હુયો એહ વિણાસ. સુ. સે. ૯
વિપ્ર વચન સુણી એહવું, આદરિ કરિ ભાષે તામ; સુ.
પરવ્યસન દુખી સાંભલો, ઇહાં માઠો થયો છે કામ. સુ. સે. ૧૦
એ સગરચક્રીના દીકરા, આગલિ પડીયા તું જોઇ; સુ.
નાગેશ ક્રોધે બાલીયા, અમે રાખી ન શકયા કોઇ. સુ. સે. ૧૧
અમ સ્વામી પુત્ર અમે છતાં, લહી એહ અવસ્થા આજ; સુ.
અગ્નિ પ્રવેશ કરૂ તેણે, જીવ્યા હવે ન રહેં લાજ. સુ. સે. ૧૨
નિજ રૂપ કરી ઇંદ્ર મૂલગો, તેહને વચન કહે તે વાર; સુ.
વાંક તમારો ઇહાં કો નહી, સા માટે કરો સંહાર. સુ. સે. ૧૩
તે માટે મ મરો હું સહુ, ઉતારીશ ચક્રી ક્રોધ; સુ.
જાઓ નગર પોતા તણે, થાસે નહિ કોઇ વિરોધ. સુ. સે. ૧૪
આપી એહવી આશાસના, ગયો ઇંદ્રિ પોતાને ઠામ; સુ.
કાંઇક શોક મૂકી કરી, ચાલ્યા નિજ નગરી તામ. સુ. સે. ૧૫
સૈન્ય પાસે અજોધ્યાને ગયો, સમર્યો ઇંદ્રને તિણિવાર; સુ.
તતક્ષણ આવી ઉભો રહ્યો, કરવા સહુને ઉપગાર. સુ. સે. ૧૬
આઉષે પાંચસે વર્ષનો, બાલક કીધો ગત પ્રાણ; સુ.
બ્રાહ્મણ વેષ ધરી કરી, નૃપદ્વારિ કહે દુઃખ વાણ. સુ. સે. ૧૭
રોવે તિહાં કરૂણ સ્વરે કરી, હા હા મુજ કવણ આધાર; સુ.
મુજ કુલ મંડન દીકરો, તેં કાંઇ હર્યો કિરતાર. સુ. સે. ૧૮

મેં કીધા દુકૃત કિણિ ભવે, ફલ પામ્યા તેહના એહ; સુ.
વૃદ્ધપણે બાલક મૂઉ, ઉજડ થયો માહરો ગેહ. સુ. સે. ૧૯
ચક્રી મુજ રાષિ કુદેવથી, વસુધામાં ટાળિ અન્યાય; સુ.
પાપ નગરથી કાઢિ તું, ભરતેસર જિમ કરિ ન્યાય. સુ. સે. ૨૦
શ્રી અજીત જીણેસર વ્રત લીયો, તે કેડે તું રખવાલ; સુ.
પાલી પ્રજા હવે આપણી, તું તો પાંચમો લોકપાલ. સુ. સે. ૨૧
રાજા આક્રંદ સુણી ઈસા, કરૂણા આવિ મનમાંહિ; સુ.
જન મુકી તેડાવીયો, આવ્યો મૃત્ય બાલક સાહિ. સુ. સે. ૨૨
ચક્રી આગલ આણી કરી, મુકયો લેઈ મૂઉ બાલ; સુ.
ઉંચે સ્વર રોવે તિહાં, આંખે આંસુ પરણાલ. સુ. સે. ૨૩
રોદનાંતર રાજા પૂછીઓ, બ્રાહ્મણ ભાષે સુણિ નાહ; સુ.
મુજ એક અંગજ એ હતો, તિણિ દીધો મુજને દાહ. સુ. સે. ૨૪
આજ મુજ સુત એ સુતો હતો, રજની નિદ્રા ભરપૂર; સુ.
ક્રુર કૃતાંત સાપે ડસ્યો, પ્રાણ છોડયા તુરત વિતૂર. સુ. સે. ૨૫
દુખભાગ નૃપતિ તુંમાહરો. જીવાડિ મૂઉ એ બાલ; સુ.
ચોથા ખંડની સાતમી, જીનહર્ષ થઇ એ ઢાલ. સુ. સે. ૨૬

સર્વ ગાથા ૧૯૮ (૧૯૦)

## દૂહા.

મંત્ર યંત્ર ઔષધ કરી, મુજ બાલક જીવાઈ;
દોષ હસે તુજ અન્યથા માહરો કુલ ક્ષય થાઈ. ૧
માંત્રિક વૈદ ચક્રી હવે, તેડાવ્યા તત્કાલ;
કરી ઉપાય જેમ તેમ તમે, જીવાડો એ બાલ. ૨
સ્વામી એ અસાધ્ય છે; ન લગે કોઈ ઉપચાર;
પૂર્વામૃત ગૃહ ભસ્મથી, જીવે એ નિરધાર. ૩

વૈદ્ય વચન એમ સાંભલિ, રાજા ભાષે તામ;
લાવ્યો ભસ્મ પૂછીકરી, ઢીલ તણે નહિ કામ. ૪
ભસ્મ ગૃહ ચૂલાથકી, પૂછે રાજ પુરૂષ;
તુમ કુલ માન મુઉ મુઉ, લાગો છો સુખ દુઃખ. ૫
માતાપિતા સાસૂ વહુ, પુત્ર મિત્ર મૃત વાત;
જીહાં જાય તિહાં સાંભલે, ફરિ આવ્યા નર [ભર] વાત. ૬
લાગ્યો બ્રાહ્મણ રોઈવા, ભાષે તામ ચક્રેશ;
લાવ્ય વિપ્ર મુજ ઘર થકી, ભસ્મ હમારી લહેસ. ૭
ચક્રી માત યશોમતી, પૃછવા બ્રાહ્મણ જાત;
મુજ ઘરમાંહિ તે કહે, મૂઓ ચક્રી તાત. ૮
ચિકિચ્છિ! કહે ભૂતિ વિણુ, ઔષધ અવર ન કોઇ
દોષ અમારો છે નહી, મરસે બાલક જોઇ. ૯

**ઢાલ**—શ્રેણિકરાય હુંરે અનાથી નિગ્રંથ, એ દેશી. ૮

શક્ર વિપ્ર સાંભલી એહવું, ઉત્કંઠ રોવે તામ;
ચક્રેસ ભાષે એહવો, સામ વાણીરે તેહને હિતકાર. ૧
જોસીડારે રોવે કાંઇ ગમાર, એ આછેરે સંસાર
અસાર; જો.

સંસારની ગતિ એહવી, જાયો તે જાવા કાજ;
થિર નહી તેહને કારણે, સોગ કીજે કહો દ્રીજરાજ. જો. ૨
જગતીનના પૂજનીક જે, બલવંત મહાવજ્ર કાય;
જોગિંદ્ર જીનવર તે મૂયા, તો બીજારે કિણુ ગ્યા ન ગણાય. જો. ૩
બાંધીયો સાતે ધાતુસું, મલ મૂત્રનો ભંડાર;
રોગાદિકે પીડી જતો, નહિ થીરતારે જોતું એ વિચાર. જો. ૪

પુત્ર ભ્રાતૃ કલત્ર માતા પિતા, સહુ સ્વાર્થના છે એહ;
જો સ્વાર્થ પહોંચે નહી કદા, તો આપેરે ક્ષણમાં છેહ. જો. ૫
કોણ કેહના માતાપિતા, કોણ કેહના સુત નાર;
વાયુ વાદલની પરે, નવ લાગેરે જાતાં કાંઈ વાર. જો. ૬
નિજ દેહ પણ લાલી થકી, આપણે વસિ નહિ તેહ;
તો પુત્ર કલત્ર વસિ કેમ રહે, ખોટી મમતારે સગલી છે એહ. જો. ૭
રાજા વચન એમ ભાષતાં, ઇંદ્ર થયો તામ પ્રત્યક્ષ;
સાંભલિ રાજાને કહે, સહુ વાતેરે તૂં દીસે દક્ષ. જો. ૮
સાચો કહ્યો તેં રાજવી, કારમો સહુ સંસાર;
પરમાદ અંધા એહમાં, નવ દેખિરે છે એહ અસાર. જો. ૯
કર્મે કરી વિસ્વ ઉપજે, કર્મે કરી વિસરાલ;
મમતા તિહાં કરવી કિસી, એ માહરો દ્રવ્ય ઘર સ્ત્રી બાલ. જો. ૧૦
જેમ એહ બ્રાહ્મણ સુત તણો, દેખાડીયો દ્રષ્ટાંત;
તેમ તાહરા પણ સુત મૂવા, ઇંદ્રિ ભાખ્યું એહવું વૃત્તાંત. જો. ૧૧
તેતલે સૈનિક આવીયા, દુઃખ હૃદયમાં ન સમાત;
રોવતા હીયડો તાડતાં, ચક્રીને કહી સગલી વાત. જો. ૧૨
તત્કાલ મૂર્છા ભુંઇ પડયો, છાંટીઓ ચંદન નીર;
વીજણે કમલે વીજીયો, કાંઇ પામીરે ચેતના સરીર. જો. ૧૩
સાંભળે નંદન રાયને, વલીર મૂર્છિત થાય;
કંઠ રોકાણો દુઃખે ભર્યો, હૈયડો મુખ નવ બોલાય. જો. ૧૪
મરવા સરખો નૃપ થયા, ભાષે એસું સુર રાય;
મોહ માંહિ મુંઝાયે કિસું, બીજાનીરે પરે મૂર્ખ થાય. જો. ૧૫
કર્મે કરી કોઇક હવે, અલ્પાયુ જન ચક્રેશ;
કોઇક દીર્ઘાયુ હુવે, સી ચિંતારે કરીયે રાજેસ. જો. ૧૬

તું બોધતો પહિલી હુતો, વૈરાગ્ય વચને મુજ;
તું હીજ વલી મોહે પડયો, કિહાં નાઠોરે ડહાપણ તુજ. જો. ૧૭
દેવ ઇંદ્ર ઈમ સમજાવતા, નર વીનવ્યોં રાજન;
દોઇ પુરૂષ પોલે આવીયા, તુજ ચરણેરે નમવાનો ધ્યાન. જો. ૧૮
ભુસંઝસું સમજાવીયો, વૈત્રી ભણી તિણિ વાર;
નિજ પાસે નૃપ તેડાવીયા, એક ભાષેરે જીન
આગમ સાર. જો. ૧૯
એક કહે સ્વામી જાન્હવી, તુમ પુત્ર આણી જેહ;
પૂરી અષ્ટાપદ ખાતિકા, મહીપ્લાવેરે દુઃખ દે છે તેહ. જો. ૨૦
પ્રલય વારિધિની પરે, જલ પૂર પામે વૃદ્ધિ;
હવે રાખ્યર પ્રભો નીરમાં, બૂડતારે અમ ભણી નિષિદ્ધિ. જો. ૨૧
પુત્રાંત જીન આગમનની, વલી દેશ પ્લાવન ચિત્ત;
શક્ર ચક્રવર્તીને કહે; કિમ બેઠો થઈ નિચિંત. જો. ૨૨
તજી પુત્ર શોક દૂરે હવે, ભજી સ્વામી ચરણ દયાલ;
સ્વામી પ્રણામજ પુન્યને, તું કર માંરે વિફલ ભૂપાલ. જો. ૨૩
જન્હુ ભગીરથ કુમારને, રોધવાદે આદેશ;
એ આઠમી ચોથા ખંડની, થઈ પૂરીરે જીનહર્ષ વિશેસ. જો. ૨૪

સર્વ ગાથા. ૨૨૭. પાઠાંતર (૧૯૩)

## દુહા.

મુખ નિસાસો નાખીને, નયણે આંસુ ધાર;
જન્હુ પુત્ર તેડી કરી, થાપ્યો અંક મોઝાર. ૧
મુખ સીસ ચુંબન કરી, ચક્રી ભાષે આમ;
બેટા ભારતવંશનો, જોઇ કિંહ્યુ થયો કામ. ૨

દવ દાધા દ્રુમ અરણ્યમાં, જેમ કોઈ રહે અંકૂર;
તેમ અમ કુલ સંતતિ વિષે, એક રહ્યો તું સૂર. ૩
જન રક્ષા કરવા ભણી, જા તું મુજ આદેશ;
મુખ્ય પ્રવાહ દંડે કરી, ગંગા કરો પ્રવેશ. ૪
તાત આદેશ સુણી કરી, ચાલ્યો ભગીરથ તામ;
શ્રી જીનવર નમવા ભણી, ચાલ્યો સગર નર સ્વામિ. ૫
નમી સ્તવી જીનરાયને, સુણી ધરમ ઉપદેશ;
યુગપત્ મૃત્યુ નિજ પુત્રનો, પૂછે તામ નરેસ. ૬

**ઢાલ**—પડવે બોલ્યો મોરજ રોષે કોઈલી હો લાલ
જરોષે કોઈલી. એ દેશી. ૯

શ્રી જીનવર કહે પૂર્વ ભવે, સુત તાહરા હો લાલ;
ભવે સુત તાહરા, ચોર પલ્લીમાં ભીલ હુતા, અતિ
આકરા હો લાલ. હુ.
નિસિદિન પરધન ધ્યાન હરણ પરઅંગના હો લાલ; હુ.
લૂટે દેશવિદેશ, કરણ પુર ભંગના હો લાલ. ક. ૧
ભદ્દિલપુરથી સંઘ શત્રુંજય ચાલીયો હો લાલ;
ધણકણ રિદ્ધિ સમૃદ્ધિ ભર્યો, તેણે ભાલીયો હો લાલ. ભ.
પાપી માંહો માંહિ વિચાર કીયો મિલી હો લાલ. વિ.
લૂટીજે એ સાથ કુમતિએ અટકલી હો લાલ. કું. ૨
સાઠિ સહસતે ચોરે વિચાર કીયો ઇસો હો લાલ; વિ.
તે માંહે એક કુંભાર ભદ્રાતમ ગુણ તિસો હો લાલ. ભ.
સાંભલિ ભાષે તાસકિ ધિગ ૨ તુમ ભણી હો લાલાકંધિ.
જાણી જે છે આજ દેવે તુમ મતિ હણી હો લાલ. દેવે. ૩

તીરથ જઇ એ યાત્રિક ભાવન ભાવસે હો લાલ; ભા.
એ વિત્ત સુચિ-તે નિજ સુખી-તે વાવસે હો લાલ. સુ.
લૂટીજે કેમ આપણ એહ શુભાશયા હો લાલ.
કીજે છે નિસિદીસ અધર્મ નહી દયા વલી હો લાલ. અધ. ૪
પૂર્વે કીધા પાપ પ્રત્યક્ષ ફલ તેહનાં હો લાલ; પ્ર.
અધર્મ લહ્યા અવતાર દરિદ્રી ગેહનાં હો લાલ. દ,
ધર્મ કરવા જાય વિચે તે લૂંટીએ હો લાલ; વિ.
તો પાતકથી કેમ કહોતે છૂટીયે હો લાલ. ક. ૫
પુન્યાનુંબંધી પુન્ય કરી એહવા થયા હો લાલ; ક.
દાન પુન્ય દાતાર સુખી દુઃખ સહુ ગયાં હો લાલ. સુ.
તીર્થનાથની યાત્રા થકી આગલ સુખી હો લાલ; થ.
થાસે નિશ્ચય એહ આપણ ભવ ૨ દુખી હો લાલ. આ. ૬
સુહણાહીમાં એહ વિચાર જે આણસે હો લાલ; વિ.
કરસે એહ અન્યાય આગલિ તે જાણસે હો લાલ. આ.
વચન સુણી કુંભાર પલ્લીથી કાઢયો હો લાલ; પ.
જાતું નહી અમ યોગ્ય અધર્મી ચાડીયો હો લાલ. અ. ૭
ભેલા થઈ સહુ ભીલ જાણી સંઘ આઇઓ હો લાલ; જા.
ચોર તણો સહુ સૈન્ય લૂટવા ધાઇયો હો લાલ. લૂ.
છલ દેખી તેણિ વાર વિચાર ન કો કીયો હો લાલ. વિ.
મહા પાપી મતિહીણ સંઘ સહુ લુટીયો હો લાલ. સં. ૮
નાઠા જન વ્રજ તાસ પાતથી દસ દિશે હો લાલ; પા;
દુરાચારથી જેમ, સુજ સહુરે નસે હો લાલ. સુ.
પિસુનપણાથી જેમ સુજસ, જાયે સહી હો લાલ; સુ.
સંઘ તણો તેમ લોક, વિલોકી રહ્યો નહી લાલ. વિ. ૯

લૂટી સઘલો સંઘ સહુ, પાછો વલ્યો હો લાલ; સ.
રલી યાયત મનમાંહિ થયા, વંછિત ફલ્યા હો લાલ. વં.
ભદ્દિલપુરને રાય વાત તિહાં સાંભલી હો લાલ; વા.
બહુ સેના લેઈ સાથ તુરત આવ્યો બલી હો લાલ. તુ. ૧૦
આવી વીટી પાલિ કટક જોરાવરી હો લાલ; ક.
દેખી બિન્હા ભીલ નાહુરથી બકરી હો લાલ. ના.
પેઠા ગઢમાં નાસી જીવ લેઈ કરી હો લાલ; જી.
નૃપનો કીધ અન્યાય પ્રજા લૂટી ખરી હો લાલ. પ્ર. ૧૧
તાસ કુકર્મ સંયોગ સવાયો વાયરો હો લાલ; સં.
કીધો ચિહું દિશિ યોગ ક્રોધ વસિલાયરો હો લાલ. ક્રો.
જલવારિ પણ આગ બૂજે નહી સર્વથા હો લાલ; બૂ.
કરીએ નહિ કુકર્મ અધર્મ યથા તથા હો લાલ. ય. ૧૨
નીકલી ન સકયો કોઈ સહુ માંહે બલ્યા હો લાલ; સ.
બાલી વલીયા વૈર સહુ પાછા વલ્યા હો લાલ. સ.
કીજે જેહવા કર્મ ઉદય આવે તિસા હો લાલ; ઉ.
કેહને દીજે દોસ કિ દુઃખ કીજે કિસા હો લાલ. દુ. ૧૩
સંઘ ભણી અરિહંત નમે પૂજે સદા હો લાલ; ન.
શ્રી તીર્થંકર તીર્થ કરી માને મુદા હો લાલ. ક.
તેહના જે પ્રત્યનીક કરે આસાતના હો લાલ; ક.
નિશ્ચય તે લહે નરકતણી બહુ ઘા (યા) તના હો લાલ. ત. ૧૪
તે માટે શ્રી સંઘ સદા આરાધીયે હો લાલ; સં.
મન વચન કાયા ત્રિધા કરી ન વિરાધીયે હો લાલ. ક.
સંઘ આરાધે તેહ મુગતિ પામે સહી હો લાલ; મુ.
તાસ વિરોધક હો સુખ પામે નહી હો લાલ. સુ. ૧૫

તીરથ મારગ વર્તમાન યાત્રિક ભણી હો લાલ; યા.
પીડે ગોત્ર સહિત તે પીડ લહે ઘણી હો લાલ. તે.
સાઠિ સહસ સહુ ભીલ મરી નરકે ગયા હો લાલ; મ.
ચોથે ખંડે જીનહર્ષ ઢાલ નવમી થઈ હો લાલ. ન. ૧૬

સર્વ ગાથા, ૨૪૮.

## દુહા.

મચ્છ થયા તિહાંથી મરી, સહુ તે સમુદ્ર મોઝાર.
જાલે બાંધ્યાં ધીવરે, ભેલા સાઠે હજાર. ૧
થયા ચૂડેલ સહુ મરી, બહુ ભવ પામ્યા સંસાર;
ભીલ થયા વલી કિણિ ભવે, કરે પાપાદ્ધ અપાર. ૨
ભીલ ભમતાં અન્ય દિન, દીઠો મુન વનમાંહિ;
શાંતિ પ્રકૃતિ પાએ નમ્યા, આણી મન ઉછાહિ. ૩
મુનિવર તે આગલિ કહ્યો, ધર્મ તણો ઉપદેશ;
ભદ્રકપણું પામ્યું તેણે, ધર્મ વિશેષ. ૪
તિણિહીજ પાલે મુનિ રહ્યો, ચોમાસી ઉપવાસ;
ભીલ સહુને તારવા, ધર્મ સુણાવે તાસ. ૫
પ્રથમ માસ કીધા તેણે, સાત વ્યસન પરિહાર;
અનંતકાય બીજે તજ્યા, ત્રીજે નિશિ આહાર. ૬
ચોથે માસે અણસણ કર્યો, સહુ પરિવિદ્યુત પાત;
પ્રાણ તજી તુજ સુત થયા, કર્મ તણી એ વાત. ૭
જીણે વાર્યો સંઘ લુંટતાં, પુણ્યવંત કુંભાર;
રાજ્ય લહ્યો તિણિહીજ ભવે, હય ગય રિદ્ધિ અપાર ૮

**ઢાલ**—કરડો તિહાં કોટવાલ; એ દેશી. ૧૦

સુભ પરિણામ વસેણ, ચઢતાં ૨ ભવ તિણિ પામીયા;
ભાગીરથ થયો જન્હુ, પુત્ર પુન્યના ૨ ફલ જાયે નહી કીયા. ૧
ચક્રી તિણહીજ કર્મ, હવણાં ૨ પણ તે ભેલા મૂયા;
ટાલણ કર્મની રેખ, સમર્રથ ૨ કોઈ નવ હુયા. ૨
મનસા પણ રાય, સંઘ ૨ અવજ્ઞા કીજે નહી;
ભવ અનંત દુખદાય, સમકિત ૨ તરૂપાવક સહી. ૩
તીરથ યાત્રિક લોક, તેહને ૨ વસ્ત્રાન્ન જલે કરી;
જે પૂજે નિજ ગેહ, પામે ફલ યાત્રા આચરી. ૪
પ્રથમ તીરથ શ્રી સંઘ, તે હીજર તીર્થ પથ વ્રજે;
પૂજા કરીયે વિશેષ, ભાવઈતો શિવનારી ભજે. ૫
રાજન ૨ ન કરવો શોક, દ્રોહી ૨ ધર્મતણો અછે;
કર્મતણે સંયોગ, ઉપના ૨ વિલય ગયા પછે. ૬
પુત્ર કલત્ર ધન રાજ્ય, અજી લગિ ૨ મોહ ધરિ કિસો;
નિજ હિત કરિચક્રેશ, માનવ ૨ ભવ ૨ વલી કિહાં એસો. ૭
પ્રભુ મુખથી ભવ તાસ, જાણી ૨ ને એહવા નરપતિ;
મુક્ત શોક વૈરાગ્ય, પામ્યો ૨ ઉતકૃષ્ટ મહામતિ. ૮
હવે કહે સુરરાય રાજન ૨ તું ચક્રી થયો;
સંઘાધિપ ભરતેસ, થાતું ૨ તેહની પરિજયો. ૯
સાંભલિ આદર કીધ. ચક્રી તીરથ યાત્રા ભણી;
સ્વામી અક્ષત વાસ, થાપન ૨ કૃત સંઘવી તણી. ૧૦
બત્રીસ સહુસ નરેસ મસ્તક ૨ મુગટ વિરાજતા;
રૂપ્ય દેવાલય બિંબ, સોવન ૨ રથ સ્થિત રાજતા. ૧૧

રતન મૂરતિ ઈંદ્ર દીધ, કંચણ ૨ દેવાલય જુતા;
સંઘપતિ રથ બેસાડી, ઉચ્છત્ર ૨ સુંપાયે નુતા. ૧૨
ચતુર્વિધ સંઘ સંયુક્ત, સહસ્ત્ર ૨ ગમે ભૂપતિ લીયા;
યાત્ર કરણ ચક્રેશ, સુભ દિન ૨ તિહાંથી ચાલીયા. ૧૩
પૂજે જીનવર બિંબ, નગરે ૨ ગ્રામે મુનિ નમે;
દેતા દાન અપાર, આવ્યા ૨ વિમલાચલ અનુક્રમે. ૧૪
આનંદપૂરાભિધ તીર્થ, અરિહંત ૨ સંઘાર્ચન કરે;
સાહમી વચ્છલ સાર, લાણ કીધી બહુ પરે. ૧૫
આગલિ કરી જીનગેહ, ઉછવ વાજિંત્ર કરી ઘણા;
તીરથ પ્રતે સંઘ સાથિ, દીધી ૨ તીન પ્રદક્ષિણા. ૧૬
ચૌદ નદીનો નીર, તીર્થ ૨ નીર લેઇ કરી;
ગિરિ ઉપરી ચઢીયાહ, યાત્રિક સહુ ઉલટ ધરી. ૧૭
તે જન્હુ પુત્ર પણ તાહ, પહુતો અષ્ટાપદગિરિ;
ભસ્મ સ્થલ પિત્રાદિ, દેખિ ૨ દુઃખ છાતી ભરી. ૧૮
જવલન પ્રભ નાગેશ, ભકતે ૨ આરાધે મહે;
શાંત કોપ થયો તેહ, ભગીરથ ૨ ને આવી કહે. ૧૯
ગૃહ ભ્રંશ ક્રોધે વછ, બાંધી ભસ્મ કીયા સહુ;
એણે પણ એહવો કર્મ. અર્જીત ૨ પૂર્વ ભવે બહુ. ૨૦
પ્લાવયતી ભુઈગિંગ, મુખ્ય વાહુ ૨ પોહચાવો હવે;
તેહની આજ્ઞા માની, મુખ્ય ૨ માર્ગ તે પહુચવે. ૨૧
તે પૈતૃકની ભસ્મ, વાહો ૨ ગંગા નીરમેં;
તે દિનથી થઇ રીતિ ગંગા ૨ અસ્થિ ધરેસમે. ૨૨
જનમુખ જાણી વાત, ચક્રી ૨ શત્રુંજયે ગયા;
ચલ્યો અવિલંબ પ્રયાણ, પહુતો ગિરિ આનંદ થયા, ૨૩

ઇંદ્ર પિણિ આવ્યો તત્ર ભગીરથ ૨ ચરણ કમલ નમ્યો;
શક્ર ચક્રીના નામ, ભક્ત ૨ સહુ દુઃખ ઉપશમ્યો. ૨
તાત હીયાસું લાય, મલીયો ૨ હેજે હિત ધરી;
ચોથા ખંડની ઢાલ, (નવમી) દશમી જીનહર્ષે કહી. ૨૫
સર્વ ગાથા. ૨૮૧ (૨૪૮)

દૂહા.

સ્નાત્ર પૂજા ધ્વજ વિધિ કરી, આરાત્રિક અરિહંત;
વલી મંગલીક દીવો કીયો, પુરી મનની ખંત. ૧
ઇંદ્રોચ્છવ ઇંદ્ર પૂજના, ચામર છત્ર મૂકેહ;
દાન રથાદિક બહુ દીયા, ગુરૂ મુખથકી સુણેહ. ૨
કનક પ્રાસાદ દેખી કરી, ચક્રી ચિંતે ચિત્ત;
કરસે ભાવી ભૂપતી, આસાતના અપત્ત. ૩
તો હું પણ મુજ સુતપરે રક્ષા કરૂં અપાર;
જન્હુ કુમાર આણી હુતી, ગંગાતીર્થોદ્ધાર. ૪
જો હું તેહનો તાતતો, આણું ઇહાં દરિયાવ;
નૃપ આજ્ઞાએ આણીયો, યક્ષે શકતે પ્રભાવ. ૫
સિંહલાદિકને વિંટતો, ઉંચો દેશ નીવેશ,
દેશ કેટલાએક પ્લાવતો, પશ્ચિમ દેશે પ્રવેશ. ૬
આવ્યો ગિરિવર ઢૂકડો, ઇંદ્ર કહે તેણિ વાર;
વિરમ ૨ ચક્રી હવે, આણિ મ જલધિ અપાર. ૭
રાજ્ય વિના રાજા જેસો, પુત્ર વિના કુલ જેમ;
જીવ વિના કાયા જીસી; પ્રીતિ જીસીવિણ પ્રેમ. ૮
વિદ્યા વિણુ માણુસ જીસો, ચક્ષુ વિના જીમ મુખ;
દયા વિહુણો ધર્મ જીમ, છાયા વિણુ જીમ વૃક્ષ. ૯

(સિદ્ધાચલ પાસે સમુદ્રનું લાવવું.)

જીમ સરવર પાણી વિના, ધર્મ વિના જીમ જીવ;
તિમ શત્રુંજયતીર્થ વિણુ, નિષ્ફલ સૃષ્ટિ અતીવ. ૧૦

ઢાલ—યોગીનાને કહીયોરે આદેશ, એ દેશી. ૧૧.

અષ્ટાપદ રોકયો નદીરે, છે જન તારક એહ, રાયજીરેછે. જ.
એ રોકયે કોઈનથીરે, તારે ભવથી જેહ રાયજીરે. તા. ૧
રાયજીરે એ ગિરિવર ગુણુ ગેહ, રાયજીરે એહનો પ્રભાવ અછેહ;
રાયજીરે ફરસ્યાં નિર્મલ દેહ, રાયજીરે ન રહે પાતક રેહ. ૨
જયારે તીર્થંકર નહીંરે, નહી આગમ નહી ધર્મ; રા.
ત્યારે પણુ એ લોકનેરે, દેશે કામિત શર્મ. રા. ૩
શક્ર ગિરા સાંભલિ ઈસીરે, પાસે અંબુધિ આણિ; રા.
મૂકયો તિહાં પશ્ચિમ દિસેરે, રાય સગર હિત જાણિ. રા. ૪
તીરથ રક્ષા કારણેરે, મણિમય મૂર્ત્તિ જીણેશ; રા.
સ્વર્ણ ગુફા પશ્ચિમ દિશેરે, તિહાંતું થાપિ નરેશ. રા. ૫
સહુ જીનાલય જીનતણુાંરે, પાહણુ રૂપ કરાય; રા.
શક્ર કહે ચક્રી ભણીરે, કંચણુ મૂર્ત્તિ ભરાય. રા. ૬
સુભદ્રાખ્ય શિખરે કર્યોરે, અજીત નાથ પ્રાસાદ; રા.
રૂપ્યતણો મૂરતિ તથારે, કંચણુમય આલ્હાદ. રા. ૭
જ્ઞાનવાન પ્રભુ ગણુધરેરે, કીધ પ્રતિષ્ઠા સાર; રા.
શ્રાવક સુર ચક્રી કરીરે, પૂજા બહુ વિસ્તાર. રા. ૮
એમ શત્રુંજય તીર્થનોરે, સગર કરી ઉદ્ધાર; રા.
રૈવત શ્રૃંગ પ્રતે ચલ્યોરે, સુર નર બહુ પરિવાર. રા. ૯
ચંદ્ર પ્રભાસ તીરથ નમ્યારે, ચંદ્રપ્રભ જીનરાય; રા.
ઈંદ્ર વિમાને બેસીનેરે, રાજા રૈવત જાય. રા. ૧૦

## (ગિરનાર યાત્રા.)

દેઇ તીન પ્રદક્ષિણારે, રૈવત ગિરિનેયરાય; રા.
લેઈ ગજ પદ કુંડથીરે, જલ નિર્મલ કરી કાય. રા. ૧૧
પૂજા સ્તુતિ નતિ તિહાં કરીરે, પૂર્વપરે ચક્રેશ; રા.
દાન દીધો બહુ ભાવસુંરે, પંચ પ્રકાર વિશેષ. રા. ૧૨
આવ્યો તિહાંથી સંઘસુંરે, અરબુદ ગિરિવૈભાર; રા.
જીન પૂજ્યા મુનિવર નમ્યારે, સફલ કીયો અવતાર. રા. ૧૩
રાય અયોધ્યા આવીયોરે, પાલે રાજ્ય અસેસ; રા.
ભવ્ય જીવ પ્રતિબોધતારે, આવ્યા અજીત જીણેશ. રા. ૧૪
જીન આગમન સુણી કરીરે, ચક્રી વંદણ કાજ; રા.
આવ્યો બહુ પારવારસુંરે, દેસણ દે જીનરાજ. રા. ૧૫
રાજ્યારદ્ધ સહુ કારમોરે, કારમો સહુ પરિવાર; રા.
ધર્મ ચિંતામણી સારિખોરે, દુર્લભ એણે સંસાર. રા. ૧૬
ઉત્કૃષ્ટ મુનિવરતણોરે, ધર્મ કહ્યો ચારિત્ર; રા.
ચારિત્રથી શિવ સુખ લહેરે, પાલે જેહ પવિત્ર. રા. ૧૭
સાંભલિ પ્રભુની દેશનારે, પામ્યો નૃપ વૈરાગ્ય; રા.
પાય નમી કરે પ્રાર્થનારે, દ્યો ચારિત્ર વીતરાગ. રા. ૧૮
કુમાર ભગીરથને તદારે, દેઈ રાજ્ય ભંડાર; રા.
નૃપ સહસસું જીન કહેરે, લીધો સંયમ ભાર. રા. ૧૯
પ્રભુ પાસે સીખ્યો સહુરે, મુનિઆચાર વિચાર; રા.
ચરણુ નમી લેઇ આગન્યારે, મુનિવર (મહીયલ) કીયો વિહાર. રા. ૨૦
હવે અજીત જીન વિહરતારે, ગયા સમેત ગિરિંદ; રા.
સહસ સાધુસું સંગ્રહ્યોરે, અણુસણ ધરિ આણંદ. રા. ૨૧
માસાંતે ચૈત્રી પંચમીરે, ઉજ્જલ રોહિણી દીસ; રા.
ધ્યાન હૃદય શુકલ ધ્યાવતાંરે, શિવ પોહતા જગદીસ. રા. ૨૨

લાખ બહુત્તર પૂર્વનોરે, પાલી આયુ ચક્રેશ; રા.
સમેત શિખર કેવલ લહીરે, પામી મુક્તિ નરેશ. રા. ૨૩
અભિનંદન જીનવર હવેરે, इतिश्री सगरो द्धार सप्तम्
સમવસર્યા અન્યદીસ; રા.
શત્રુંજય ગિરિ ઉપરેરે, દેસણા દે જગદીસ. રા. ૨૪
એ શત્રુંજય ગિરિસહુરે, પાપ હરે નિસંદેહ; રા.
ધર્મ વિના કલિયુગ વિષેરે, શિવ સુખ આપે એહ. રા. ૨૫
બિંબાર્ચનજિન ગૃહ તણારે, કરિ લહે સુખસાર. રા.
વ્યંતરેંદ્ર સુણી કરીરે, કીધો તીર્થોદ્ધાર. રા. ૨૬
ઇતિવ્યંતરેંદ્રોદ્ધાર અષ્ટમઃ.
એ ઉદ્ધાર થયો આઠમો, ચોથા ખંડ મોઝાર; રા.
કહે જીનહર્ષ પૂરી થઈ, અનુપ ઢાલ ઇગ્યાર. (પાઠાંતર
એ દશ ઢાલ વિચાર) રા. ૨૭
સર્વગાથા. ૩૧૮. (૨૮૬)

દૂહા.

હવે શ્રી જીનવર આઠમો, ચંદ્રપ્રભ જગદીસ;
ચંદ્રપ્રભ ચંદ્રાંકજસું, ચરણ નમે સુરેસ. ૧
સંક્ષેપે તે તેહનો ચરિત, કહું સુણજો સહુ કોઇ;
પાપ ગમે ભવર તણાં, આત્મ નિર્મલ હોઇ. ૨

**ઢાલ—મોતી ઘોને માહરો સાહિબા મોતી ઘોજી એ દેશી. ૧૨.**

ઇણિદ્વિજ જંબૂદ્વીપ ભરતમાં, ચંદ્રાનના નગરી ધરો;
ચિત્તમાં સાંભલો નરનારી વિચારી સાંભલો નરનારી;

સુવિચારી સુણતાં સુખકારી, શ્રી જીનવર વારતા
મન હારી; સાં.
તિહાં રાજા રે જેમ સોહે, સજ્જન કમલ વિમલ દલ મોહે સાં. ૧
મહાસેન અભિધાન મહાબલ, જીત્યા સબલ સકલ
અરિયણ દલ, સાં.
લક્ષ્મણારાયતણી પટરાણી, રૂપવંત ગુણવંત વખાણી સાં. ૨
એક દિવસ સુખ શય્યા સુતી, દીઠા ચૌદે સુપન સપૂતી, સાં. ૩
કુમરી ઇંદ્ર કીયો જન્મોછવ, સુરી ખેલાવે રમાતેનવનવ સાં. ૪
ચૈત્રતણી પાંચમી અંધારી, અવતરીયા, કૂંખે અવતારી. સાં. ૫
પોસ માસે અંધારી બારસ, પ્રભુ જન્મા હુઆ સગલે રસ; સાં.
ચંદ્રોજ્વલ સરિખી પ્રભુ કાયા, ચંદ્ર પ્રભ અભિધાન
સુહાયા; સા.
સાર્દ્ધ ધનુષ શત તુંગ વિરાજે, જેહનો રૂપ અનુપમ છાજે સા. ૬
પિતૃક રાજ્ય પ્રજા સુખપાલે, અરિનારીનાં અંજન ગાલે; સાં.
પોષ કૃષ્ણ તેરસને દિવસે, સહુસસું વ્રત લીધો જગ દીસે સાં. ૭
ત્રીજે માસ ફાગણ સુદિસપ્તમિ, કેવલજ્ઞાન પુરૂષોત્તમ; સાં.
ચારનિકાય તણા સુર આવે, સમવસરણ પ્રભુજીનો રચાવે સા. ૮
જીન ઉપદેશ સુણી ગહગહતા, સુરનર નિજ ૨ થાનક
પોહતા; સાં.
તિહાંથી વિચર્યા ત્રિભુવનસ્વામી, શત્રુંજય આવ્યા
શિવગામી. સાં. ૯
જીનવર તીન પ્રદક્ષિણા દેઇ, તીર્થ ભણી મુનિવર
સંઘ લેઇ;
સગરાની તપયોનિધિતીરે, બ્રાહ્મી નદી તટ ગુહિર
ગંભીરઇ. સાં. ૧૦

ચંદ્રોદ્યાન તણે એક પાસે, સમવર્યા પરિવાર ઉલ્લાસે; સાં.
દેવે સમવસરણ તિહાં કીધા, સુણવા ધર્મ આવ્યા
સહુ સીધા. સા. ૧૧
શિશિપ્રભા નામે તિહાં નગરી, શશિપ્રભ રાજા સોભા
જગરી; સા.
ચંદ્રપ્રભા રાણી સંઘાતે, ચંદ્રાયશા સુત લેઇ સાથે. સા. ૧૨
સ્તવના કરિ બેઠા જીન આગે, સાંભલવા ઉપદેશ સરાગે; સાં.
પ્રભુજી ભાખે દેસણ માંહિ, શંત્રુજય તીરથ ગુણ ગાહે. સાં. ૧૩
સેવે પુંડરીક ગિરિરાયા, જીન પતિ ધ્યાવે જેહુ ઉમાહ્યા; સા.
દ્વિવિધા ધર્મ થકી શિવ પાવે, ફિરિ સંસાર માંહિ
નવ આવે. સાં. ૧૪
દેવ માંહિ જેમ જીનવર કહીએ, ધ્યાન માંહે શુકલ
ધ્યાન સુલહીએ; સાં.
વ્રત મહે બ્રહ્મવ્રત અધિકારી, સર્વ ધર્મમાં ચારિત્ર ભારી ; સાં. ૧૫
તીરથમાં મુખ્ય તીરથ કહીએ, શત્રુંજય દેખીગહગહીએ
એ પાખે તો મુકિત ન લહીએ;
એ પાખે પિણિ કર્મ ન દહીએ. સા. ૧૬
પ્રભુ ઉપદેશ સુણો મનસુધો, ચંદ્રશિખર રાજા પ્રતિબુદ્ધો સા.
શ્રીચંદ્રપ્રભ જીનવર પાસે, રાણી સુવ્રત લીધ ઉલાસે. સા. ૧૭
તિહાંથી જીનવર કીધો વિહારો, સાથે સાધુ તણો પરિવારો સા.
પોહતા રૈવત આદિક શૃંગે, ભુમિ પવિત્ર કરી સુપ્રસંગે. સા. ૧૮
તિહાંથી વિચર્યા ત્રિભુવનસ્વામી, સમેતશિખર પહુતા
બહુનામી; સા.
નભ સુદિસાતમે દિન સુપસીધો, ચંદ્રપ્રભ અણુસણ
તિહાં કીધો. સા. ૧૯

## ( ચંદ્રપ્રભાસ તીર્થખ્યાતિ. )

સાઢા સાત પૂર્વ લક્ષ પાલ્યો, આઉખો નિજ કુલ ઉજવાલ્યો સાં.
સર્વ સુરેશ્વર સુર ગણ આવ્યા, પ્રભુ નિર્વાણ મહોચ્છવ
ભાવ્યા. સાં. ૨૦
તિહાંથી ચંદ્રશેખર મુનિરાયા, ચંદ્રપુરી વિહરંતા આવ્યા સાં.
તાસ સુત સાંભલિ ઉમાહ્યો, ચંદ્રયશા નૃપ વાંદણ આયો. સાં. ૨૧
દીધો ઉપદેશ દયામય સારો, ધર્મ કરો થાયે નિસ્તારો; સાં.
ચંદ્રપ્રભ જીનવર ઇંહાં રહીયા, તિણ એ ઉત્તમ તીરથ
કહીયા. સાં. ૨૨
ચંદ્રપ્રભાસાભિધ સુર ગાસ્યે, ખ્યાતિ સહુ જગ
માંહિ થાશે; સાં
પૂર્વે બાહુબલ સુત બલીયો, સોમયશા નૃપ અરિ-
બલ દલીયો. સાં. ૨૩
ઇંહાં ભાવી પ્રાસાદ કરાવ્યો, ચંદ્રપ્રભનો અધિક સુહાવ્યો; સાં.
જેહને દર્શન પાતક નાસે, ઇાત અનીતિ ઉપદ્રવ ત્રાસે. સાં. ૨૪
કોણપમાં દુર્ગંધ ન થાસે, રાધિ પરૂ કીટક ન દિખાસે; સાં.
પ્રભુના સમવરણની ઠામે, એતલા થોક ઇંહાં નવ પામે. સાં. ૨૫
ઇંહાં જે સાવદ્ય ત્યાગ કરસે, શ્રી જીનવરનો ધ્યાન ધરસે; સાં.
જે તપસ્યા ઇહાં આચરસે, મુગતિ કામિની તેહને વરસે. સાં. ૨૬
ચંદ્રયશા નૃપ એહવો સાંભલિ, મૂર્તિ ચંદ્રમણીમય ઉજલી; સાં.
ચંદ્ર પ્રભ પ્રાસાદે થાપી, જેહની કીરતિ ત્રીભુવન વ્યાપી. સાં. ૨૭
ચંદ્રશેખર નિજ તાત નીરંગે, મૂર્ત્તિ કરાવી નૃપ ઉછરંગે; સાં.
ચંદ્રપ્રભ પ્રતિમા તસુ સીસે, ચંદ્ર અંક થાપે અવનીસે. સાં. ૨૮
તાતનો સ્નાત્ર કીયો રાજેસર; જીન સ્નાત્રોદકસું અલ
વેસર; સાં.

નૃપના ભકત લોક પિતુ યાત્રા, અરચન પૂજન કરે
સનાત્રા. સાં. ૨૯
ગિરિ મહીમાં દેવેન્દ્ર દેખાલ્યો, ચંદ્રયશા સંઘ
લેઇ ચાલ્યો; સાં.
સર્વ વિધે શત્રુંજય પૂજ્યો, તતક્ષણ મોહ મહીપતિ
ધ્રૂજ્યો. સાં. ૩૦
જીર્ણ પ્રાસાદ તિહાં દેખીને, કીયો ઉદ્ધાર હીયે હરખીને; સાં.
ઢાલ એ જીનહર્ષ વખાણી, બારમી ચોથા ખંડની જાણી. સાં. ૩૧
સર્વ ગાથા ૩૫૧. (૩૧૮)

દૂહા.

યાત્રા કરી ઘેર આવીયો, ચંદ્રયશા રાજન;
સુગુરૂ પાસિ વ્રત આદર્યો, ધરિ મન નિશ્ચલ ધ્યાન. ૧
એક પૂર્વ લક્ષ પાલીયો, વ્રત ઉજલ પરિણામ.
અષ્ટ કર્મ ક્ષય ઘાતીયાં, પામ્યું કેવલ તામ. ૨
સોમયશા મુનિ કેવલી, બહુ યતિ પરિવાર;
ભવ્ય જીવ પ્રતિબોધતા, પુહવિ કરે વિહાર. ૩
શત્રુંજય ગિરિ આવીઆ, અણુસણુ કીધો ત્યાંહ;
શિવ સુખ અક્ષય પામીયો, જનમ મરણુ ન જયાંહ. ૪
હવે જેહને વારે થયો, ગિરિ દશમો ઉદ્ધાર;
તે શ્રી શાંતિતણો કહુ, સરસ કથા અધિકાર. ૫
શ્રીખેણાદિક જેહના, પૂરવ ભવ સુરસાલ;
સવારથ સિદ્ધિ ભોગવી, જગગુરૂ દીન દયાલ.
ઇતિ નવમોદ્ધાર;

ઢાલ—ઘેર આવોજી મનમોહન ઘોટ એ દેશી. ૧૩.

હુવે હથિણાઉર પુરવરે, જીત વિશ્વ વિશ્વસેનરાય રાજા;
અચિરાચણી ગુણવંતી, શીલે ઉજલજસુકાય રાજા. ૧
સુર રાજા હો સુણિ જીનવર ભાષે, વિમલાચલ
તીરથ સાર;
રાજા દશમો એહનો ઉદ્ધાર રાજા. સુ. અ.
ચૌદ સુપન એ નિરખીયા, સર્વારથ સિદ્ધથી આય; રા.
ભાદ્રવસિતિ સાતમિ દિને, માઈકૂખે રહ્યા જીનરાય. રા. ૨
ચઉદ સુપન રલીયામણાં, રાણી દીઠાં બેવાર;
અરિહંત ચક્રી એ હુસે, નિશ્ચય કીધો નિર્ધાર. સુ. ૩
પૂરણકાલ ત્રયોદશી, જેઠની અંધારી જાણિ; રા.
સુભ દિન સુભ મહૂરત ઘડી, સુત રત્ન જણ્યો
કુલ ભાણ. રા. ૪
જન્મોછવ પ્રભુનો કર્યો, કુમારી શક્રભુશક નામ; રા.
શાંતિ થઈ સુરદેશમાં, પ્રભુનો દીધો શાંતિ નામ. રા. ૫
યૌવન વય પ્રાપ્ત થયો, ચાલીસ ધનુષ તનુ માન; રા.
તાત રાજ્ય અંગીકર્યો, સોહે તનુ સોવન વાન. રા. ૬
ચક્ર રતન અનુભાવથી, સાધ્યારે ભારતષટ ખંડ; રા.
પાલે રાજ્ય પ્રજા સુખે, વરતાવી આણ અખંડ. રા. ૭
જયેષ્ઠ કૃષ્ણ ચૌદાસ દિને, હજાર નૃપતિ સંઘાત; રા.
ઇંદ્રોછવ સંયમ ગ્રહ્યો, છકાયતણા થયા તાત. રા. ૮
દેશ સહુ વિચરી કરી, આવ્યા ગજપુર ઉદ્યાન; રા.
પોષ શુકલ નવમી દિને, પ્રભુ પામ્યા કેવલ જ્ઞાન. રા. ૯
સુર સુરપતિ પરિવારસું, સ્વામી શત્રુંજય પાસે; રા.
સિંહોદ્યાન સમવસર્યા, જગ ગુરૂ જગલીલ વિલાસે. રા. સુ. ૧૦

ઈણ અવસર કોઇ મિથ્યાત્વી, પૂર્વે બ્રાહ્મણ થયો એક; રા.
પુરપેઠાણ નગર વિષે, યજ્ઞ કર્ત્તા મતિ અવિવેક. રા. સુ. ૧૧
કોઈક મુનિ તિહાં આવીયો, તે બ્રાહ્મણ જજ્ઞને ઠામ; રા.
ધિગ ૨ ધર્મએ સું કહે, હિંસા દેખી મુનિ તામ. રા. સુ. ૧૨
વચન એહવો સાંભલી, ક્રોધે ભરીયો વિપ્ર તામ; રા.
લકુટ ઉપાડી ધાઇયો, મુનિવરને હણવા કામ. રા સુ. ૧૩
દ્વિજ ક્રોધાંધ તે દોડતો, યજ્ઞથંભે ભાગ્યોસીસ; રા.
તતક્ષિણ પ્રાણ તજ્યા તિહાં, મનમાંહિ પ્રબલ
રહી રીસ. રા. સુ. ૧૪

અંતે આરતિ ધ્યાનમાં, તે બ્રાહ્મણ સિંહોદ્યાન; રા.
બલવંત પંચાનન થયો, પુન્યે લહ્યો તીર્થ પ્રધાન. રા. સુ. ૧૫
પ્રાણી ત્રાસ ઉપાડતો, પંચાનન મહા બલવંત; રા.
તે વન પરિસર નિરખીયા, ભયભંજનશ્રી ભગવંત. રા. સુ. ૧૬
શાંતિનાથ દેખી કરી, કોપાલન જલીયો તેહ; રા.
સીતોપપચારજવરી ખલ સામ્ય વચન પ્રજલેહ. રા. સુ. ૧૭
પુચ્છા છોટ કરી હરી, ઉપાડી હાથલ તામ, રા.
સ્વામી હણવા ભણી, આવ્યો તે પાપી જામ. રા. સુ. ૧૮
ફાલ ભ્રષ્ટ મૃગપતિ થયો, અતિ ક્રોધ કરી નિરબિહ; રા.
ઉંચો પૂછ ઉલાલતો, આવ્યો વલી હણવા સીંહ. રા. સુ. ૧૯
દુર્દ્ધર કોપ ભર્યો થકો, ફાલ દેતો વારંવાર; રા.
આગલિ કાંઈ દેખે નહી, મનમાં કરે એહ વિચાર. રા. સુ. ૨૦
શું ખલણ કારણ દેખું નહી, ન ફલે પણ માહરી ફાલ; રા.
એ સામાન્ય પુરૂષ નહી, શાંતાતમ એહ દયાલ. રા. સુ. ૨૧

## (શત્રુંજય સેવાથી સિંહનું દેવલોકગમન)

વારંવાર પ્રભુ પ્રતે, જોવિ ચિંતવ તો એમ; રા.
સંભાયો ભવ પાછલો, કૃત કર્મ નિહાલ્યો તેમ. રા. સુ. ૨૨
શાંત કોપ જાણી કરી, હિતકારી પ્રભુ કહે તાસ; રા.
પૂર્વભવના પાપથા, તિર્યંચ ઉદય થયો તાસ. રા. સુ. ૨૩
સાધુ વચન હિતનો કહ્યો, તે કીધો કોપ વિશેસ; રા.
તેહનો ફલ તે પામીયો, મૃત પામ્યો થયો મૃગેસ રા. સુ. ૨૪
પામસે પ્રાણી ઘાતથી, દુર્ગતિનાં દુઃખ અછેહ; રા.
ચોથા ખંડની તેરમી, જીનહર્ષ ઢાલ થઈ એહ. રા. સુ. ૨૫
સર્વ ગાથા ૩૮૨. (૩૪૭)

### દુહા.

દયા આણિ મનમેં હવે, મ કરિસિ પ્રાણી ઘાત;
સેવા કરિ તીરથ તણી, જીનવર કહી એમ વાત. ૧
પ્રતિબોધી મૃગપતિ ભણી, દેઇ ધર્મ ઉપદેશ;
જીન કેડે હરિશાંત મન, ચાલ્યો તજી કલેશ. ૨
સ્વામી શત્રુંજય ચઢયા, સિંહપ્રતે કહે તામ;
સમતા પ્રાણી સુંધરી, તું રહી ઈણહીજ ઠામ. ૩
ઇહાં રહતાં તુજને હુસે, ક્ષેત્રતણે પરિભાવ;
સ્વર્ગતિથિ એક ભવ કરી, લહિસિ મુગતિ સુભ ભાવ ૪
જીન આજ્ઞા માની કરી, તિહાંરહ્યો મૃગરાજ.
મૃતપામી શુભધ્યાનમે પામ્યો સુરગતિ રાજ ૫
સ્વામી સુરગણ પરિવર્યા શ્રીમદ્દેવાશ્રૃંગ
ચોમાસું તિહાં કીણ રહ્યો, તીરથ સુંધનીરંગ ૬
વર્ષા ચોમાસીકરી તિહાથી કર્યો વિહાર.
વિશ્વ ભણી પ્રતિબોધતા, કરતા પર ઉપગાર. ૭
સિંહદેવ તે સ્વર્ગથી, જીનપવિત્રત તે શ્રૃંગ;
શાંતિ જીનેસર દેહરો, કીયો સમૂર્તિ સુરંગ. ૮

ઢાલ—જીવડારે હરિ રાખે તિમ રહીયે. એ દેશી.
રાગ સોરઠા. ૧૯.

ભાષેરે ચરમ જીણુંદ, સુરપતિને એ તીરથ સહુને
ગુણકારી;
જે સેવે બહુયતને. ભા.
તેહુ અમર પ્રસાદ કરાવે, સ્વર્ગતિહેતુતણિ શ્રૃંગે;
નિજપ્રતિમાન્વિતશ્રી શાંતિ જીણુંદની, સેવકરે
મન રંગે. ભા. ૧
પશ્ચિમ મુખ તે જીનવરગૃહથી, પંચ ધનુપ પરમાણિં;
કોણ ઇશાને યક્ષ વિરાજે, ચિંતામણિ ઘેર આણિ. ભા. ૨
કોડિદેવ તિણિ શ્રૃંગ, અધિષ્ટિત સોલમ જીનને સેવે;
કરે આરાધન જે જીનવરને, વંછિતફલ તસુદેવે. ભા. ૩
સિંહદેવ જીનપૂજાકારી, ચવીમાનવભવ પામી;
વરત લેઇ શત્રુંજય ગિરિવર, હુઉસિવપુર ગામી. ભા. ૪
અનુક્રમે વિચરંતા પ્રભુ આવ્યા, ગજપુર નયર ઉદ્યાને;
સુત ચક્રધર વાંદણુને આવ્યો, જીન કહે ધર્મસ્વભાને. ભા. ૫
શીલ શત્રુંજય સમતા સમકિત, કરૂણા દમ સંઘેશો;
સંઘ ભક્તિ જીનવરની પૂજા, તવ મુગતિનરેશો. ભા. ૬
રાયણ ચૈત્ય વૃક્ષ અનોપમ, વિમલાચલગિરિ રાયા;
તાસ સંઘવી તીન જગતમાં, એ દુઃપ્રાપ્ય કહાયા. ભા. ૭
સાંભલિ શત્રુંજય મહીમા, રાજા યાત્રા કરેવા;
ચાલ્યો સંઘ સહિત સોરઠમાં, આવ્યો લાભ ગ્રહેવા. ભા. ૮
ખેડ નગરનો તિહાં રાજેસર, કલાપ્રિય અભિધાને;
વૈરી રાજ્ય પડાવ્યો તેહનો, આવી કહે રાજાને. ભા. ૯

મણિપ્રિય વિદ્યાધરનો સુત હું, ખેટ નગરનો સ્વામી;
માહરૂં નામ કલાપ્રિય વૈરી, રાજ્ય લીયો જય પામી. ભા. ૧૦
ગિરિ વૈતાઢયે ચાલ્યો રાજન, તાહરે બલ અરિજીપી,
રાજ્ય લહું તાહરે સુપસાયે, તાહરી કીર્ત્તિ દીપી. ભા. ૧૧
બેસીસિ વિમાને વિદ્યાધરસું, ખેટપુર નગર સિધાયા;
ખેચર અરિજીપી કલાપ્રિય, રાજ્ય સામ્રાજ્યે ભાયા. ભા. ૧૨
કલાપ્રિય ખેચર નિજ ભગિની, ગુણમાલા ઈણિ નામે;
રૂપે જેણી હરાવી અમરી, પરણાવી નિજ ગામે. ભા. ૧૩
બીજી પણ નૃપ રૂપ નિહાલી, વિદ્યાધર અંગજાતા;
પરણાવી ચક્રધર રાજાને, જીહાં તિહાં ભાગ્ય વિખ્યાતા. ભા. ૧૪
રચિત વિમાન કલાપ્રિય ખેચર, બેસી સકલત્ર રાજા;
ચાલ્યા તિહાંથી સોરઠ સનમુખ, સાથે ખેચર જાજા. ભા. ૧૫
માર્ગે દેખી વન રલીયાલો, યુગાદિસ ગૃહ માંહે;
રાય વિમાન થકી ઉતરીયો, પૂજ્યા પ્રભુ ઉમાંહે; ભા. ૧૬
રાજા જીન પ્રાસાદ નિહાલે, ગોખે બેઠી દીઠી.
રૂપ અનોપમ વાનરી નારી, નયણે લાગી મીઠી. ભા. ૧૭
સુંદર નારિ વાનરી દીસે, જેટલે કરસું ફરસે;
તુરત થઈ કન્યા દિવ્ય રૂપે, વિસ્મય લહી મન હરસે. ભા. ૧૮
જેતલે રાય બોલાવે તેહને; તેટલે તસુ રખવાલા;
ઉભય વિદ્યાધર આગલે આવી, ભાષે વચન રસાલા. ભા. ૧૯
વિસ્મય મનમાં મ ધરે રાજા, રૂપ વિપર્યય દેખી;
ચમતકારકથા તું સાંભલિ, પામિસિહર્ષ વિસેસે. ભા. ૨૦
એહવો સુણિ તિહાં બેઠો રાજા, બે માહિ એક પયંપે
વૈતાઢય ગિરિની ઉત્તર સેણિ અમે રહુ બેહૂ સંપે. ભા. ૨૧

રૂપવંતી એ માહરી દુહિતા, શૃંગાર સુંદરી નામે;
દેવ કન્યા અપ્સરા સરીખી, અનુક્રમે યોવન પામે. ભા. ૨૨
એક દિવસ ઉદ્યાને રમવા, સખી સહિત મધુ માસે;
ગઇ વસંત નિહાલણ સોભા, લ્યે ફલ ફુલ વિલાસે. ભા. ૨૩
ચક્રેશ્વરી તે વનની દેવી, કન્યા ચપલ નિહાલી;
દીધ શ્રાપ તેહુને દેવી, થા વાનરી તું બાલી. ભા. ૨૪
દેવ વચન અન્યથા નવિથાયે, એ થઇ તેહવે રૂપે;
થઇ જીનહર્ષ ઢાલ ચૈદમી, ચોથે ખંડ અનૂપે. ભા. ૨૫
સર્વ ગાથા, ૪૧૫. (૩૮૦)

દૂહા

પાએ લાગી બીહતો, કીધ વીનતી તાત;
માય અનુગ્રહ કદિ હુસે, કૃપા કરી મુજ ભાસ. ૧
શાંતિપુત્ર દેવી કહે, ચક્રધર નામે રાય,
તેહને હાથે ફરસતાં, થાસે માનવ કાય. ૨
તેહિજ તુજને પરણસે, થાઇસ તેહની નાર;
એહવો સુણિ હર્ષિત થઇ, દેવિ ગઇ તિણિવાર. ૩
ઇણિ વનમાં નિસિદિન રહે, એહને ભાગ્ય સંયોગ;
થયો તુમારો આગમન, યુગતો મિલીયો યોગ. ૪
મત્યદાન દીધો તુમે, લીધી એહને મોલ;
એ કન્યા પરણો હવે, ખરો કરો તે બોલ. ૫
માની તાસ અભ્યર્થના, પરણી કન્યા રાય;
ભમે વનશ્રી જોવતો, સાથે નારી થાય. ૬
તાપસ તિહાં નિહાલીયા આશ્રમ સરવર તીર;
તપ કરતા ધરતા જટા, દુર્બલ જાસ સરીર. ૭

## ( તાપસોને બોધ તેઓનું શત્રુંજયગમન. )

જાણ્યો નર પતિ લક્ષણે, દીધો આદરમાન;
દેખી તેહની યોગ્યતા, પૂછે હુવે રાજન. ૮

**ઢાલ**—કેકેઈ જાર લાધો એ દેશી. ૧૫.

તુમે કુણ વ્રત પાલો કેહવો, સું ધ્યાવો છો તુમે ધ્યાનરે;
રાજા એમ પૂછે, તે તાપસને હિત કારણે, મીઠેવ
યણ દેઇ માનરે. રા. ૧

ત્યારે તે ભાષે રાયને, કછાન્વય અમને જાણિરે; રા.
તાપસ અમે અન્નભખું નહી, કંદમૂલભક્ષણ કરૂં આણિરે. રા. ૨
ધ્યાઉં શ્રી રૂષભ ભણી અમે, પહેરૂં તન વલ્કલવાસરે;
બ્રહ્મચર્ય પાલું સદા, ભૂમંડલ શયન નિવાસરે. રા. ૩
ચક્રધર ભાષે એમ સાંભલી, હાહા વંચ્યા તુમે દૈવેરે; રા.
ધર્મતણી બુદ્ધે તુમે, મિથ્યાત્વે મોહ્યા હેવરે. રા. ૪
નિ સંગ થઇ બ્રહ્મ વ્રત ધરો, તપ જપ ખપ કરો
અપ્રમાદરે; રા.

રિષભ દેવ સમરો તુમે, તો કિમ રત થયા અખાદ્યરે. રા. ૫
બાવીસ અભક્ષ ન ખાઈવા, અનંત કાય બત્રીસરે; રા.
ધર્મી એ ટાલે સર્વથા, એમ ભાષે શ્રી જગદીસરે. રા. ૬
સોગરોગ દ્રારિદ્રતા, જાત હીણુ અનાણુ સંજોઇરે; રા.
દુઃખ નરક તણાં અતિ આકરાં, એ ભક્ષણ કરતાં હોઇરે. રા. ૭
જાણીને શ્રીજીનવર કહ્યા, જેછંડે પંડિત લોયરે; રા.
નિઃપાપ થઈ નિર્વૃત્તિ લહે, એમ કહે જીનવર સહુ
કોઇરે. રા. ૮

ચક્રધરનાં વચન સુણી કરી, સગલાહિ તાપસ તેહરે; રા.
સંવિગ્ન થયા અમભણી, તે માર્ગ દિખાલ્યો એહરે. રા. ૯

મિથ્યાત્વમાંહિં પડીયા અમે, નિજજન્મ એતલો કાલરે;
ચિંતામણિ અંધતણી પરે, ફોગટ ગમીયું ભૂપાલરે. રા. ૧૦
ભૂપતિ ભાષે સમજ્યા હવે, તો મનમાં ન કરો ખેદરે; રા.
મુજ સાથે આવ્યો રિષભજી, નમવા મન ધરિ ઉમેદરે. રા. ૧૧
એહવું કહી રાજા તેહને, ચાલ્યા નિજબેસીવમાનરે; રા.
જીહાં સંઘ અછે આવે તિહાં, વિદ્યાધર કરતા ગાનરે. રા. ૧૨
વધૂ સહિત નૃપ આવતો, દેખી હર્ષ્યા નર નારિરે; રા.
વાજ્યાં વાજીંત્ર ઉમેદના, ઉત્તરીયાં સંઘ મોઝારિરે. રા. ૧૩
તે તાપસ પણ કેડે થકો, આવ્યા નૃપ દર્શિત માગરે; રા.
રાજા સનમાન્યા અતિ ઘણું, પોહતા તીરથ મહાભાગરે. રા. ૧૪
તીરથ સંઘ પૂજા નૃપ કરી, ચડીયા પંડરીક ગિરિંદરે; રા.
વિધિસું પૂજા કીધી સહૂ, જેમ કીધી ભરત નરિંદરે; રા. ૧૫
તે સંઘ દેવ પરતક્ષ થઈ, ભાષે નૃપતિને તામરે; રા.
તુજ તાત તણું સુપસાયથી, એ રિદ્ધિ લહી સુર ધામરે. રા. ૧૬
તિર્યંચતણો ભવ અતિ કુમી, બહુ ભવનો દાતા જેહરે; રા.
પામી મેં પદવી દેવની, ઇણિ તીરથનો ફલ એહરે રા. ૧૭
તુજ તાત પ્રાસાદ કરાવીયો, શ્રીમરૂ દેવાભિધ શ્રૃંગરે; રા.
શ્રી શાંતિશ્વર તિહાં જઈ, પૂજો સેવો મન રંગરે. રા. ૮
નૃપ તાસ વચનથી શાંતિની, બહુ ભક્તિસું પૂજા કીધરે; રા.
સઘલા કારજ પૂરવ પરે, નિજ જનમતણો ફલ લીધરે; રા. ૧૯
તાપસ પણ શ્રી સિદ્ધાચલે, શ્રી વૃષભ ધ્વજ નમિ પાયરે; રા.
જીનવરનીદીક્ષા આદરી, કેવલી પાસે તિણિ ઠાયરે. રા. ૨૦
ઉત્તર સ્વર્ગ ગિરિથી હેઠલે, એક યોજન ભૂમિ પ્રમાણરે; રા.
તે તાપસ સગલા તિહાં રહ્યા, ગુરૂને આદેશે જાણરે. રા. ૨૧

ઘાતિ કરમ ક્ષય ઘાતીયાં, તિણિ પામ્યો કેવલ નાણરે; રા.
અનુક્રમે સગલા સીધા તિહાં,પામ્યો અવિચલ સુખઠાણરે. રા. ૨૨
જીહાંતે તાપસ સહુ સિદ્ધ થયા, તાપસ ગિરિ નામ હોઇરે; રા.
એ તીરથ તુજ પૂર્વજતણો,પ્રાસાદ જીરણ થયા જોઇરે; રા. ૨૩
તું યોગ્ય અછે કરવા ભણી, જીન અંગજ તું ઉદ્ધારરે; રા.
દ્રઢ પ્રાસાદ કરાવીયા, રાજા ચક્રધર તિણિ વારરે; રા, ૨૪
બીજા પણશ્રૃંગે કર્યા; પ્રાસાદ પૂરવપરિ રાયરે; રા.
ચંદ્ર પ્રભાસા તીરથના, ગિરિનાર ઉદ્ધાર કરાયરે; રા. ૨૫
સમ્મેત શિખર આદિક વિષે, યાત્રા કીધી ધરિ ભત્તિરે; રા.
હથિણાઉરપુર આવીઆ, ઉછવસું પુહવત્તિરે; રા. ૨૬
લક્ષાબ્દા આયુ પૂરો કરી, સોલમ શ્રી શાંતિ જીણંદરે; રા.
નવસે મુનિવર સાથે કરી, ચઢીઆ સમિત ગિરિંદરે, રા. ૨૭
વૈશાખ કૃષ્ણ તેરસ દિને, મુગતે પોહુતા જગદીસ રે. રા.
ચિરપાલી રાજ્ય સુગુરૂકને, ચારિત્ર લીધો અવનીસરે, રા. ૨૮
દશ સહસ્રવૃત પાલીઓ, પામ્યો મુનિ કેવલ જ્ઞાનરે, રા.
સમ્મેત સિખર મુગતે ગયા, ચક્રધર ધરતા શુભ ધ્યાનરે; રા. ૨૯
એ ચોથો ખંડ પૂરો થયો, એહની થઈ પનરે (ચઉદશ)ઢાલરે, રા.
ગાથા અઠાવીશ ચારસે, જિન હર્ષ કહે સુવિશાલરે ૩૦

ईति दशमोद्धारः ईतिश्री जिन हर्ष विरचित महा तीर्थश्री शत्रुंजय महात्म्य चतुष्यद्यां श्री अजितस्वामी श्री सगरश्री शांति-जिनचक्र धरादि महापुरुष तीर्थोद्धार वर्णनो नाम चतुर्थखंड संपूर्णम् ॥४॥

સર્વંગાથા, ૪૫૩. (૪૨૮)

## દુહા.

શ્રી યુગાદિજીનવરતણા, પદ પંકજ પ્રણમેવ;
પંચમ ખંડ વખાણુસું, ગિરિવર મહિમા હેવ. ૧
ઇક્ષ્વાકુ વંશી નરરતન, તેહતણા અવદાત;
શત્રુંજયની પણ કહું, સાંભલિ સુરપતિ વાત. ૨
શ્રી મુનિસુવ્રત જીનતણે, તીર્થે હુવા જેહ;
લખમણ રામ રાવણ તણો, ચરિત્ર પ્રકાસુ તેહ, ૩

## ઢાલ—વાંગરીયાની દેશી.

આદિત્ય યશાના વંશમાં રે, રાજા થયા અનેક રે.
ગુણ ભરીયા પછે અયોધ્યાને વિશે રે, વિજય રાય
થયો એક રે. ગુ. ૧
ઇણ તીરથને આદરીયા, તે તો ભવ સાયરથી તરીયા
તે તો મુગતિ મહેલી વરીઆ, હરિયા રે હરિયા
ભવદુઃખ છેક રે. ગુ. ૨
વજ્રબાહુ પુરંદરો રે, હિમચુલા કુખે જાતરે;
આદ્ય પુત્ર સંયમ ગ્રહ્યારે, ગુરૂ પાસે ગુણ વ્રાત રે ગુ. ૩
રાજ્ય પુરેંદરને દીયો રે, વિજય ગ્રહ્યો વ્રત ભાર રે;
ચારિત્ર પાલી ઉજલો રે, લહ્યા મુગતિ સુરસારરે ગુ. ૪
કીર્ત્તિ ધર પુરંદર તણો રે, સુકોશલ સુત તાસરે; ગુ.
ગર્ભવતી સ્ત્રી મૂકીને રે, સંયમ ગ્રહ્યો ઉલાસરે. ગુ. ૫
માય મહાદેવી તેહનીરે, મુઇ વનવાઘણી હોઇરે ગુ.
પતિ સુત સાધુ વિદારીયારે, પૂર્વ ક્રોધથી જોઇરે; ગુ. ૬

હિરણ્યગર્ભ થયો તેહનોરે, નઘુષ નામ સુત તાસરે; ગુ.
સોદાસસુત તેહનો થયોરે, રક્ષસજીમ નરપલગ્રાસરે. ગુ. ૭
તેહને કાઢી સુત ભણીરે, રાજ્ય દીયો સમુદાયરે; ગુ.
પ્રજા ન માને તેહનેરે, જે હોઇ અન્યાઇ રાયરે; ગુ. ૮
ધર્મ સુણી મુનિવર કનેરે, સદયી થયો સોદાસરે; ગુ.
મહાપુરે રાજા થયોરે; મરણ લહ્યો નૃપ તાસરે. ગુ. ૯
સોદાસે સિંહરથ ભણી રે, જીપી રાજ્ય બિહૂરરે; ગુ.
તેહને દેઈ ચારિત્ર લીયોરે, ગુરૂ પાસે સુવિનેયરે, ગુ. ૧૦
પુત્ર થયો સિંહરથતણોરે; પાટે બ્રહ્મરથ રાયરે; ગુ.
ચતુર્મુખ હેમરથ તેહનારે, શતરથ નામ કહાયરે. ગુ. ૧૧
વલી ઉદય પૃથુરાજવીરે. વારિરથ ઇંદૂરથ જાણિરે; ગુ.
આદિત્યરથ નૃપ તેહનેરે, માંધાતૃ વીરસેન રાણુરે. ગુ. ૧૨
પ્રતિમન્યુ રાજા તેહનોરે, પદ્મ બંધુ મહારાયરે; ગુ.
રવિમન્યુ નૃપ તેહનો થયોરે, વસંત તિલક જસ ગાયરે ગુ. ૧૩
કુબેરદત્ત કુંધ રાજવી, શરભદ્વિરદ રાજનરે; ગુ.
સિંહદશન સુત તેહનોરે, હિરણ્યકશિપુ કુલ ભાણુરે; ગુ. ૧૪
પુંજસ્થલ કકુસ્થો વલીરે; તાસસુત ન રઘુ રાયરે; ગુ.
મોક્ષ ગયા નૃપ કેટલારે, કેઇક સ્વર્ગે જાયરે; ગુ. ૧૫
તેહને પાટે અજ થયો રે, સાકેતપત્તન રાયરે; ગુ.
કીધી પૃથ્વી અનૃણીરે, જેહને સુજસ ગવાયરે; ગુ. ૧૬

સઘલી દિશિ જીતી જીણેરે, પ્રાગ ભવ કર્મ
સંયોગરે, ગુ.
કાયામાંહિ ઉપના, સત્તાતરસો રોગરે. ગુ. ૧૭
રોગાર્ત્તે તે પીડિયોરે, અંત પુરૂષાકારરે; ગુ.
ધરાનાથ સહુ સાધીયારે, સહુ મનાવી હારરે. ગુ. ૧૮
ભૂપતિ સઘલા આક્રમ્યારે, સાધ્યા દેશ ત્રિખંડરે, ગુ.
અનુક્રમે સોરઠ આવીયોરે, વરતી આણ અખંડરે, ગુ. ૧૯
શત્રુંજય તીરથ નમીરે, જીનવર ભાવ અપારરે, ગુ;
નિજ પત્તન ફિરિ આવીયોરે; ઉછવ થયા અપારરે, ગુ, ૨૦
રત્નસાર ઈણ અવસરેરે, સાંયાંત્રિક સિરતાજરે, ગુ.
વારિધિ વહાણ પૂરીયોરે, માલ ઉપાવણ કાજરે; ગુ. ૨૧
સુભ અનિલવસિ ચાલતોરે, લાંઘ્યો સાયર પુરરે, ગુ.
જન જીવિત આશા થઈરે, દીઠો શૈલ હજુર રે. ગુ. ૨૨
કર્મ સંયોગે ચાલીયોરે, અગ્નિ ખુણનો વાયરે, ગુ.
અંબુજ ચિહુ દિશિ વિસ્તર્યો, ગાજવીજ બહુ થાયરે, ગુ. ૨૩
કંદુકની પરે ઉછલેરે; ન રહે માલિમ હાથરે, ગુ.
કષ્ટ સકલ એ ઉપનોરે, ચિન્તે વાહણ નાથરે; ગુ. ૨૪
વિત્તતણે લોભે કરીરે, મેં વિપ્રતારી લોકરે, ગુ.
અંબુધિમાંહી ઘાતીયોરે, મેં દુર્બુદ્ધિ ફોકરે. ગુ. ૨૫
પોતનભાજે જેતલેરે, જનનો ક્ષય નવ થાયરે, ગુ.

પડું સમુદ્રમાં તેતલેરે, દુખ દીઠા નવ જાયરે ગુ. ૨૬
એહવું ચિંતવી તે યદારે, બેઠા વાહણ પ્રાંતરે, ગુ.
નભવાણી થઈ તેતલેરે, ભાંજીવા ભયભ્રાંતરે, ગુ, ૨૭
પાંચમા ખંડતણી થઈરે, એટલે પહેલી ઢાલરે, ગુ.
નરનારી સુણજો સહુરે; કહે જીનહર્ષ રસાલરે, ગુ. ૨૮

**સર્વ ગાથા, ૩૧**

## દુહા

સમુદ્રમાંહિ પડવાતણો, સાહસ મ કરિ સુજાણ;
એહદશામે તુજ ભણી, કીધી સુણી મુજ વાણી. ૧
ઇહાં સમુદ્રમાંહેય છે, સુરદ્રુમ સંપુટમાંહિ,
પ્રતિમા પાર્શ્વનાથની, ભાવિ નિર્મલ તાંહી. ૨
ધરણે પૂજ્યા પૂર્વે, લાખ વરસ સુપ્રમાણ;
કુબેરે પૂજી પછી, ષટ શત વર્ષ સુજાણ ૩
ત્યાર પછે વરૂણે ગ્રહી, અદ્ભૂત પ્રતિમા એહ;
સાત લાખ પુજી તેણે, વર્ષ સહસ ધરેહ. ૪
હવે રાજા અજયપાલને, ભાગ્યે ઇહાં આવેહ;
પ્રતિમા કાઢી તેહને, આપો જઇ કુશલેહ. ૫
સગલી દિશિજીપી કરી, આવ્યો પત્તન તેહ;
રોગે પીડયો છે ઘણું, તેહને જઈ દ્યો એહ. ૬
પાર્શ્વનાથ પ્રતિમાતણી; સેવા કરે સદીવ;
પ્રત્યક્ષ સુરી પદ્મમાવતી, કામીત દીયે અતીવ ૭
એહવી નભ વાણી સુણી, રત્ન સાર સુવિચાર
નાવિક પ્રતિમા કારણે, ઘાલ્યા જલધી મઝાર. ૮

## ઢાલ—શ્રી ચંદ્ર પ્રભુ પ્રાભહુણોરે, એહની.૨.

સંપુટ તુરતલેઈ કરીરે, જીવતણી પરિ તામરે;
વાહણમાં લેઇ ધર્યોરે, પુરણ વંછીત કામરે. સં. ૧
મેઘ પટલ મિલીયા હુતારે, નષ્ટ થયા તતકાલરે,
હારિદ્રરંગતણી પરેરે, ખલ મૈત્રી તૃણ જાલરે. સં. ૨
વાય વસે વાહણ સુખેરે, સાકેત પત્તન આયરે,
એકનર નૃપ અજય પાલનેરે, દીધ વધાઈ જાયરે. સં. ૩
પાર્શ્વનાથ આવ્યા સુણીરે, ઉત્પુલ્લ લોચન રાયરે,
તુરત તુરંગ ચઢી કરીરે, આવ્યો પ્રભુને પાયરે. સં. ૪
સંપુટ બેડી માંહિથીરે, લોકે લીધી તામરે,
કરિ મહોત્સવ અતિ ઘણોરે, કરતા પ્રભુ ગુણ ગ્રામરે, સં. ૫
વાજીંત્ર બહુપરિવાજતારે, દેતાં દાન અપારરે
ધવલ મંગલ ગાઈજતાંરે, કરતાં જય જયકારરે. સં. ૬
પ્રભુ આગલિ ઉખેવતાંરે, કર્પૂરાગુરૂ ધુપરે.
નગર પ્રવેશ કરાવિયોરે, તે પ્રભુ સંપુટ ભુપરે. સં. ૭
રત્ન સિંહાસન ઉપરેરે, થાપી રાજા તામરે,
સંપુટની પુજા કરીરે, ઉઘાડયો નૃપ જામરે, સં. ૮
ફણિતણા ફણ મરતકેરે, રત્ન કિરણની જયોતરે,
છત્ર ત્રય સિર સોહતારે, દશદિશિ કરે ઉદ્યોતરે, સં. ૯
પદ્માસન બેઠા થકારે, બેદિશિ ચામર ગ્રાહરે,
ધરણી પતિ સેવા કરેરે, સિંહાશન બે ઠાહરે. સં. ૧૦
નવ ગ્રહ પ્રભુ ચરણે રહ્યારે, હૃદય સોહે શ્રીવત્સરે;
સર્વાભરણે સોહતારે, સુંદર પ્રતિમા સ્વછરે, સં. ૧૧

સુરતરૂ કુસુમ માલા ગલેરે, મુકુટ વિરાજે શિસરે,
પેટીમાંહિ પેખીઆરે, પાર્શ્વનાથ જગદીસરે. સં. ૧૨
પરમ પ્રમોદ હિયે ધરીરે, ફરસી ભુમિ પંચાંગરે;
રાજા પ્રભુ ચરણે નમ્યોરે, આણી મન ઉછરંગરે. સં. ૧૩
સીંચી આનંદામૃતેરે, રોગ ઉરગ વિષ ઝાલરે,
નાઠી નૃપના દેહથીરે, તોષ થયો તત્કાલરે. સં,
અર્ચિ અર્ચા ભકિતસુંરે, થાપી નૃપ નીજ ગેહરે;
રતન સારસુ બેસીનેરે, ભોજન કર્યા સસ્નેહરે. સં. ૧૫
પાર્શ્વનાથ પુજા થકીરે, નૃપના ક્ષય ગયા રોગરે;
નગર ઉપદ્રવ સહુ ટલ્યારે, સહુને સુખ સંયોગરે સં. ૧૬
નિજ નામે રાજા તદારે, અજય ગ્રામ ઇણ નામરે;
થાપી પાર્શ્વ જીણંદનેરે, કીધો પ્રાસાદ સુઠામરે. સં. ૧૭
પાર્શ્વનાથ આસન ભણીરે, રાય દીયા દસ ગ્રામરે,
ગ્રામ એક અર્ચક ભણીરે, દેઈ રાખ્યો તામરે, સં. ૧૮
પોતે રાય પુજા કરેરે, જીનવરની ત્રણ કાલરે;
તાસ પ્રભાવે રાયનેરે, લક્ષ્મી વૃદ્ધિ વિશાલરે; સં. ૧૯
હવે સોરઠ નૃપ કુલ તણો રે, ગિરિ દુર્ગપુરથી આઇરે,
વજા પાણી ગોત્રી ભણીરે, મિલીયો ઘણો ઉછાહિરે. સં ૨૦
અજય પણ બહુ પ્રીતસુંરે, બહુ દેશાદિક દાનરે;
માન્યો ગોત્રીને ઘણુંરે, રક્ષક તીરથ થાયરે, સં. ૨૧
વજા પાણિ આગ્રહ કરીરે, રઘુનંદન લેઇ સાથરે;
શ્રી ગિરીનારે આવીયારે, નમવા શ્રી નેમિ નાથરે. સં ૨૨

અજય અજય પુર આવીયોરે, પૂજીનેમિજીણંદરે;
પાર્શ્વ જીણેશ્વર પુજીયારે, પામ્યો પરમાણંદરે. સં. ૨૩
હવે કોઇકજ્ઞાનીયતિરે, જીણ વાંદણને કાજરે.
આવ્યો તિહાં વાંદી કરીરે, પુછે મહાત્મ્ય રાજરે; સં. ૨૪
અતિશય મહિમા એહનીરે, ભાખું મુજ મુનિરાયરે.
બીજી પાંચમા ખંડનીરે, ઢાલ જીન હર્ષ કહાયરે. સં. ૨૫
સર્વ ગાથા ૬૪

દુહા.

કિસો પ્રભાવ કહું તુંને; ભાષે એમ મુનિસ;
પ્રત્યક્ષ દ્રષ્ટ સંદેશ સો, વસ્તુવિષે અવનીસ. ૧
ચિર પ્રરૂઢા તાહુરા, રોગ ગયા તત્કાલ;
જાસે સહુના દેખતાં, રોગ સોગ જંજાલ. ૨
રક્ષ યક્ષ ઉપસર્ગ સહુ, શાકિની ભૂતવૈતાલ;
પાર્શ્વ સ્મરણથી જાઇંસે, હુસે ન મુત્યુ અકાલ. ૩
કાલ જ્વર વિષ વિષધરા, સન્નિપાત પરમુખ.
દોષ સહું જાસે વિલય, જીન સેવાથી સુખ. ૪
વિદ્યા લક્ષ્મી સુત કલત્ર, આદ્યાભિલાષી જેહ.
જગત્ર ગુરૂના ધ્યાનથી, વંછિત લહસે તેહ. ૫
વરસ લક્ષ સ્વર્ગાં બુધે, દેવે પૂજ્યો એહ;
એહના દરસણથી સહી, પાતક જાયે છેહ. ૬
એહવું કહી મુનિ તેહને, તીરથ મહીમા સાર,
આકાશે રૂષિ ઉતપત્યો, તીરથ કરણ વિહાર. ૭
ષટ્ માસાવધિ તિહાં રહિ, અજય રાજા વજા પાણિ
સિદ્ધાચલ જીન પૂજીયા, નિર્મલ કીધા પ્રાણ. ૮

## ઢાલ—અલબેલારીની. ૩.

સ્નાત્ર પૂજાદિક તિહાં કર્યાંરે લાલ, શક્રોછત્ર ધ્વજ રોપ સુવિચારરે;
જન્મ સફલ કીયો આપણોરે લાલ, પાપતણો કીયો લોપ સુ. ૧
ઇંદ્ર સુણો જીનવર કહેરે લાલ, શંત્રુજય ગિરિ રાજ; સુ.
ભાજે ભાવથી ભેટતાંરે લાલ, સીજે સગલાં કાજ. સુ. ૨
યાત્રા કરી ઘરે આવીયારે લાલ, કરિ જીનોદિત ધર્મ. સુ.
પ્રાંતેસંયમ આદર્યોરે લાલ, અજય લહ્યા સુરશર્મ. સુ. ઈ. ૩
જેષ્ટ પુત્ર થયો તેહુનેરે લાલ, અનંત રથ વ્રત લીધ; સુ.
પર પૃથ્વી કૂક્ષે થયોરે લાલ, દશરથ રાજા કીધ. સુ. ઈ. ૪
ચારે રાણી થઇ તેહુનેરે લાલ, કૌશલ્યા ધુરિ નાર; સુ.
કેકેઈ, સુમિત્રા રાગિણીરે લાલ, સુપ્રભા એથઇચાર. સુ. ઈ. ૫
અન્ય દિવસ ગજ કેશરીરે લાલ, ચંદ્ર સુરજ નિરખેય; સુ.
કૌશલ્યા સુત જનમીયોરે લાલ, રામ પદમનામેય. સુ. ઈ. ૬
ગજ સિંહ ચંદ્રવારિધિસીરીરે લાલ, અગન સુરજ એસાત; સુ.
સુમિત્રાએ લક્ષ્મણ જણ્યોરે લાલ,નારાયણ સુવિખ્યાત, સુ. ઇ. ૭
સુભ સુપને સૂચિત જણ્યારે લાલ; ભરત કેકેઇ નાર; સુ.
સુપ્રભા રાણી જનમીયોરે લાલ, શત્રુઘન નામ કુમાર. સુ. ઈ. ૮
વિદ્યા વિનય કલા ધરારે લાલ, ચારે સુત સુકુમાલ; સુ.
ધર્મતણાં અંગની પરેરે લાલ, પુત્ર સોહે ભૂપાલ. સુ. ઇ. ૯
પદમ નારાયણમાં યથારે લાલ, માંહોમાંહિ સનેહ, સુ.
શત્રુઘન ભારત માંહેતથારે લાલ; જીવ એક દોઇ દેહ. સુ. ઈ. ૧૦
હુવે વાસવ કેતુ રાગિનીરે લાલ, વિપુલા કુક્ષિ ઉતપન્ન સુ.
હુરિ વંશી મિથિલા ધણીરે લાલ, જનકાભિધ રાજન્ન. સુ. ઇ. ૧૧

મારે પંથી મારગે, ધન સંબલને કાજ;
વેશ્યાદિક વ્યસની સદા, કલુષ ચિત્ત નહી લાજ. ૮
એમ અન્યાય કરે સદા, પ્રતિ દિન ભીમ કુમાર;
પોતાની કરણી કરી, ભમે લોકના માર. ૯

ઢાલ—મોસલ રોહેડા ઉહે મિશ્રી ઠાકુર મહિંદારો એ દેશી;૨.
ઈણુપરી ભમતોહો દુઃખભમતોથકો,નગરદેશથી પુરગામ.
અનુક્રમે આયો હો દેશ મગધમાંહિં, પૃથ્વી પુર
પુર નામ. ઈ. ૧
વનમાલી કેરે હો ઘરે જઈને રહ્યો, તિહાં કર્મ કરે તેહ;
ફુલફુલ આદેહો નિતિ ચોરી કરે. વિક્રય કરતો જેહ. ઇ. ૨
તિણે પણ કાઢયો હો માલી ઘર થકી, દીઠો સાહુકાર;
ચાકર તેહનો હો ભીમ જઇને રહ્યો, વ્યસન ન મેલ્હેભાર. ઈ. ૩
તિહાં પણ સગલી હો વસ્તુ આપણુ થકી, સદાસદા નિકાસ;
છાનિ વેચે હો તે ચોરી કરી, મિટે સ્વભાવ ન તાસ. ઈ. ૪
ચોરી નિહાલી હો શેઠ એકદા, ઘરથી કાઢયો તામ;
ચાકર રહીયો હો ઇશ્વર દત્તનો, વ્યવહારી ધનધાન. ઈ. ૫
સેઠ સંગાતિ હો ભીમસેન, અન્યદા, દાનનો લોભી જેહ;
નાવ ચઢીને હોચલ્યો દરીયાવમાં, દ્રવ્ય ઉપાવણ તેહ. ઈ. ૬
વાહણ દરીયાહો માહે ચાલતાં, માસ થયો તિણવાર;
પ્રવાલ- આવર્ત્ત નિશિ થંભી રહ્યા, નચલે એક લગાર. ઇ. ૭
નાવિક લોકે નાવ ચલાઇવા, કીધા ઘણા ઉપાય;
પણ નવ ચાલે હો અન્ન પાણી તિહાં;ખૂટો તે સ્યો ખાય ઈ. ૮
ચારે સરણા હોશે ઠેઉચ્ચાર્યા, પાપ સ્થાનક અઢાર;
છોડયા સહુ મિથ્યાહો દુકૃત આપીઓ, જીવાયોનિસંભાર. ઈ. ૯

પંચપરમેષ્ટી હો નવકાર ઉચરી, ભાવ સહિત તેણિ વાર;
પડવા માંડયો હો પરતક્ષિ જેતલે, સેઠે જલધિ મોઝાર ઈ. ૧૦
તેતલે સૂડો હો કયાંહીથી તિહાં મુખ છબિ કુસમ પલાસ;
પાંખ વિરાજે હો નીલી જેહની, આવી કહે નર પાસ. ઈ. ૧૧
કાંઇ વ્યવહારી હો બાલ મરણુ કરે, જીવિત કહું ઉપાય;
સાંભલિ માહરો હો વચન આદર કરિ, સહુની આપદ જાય. ઈ. ૧૨
શુક મત જાણે હો તું મુજને સહી, પંખી કોમલ દેહ.
હું ઇણિ ગિરિનો હો વાસી દેવતા, મુજને તું જાણેહ. ઈ. ૧૩
તુમ સહુ કેરો હો મરણુ નિવારવા, કહેવા જીવિતોપાય;
હું ઇહા આવ્યો એટલે કારણે, સાંભલિ તું ચિત્ત લાય. ઈ. ૧૪
તુમ માહે કોઇ કહો નિજ મૃત્યુ આગમી, જલધિ તરીને જાય;
એણે ગિરિ શિખરે હો કૃપા હીએ ધરી, સાહસીક જે થાય. ઈ. ૧૫
તિહાં કિણિ જઇને હો ભારંડ પંખીઆ બેઠા ઉડાવેહ;
તસુ પંખવાયે હો સહુ માણસ ભણી, જીવીત આપે તેહ. ઈ. ૧૬
સાંભલિ તેહનો હો વચન સુહામણો, એહવો ઈશ્વરદત્ત;
પૂછયા વાહણના હો સઘલા લોકને, કોઈ જાઇ ધરિ સત્ત ઈ. ૧૭
લોભ દેખાડયો હો સેઠે ધન તણો, તીન શતકદીનાર;
માંગી તિહાં પહુતો હો અબ્ધિતરી કરી, ચઢિયો
ગિરી તેણિવાર. ઈ. ૧૮
તેણે ઉડાયા હો ભારંડપંખીયા, વાયુ પ્રગટ થયો તામ;
ક્ષણમાં મૂકાણો હો પ્રવાલ આવર્ત થકી, નાવ ચલી થયો કામ. ઇ. ૧૯
ભીમસેન સૂતો હો હવે તિણિ ગિરિ રહ્યો, મનમેં ચિંતે એમ;
કારણ પૂછયો હો નહી જીવીત તણો, પહેલી સુકને તેમ. ઈ. ૨૦

પૂછે દેખીને હો સુકને તેતલે, મુજને કહો ઉપાય;
હવે નીકલીયેહો કેમ કષ્ટથી, મહાભાગ મતિદાય. ઇ. ૨૧
સાંભલિ સુડો હો ભીમ ભણી કહે, પડિ સાયર જલમાંહિ;
તુજને ગલસ્યે હો કાંઇક માછલો, જાસ્યે તટ અવગાહ. ઈ. ૨૨
મહામછ જ્યારે હો કરે પુંકારો એ ઔષધી તિવાર;
તો સગલા માંહો ઘાલે જીમ હવે મોટો વિવર અપાર. ઇ. ૨૩
મકર મુખથી હો ઇણિ પરિ નીકલી, તું પામે તટસાર
તુજને જીવિતનો હો એ ઉપાય છે, અવર ન કોઈ વિચાર ઇ. ૨૪
નિસુણી સુક મુખથી હો એ પુંસાહસી ભીમ કરી તે વાત.
ખંડ છઠાની હો ઢાલ બીજી થઈ એ જીનહર્ષ કહાત; ઇ. ૨૫

સર્વગાથા. ૯૯ દૂહા.

સિંહલ તટ પામ્યો તુરત, સ્વછ થયો તિણ વાર;
સલિલાશયતરૂ દેખિને, પીધો નીર કુમાર. ૧
વલી લેઈ વીસામો નીસર્યો, કાંઇક દિશિ આશ્રિત્ય;
કિતલા એક ગાઉ ગયો, સમરંતો નિજ કૃત્ય. ૨
આગલી જોગી નિરખીયો, નમસ્કાર તસુ કીધ.
ભીમસેનને સાદરે, જોગી આશિષ દીધ. ૩
તાપસ ભીમ ભણી કહે, કાંઈ ફરે વનમાંહિ;
દીસે દુખીયો નિર્ધની, કહિ તુજને સી ચાહિ. ૪
સાંભલિ વચન ખુસી થયો, પાય નમી કહે તાસ;
મંદભાગ્ય હું સો કહું, કિસી ન પુગે આસ. ૫
મહા દુઃખીમાં હું દુખી, કાર્ય સિદ્ધિ નવ થાઈ;
ભર્યો સરોવર માંહિ મુજ, તિરખા કિમહી ન જાઇ. ૬
તરૂવરલક્ષ ન ફલ લહું, શત નદી નહી નીર;
રત્ન ન લહુ રોહણ ગિરે, મંદ ભાગ્ય દુઃખ સીર. ૭

મુજ ભ્રાતા માતા નહી, પિતા ન કાંતા મુજ;
ઉદર પૂરણા દોહિલી, સ્યાં દુઃખ દાખું તુજ. ૮

**ઢાલ**—કલાલકીને માંરો રાજીંદ મોહીઓહોલાલ. એ દેશી. ૩.

સુરાધિપ માયાવી તાપસ સુણી હો લાલ, તેહનાં દિન વચન્ન;
સુરાધિપ હીયડે વિષ અમૃત મુખે હોલાલ, કહે કપટ ધારિ મન્ન સુ. ૧
મહિમા સુણિ રૈવત તણો હોલાલ, તીરથ ગુણ સંપન્ન; સુ.
મા કરિ વિખવાદ બાલક હોલાલ, ગયો પરા ભવ તુજ. સુ.
હવે દારિદ્ર તાહરો ગયો હોલાલ, જો તું મિલીયો મુજ; સુ. ૨
પર ઉપકાર કરવા ભણી હોલાલ, અમે ફરૂં નીસદીસ; સુ.
પણ સ્વાર્થે ન ફરૂં અમે હોલાલ, ભાખે એમ મુનીસ. સ. ૩
જે હ તપન નિતિ પ્રતિતપે હો લાલ, જલધર આપે નીર; સુ.
જેતી જાત તરૂઅર ફલે હોલાલ, ગો ઝરે અમૃત ખીર સુ. ૪
જે ચંદન તરૂ ઉપજે હોલાલ, મલયાનિલ પાવંત; સુ.
સજ્જન જે પુહવી ભમે હોલાલ, પર ઉપગાર કરંત. સુ. ૫
સિંહલદ્વીપે આવી તું હોલાલ, મુજ કેડે મહાભાગ; સુ.
રતનખાણિથી તુજ ભણી હોલાલ, આપું રત્ન અથાગ, સુ. ૬
ભીમસેન એહવો સુણી હોલાલ, તેણે કેડે જાઈ; સુ.
પ્રાયવેષ રૂષિ તણો હો લાલ અવિશ્વાસ ન જાય.
સતદિનાર સંબલદિયા હો લાલ વાટે ચાલતો તેહ.
આયા કેતલેકે દિને હો લાલ, રતનખાણ નિરખેઈ. સુ. ૭
કાલી ચઉદસને દિનેહો લાલ ખાણિમાંહિ ભીમસેન; સુ.
રત્ન ભણી આકર્ષવા હો લાલ, ઘાત્યો તાપસ તેન. સુ. ૮
રતન લીયા તે પાસેથી હો લાલ, છેદી તાપસ દોર; સુ.
બલિ દેઈ અધિષ્ટાતૃને હો લાલ, રત્ન લેઈગયો ચોર. સુ. ૯

ભીમસેન ભમે હવે હો લાલ, ઉરહોપરહો ષનિમાહિ. સુ.
પુરૂષ એક દિઠો તિહાં હો લાલ, કૃશ અત્યંત પીડાએ. સુ. ૧૦
કૃપાવંત તે ભીમને હો લાલ, દેખી ભાષે એમ; સુ.
ઈહાં અંતક મુખ સારિખો હો લાલ, વછ આયોછે કેમ. સુ. ૧૧
પ્રાઈ તું માહરી પરે હો લાલ, પાપ તપસી તેણિ; સુ.
વિપ્રતાર્યો તુજને સહી હો લાલ, રત્ન તણે લોભેણિ; સુ. ૧૨
તું કહે તેમહીજ વંચીઉ હો લાલ, ભીમસેન કહે ભાય; સુ.
પૂછે હવે તે નર ભણી હો લાલ, કહે નિ ર્ગમન ઉપાય. સુ.મ. ૧૩
ત્યારે તે કહે ભીમને હો લાલ. સુણી જીવીતનો ઉપાય; સુ.
દેવ સ્વર્ગ થકી આવસે હો લાલ, નિજ રતન ઉછવ
કરાય. સુ. ૧૪
ચંદ્રરત્નાભિધ દેવને હો લાલ, અધિષ્ટાતારષવાલ; સુ.
ગીત નૃત્ય ઉપચાર કરે હો લાલ, કરસે પૂજા વિશાલ. સુ.મ. ૧૫
ગીત વિષે ચિત્ત આપીસે હો લાલ, તે સુર કિંકર સાથ સુ.
તું બાહિર ઈમ નીકળે હોલાલ, જીવ્યાં ને બહુ આથ સુ.
ઈમ આસ્વાસી ભીમને હોલાલ, ભાખી વચન રસાલ; સુ.
તે સાથે દિન નિગમ્યો હોલાલ, વાર્તા એ તત્ કાલ, સુ.
હવે પ્રભાત વાજિત્રના હોલાલ, દિવ્ય ધ્વનિ સંભલાત
વિમાને બેસી આવ્યા હોલાલ, કરિવા ઉત્સવ જાત.
તે સાથે દિન નીગમ્યો હો લાલ, વારતાએ તત્કાલ. સુ.મ. ૧૬
મગ્ન ચિત્ત થયો ગાનમે હો લાલ, ખાણુતણો સુર તામ; સુ.
કિંકર સાથે ઉતાવલો હો લાલ, નીસર્યો અવસર પામ. સુ.વ. ૧૭
હવે પ્રભાતે વાજીંત્રના હો લાલ, દિવ્ય ધ્વનિ સંભલાત; સુ.
વિમાને એ બેસી આવીયો હો લાલ, કરવા ઉછવ જાત. સુ.મ. ૧૮
તિહાં કોઇક વ્યવહારીઓ હો લાલ, રહ્યા કરમ કરતાસ. સુ.
હાટ ભર્યો બહુ વસ્તુસો હો લાલ, ધન ભરીયો ઘર જાસ. સુ.મ. ૧૯

અનાચાર ચોરી કરે હો લાલ, પર વંચન હુંસીયાર; સુ.
તેહના ઘરમાં રહ્યો હો લાલ, ભીમસેન તેણિ વાર. સુ.મ. ૨૦
હવે એક દિવસે એ જાણીઓ હો લાલ, ચોર ભણી કોટવાલ; સુ.
સૂલી ભણી લેઈ ચાલીયો હો લાલ, આજ્ઞાએ ભૂપાલ. સુ.મ. ૨૧
ઈશ્વરદત્ત ભીમસેનને હો લાલ, ઉલખીઓ તત્કાલ; સુ.
ઉપગારી જાણી કરી હો લાલ, મૂકાવીયો કૃપાલ. સુ.મ. ૨૨
નાવ ચઢાવી તેહને હો લાલ, કેતલે દિવસે તાસ; સુ.
નિજ પૃથ્વી પુર પુર તિહાં હો લાલ, વાહાણ આવ્યો પાસ. સુ.મ. ૨૩
વાહાણ થકી ઉતારીયો હોલાલ, પંથી દીઠો એક; સુ.
નિજ વૃત્તાંત કહ્યો સહુ હો લાલ, તે આગલિ સુવિવેક. સુ.મ. ૨૪
પૂરી છઠા ખંડની હો લાલ, ત્રીજી થઇ એ ઢાલ; સુ.
નરનારી સુણયો સહુ હો લાલ, છે જીનહર્ષ રસાલ. સુ.મુ.૨૫
સર્વ ગાથા. ૧૦૨.

## દૂહા.

તાસ વૃત્તાંત સુણી કરી, કહે મ કરિ વિખવાદ;
ચાલ્યા રોહણ ગિરિપ્રતિ, ધરતા મન આલ્હાદ. ૧
બે જણ મારગ ચાલતાં, તાપસ આશ્રમ દીઠ;
જટિલ નામ ગરઢો મુનિ, નમ્યા જઈ પગઇઠ. ૨
તેણિ ક્ષણ જાંગલ આવીયો, જટિલ સમીપે શિષ્ય;
નમસ્કાર ગુરૂને કરિ, બેઠો વિનયી દક્ષ. ૩
પૂછયો જાંગલને તદા, અકુટિલ જટિલ મુનીશ;
હવણાં તું વછ આવીયો, કિહાં થકી કહે સીસ. ૪

જાંગલ કહે સ્વામી સુણો, સોરઠમાંહિ મહંત;
શત્રુંજય ગિરિનાર ગિરિ, પૂજ્યા તિહાં ભગવંત. ૫
તે તીરથ છે કેહવો, મુજ મહિમા કહે તાસ;
મનુષ્ય કિમ જાણે કેવલી, જાણે મહિમ પ્રકાશ. ૬
સુખ સગલા બે ભવ તણા, જસુ સેવાથી હોઇ;
વલિ વિશેષ રૈવત તણો, મહિમા અધિકો જોઈ. ૭
કાંતિ કલા કમલા વિમલ, પ્રભુતા ચક્રી સુરપતિ;
આરાધનથી નરલહે, અશોકચંદ્ર જેમ ઝતિ. ૮

**ઢાલ—જીસની એહની દેશી. ૪**

ચંપા નગરી સુરપુરી જાણી, ક્ષત્રી હો ક્ષત્રીપર જીવક વસે;
સુણજો હો વાણી, અશોકચંદ્ર જેહનો અભિધાન, દ્રારિદ્રહો દ્રારિદ્ર ઘરમાં ઉલસે. સુ. ૧
એક અનાથ પુત્રીપરિવાર, ઘરથી હો ઘરથી તે નર ઉભગો; સુ.
નીકલીયો ભમતો પરદેશ, લક્ષ્મી હો લક્ષ્મી વિણુ નહિ કો સગો. સુ. ૨
જૈન તપોધન આગલ દેખી, ચરણે હો ચરણે નમિ તિણિ પૂછીઓ; સુ.
દારિદ્ર દોહગભંગ ઉપાયનું કરૂણા મય તેહને દિયો. સુ. ૩
સાંભલિ વછ મુનિવર કહે તાસ, પ્રાણીહો પ્રાણી પરમાદે કરી; સુ.
કર્મે ભમે ભવમાંહિ સર્વત્ર, સબલોહો સબલો કર્મ મહા અરી. સું. ૪

અન્યથા કર્મ કરી ન સકંત કોઈ હો કોઇ જોરાવર
થઈ; સુ.
બાંધે સ્વાત્મ નિકેવલ તેહ, નિર્ભયહો નિર્ભયકુ
વિકલ્પે કોઇ. સુ. ૫
વિણુ ભોગવીયાં નવ મૂકાય, પ્રાણી હો પ્રાણી કર્મ
પંજર થકી; સુ.
અથવા શુદ્ધ ભાવે ક્ષણુ થાય, રૈવત હો રૈવત ગિરિ
સેવા થકી. સુ. ૬
એહવો સાંભલી ભીમ કુમાર; તિહાં ગયો રૈવત
પર્વતે; સું.
ચિત્ત તણો અભિલાષી, સદ્ ભક્તિ માંડયો હો.
તપ થીર સર્વતે. સુ. ૭
કેટલેક દિવસે પરતક્ષ, અંબા હો અંબા તસુ
પરતક્ષ થઈ; સુ.
દીધો તાસ પારસ પાષાણુ, લોહનો હો લોહનો કંચન
કરિ કહી ગઈ. સુ. ૮
હવે નિજ પુર જઈ રાખ્યા બહુ ભૃત્ય, સેના હો
સેના મેલી અતિ ઘણી; સુ.
અર્થ તણે બલિ લીધો રાજ્ય, સુખીયો હો સુખીયો
પુરનો ધણી. સુ. ૯
એક દિવસે ચિંતે ચિતમાંહિ, ધિગ ધિગ હો
મુજ જીવિત ભણી; સુ.
ધિગધગ મહારો રાજ્ય ભંડાર, ધિગ ધિગ હો
ધિગ ધિગ સહુ સુખ કામિણી, સુ. ૧૦

અંબિકા દેવી તણે સુપસાય, સગલોહો સગલો એહ
ઉપારજ્યો, સુ.
તેહને સમરૂં નહિં કિણ વાર, તેહનોહો તેહનો કીધો
ગુણ ત્યજ્યો. સુ. ૧૧
સંઘતણી સામગ્રી મેલી, હયગય હો હયગયરથ
પાયક ઘણા; સુ.
ચાલ્યો શત્રુંજયની જાત્ર, દેતોહો દેતો દાન સુહામણા. સુ. ૧૨
કેટલેક દિવસ ગયો તેહ, વિમલાહો વિમલાચલ જીન
વર ભણી; સુ.
પૂજી વિધિસું ગયો ગિરનાર, ઈચ્છાહો ઇચ્છા પુરી
આપણી. સુ. ૧૩
ગજપદ કુંડાદિક જલમાંહે; નાઇ હો નાઇ અંગ પવિત્ર
કરી; સુ.
તેણે જલ નવરાવી નેમીસ, પૂજયાહો પૂજયા મન
ઉલટ ધરી. સુ. ૧૪
જગદંબા અંબા બહુ ભકિત, પૂજી હો પૂજી આદર
સું તિહાં; સુ,
ચિંત્તે ચિત્તમાં તે વિરકત, હું કિહાંહો હું કિહાં
એકહો સુખકોહાં. સુ. ૧૫
વરસ તીનસે મનુષ્યનો રાજ્ય, કીધોહો કીધો દેવતણી
પરે; સુ.
માતા અંબાતણે પ્રસાદે, કુમણાહો કુમણા ન રહી
માહરે. સુ. ૧૬

તો હવે શ્રીનેમિસર પાય સરણેહો સરણે થાપો માહરે; સુ,
પુત્રા ણી આપું એ રાજ્ય, ઈણપરેહો ઈણપરે મન ચિંતન
કરે; સુ. ૧૭

યાત્રા કરી આવ્યો નૃપ ગેહ, સુતનેહો સુતને રાજ્ય
સમર્પિયો; સુ.
વ્રત લીયો શુભ ધ્યાન વસેણ, અવિચલહો અવિચલ
સુખ સુરપુર લીયો. સુ. ૧૮

પ્રત્યક્ષ નયને દીઠો મેં એહ ભગવંત હો ભગવંતનું આગ
લિ કહયો, સુ.
તે માટે જાણું મહી તીરથ એહ સહુ સુખહો સહુ સુખ
દાયક સદ્દહ્યા. સુ. ૧૯

નિશ્રેદાને પુરૂષ પ્રધાન, તીરથહો તીરથની સેવા લહી; સુ.
ઈણ ભવ પામે સર્વ સંપતિ, પરભવહો પરભવ
મુગતિ લહે સહી. સુ. ૨૦

ભમતાં પંખી પણ આકાશ, છાયા હો છાયા ફરસે
જેહની; સુ.
કુગતિ ન પામે જે રહે પાસ, વાર્ત્તા હો વાર્ત્તા
સી કહો તેહની. સુ. ૨૧

જાંગલના મુખથી સુણી એમ, મહિમા હો મહિમા
રૈવત ગિરિતણો; સુ.
મઠવાસી સહુ તાપસ તામ, પામ્યા હો પામ્યા
હર્ષ સાતા ઘણો; સુ. ૨૨

વૈદેશિક નરસું ભીમસેન, તીરથ હો તીર્થ મહિમા
સાંભલી;
ચાલ્યા રોહણ હો રોહણ ભણી તત્કાલ, મનમાં
હો ધરતાં રલી. સુ. ૨૩
બહુ મારગ ઉલંઘી શીઘ્ર, રોહણ હો રોહણ
ગિરિવર પામીઓ; સુ.
પર્વત નાયક પૂજ્યો તામ, બહુપરિ હો બહુ પરિ
બલિબાકુલ કીયો. સુ. ૨૪
સીસ નમાવી બે કર જોડી, વંછિત હો વંછિત
પૂરો એમ કહી. સુ.
એ જીનહર્ષ ચોથી થઇ ઢાલ, છઠા હો છઠા ખંડ
તણી સહી. સુ. ૨૫

સર્વગાથા, ૧૩૫.

દૂહા.

ખાણિ તિહાં આવી કરી, કરતા મુખહા દેવ;
તુરત પ્રહાર દીધો તેણે, નિષ્ફલ થયો નૈવ. ૧
અનર્ઘ્ય રતન બે પામીયા, ભીમસેન તત્ કાલ;
બે લેઇને ચાલીયો, એ દેઈ ભૂપાલ. ૨
વારિધિમાંહિ ચાલતાં, પોતસ્થિત નિશિચંદ;
દેખી રત્ન હાથે ગ્રહી, બે સમ જોવે મઇ મંદ. ૩
ભીમ ઘણે કષ્ટે કરી, પામ્યો હું તો રતન્ન;
કરથી પાડયો સમુદ્રમાં, ભાગ્ય વિના થયો ખિન્ન. ૪
હાહા દૈવ એ સું કીયો, રત્ન હર્યો તેં મુજ;
જીવિત કાંઈ હર્યો નહિં, સો કહે દાખું તુજ. ૫

ધિગ જીવિત એ માહરો, ધિગ જનમ માનુષ્ય;
ધિગ દૈવ વિલવે ઇસ્યું, મૂછિંત પડે પ્રત્યક્ષ. ૬
તુમુલ રાવ તેહના સુણી, નાવક નર મિલીયાહ;
સીત વાઉ વીજી કરી, મૂર્છા ભંગ કીયાહ. ૭
લહી તામ તિણુ ચેતના, તેહને ભાષે એમ;
પડયો રત્ન મુજ જલધિમાં, નો રાખો જોઉ તેમ. ૮
મિત્ર જેહ દેસાંતરી, તેણે પ્રતિબોધ્યો તાસ;
કિહાં રત્ન કિહાં જલધિનો, મકરિ હવે વિખાસ. ૯

**ઢાલ**—આઈ ધન સુપનતું ધન જીવી તોરી આસ એહની ૫

હવે સોગ મ કરિ બાંધવ ધીરજ ભજી ચિત્ત, તુજ રતન ઘણાહી થાસે જો હું મિત્ત;
અથવાલ્યે માહરો રતન એહ ગુણવંત, રૈવત ગિરિછે અદ્યાપિ પૂરવસેં ખંત. ૧
એહવું સુણી મિત્ર વચન ધીરજ મન આણી, સાયર ઉલ્લંઘો પામ્યો તટ કહે વાણી;
ચાલો હવે જઇએ રૈવત ગિરિ ભેટવા, એ જણુ ચાલ્યા નિજ ભાવથી દુઃખ મેટવા. ૨ ૨
પથી ચાલતાં રત્ન સંબલ ચોરે લીધો, ન ટલે પૂર્વ કૃત કર્મ અશુભ જે કીધો;
પુલીયા સંબલ વિણુ વસન વિના નિરાહાર, આગલી જાતાં પંથી દિઠો એક અણુગાર. ૩
બહુ ભક્તિસું ભાવસુ નમિયા મુનિવર પાય, સમતા સાગર નિરખી નિર્મલ કાય;

કર જોડી ભાખે પોતાનો વિરતંત, અમને દારિદ્રિ
મુનિ જાણો હિતવંત. ૪
મરિવું વાંછું અમે કરિ હુવે જંપાપાત, દુઃખ
ખમ્યો નજાય
કરસું આત્મઘાત, જેમ જીવ વિના કાય;
સરોવર વિણુ તીર, જેમ તેજ વિના શશિ
ગોવિણુજેમ ખીર. ૫
સંસ્કૃત વિણુ વાણું જેમ, મુનિવર વિણુ જ્ઞાન;
ઘર જેમ ગૃહિણી વિણુ, કંઠ વિના જેમ ગાન.
દોષાકર વિણુ દોષા, વય વિણુ જેમ શૃંગાર;
પ્રતિમા વિણુ દેવલ, ધારાધર વિણુવાર. ૬
સેનાવિણુ નાયક, પુત્ર વિના ઘર જેમ;
ધન દાન વિના તેજ, મિત્ર વિના જેમ પ્રેમ.
જેમ ધર્મ દયા વિણુ, વચન સત્ય વિણુ જેમ;
મુખ નયણુ વિના, મુનિ દ્રવ્ય વિના નર તેમ. ૭
એહુવા સવિષાદ વચન સાંભલિય મુનિરાય;
કરૂણા આણી તેહને કહે વચન સુભાય.
પરભવ તમે ધર્મ, ન કીયો ન દીધો દાન;
નિરદ્રવ્ય થયા તેણે, મકરો ખેદ નિદાન. ૮
ઉત્તમ કુળ જનમ, નીરોગ સોભાગ અપાર;
અદભૂત સુખ લક્ષ્મી વિદ્યા રિધ્યા(હૃધ્યા) નાર.
માતંગ તુરંગમ, સેવકનો નહી કોઈ પાર;
ચક્રી શક્રેશલહે નરભવ ધર્મથી સાર. ૯

તે માટે એણુગિરિ, પ્રાણુત્યાગ મ કરેસો;
રૈવતગિરિ જાઉ તિહાં, સંપાત્ત લહેસો;
ભીમસેન પૂરવે તેં, મુનિને પીડા દીધ;
અષ્ટાદશ ઘટિકા, તેહનાં એ ફલ લીધ. ૧૦
આરાધી જૈન વિરાધી જેમુનિ કોઈ
લહે કષ્ટ વિરાધ્યા આરાધ્યા સુખ હોઇ.
હુવે આગલિ તુજને ભદ્ર હુસે નિસ્સંદેહ;
ગયો અશુભ કાલ, ન કરો દુઃખ મનમેં એહ. ૧૧
એહવો થાઇસજીન, મંડિત ભુમિ કરેસિ;
પુણ્યવંત શિરોમણી, પુણ્ય ભંડાર ભરેસિ.
તુજ સરિખો નર કોઈ ન હુએ ઇણિ સંસાર;
તુજથી બહુ લોક ભણી થાશે ઉપગાર. ૧૨
મુનિ વયણ સુણી વૈ,—દેશીક મિત્ર સંઘાત;
મુનિ ચરણે લાગી ચલ્યા, કરવા ગિરિ જાત.
ગયા રૈવત ભીમ અનુજ જીન મંદિર ભાલ;
લીધી આરાત્રિક સંઘ અમાત્ય ભુપાલ. ૧૩
કીધી આરાત્રિક ભીમતણી ઉપલક્ષ;
સચિવાદિકને કહે એ દિશે જોવો દક્ષ.
અવલોકય અમાત્ય વદે એ રાજન્ એ હોઈ;
ભીમસેન સચરસું આવ્યા પ્રતિ દિશ જોઈ. ૧૪
એતલે સહુ ઉઠયા રાજા હર્ષ સંજાત;
ભીમસેન ભણી મલીયો ઉલ્લસીયો ગાત.
ભીમ પણ મલીયો ભાઇને, ઘણે ઉછાહ;
નયણે આંસુ છુટા મિટિયો તન દાહ. ૧૫

હવે અનુજ કહે અગ્રજને હિત સુ આમ;
આમ બાંધવ તુજને નવિ લોકયો તે નહિ ઠામ.
એ તાહરો રાજ્યવિના તુજ મેં રખવાલ્યો;
હવે લ્યો સંભાલી બહુ દિવસ ભાલ્યો. ૧૬
ઈણુપરે વિનયોકતે, મન થયો હર્ષ અપાર;
ભીમસેન રાજ્યનો કીયો અંગીકાર.
નિર્મલ જલ સ્નાન કરી હૈડે ધરી ભાવ;
જિન પૂજ્યા આરાત્રિક ભવજલ નિધિ નાવ. ૧૭
અઠાહિ પ્રતિ દિન ઉછવ નવ નવ સાર;
નેમીશ્વર પૂજ્યા અનુજ સહિત તેણિવાર.
જીનનાયક પૂજી પ્રણમી વલ્યા સ્વદેશ;
નિજનયરે આવ્યા સાથે સંઘ નરેસ. ૧૮
પુરલોકે ઉછવકીધ સુલક્ષણ દેખિ;
નિજ નગરીમાંહિ પ્રવેશ કીયો સુવિશેષ.
પુર સ્ત્રી મુકતાફલસું ભીમસેન વધાવે;
સેઠ લોક સહુ લોક મિલવાને આવે (ભાવે)સનમુખઆવે. ૧૯
વસ્ત્ર દ્રવિણ તુરંગતાંબૂલાદિકે દેઈ;
સનમાની લોક વિસર્જ્યા ગયા હર્ષે,
કુલદેવ નમી જીમ્યા બાંધવ સંઘાત,
દરબારે બેઠો આવી નરપતિ સાથ. ૨૦
ભીમસેન નરેસ ધરમકો સસનેહ;
લ્યે અર્થ અલોભાર્થે સમતાસું તેહ.
છઠા ખંડની જીનહર્ષ પંચમી ઢાલ;
સુખસું ન્યાયે પાલે નિજ રાજ ભૂપાલ. ૨૧

સર્વગાથા, ૧૫૫,

## દુહા.

ચોર તણી નહી વારતા, પુરજન પીડન કાંઇ;
નિજનિજ ધર્મ કરે સહુ, સહુ થયો સુખદાઈ. ૧
માતપિતા માર્યા હુતા, તેહનો શોક અપાર;
જીનમંડિત પુહવી કરી, તેહનો પાપ સંભાર. ૨
દુઃખ ભાંજે દુખીયાતણા, વિધિ પૂજે ગુરૂદેવ;
રાજ્ય કરે પણ મન ડરે, દુર્ગતિથી તે નિતમેવ. ૩
નિજ અનુજને આપીયો, યુવરાજાપદ રાય;
મિત્ર જેહ દેશાંતરી, કીધો ભંડારી ન્યાય. ૪
બહિર્ઉદ્યાને અન્યદા, જિન પૂજન ગયો રાય;
ખેચર દેખી પૂછીયો, કિહાંથી આયો ભાય. ૫
તે કહે સાંભલ રાજવી, શત્રુંજય ગિરિનાર;
નમસ્કરીજીનવર ભણી, ઇહાં આવ્યો ઇણિવાર. ૬
તેહનાં વચન સુણી કરી, રૈવતજીન સંભાર;
ધિગજનમ એમ ચિંતવે, વીસાર્યો ઉપગાર. ૭
રાજ્યઅનુજ જયસેનને, દેઇ ભીમ નરિંદ;
રિદ્ધિયુક્ત પરિવારસું, ચાલ્યો ધરિ આણંદ. ૮

**ઢાલ**—હરિણી જવ ચરે લલના, એ દેશી ૬.

અનુક્રમેશત્રુંજય જઈસુમને,મનેહોપૂજયાઆદિજીણંદ;
સુરવર સાંભલો,
સુમને અષ્ટાન્હિકા ઓચ્છવ કરી, સુમને, સુમને હો
ગયા ગિરિનાર ગિરિંદ. ૧

સુરવર. સુમ. આ.

કેશન ચંદન ઘનસારસુ, સુ. નેમિસર ભગવંત; સુ.
વિવિધ કુસુમ લેઇ કરી, સુ. પૂજ્યા ભાવ અનંત. સુ. ૨
દાન સીયલ તપ ભાવના, સુ. ભેદે વછર ચ્યાર; સુ.
રાજાયે તિહાં અતિક્રમ્યા, સુ. દેતાં દાન અપાર. સુ. ૩
જ્ઞાન ચંદ્ર મુનિવર કન્હે, સુ. દીક્ષા લીધી રાય; સુ.
કરે તપસ્યા આકરી, સુ. ભીમયતી નિરમાય. સુ. ૪
પહેલી પાપ કીયા ઇસ્યા, સુ. રૈવત ગિરિગુણ ગેહ; સુ.
કેવલ લહિ દિન આઠમે, સુ. મુગતે જાસ્યે તેહ. સુ. ૫
એ ગિરિનો મહાતમ ઈસ્યો, સુ. મહાપાતક કરતાર; સુ.
મહાકષ્ટાદિકરોગીયા, સુ. સુખે સેવ્યાં ગિરનાર. સું. ૬
ધન અભિલાષી ધન લહે, સુ. સુખ અભિલાષિ સુખ; સુ.
રાજ્ય લહે રાજ્યારથી, સુ. ન હુવે કદીએ દુઃખ. સુ. ૭
પોતેશ્રી નેમીશ્વરે, સુ. આશ્રિત તિરથ એહ; સુ.
બીજો કુણ સેવે નહિ, સુ. પાતક હર્ત્તા જેહ. સુ. ૮
માંહેંદ્ર ઇંદ્રથી સાંભલિ, સુ. ભક્તિવંત સહુ દેવ, સુ.
સુવિધે જીનવર પૂજીને, સુ. ગયા નિજ નિજકલ્પેવ. સુ. ૯
ઇણુપરે ઇહાં મુનિવર ઘણા, સુ. સયલખપાવીકર્મ; સુ.
મુકતેં સુરેશ્વર તે ગયા, સુ. પામ્યા અવિચલ શર્મ. સુ. ૧૦
વલી ઈણિ અવસર્પિણી વિષે, સુ. રૈવતગિરિ શ્રૃંગાર; સુ.
હવે પૂર્વે સંક્ષેપથી, સુ. વંશ કહું આધકાર, સુ. ૧૧
આગર પુરૂષ રતનતણો, સુ. અનેક પર્વધર સંત; સુ.
કલ્યાણ નિકષ સરિખો કહ્યા, એ હરિવંશ જયવંત. સુ. ૧૨

ઈણિહીજ ભરત વિરાજતી, પુરી કૌશાંબી નામ; સુ.
ઉંચા મંદિર માલીયા, સુ. સોભિત વન આરામ. સુ. ૧૩
લોક સહુ સુખીયા વસે, સુ. જીહાં અહમિંદ્ર સમાન;
શ્રી જીન આણ વિભૂષિતા, સુ. લાલસ ધર્મ પ્રધાન. સુ. ૧૪
તિણિનગરી નૃપ શુભમતી, શુ. પંડિત માનસ હંસ, સુ.
સુમુપર શુદ્ધ પક્ષ બે, શુ. નિર્મલ જેહનો વંશ. સુ. ૧૫
વયરીમાંહિ વયરી જેસો, શું. વિદુષમાહે વિદ્વાન; સુ.
રૂપવંત રૂપવંતમાં, શુ. ધર્મીમાં ધરમવાન. સુ. ૧૬
વીતરાગ જશુ ચિત્તમાં, શુ. વિશેષરાગી જેમ; સુ.
મુનિ આસ્થાન લહો જીહાં, શું. તદ્ગુણ રંજીત તેમ. સુ. ૧૭
ઐશ્વર્ય પાલે વિશ્વમાં, શુ. વિશ્વભણી શુખકાર; સુ.
રાજારાજે નિજ ગુણે, શુ. વિશ્વ તણો આધાર. સુ. ૧૮
વસંત સમય આવ્યો અન્યદા,શુ.વિકસ્યાપલ્લવ ફલફુલ; સુ.
પસરી બહુ સુગંધતા, શુ. શીતલ પવન અમૂલ. સુ. ૧૯
રમવા ચાલ્યો રાજવી, શુ. બહુ મહિલા પરિવાર; સુ.
જાતાં દીઠી મારગે, શુ. કાંઈક શુંદર નાર. સુ. ૨૦
પીનોન્નત કુચ જેહના, શુ. ભારે નમતી જેહ; સુ.
મુખરાકા પતિ સારિખો, સુ. નાશા દીપક રેહ. સુ. ૨૧
નયણ યુગલ પંકજ જિસા. સુ. ભ્રુ ભ્રમર ઉપમાન, સુ.
કરપદ કમલ વિરાજતા, સુ. કાયા સોવનવાન. સુ. ૨૨
મનમથ બાણે વીંધીયો, સુ. થયો વિસંસ્થુલ રાય; સુ.
તે નારી દેખી કરી, સુ. કરે વિકલ્પ ઉપાય. સુ. ૨૩
દેવી દિવ્ય જીપીધરા સુ. સ્યુજીપણ આવી એહ; સુ.
અથવા પુણ્યપુન્યવંત ને, સું. હરિઆણી છે એહ. સુ. ૨૪

ધન્ય જેહને ઘરે એ હુસ્યે, સુ. કરસે ભોગ વિલાસ; સુ.
છઠી છઠા ખંડની, સુ. ઢંલ થઇ એ ખાસ. સુ. ૨૫
સર્વગાથા ૧૮૮,

## દૂહા.

ચિંતવતાં એમ રાયને, કરતાં સોચ તિવાર;
ભાવ જાણી રાજા તણો, સચિવ કહે તેણિ વાર. ૧
સ્વામી ચાલો ઉતાવલા, હવે વિલંબો કેમ;
ક્રીડાકરણ વસંતની, ધરતાં મનમાં પ્રેમ. ૨
ભિન્ન ઉક્તિ એમ ચિંતવી, મન મૂકી તિણી પાસ;
વક્ર ગ્રીવાએ જોવતો, તિહાંથી ચાલ્યો ઉદાસ. ૩
રતિ પામે નહિ મધુ વિષે, વધૂલોક રતિ નાંહિ;
બફુલ્લ કમલ વિકસિત વિષે, રતિ નહી વાપીમાંહિ. ૪
નાટિક ન ગમે જોવતાં, વનશ્રી લાગે દીન;
ક્યાંહી રતિ પામે નહિં, ઉછલે જલ જીમ મીન. ૫
આગલિ પાછલી પાખતી, શલ્યાકાનન ગેહ;
નષ્ટેંદ્રીય હુઆ અપર, જીહાં તિહાં દેખે તેહ. ૬
સચિવ સુમતિ નામે તદા, તેહવો ભૂપતિ દેખી;
જાણે ભાવ અજાણતો; ભાષે વચન વિશેષ. ૭
સહુ તમારી આગન્યા, માને છે મહારાય;
તૃણ પરિ શત્રુ નમાવીયા, તેપણ સેવે પાય. ૮
મૂર્ત્તિવંત લક્ષ્મી સદા, વસે તુમારે ગેહ;
કારણ કોઇ દેખું નહિ, ચિંતા થાયે જેહ. ૯
કાંઇ વિષાદ કરો પ્રભો, કાંઇ નાંખો નિસાસ;
વાત કિસી મનમેં હુવે, મુજને તેહ પ્રકાશ. ૧૦

સચિવ ગિરા સાંભલી ઇસી, કહે નાંખી નીસાસ;
જાણુઅજાણુ થયો કિસું, પૂછેછે મુજ પાસ. ૧૧

**ઢાલ**–મરૂરેસું હાવાનયણાંને થારે નયણે લાગી પ્રીતિવાલા; એ દેશી;

આજે ઇહાં કિણી આવતાં, રતિઅરતિ તણી દાતાર, મુહુંતા
સહુ સ્ત્રીરૂપ લૂંટી લીયો, કાંઇક દીઠી નાર. મુ. ૧
નારી ઇસી મનમાં વસી, જાણે ઉર્વસી અવતાર, મુ.
નાગકુમારી કિન્નરી, જે આગલ ગઈ સહુ હાર. મુ. ના. ૨
તીખે નિજ નયણ શરે તિણે, માહરોમન કાપા લીધ; મુ.
ગત ચેતન તિણે હુ થયો, મુજ એ અવસ્થા દીધ. મુ. ના. ૩
સચિવ સુણી કાંઇક હસી, નિજ રાય પ્રતે કહે એમ; રાજા
હું પણ જાણું છું પ્રભુ સહુ, તુમને દુઃખ દીધો જેહ. રા. ના. ૪
ભાર્યા વીર કુવિંદની, બાલા વનમાલા નામ; રા.
તુજસું પણ તે મોહ થકી, જાય છે આપણે ગેહ. રા. ના. ૫
રાજા સુણી વચન ખુસી થયો, તસુ પૂંઠે દેઈ હાથ; રા.
પરિવાર સહુ લેઇ કરી, નિજ વેશ્મ આયો નરનાથ. રા. ના. ૬
સચિવ વિમાસી એહવું, નિશ્ચય કર્યો એ ઉપાય; રા.
આત્રેયિકા નામેં યોગિણી, મૂકી તેહને સમજાય. રા. ના. ૭
બુદ્ધિવંત ઉપાય જાણે ઘણા, તાપસણી ગઇ
તસુ ગેહ; રા.
કીધી વનમાલાએ વંદના, આસીસ દેઇ કહે તેહ. રા. ના. ૮
ઘર્મમ્લાન મૃણાલીની પરે, દિન ચંદ્રકલા ઉપમાન; રા.
વનદાધીરંભા જેહવી, વછે કેમ દીસે વાન. રા. ના. ૯
વિશ્વાસ કરી તેહનો હવે, ભાખે નાંખી
નિશ્વાસ; માતા.

દુઃપ્રાપ અર્થ વાંછા પીડી, સું કહું પહોંચે નહિં આસ. માતા. ના. ૧૦
નગરીપતિ પતિ નહી માહરે, જાણે જંગમ
કામ સમાન; માતા;
મારગ જાતાં નિરખીયો, હૈયડે વસી રહ્યો
રાજાન, માતા. નરપતિ મુજ મનમાં વસ્યો. ૧૧
કિહાં એ સતકુલનો રાજવી, હું કિહાં કહોને હિણ
જાતિ; માતા.
હા વિષમાગતિ દૈવની, કેહી કહીયે વાત. માતા. ન. ૧૨
ઇષ્ટજન પ્રાપ્તિ દોહિલી, એતો નિકૃપ પીડે કામ; માતા.
હું સહુમાંહિ અભાગિણી, હવે મરણ શરણ
વિશ્રામ. માતા. ન. ૧૩
વલતી યોગિણી એમ કહે, પુત્રીતું મ કરિ વિષાદ; માતા.
કરસું મંત્ર યંત્રે કરી, ઉપજાવસે તુજ આલ્હાદ. માતા. ન. ૧૪
દેઈ એમ તાસ આસાસના, મુંહુતા ઘરે યોગિણી આઈ;
માતા.
કારજ સિદ્ધિ થયો કહે, સાંભલિ મનહરષિત થાય.
માતા. ન. ૧૫
લેઈ આવી તે યોગિણી, મંત્રીસ્વર છાને તાસ; રા.
અંતેઉર લેઈ ધરી, રાણી રાજાને પાસ. રા. ના. ૧૬
પટરાણી રાજા કરી, જ્યોત્સ્ના રાકાપતિ જેમ; રા.
કાયાછાયાની પરે, બે જણ મન મિલીયા તેમ. રા. ના. ૧૭
તે નારી સાથે ઉદ્યાનમેં, વાપી સરિતા ગિરિશ્રૃંગ; રા.
રાત દિવસ રાજા રમે, ક્ષણ એક ન મેલે સંગ. રા. ના. ૧૮
વીર કુવિંદ થયો હવે વનમાલા તણે વિયોગ; વાલ્હી.

ભૂતાવિષ્ટ તણીપરે, ગહિલો થયો મન ધરે સોગ. વા.
નારી તું મુજ મનવસી ના. ૧૯
ભૂખ તૃષા નિદ્રા નહિ, છાયા આતપ ન સુહાઈ; વા.
ઘરમાંહે જનતા માંહે, વિરહી રતિ કિહાં ન લહાઈ. વા. ના. ૨૦
મલસું આલિપ્ત કાયા થઈ, પહિરણ જીરણ તનવાસ; વા.
માટી ખપ્પર હાથે ગ્રહ્યો એમ ઘરઘરે ફિરે ઉદાસ. વા. ના. ૨૧
બાલ મસ્તકના વિખર્યા, સહુ અંગ થયો વિદરંગ; વા.
પામર લોકે વીંટીયો, સન્નિક હુયો એકંગ; વા. ના. ૨૨
હા વનમાલા કૃષોદરી, હાહા સુલોચના નાર; વા.
ગઈ કિહાં મુજ મૂકિને, દેઈ પ્રત્યુત્તર ઠાર. વા. ના. ૨૩
બાલક તાસ કેડે પડે, થાઈ કોલાહલ જોર; વા.
નૃપગૃહ બેઠે સાંભલ્યો, શ્રવણે અપ્રિય અતિસોર. વા. ના. ૨૪
સાતમી છઠા ખંડની પૂરી થઇ એ ઢાલ; વા.
કહે જીનહર્ષ એ આકરી, વિરહ મહા દુઃખ જાલ. વા. ના. ૨૫
સર્વગાથા. ૨૨૭.

## દૂહા.

એહસું એહવું જાણવા, વનમાલાસું રાય,
કૌતક ઉત્કુલ્લ લોચને, જોવે ઉંચો આય. ૧
વિકૃતાકાર તે વીરને, ધૂલિધૂસર સર્વાંગ;
નષ્ટ ચેતના દેખીને, રાય રાણી મન ભંગ. ૨
નિર્ઘૃણ સૈનિકની પરે, કર્મ નીચ કીયો એહ;
વંચ્યો અમ્હે કુશીલીએ, એહને વિશ્વાસેહ. ૩
ધિગ વિષય લંપટ ભણી, અવિવેકી ધૂરિ રેહ;
નરકે પણ થાનક નહીં, મુજને નહિ સંદેહ. ૪

શ્રી જીન ધર્મ અહોનિશા, સુણે આચરે જેહ;
જે ઉપગારી વિશ્વના, નિતિ વંદીજે તેહ. ૫
એમ નિજ નિંદા નૃપ કરે, ધરમી તણી પ્રસંસ;
પડી વીજલી તેતલે, થયો પ્રાણ વિધ્વંસ. ૬
શુભ ધ્યાને તે બે મૂઆ, માંહોમાંહી સનેહ;
હરિવર્ષ ક્ષેત્રે ઉપના, યુગલરૂપ ગુણગેહ. ૭
હરિહરિણી દીધો ઇસો, માતપિતા અભિધાન;
પ્રાગજનમ જીમ દંપતી, થયા સુપ્રેમ પ્રધાન. ૮

**ઢાલ**—ધારિણીમનાવેરે મેઘકુમારનેરે', એ દેશી.

કલ્પદ્રુમ દશ વિધિનાં પૂરવેરે, મનવંછિત સહુ કામ;
સુખે રહે તિહાં કિણસુરની પરેરે, સુખ વિલસે અભિરામ. ૧
ફોકટ વૈર ન કિણિસું કીજીયેરે, ઇહ પરભવ
દુઃખ હોઇ;
રિણને વેર પુરાતન નવ હુવેરે, હરિહરિણીપરે જોઇ. ફે।. ૨
વિદ્યુત્ પાતે તે બે જણ મૂવારે, વનમાલા નરરાય;
કરે અજ્ઞાન મહા તપ આકરોરે, વીર કુવિંદ
નિજ કાય. ફે।. ૩
મરી સૌધર્મેરે કલ્પે ઉપનોરે, તે થયો કિલ્વિષ દેવ;
અવધે દીઠારે નિજ ભવ પાછિલોરે,હરિહરિણી નિરખેવિ. ફે।. ૪
ઉલસ્યો ત્યારેરે ઉગ્રરોષ તેહનેરે, લોચન કરી વિકરાલ;
ભીષણ ભૃકુટીરે ભાલ ચઢાવીનેરે, હરિવર્ષ ગયો
તત્કાલ. ફે।. ૫
એહવું વિચારેરે મનમાં દેવતારે, ઇહાં જો મારૂં
એહ, સ્વર્ગે જાસેરે–

અવસ્ય મરી કરીરે, ક્ષેત્ર પ્રભાવ ગુણ ગેહ. ફે૦ ૬
દુર્ગતિ જાયેરે દુઃખ પામે ઘણારે, પામે મરણ અકાલ;
ઇહાંથી લેઈજાઉંરે અન્ય થાનકેરે, પૂર્વજનમનાં સાલ; ફે૦ ૭
ચિંતવી એહવુંરે તેહને દેવતારે, સુરતરૂ સહિત વિનાણ;
ઇણહીજ ભરતેરે બેને મૂકીયારે, ચંપા નયરીઆણ. ફે૦ ૮
હવે પ્રભુ પહેલાંરે વૃષભ જિણેસરનોરે, સુત બાહુબલ બલવંત;
અંગજ તેહનોરે સોમયશા થયોરે, કુલદીપક મતિમંત. ફે૦ ૯
તેહના વંશેરે જે રાજા થયારે, સોમવંશી ઇક્ષ્વાક;
શ્રેયાંસપાટેરે સોમયશા તણેરે, કુમતિ વિદારણ છાક. ફે૦ ૧૦
સાર્વભૂમ નૃપરે સુભુમનરેસરૂરે, સુઘોષ ઘોષવર્દ્ધનરાય;
મહાનંદીરે સુનંદી ભૂપતિરે, સર્વભદ્ર શુભંકર ન્યાય. ફે૦ ૧૧
એમ અસંખ્યાતારે અનુક્રમે શિવ ગયારે, કેઈક ગયા સુરલોક;
ચંદ્રકીર્ત્તિ કેડેરે થયો અપુત્રીયોરે, સ્વર્ગે ગયો નહી શોક. ફે૦ ૧૨
રાજ્ય દેવાનેરે કાજે ચિંતવેરે, મંત્રી લોક ઉપાય;
અંતરિક્ષ વાણીરે કીધી તેતલેરે, તેણે નાકી તિહાંઆય. ફે૦ ૧૩
અહોર લોકો કેમ ચિંતા કરોરે, તુમને આપું હું રાય;
ભાગ્યતુમારેરે એ સ્વામી હુસેરે, અરિ સહુ નમસે પાય. ફે૦ ૧૪
કલ્પદ્રુમ ફૂલ સાથે એહનેરે, ખવરાવો મદ્યમાંસ;
સ્વેચ્છાચારીરે અન્યાયી કરોરે, કરો સુમતિનો ભ્રંસ. ફે૦ ૧૫

એહવી શીખ્યારે દીધી લોકનેરે, અલ્પાયુષ્યકરી તાસ;
શત ધનુષ કીધીરે કાયા તેહનીરે,સુરગયો નિજઆવાસ. ફો. ૧૬
સામંત મંત્રીરે પ્રીતિ ધરી કરીરે, મંગલ રવ ઉચ્ચાર;
તીરથનીરેરે અભિષેક રાજ્યનોરે,કીયો હરિનૃપનો સાર. ફો. ૧૭
તીરથ શ્રી શીતલ સ્વામી તણેરે, હરિરાજા થયો તેહ;
હરિવંશ થયોરે તે રાજા થકીરે, અનેક પર્વ ધર જેહ. ફો. ૧૮
વસુધા સાધીરે હરિ રાજા સહુરે, અબ્ધિમેખલા સીમ;
કન્યા રાજાની પરણી બહુરે, જેહની નહી કોઈ નીમ. ફો. ૧૯
કેતલે કાલેરે હરિ હરીણી તણેરે, આવ્યો અંગજ એક;
પૃથુલોરસ્થલ પૃથ્વીપતિ ઇસોરે, નામ દીયો સુવિવેક. ફો. ૨૦
હરિહરિણીસુંરે મરી નરકે ગયોરે, અર્જીત પાપ અનેક;
અંગજ તેહનોરે પૃથ્વીપતિ થયોરે, પૃથ્વીપતિ અતિરેક ફો. ૨૧
રાજ્ય પાલીનેરે બહુ વરસાં લગેરે, મહાગિરિ થાપ્યો રાજ;
ચારિત્ર લેઇરે પોતે તપ તપીરે, સુર થયો સીધો કાજ. ફો. ૨૨
હિમગિરિ તેહનોરે સુત થયો દીપતોરે તેહનો વસુ ગિરિરાય;
ગિરિ થયો રાજારે મિત્રગિરિ તેહનોરે, સુત સુયશા કહેવાય. ફો. ૨૩
એ સહુ રાજારે થયા ત્રિખંડનારે, સંઘાધિપ સહુ રાય;
ઇણ સોમવંશેરે એ થયા રાજવીરે, સેવે એ પ્રભુજીના પાય. ફો. ૨૪

શ્રી જીનધર્મ ધુરા ધારણ ભણીરે, એ સહુ ધોરી બલવંત;
છઠે ખંડેરે ઢાલ થઈ આઠમીરે, કવિજન હર્ષ કહંત. ફો. ૨૫
સર્વ ગાથા, ૨૫૮.

## દૂહા.

હરિવંસેં રાજા થયા, એમ અનુક્રમે અસંખ્યાત;
કેઈ નિર્વાણ ગયા તપે, કેઈ સ્વર્ગ વિખ્યાત. ૧
વંશ વિસ્તાર પ્રસંગથી, સુવ્રત જીનનો હેવ;
પંચપરવાભિરામશ્રિ ચરિત કહું સંખેવ. ૨
ઈણહીજ ભરત સુક્ષેત્રમાં, મગધ દેશ સશ્રીક;
રાજગ્રહ નામે નગર, સ્વસ્તિક ભુવિ તહતીક. ૩
મેરૂ તણા જાણે આણીયા, શ્રૃંગ કનકના પુંજ;
ઘર ૨ જીહાં દીસે ઘણા, દારિદ્ર તસ્કર ગંજ. ૪
તીરથ ભૂત જીહાં ચૈત્ય બહુ, ભવ્યસત્વ ધર્મીણ;
મુનિને પણ થયો માનવા, યોગ્ય સદા પુર લીણ. ૫
હુઓ હરિવંશને વિષે, મુકતામણિ ઉપમાન;
તત્રોગ્રતેજે મિત્રસમ, સુમિત્ર રાય અભિરામ. ૬
વિનયે કરી પ્રબલે કરી, સૌભાગ્યે કરિ રાય;
વિદુષ વિદ્વિષ સ્ત્રી તણે, મનમેં વસીયો આય. ૭
પદ્માદેવી જંગમા, પદ્માદેવી નામ;
અર્દ્ધ અંગ વલી રાજ્ય તસુ, સોભાકારી ધામ. ૮
પ્રગુણ શિલાદિક નિર્મલા, બાહ્યાભ્યંતર જેહ;
સોભાવે નિજ આતમા, જીમ આભરણે દેહ. ૯

**ઢાલ**-કેસરીયો સાલુ મ્હને, મોલ લ્યાજોજી એ દેશી;
હવે પ્રાણુત સુર લોકથીજી, કરિ આયુર્ભવ પારજી;
મુનિ સુવ્રતજીનની વાત સુણજોજી,પ્રભુ શ્રાવણરાકા દિનેજી;
તસુ કુખે અવતારજી, મુનિસુ. ૧
સૂચક જન્મ જીનેશનોજી, સુપન ચતુર્દસ જેણજી; મુ.
શેષ નિશા સુતી સુખેજી, દીઠા રાણી તેણજી. મુ. ૨
જેષ્ટ તણી વદી આઠમેજી, કુર્મ લંછણ તનુ શ્યામજી. મુ.
શ્રવણ નક્ષત્રજીન જનમીયાજી,દેવ્યુ છવ કીધો તામજી. મુ. ૩
ઇંદ્ર સુરાચલ લે ગયોજી, સુધર્મે ઉછંગજી; મુ.
ચોસઠ ઇંદ્ર જીનેંદ્રનોજી, જન્માભિષેક સુરંગજી. મુ. ૪
પૂજા સ્તુતિ ભક્તિ કરીજી, સગલાયે સુરરાયજી; મુ.
માય પાસે પ્રભુ મુકિનેજી, દ્વીપ નંદીસ્વર જાયજી. મુ. ૫
જન્મોછવ સુતનો કીયોજી, સુમિત્ર નરેસર પ્રાતજી; મુ.
મુનિસુવ્રત એહવો દીયોજી, નામ પિતા મલી માતજી. મુ. ૬
જ્ઞાનત્રય પવિત્રાત્માજી, વોલાવી વયબાલજી; મુ.
યોવન જીનવર પામીઓજી, અદ્ભુત રૂપ રસાલજી. મુ. ૭
રાય પ્રભાકરની સુતાજી, પૃથ્વીપુરનો ઇશજી; મુ.
પ્રભાવતી કુમરી વરીજી, મુનિસુવ્રત જગદીસજી. મુ. ૮
શ્રી મુનિસુવ્રતનાથનેજી, નંદનસુવ્રત નામજી; મુ.
પ્રભાવતી રાણી જણ્યોજી, પ્રાચી જેમ રશ્મિ ધામજી. મુ. ૯
રાજ્ય પાલી ભગવત સુખેજી, ફાગુણદસમિ ઉદ્યોતજી; મુ.
સહસ રાજવી સુતદાજી, શ્રવણે દીક્ષા હોતજી. મુ. ૧૦
ફાગુણની કૃષ્ણ દ્વાદશીજી, શ્રવણ નક્ષત્ર ભગવાન્જી; મુ.
ઘાતિક કર્મ ક્ષય ઘાતિનેજી, પામ્યું કેવલ જ્ઞાનજી. મુ. ૧૧

ઇંદ્રોછવ પ્રભુનો કીયોજી, બોધે વિશ્વજીણુંદજી; મુ.
પેઠાણપુર નિશિ અન્યદાજી, સમસવર્યા ગુણવૃંદજી. મુ. ૧૨
અસ્વમેધ જાણી પૂર્વલોજી, મિત્ર તુરી હન્યમાનજી; મુ.
પ્રાત ભરૂઅછ નિશા સમેજી, ચાલ્યા દયાનિધાનજી. મુ. ૧૩
મધ્યરાત્રિ ક્ષણ એક લીયોજી, સિદ્ધિપુરે વિશ્રામજી; મુ.
પ્રાત સમે ચૈત્ય તિહાં કર્યોજી, વજ્રધર નૃપગુણધામજી. મુ. ૧૪
ષષ્ટિ જોજન મિતજિનવરે કીધો રાત્રિ વિહારજી;
તિહાં કોરંટક કાનનેજી, સમવસર્યા તિણિવારજી. મુ. ૧૫
સમવસરણ દેવે રચ્યોજી, પ્રભુજીનો પ્રભાતજી; મુ.
જીતશત્રુ હય ચઢી આવીયોજી, નમવા શ્રીજગ તાતજી. મુ. ૧૬
સ્વામીના દર્શન થકીજી, પામ્યો હર્ષ તરંગજી; મુ.
સર્વલોક હિતકારિણીજી, સુણે દેશના મન રંગજી. મુ. ૧૭
ક્રુર ભવારણ્યમાં પડયાંજી, સંસારી અસરણ્યજી; મુ.
નરકાદિક દુખ ભોગવેજી, કીધો નહિ જિહાં પુન્યજી. મુ. ૧૮
મિત્ર અકારણ તિહાં ભલોજી, જગપૂજ્ય જગઈશજી; મુ.
રાખે ધરમ પ્રાણી ભણીજી, અવર ન કોઈ અધીશજી. મુ. ૧૯
નિસ્વામિકનો જે ધણીજી, સર્વાભયંકર ધર્મજી; મુ.
ભવ્ય લોકે તે સેવીયેજી, સ્વર્ગ મુક્તિ આપે શર્મજી. મુ. ૨૦
પૂછે દેશના છેહડેજી, જીતશત્રુ મહારાજાનજી; મુ.
ધર્મ તવોદિત પામીયોજી, કિણિર કહો ભગવાનજી. મુ. ૨૧
વિના અસ્વ બીજો ન કોજી, એહવો કહે જિનેશજી; મુ.
રાય કહે પ્રભુ કુણ તુરીજી, પામ્યો ધર્મ વિશેષજી. મુ. ૨૨
શ્રી જીનવર ભાષે ઈસું, સાંભલિ તું રાજાનજી; મુ.
સુરશ્રેષ્ટ પૂર્વે થયોજી, ચંપા ઇશ્વર માનજી. મુ. ૨૩

તાસ મિત્ર એ મંત્રવીજી, મતિસાગર અભિધાનજી; મુ.
નવમી છઠા ખંડનીજી, ઢાલ થઇ સુપ્રધાનજી. મુ. ૨૪
સર્વગાથા ૨૯૧

## દુહા.

માયા મિથ્યાત્વે કરી, તાસ ગ્રસ્ત સર્વાંગ;
ઉતાર્યો નવ ઉતરે, ગુલી તણો જીમ રંગ. ૧
મરી તિહાંથી ભવ ભમી, પત્તન પદ્મિની ખંડ;
વણિક સાગર તિહાંથી થયો, મિથ્યાત્વી પરચંડ. ૨
જીનધર્મ નામે તિહાં થયો, શ્રાવકમાં સરદાર;
સાગરસું થઈ પ્રીતડી. તેહને અધિક અપાર. ૩
તે મુનિ નમવા અન્યદા, પોહતા પોષધ સાલ;
તેહના મુખથી સાંભલ્યો, કામદ ધર્મરશાલ. ૪
મૃન્મય કંચણ રત્નમય, અરહંત બિંબ વિશાલ;
જેહ કરાવે પરભવે, કર્મમથે તત્કાલ. ૫
સાગરદત્ત સુણી કરી, સોવનમય અરિહંત;
બિંબ કરાવ્યો નિજ ઘરે, પ્રતિષ્ઠા વીસ્થાપંત. ૬
ચંપાનયરી બાહિરે, પુરા કરાવ્યો તેણ;
અતિ ઉત્તંગ શિવાયતન, ગયો ઉતરાયણ જેણ. ૭
ઘૃતઘટથી ઉપદેહિકા, લેઇ હણે અયાણ;
પૂજારો સાગરતદા, દેખી દુઃખીત પ્રાણ. ૮
વસ્ત્રાપરિ લીધી તેણે, જોર કરી તે પાસ;
પાદઘાતસું તે વલી, ચૂરે પૂજક તાસ. ૯.

**ઢાલ**—મોરા રામજી તુજ વીણ સૂનો રાજ; એ દેશી.

સ્વેતપટે પાખંડીએજી, સું વિપ્રતાર્યો તુજ;

કપટ ધરમ સીખો ઈસોજી, એતો ન ગમે મુજ.
દેવાધિપ સાંભલી માહરી વાત,મૂઝયા તે મિથ્યાત્વમેંજી,
કરે સુગતિની ઘાત. આ. ૧
ઈમ આચાર્ય ઉવેખીયોજી, સાગરને તેણિ વાર;
ચિંતે સગલા નિર્દયીજી, એહનો પડો ધિઃકાર. દે. ૨
ગુરૂ બુદ્ધે એ પૂજીએજી, આશય જાસ કઠોર;
આતમને યજમાનનેજી, પાડે દુર્ગતિ ઘોર. દે. ૩
પણ તેહના ઉપરોધથીજી, સેઠ કરેતસુ ધર્મ;
સમ્યકિત પામ્યા વિણ કરે, દાનશીયલ સુભ
કર્મ. દે. ૪
મુઓ તે મિથ્યાત્વમેંજી, તાહરો અસ્વ થયો એહ;
હું આવ્યો પ્રતિબોધવાજી, પૂર્વ મિત્ર સનેહ. દે. ૫
ભવે કરાવી પાછલેજી, જીનપ્રતિમાસુ પ્રભાવ;
મુજ યોગ ધર્મ યોગ પામીયોજી, સંપ્રતિ
ભવજલ નાવ. દે. ૬
જાત્ય અસ્વ એહવું સુણીજી, જાતિ સ્મૃતિ થયો તામ;
સ્વામીને પાસે લીયોજી, અણસણ સુખને કામ. દે. ૭
સિતોત્તર વાસર લગેંજી, સમકિતસુ મૃતિ પામ;
સહસ્રારે જઈ ઉપનોજી, ઉત્તમ સુર અભિરામ. દે. ૮
અવધિજ્ઞાને જાણી કરીજી, તે સુરવર ભુવિ આઈ;
સુવ્રત પ્રતિમા કરી ઠવીજી, સ્વર્ણજીનાલયમાંહિ. દે. ૯
અશ્વ કીયો પ્રભુ આગલેજી, સેવા સારે તાસ;
સુવ્રત જીન સેવક તણીજી, પૂરે સઘલી આસ. દે. ૧૦

ત્યાર પછે તે લોકમેજી, પાવન પ્રત્યાખ્યાત;
અશ્વાવબોધ તીરથ ભલોજી, ભ્રગુકચ્છ માંહિ જાત. દે. ૧૧
સુવ્રત સ્નાત્ર જલ નિર્મલીજી, નદી નર્મદા થાય;
દીનઅદીન નિર્મલ કરેજી, તરૂ સંતતિ સોભાય. દે. ૧૨
તુજ પ્રપાત નીચો હુવેજી, મુજ ઉંચી ગતિ હોઈ;
ઇંમ ઉર્મે સ્વર ધુનીપ્રતેજી, હસે નર્મદા જોઈ. દે. ૧૩
શ્રી મુનિસુવ્રત જીનવરૂજી, વિમલાચલ તીર્થેશ;
સમવસર્યા પરિવારસુંજી, પૂજીત અસુર સુરેશ. દે. ૧૪
શ્રૃંગ સહુ પર્વત તણાજી, પદન્યાસેં જગનાથ;
તીરથ રૂપ વન કરીજી, ગયા ભગુકચ્છ સનાથ. દે. ૧૫
સોરીપુર ચંપાપુરીજી, વલી તેમ પુર પેઠાણ;
સિદ્ધિપુર હસ્તીનાગપુરવરેજી, અવર તીર્થ ગુણખાણ. દે. ૧૬
સહુ તીરથે વિચરી કરીજી, કરિ બહુ જન ઉદ્ધાર;
ચઢીયા સમેતગિરિવરેજી, સાધૂ સહસ્ર પરિવાર. દે. ૧૭
માસ અંત જેઠ સાંભલીજી, નવમી શ્રવણ નક્ષત્ર;
તે મુનિસુવ્રત સ્વામી લહ્યોજી, અવ્યય પદ સુખ યત્ર. દે. ૧૮
કુમાર વૃતાબ્દ જુઆજુઆજી, સાઢા સાત હજાર;
રાજ્ય પંચ દશત્રીસસુંજી, આયુ સુવ્રત પ્રભુ ધાર. દે. ૧૯
સુવ્રત ભૃગુકચ્છ તીરથનોજી, એહ ચરિત હિતકાર;
કિલ્વિશ શાંતિ ભણ્યો હુઉજી, ભવ્ય સત્વને સાર. દે. ૨૦
શ્રી મુનિસુવ્રત જીનથકીજી, હુવો સવ્રતરાય;
બીજા પિણિરાજા ઘણાજી, તેહને વંશે થાય. દે. ૨૧
હવે ઇણિભરત તણે વિષેજી, મથુરાપૂરી રિદ્ધિવંત;
જાણિ કાલિંદ્રિકજ્જલેજીથી, ધરા નયણ સોભંત. દે. ૨૨

તિણુ નગરી હરિવંશથીજી, વસુપુત્ર વૃહદ્ધ્વજરાય;
ઘણા વ્યતીત થયા પછેજી, યદુરાજાભિધ થાય. દે. ૨૩
યદુરાજાને સુત થયોજી, સૂરસમદ્યુતિસૂરિ;
સૌરીસુવીર સુત બે થયાજી, સુરતણે ગુણભૂરિ. દે. ૨૪
રાજ્યે શૌરી સુવીરનેજી, યુવરાજપદ દીધ;
સુરરાય પોતે હવેજી, વૈરાગ્યે વૃત લીધ. દે. ૨૫
નિજ સાધન આત્મ કીયોજી, છઠા ખંડની ઢાલ;
દશમી એ પૂરી થઈજી, કહે જીનહર્ષ રસાલ. દે. ૨૬
સર્વગાથા, ૩૨૮,

## દુહા.

મથુરા રાજ્ય સુવીરને, શૌરી નરેસર થાપિ,
દેશ કુશાવર્ત્ત જઈ કરી, શૌર્યપુર થાપ્યો આપ. ૧
અંધક વિશ્વાદિક થયા, શૌર નૃપતિને પુત્ર;
ભોજવૃષ્ણયાદિ સુવીરને, આણમનાવણ શત્રુ. ૨
મથુરારાજ્ય ભોજવૃષ્ણિને, દેઈ સુવિર નરિંદ;
શોવીર પુરસિંધુને વિષે, થાપી રહ્યો આણંદ. ૩
અંધક વૃષ્ણિને આપીયો, શૌર નૃપતિ નિજ રાજ;
સુપ્રતિષ્ટ પાસે ગયો, વ્રત પામ્યો શિવરાજ. ૪
મથુરાનો રાજ્ય પાલતાં ભોજ વૃષ્ણિને હોઇ;
ઉગ્રસેન સુત અતિબલી, જીપી ન શકે કોઈ. ૫
અંધક વૃષ્ણિ તણે થયા, દશ આત્મજ બલવંત;
સમુદ્ર વિજય અક્ષોભવે, સ્તિમિત સાગર મતિમંત. ૬
હિમવાન અચલચલે નહિ, ધરણપુરણ અભિચંદ્ર;
વસુદેવ દશમો જાણીંએ, રૂપ શૌભાગ્ય સુરેન્દ્ર. ૭

શીલે સરિખા એ સહુ, પ્રીતિ પરસ્પરરક્ત;
શસ્ત્રશાસ્ત્ર અભ્યાસકૃત, કરે પિતાની ભક્તિ. ૮

ઢાલ—ગોડીમન લાગો. એ દેશી. ૧૧.

તેહુને બે અનુજા થઈ, કુંતી મદ્રી નામરે; વજી સાંભલો.
સાંભલજો ચિતલાયને, મોટાના ગુણગ્રામરે; વ. આં.
રૂપ સોભાગ એકએકથી, અધિકી છે અભિરામરે; વ. ૧
હવે પૂર્વે શ્રીરિષભને, સુત થયો કુરૂ અભિધાનરે; વ.
જેહને નામે એ થયો, કુરૂક્ષેત્રતીર્થ પ્રધાનરે. વ. ૨
કુરૂનો સુત હસ્તી થયો, હસ્તિનાપુર જિણિનામરે; વ.
હસ્તી ભૂપતિને સુત થયો, વિશ્વવીરજબલ ધામરે. વ. ૩
ઇંદ્રકીરતિ થયો તેહને, કીરતિકેતુ અરિકાલરે; વ.
શુભવીર્ય વપુવીર્ય કુલોધરા, અનંતવીર્ય ભૂપાલરે. વ. ૪
કૃતવીર્ય અંગજ ગુણનિલો, સુભૂમચક્રી તાસરે; વ.
અસંખ્ય નૃપ ગયા તેહથી, થયો શાંતનુ ગુણવાસરે. વ. ૫
હથિણાપુર થાન જેહનો, પૃથ્વીતલરખવાલરે; વ.
ધ્રુવસુરગિરિ શિખરે રહ્યો, જ્યોતિશ્ચક્ર પ્રતિપાલરે. વ. ૬
નીલ વસનધર અન્યદા, પૂર્વેવાગુરિ રૂદ્ધરે; વ.
ધનુંષમાનવન સઘનમાં, પેઠો રાય અબુદ્ધરે. વ. ૭
વ્યાધી પણ વનમાં ગયા, કોલાહલ કરે જોરરે; વ.
જીવક્ષોભાવ્યા વનતણા, ચિહું દિશિ પાડે સોરરે. વ. ૮
ધસતા કેઈ ધાવતા, કેઈ પાડંતા ત્રાસરે; વ.
કેઈ પડે કેઈ આથડે, કેઈ ભરાણા સાસરે. વ. ૯

રાય ધનુષરવ સાંભલી, ચપલલોચન મૃગ તામરે; વ.
સંભારે વનિતા બાલને, ઉગરિસે કિણિ ઠામરે. વ. ૧૦
જેમર્ આગલિ મૃગ પુલે, તેમ રૂ કેડે જાઇરે; વ.
રાજા મૃગ કેડે ગયો, અશ્વ લેઇ ગયો દૂરરે. વ. ૧૧
વેગવંત તુરંગે ચડયો, ભૂપ ભમે વનમાંહિરે; વ.
મૃગલો તો કિહાંઈ ગયો; જાત ન દીઠો રાયરે. વ. ૧૨
પાપર્દ્ધિં રથસું મોહીયા, ધીવર જન સહુ કુરરે; વ.
મહાચૈત્ય ગંગાતટે, રત્નનો દીઠ ઉછાહિરે. વ. ૧૩
ધરાધીશ મન ચિંતવે, ઉજ્જવલ ચૈત્ય સુહાતરે; વ.
એહતણે કિરણે કરિ, ગંગા નિર્મલ જાતરે. વ. ૧૪
એમ ચિંતવતો નરપતિ, કૌતુક મનમાં ધારિરે; વ.
દેવાલયમાંહે ગયો, જોએવા તિણ વારિરે. વ. ૧૫
પ્રતિમા પ્રથમ જીણંદની, દીઠી નયણાણંદરે; વ.
નમસ્કરી જીનવરભણી, બેઠો ગોખ નિરિંદરે. વ. ૧૬
કન્યા અપછર સારિખી, દીઠી તિહાં કિણિ રાયરે; વ.
ઘડી વિધાતા એહને, નિજ હાથે ચિત લાયરે. વ. ૧૭
સુંદર વેષ સુહામણો, સુંદર અંગ શ્રૃંગારરે; વ.
સ્વર્ગથકી સ્યું સુંદરી, આવી લોક મોજારરે. વ. ૧૮
ચંદ્ર સૂરજ થંભ્યા રહે, એહનો રૂપ નિહાલરે; વ.
ઇંદ્રિતણી એ અપછરા, મૃગનયણી સુકુમાલરે. વ. ૧૯
રૂપ સહુ લૂંટી લીયો, તીન ભુવનનો એણિરે; વ.
નાગકુમારી કિન્નરી, એ જીતી નહી કેણિરે. વ. ૨૦
એમ વિકલ્પ મન ચિંતવે, દત્તલોચન મુખ તાસરે; વ.
રાય બોલાવી તેહને, સ્નેહ વચન સુવિલાસરે. વ. ૨૧

કુણ કહે કાશ્યપ રત્ન તું, કિમ આવી ઈણુ ઠામરે; વ.
કેહની પુત્રી કિહાં વસે, સ્યું તાહરો કહે નામરે. વ. ૨૨
અથવા મુજ પુન્યે કરી, ઈહાં આવી ગુણગેહરે; વ.
કર્ણ પવિત્ર કરી માહરા, વચનામૃતસું સ્નેહરે. વ. ૨૩
કોઈક આવી તેતલે, નૃપ આગલિ તત્કાલરે; વ.
વચન કહે સુણ રાજવી, એહનો ચરિત્ર રસાલરે. વ. ૨૪
વિદ્યાધરપતિ જન્હુની, પુત્રી એ ગુણખાણરે; વ.
કલાચાર્ય પાસે ભણી, શાસ્ત્ર કલા સહુ જાણરે. વ. ૨૫
અનુક્રમે યૌવન પામીયો, ગંગા નામે એહરે, વ.
તાત ઉછંગે એકદા, બેઠી અધિક સનેહરે વ. ૨૬
ચારણ શ્રમણ જ્ઞાની તિહાં, આવ્યો કોઈક તામરે વ.
છઠે ખંડે અગ્યારમી, ઢાલ થઈ અભિરામરે. વ. ૨૭

સર્વ ગાથા ૩૬૩.

## દૂહા.

જન્હુ નૃપતિ મુનિને નમી, આસણ દેઈ તાસ;
કોણ થાસે વર એહનો, પૂછે પૂજ્ય પ્રકાશ. ૧
ત્યારે મુનિ કહે ભૂપતિ, શાંતનુ ગંગાતીર;
મૃગયા રમતો આવસ્યે, તે થાસે વર વીર. ૨
ખેચર એહવું સાંભલી, વંદિત મુનિ ગયો તેહ;
ગંગાતીરે જન્હુનૃપ, મણિગૃહ કીધો એહ. ૩
બાલા પિતુ આદેશથી, ઇહાં રહે નિશિદિસ;
આરાધે ગંગાતટે, આદિનાથ જગદીસ. ૪

એહને ભાગ્ય સંયોગથી, તું આવ્યો ઈહાં રાય;
તો હવે એહને પરણુ તું, સાક્ષી શ્રી જીનરાય. ૫
એહવું સુણી મુક્તિકીકરી, વિમલ દશનકિરણેહ;
પરમ પ્રીતિ ઉપજાઈવા, ઈણિ પરિ ભાષે તેહ. ૬
જે મુજ વચન ન લોપસે, નૃપ વરસે મુજ તેહ;
કહ્યો ન કરસે તો તદા, આવિસ પિતા ઘરેહ. ૭

**ઢાલ**—રસીયાના ગીતની. ૧૨.

અંગીકાર કીયો તેહનો કહ્યો, જીન સાક્ષી કરીરે તામ;
નરેસર. હાથ ગ્રહ્યો રાજા ગંગાતણો, મન થયો
વ્યાપિતરે કામ. ન. ૧
ટાલી ન ટલે રેખા કર્મની, કર્મે મિલેરે સંયોગ; ન.
મનગમતા વાલા માણુસતણા, કર્મે પડેરે વિયોગ. ન. ટા. ૨
ત્યારે જન્હુનૃપતિ તે જાણીને, વેગે આવ્યોરે તત્ર; ન.
કીધો તિહાં વિવાહ મહોછવે, વરકન્યાનોરે ચિત્ર. ન. ટા. ૩
રાજા જન્હુ ગયો નિજ થાનકે, પ્રેમે ભીનારે
રોમ રોમ; ન.
બેઠા દંપતિ મન ઉલ્લાસસું, તેજ નિહાલ્યોરે વ્યોમ. ન. ટા. ૪
સું એ સૂર્ય કિરણ પરગટ થયા, કે વજ્રાગનિરે
તેજ; ન.
રજનીકરનો કે વિદ્યુતતણો, કે મુનિનો
રૂપ તેજ. ન. ટા. ૫
તે ચિતમાંહિ ઈણપરે ચિંતવે, તેતલે નભથીરે તામ; ન.
શ્રમણ યુગલ આવ્યા દેખી કરી, ઉઠયા મૂકીરે ઠામ.
ન. ટા. ૬

તે મુનિ મનોહર સ્તુતિ ભકતે કરી, પ્રથમ પ્રભુને
રે તામ; ન.
ભાવપૂજા કીધી ઉછરંગસું, દે શિવપુરનોરે ઠામ. ન. ટા. ૭
તિહાંથી વલતાં તે મુનિયુગતણા, ભકતે
નમીયારે પાય; ન.
બેઠા ક્ષણ એક તિહાં જિનમંદિરે, દેખી
હર્ષિતરે થાય. ન. ટા. ૮
ત્યારે શાંતનુ નૃપ કરજોડીને, પૂછે મુનિનેરે એમ; ન.
ભગવન્ હવણાં કિહાંથી આવીયા, ઈહાં જિન
વંદનરે પ્રેમ. ન. ટા. ૯
બે માંહે મુનિ એક ઈસું કહે, અમે વિદ્યાધરરે સાધ; ન.
ભમિયે તીર્થે જિન નમવા ભણી, ટાલણ ભવ-
નીરે વ્યાધ. ન. ટા. ૧૦
સમ્મેતાર્બુદ વૈભાર પર્વતે, રૂચિકાષ્ટાપદરે જાણી; ન.
શત્રુંજયગિરિનાર જઈનમ્યા, જિનહિત હૈડેરે આણી. ન. ટા. ૧૧
ભાવી તિહાં નેમીસર જિનનમી, જેતલે ચોથેરે શૃંગ; ન.
કાંચન નામે રૈવતગિરિતણો, જઇયે મનનેરે રંગ. ન. ટા. ૧૨
દિવસમણિ આકારે તેતલે, ઝલહલ કાયારે કાંતિ; ન.
સગલીહી દિશિ અતિ દીપાવતો, રત્ન મૂરતિની
રે ભ્રાંતિ. ન. ટા. ૧૩
સુર પુણ્યભાસુર એક દીઠો અમે, નૂતન
દેહરે તત્ર; ન.
શ્રીનેમીશ્વર જિનવર પૂજતો, ભકિતસું રંગીરે યત્ર. ન. ટા. ૧૪

તિહાં એક દેવે તેહને પૂછીયો, રૂપ લહ્યો કેમ
તેંરે ભાસ; ન.
તે કહે મુજ રૈવતગિરિકન્હે; ક્ષત્રિસુ-
ગ્રામેરે વાસ. ન. ટા. ૧૫
યાત્રિક લોક ભણી ઉપદ્રવ કરૂં, આશય મેલોરે
જાસ; ન.
નિર્ઘૃણ જીવ હણું બોલું મૃષા, પાડું પ્રાણીરે પાસ. ન. ટા. ૧૬
ઈત્યાદિક પાતક દોષે કરી, રોગે પીડયોરે દેહ; ન.
તીરથ મહાતમ મુનિપાસે સુણી, હું ધરી
આવ્યોરે નેહ. ન, ટા. ૧૭
ઇહાં કાંચનશ્રૃંગે શ્રીનેમિની, પૂજા કરવારે કાજ; ન.
સ્નાન કીયો નિર્મલજલસું ક્રમે, રોગ ગયો
સહુરે ભાજ. ન. ટા. ૧૮
ચક્રી શ્રી ભરતેસ કરાવીયો, નેમિજિનાલયરે એહ; ન.
નિજ પૂજંતાં પાતક માહરા, વિરમ્યા નિર્મલરે દેહ. ન. ટા. ૧૯
તીરથ મહાતમથી હું ઈહાં રહું, જપતો
પ્રભુનોરે નામ. ન.
એહવો રૂપ સુરત્વપણો લહ્યો, પામ્યો સગલારે
કામ. ન. ટા. ૨૦
દેવ થયો એહની સેવાથકી, મુજ ઉપગારીરે એહ; ન.
તે માટે આવ્યો વલી ફરસવા, પ્રભુનો કરાવ્યોરે ગેહ. ન. ટા. ૨૧
જેહથી સિદ્ધિ સુરાલય પામીયે, સેવન કરીએરે
તાસ; ન.
તો તે દુર્ગતિમાંહે પડે સહી, સ્વામીદ્રોહી ગુણરે
નાસ. ન. ટા. ૨૨

એહુની સેવાથી આગલે ભવે, પામી કેવલરે જ્ઞાન; ન.
મુક્તિ અવિચલ સુખ પામિસું, ધરતા હીયડેરે ધ્યાન. ન. ટા. ૨૩
એહુની સેવાથી જાયે સહુ, હત્યાદિકનારે દોષ; ન.
સાન્નિધિકારી હું થાસું ઈહાં, કરસું પુન્યનોરે પોષ. ન. ટા. ૨૪
સિદ્ધિવિનાયક નામે દેવતા, મેં ઇહાં કીધોરે વાસ; ન.
બાર ઢાલ થઇ છઠા ખંડની, થયો જિનહર્ષ ઉલાસ. ન. ટા. ૨૫

સર્વ ગાથા, ૩૯૫,

## દુહા.

તીરથ મહાતમ નિજ કથા, કહી ગયો સુર તામ;
સાંભલિ તીરથ નમ્યા જઈ, દેખી આવ્યા સ્વામી. ૧
ઈહાં પણ આદીસ્વર નમ્યા, લઘુવય લીધી દીખ;
જન્મ સફળ કરવા ભણી, અન્ય તીરથનીસીખ. ૨
એહવું કહી ચાલ્યા વતી, શાંતનુ રાજા તામ;
ચિત ચિંતે તીરથ કદી, કરિસું ભેટસું સ્વામી. ૩
ઇમ ચિંતવતાં રાયનો, લસકર આવ્યો કેડિ;
ગંગાતટ નૃપતિ સપ્રિય, ચૈત્ય નિહાલ્યો વેડિ. ૪
ઊચરતાં જય જયશબ્દ, તે સૈનિક તેણિ વાર;
હર્ષ ધરી ચરણે નમ્યા, સહુ નૃપતિ પરિવાર ૫
તુમે ગયા અમ દેખતા, અતિ વેગલા નરેશ;
આજ લહ્યા ચિર દિવસથી, મંગલ થયા વિશેસ. ૬
ગજારૂઢ રાજા થયો, લક્ષ્મી મૂરતિવંત;
નિજ નારી ગંગાસહિત, હથિણાપુર પહુચંત. ૭

વન દ્રુમઘન સરવર સરસ, શૈલ સરિત સર્વત્ર;
નિશિદિન નવલી નારિસું, ક્રીડા કરે વિચિત્ર. ૮

**ઢાલ**—નિંધ્યા મ કરજો કોઇ પારકીરે, એ દેશી ૧૩.

કેતલેકે કાલ ગયા થકારે, ગંગા રાણીને આયો પૂતરે;
નામ દીયો ઉછવ કરીરે, ગાંગેય રાખે ઘરનો સૂતરે. કે. ૧
તેજે ભાસ્કર સારિખોરે, શશિધર જેમ કલાવાનરે;
કવિની પરે કવિચાતુરીરે, વિબુધ વલ્લભ બુધમાનરે; કે. ૨
ગુરૂ જેમ સર્વજ્ઞાની થયોરે, સર્વ મંગલ પ્રિય જાણિરે;
મંદ કર્મ કરિવા ભણીરે, રાયનંદન ગુણ ખાણિરે. કે. ૩
ધાત્રીસ્નેહુધાત્રી સદારે, ધાત્રીપતિ અંગજાતરે;
લાલે પાલે પ્રેમસુંરે, એમ સુખ ભોગવે દિનરાતરે. કે. ૪
ગંગા શાંતનયે કરીરે; અર્ચિત શાંતન રાયરે;
મૃગયા મૂકો મોરા કંતજીરે, કરજોડી લાગું હું તો પાયરે, કે. ૫
નામે પરિણામે કરીરે, પાપર્દ્ધિં સર્વથા મજારે;
સ્વામી નહી તુમનેયોગ્યતારે, શ્રીરિષભકુલે ઉત્પન્નરે. કે. ૬
એમ વારે તે સર્વદારે, વ્યસન ન છોડે તોહી રાયરે;
ગંગાસુત લેઇ તદારે, તાતતણે ઘરે જાયરે. કે. ૭
રાય આવ્યો મૃગયા રમીરે, મૂર્છિત ભાર્યા અદેખિરે;
શોકાકુલ સંજ્ઞા લહીરે, નૃપ કરે વિલાપ વિશેષરે. કે. ૮
ગંગ અનંગ શરેકરીરે, એતો પાપી વીંધે માહરો અંગરે;
દેખીને કાંઇ ઉવેખીયોરે, કાંઇ પ્રેમ તણો કીયો ભંગરે. કે. ૯
હા પ્રિયે નાપ્રિય તુજ ભણીરે; મેં તો કયારે નવિ કીધરે;
એક પખી કરે પ્રીતડીરે, તેં તો દોષવિના દુઃખ દીધરે. કે. ૧૦

સચિવ પ્રધાન સહુ મિલીરે, કાંઈ વિરહવિહ્‌વલ નિહાલીરે;
ન્યાય વચન અમૃતે કરીરે, એમ પ્રતિબોધે ભૂપાલરે. કે. ૧૧
સ્વામી અજાણ તણી પરેરે, તુમે મ કરો શોક સુજાણરે;
ફોગટ નારીને કારણેરે, શોકે શોષો કાંઈ પ્રાણરે. કે. ૧૨
સંયોગ પ્રાણીને સદારે; એતો થાયે નિત્યાનિત્યરે;
પંડિત કુણ તે કારણેરે, શોક હર્ષ કરે ચિત્તરે. કે. ૧૩
સમરિ પ્રતિજ્ઞા આપણીરે, નિજપૂરવ વચન સંભારિરે;
ગંગાનો કહ્યો માન્યો નહિરે, તેણિ ગઈ તે અવધારિરે. કે. ૧૪
ઇણપરે રાયને બોધીયોરે, મંત્રીએ તિણિવારરે;
કાંઈક બાહ્ય શોક મૂકીયોરે, હીયે વહે કરવત ધારરે. કે. ૧૫
ઇણિપરિ વિરહ વ્યાપ્યો થકોરે, સાગરોપમ વછર રાયરે;
ચોવીસ દુઃખે વોલાવીયારે, વિરહ અગનિતપ્તકાયરે. કે. ૧૬
હવે ગંગા પુત્ર લેઈ કરીરે, તાત મંદિર ગઈ તેહરે;
સનમાની જન્હુ નરેસરૂરે, સુખસું રહે બહુ નેહરે. કે. ૧૭
ગાંગેય વધે તિહાં અનુક્રમેરે, ગુરૂને પાસે બુદ્ધિવંતરે;
મુકી કદાગ્રહ સંગ્રહીરે, સકલ કલા વિકસંતરે. કે. ૧૮
શીખ્યો ધનુષ વિદ્યા પ્રતેરે, શર છૂટે સમકાલરે;
ધારા ધારાધરની પરેરે, કાંઈ વરસે કાલ અકાલરે. કે. ૧૯
શાસ્ત્ર અસેષ ભણ્યો ક્રમેરે, શસ્ત્રનો પણ પારગ હોઈરે;
પામ્યો યોવન સંપદારે, નારી સનમુખ રહે જોઇરે. કે, ૨૦
ધર્મ યતિપાસે સાંભલીરે, કાંઈ પામ્યો મન વૈરાગ્યરે
સર્વ ધણીસું કરૂણા ધરેરે, મુનિ જેમ સુખનો ત્યાગરે. કે. ૨૧
વૈરાગ્યથી ગંગાતટેરે, ગંગાનંદન વનમાંહિરે;
આવી આરાધે ભાવસુંરે, શ્રી આદીશ્વરજિનરાયરે. કે. ૨૨

હવેઈણુ અવસર એકદારે, કાંઈ વ્યસની શાંતનુ રાજરે;
તે વન જાલક વાગુરેરે, એતો વીંટયો મૃગયા કાજરે. કે. ૨૩
હાકયાં પ્રાણી વ્યાધીએરે, વલી સ્વાનતણા સંચારરે;
વનચરક્ષોભ પામ્યા સહુરે, બહુ પામ્યા ત્રાસ અપારરે. કે. ૨૪
કેઈ નાસે રોકયાથકારે, કેઈ પડે કેઇ કરે પુકારરે;
કેઇ મરાયે પ્રાણી બાપડારે, જાણે આવ્યો જીવવાનો પારરે; કે. ૨૫
દુખીયા જીવ દિશોદિશેરે, નાસે પણ નહી ઠાણુરે;
છઠા ખંડની તેરમીરે, ઢાલ જિનહર્ષ સુજાણુરે કે. ૨૬
સર્વ ગાથા, ૪૨૯,

## દૂહા.

તિણિ અવસર ધન્વી તિહાં, કવચીબદ્ધ તૂણીર;
આવી કહે રાજા ભણી, વિનય વચન ગંભીર. ૧
તું રાજન ભૂપાલ છે, સહુ તણો રખવાલ;
પીડા નાપે કેહને, નૃપ પંચમ લોકપાલ; ૨
અપરાધીને મારવા, રાખવા નિરપરાધિ;
એ જલ ઘાસ ખાઇ રહે, ન કરે કાંઇ ઉપાધિ. ૩
બલવંતા વૈરી હુવે, કરવો તિહાં સંગ્રામ;
નાસંતાને મારીયે, ક્ષત્રિયનો નહી કામ. ૪
જેમ તું તુજ સીમાવિષે, રક્ષક છે ભૂપાલ,
તેમ હું માહરી સીમનો, રાજન છું રખવાલ. ૫
જીવ હણીસ જો માહરા, તો થાસ્યે ભૂંડી વાત;
પર સીમા મેં આવીને, મ કર જીવની ઘાત. ૬

એહ વચન તસુ અવગણી, રાજા આણી રોષ;
માંડયો વલી વિશેષથી, મૃગયા રસનો પોષ. ૭

**ઢાલ**—ઇણુ ડુંગરીએ મન મોહ્યો, એ દેશી; ૧૪.

ગંગાસુત ક્રોધ હીયે ધરી, આરોપી બાણુ કબાણો;
સિંહનાદ શ્રવણુ દારૂણુ કર્યો, છુટે કાયરના પ્રાણો. ગં. ૧
જેમ મૃગપતિ એક હરિણુ ઘણા, રવિ એક બહુલ અંધારો;
તેમ વ્યાધ ઘણા તે એકલો, પણુ સહુને મનાવી હારો. ગં. ૨
બહુ કોપ કરી નૃપ ધનુ ધરી, રણુપ્રિય આવી તિણુ ઠામો;
નિજ ભુજ બલ ગર્વ કરી ઘણો, થયો સજ્જ કરણુ સંગ્રામો. ગં. ૩
ક્રોધાંધ થઇ વીરેંદ્ર બે, જુડીયા જેમ ગજ બલવંતો;
જૂઝે બાણે બાણે કરી, જલધારા જિમ વરસંતો. ગં. ૪
ત્યારે ગંગા તે જાણીને, ચરથી આવી તત્કાલો;
નિજ ભાવ પ્રતે વિસ્તારતી, કહે નૃપને વચન રસાલો. ગં. ૫
સ્વામી વ્યસને મૂઝયા થકા, ન કરો અયુગતિ વાતો;
એ પણુ અંગજ છે તાહરો, બીબો તેહવો પડે ભાતો. ગં. ૬
એમ સાંભલી રાય હસી કરી, દેખી જન્હુ પુત્રી તામો;
કિહાંથી આવી ગંગે પ્રિયે, બોલાવી લેઈ નામો. ગં. ૭
ગંગા નિજ નાહભણી કહી, આવી અંગજને પાસો;
શાંતનુનૃપ એ તાહરો પિતા, એમ કહી પ્રતિબોધ્યો તાસો. ગં. ૮
હયથી હરખીત નૃપ ઉતરી, કહેતો વચન વિલાસો;
વછ આવિ આલિંગન દે મુને, કરી બહુ દિન વિરહ વિણાશો. ગં. ૯

ગાંગેય શસ્ત્ર મૂકી કરી, લુંઠતો ભકતે મહીપીઠો;
ફેરો પિતુઅંધ્રિ ફરસતો, આંસુ જલભરિ દીઠો. ગં. ૧૦
રાજા સુતને લેઈ કરી, મિલીયો હીયડેસું લાયો;
જે હર્ષ થયો સુતતાતને, તે તો કિણુહિ ન કહેવાયો. ગં. ૧૧
ગંગા ગંગા જેમ ઉજલી, બેઠી પ્રિયુ આગલિ આયો;
નિજ અંકે થાપ્યો પુત્રને, દેખી રાય હર્ષિત થાયો. ગં. ૧૨
ભર્યો સ્નેહે હૃદય રાજાતણો, કહે ગંગા ભજનિજ રાજો;
જોઇ સનમુખ નયણુહેજાલુએ, જીમ હું સુખ પામુંઆજો. ગં. ૧૩
કિણુહિસું મન લાગે નહી, તુજ પાખે નારી સુજાણો;
નિશિહીણુ સુધાકરની પરે, નિસ્તેજ રજોવૃષ્ટિ ભાણો. ગં. ૧૪
ઘરિ આવો તે ઘરિણી તે ભણી, ઘરિ આવ્યા હોવે ઉછરંગો;
તુજ વિરહ અગ્નિ દાજી રહ્યો, શીતલ કર મ્હારો અંગો. ગં ૧૫
ત્યારે ગંગા પતિને કહે, સ્વામી નિજ વચન સંભારો;
તુમે ભ્રષ્ટ થયા જો તેહથી તો, કેમ આવું અવધારો. ગં. ૧૬
જે જીવહિંસા દુઃખદાયિની, પરભવ દુરગતિ સંપાતો;
જો ત્યાગ કરો નહી તેહનો, તો તુમસું કેહી વાતો. ગં. ૧૭
જાણે શસ્ત્ર શાસ્ત્ર કલા સહુ, તાહરો સુતકોવિદ એહો;
ધર્મવાન ભગતિ તાહરે વિષે, મુજસું હવે કિસા સનેહો. ગં. ૧૮
એ પુત્ર નરેસ્વર તાહરો, આવી ઓલખાવણ કાજો;
આજ્ઞા આપો હવે મુજ ભણી, ઘરિ જાઉં તાતને રાજો. ગં. ૧૯
એહવું કહિ પતિને માનિની, બહુપરિ વારંતા રાયો;
પતિ સુતને ચાટુ વચન કહી, નિજ બાપ તણે ઘરિ જાયો. ગં. ૨૦

દુઃખપીડિત વિરહ પ્રિયાતણે, પુત્ર પ્રેમે હર્ષ ધરંતો;
સરિખો દુઃખ સુખ ગ્રીષમરતે, સરવરજલ સદ્રુમકંતો. ગં. ૨૧
રાજા લેઇ નિજ પુત્રને, આરોપી નિજ ગજસીસો;
પુરમાંહી પ્રવેશ કરાવીયો, સમહોછવસુ અવનીસો. ગં. ૨૨
નૃપ સોભે તિણિ પુત્રે કરી, ગુણ વિદ્યા સુકલાધારો;
દિનનાથ સોભે દિવસે યથા, કમલે જિમ સરવર સારો. ગં. ૨૩
એમ રાજ્ય ભોગવતાં અન્યદા, લીલાએ ભૂમ ભમંતો;
કાલિંદીકુલે આવીયો, વાજી ચડિ મનની ખંતો. ગં. ૨૪
દેખી યમુનાજલ સામલો, રાજા એમ કરે વિચારો;
જિનહર્ષ ઢાલ થઈ ચૌદમી, છઠા ખંડની સુવિચારો. ગં. ૨૫

સર્વગાથા ૪૬૧,

## દૂહા.

સ્યું જલ લેઇ એહનો, અંજનસમ થયો મેહ;
તે મૂકયાથી વલી હુવે, શુભ્ર શરદરિતુ જેહ; ૧
ભૂસ્ત્રીવેણી એકિના, કે નયનાંજન તાસ;
કે અપછર જલ ગાહતાં, કુચ કસ્તુરી નાસ, ૨
એમ વર્ણવતો તેહને, રમતી યમુના નાવ;
કા ઇક કન્યા મૃગદશી, દીઠી નયણે રાવ. ૩
કે એ યમુના દેવતા, નિજ જલમાંહિ રમેહ;
સ્વર્ગંગા અથવા તજી, અપછર ઈહાં આવેહ. ૪
એમ ચિંતવતો ચિત્તમેં, વીંધ્યો મનમથ બાણ;
દેવી નારી એ કવણ, કહે નાવિકને વાણ. ૫

તામ વૃદ્ધ નાવિક કહે, આવી પ્રણમી પાય;
મુજ પુત્રી ગુણસંયુતા, એ છે શ્રી મહારાય. ૬
વિદુષી સર્વ શાસ્ત્રમાં, જંગમ સરસતિસંતિ;
સર્વ સંપૂરણ લક્ષણે, લક્ષ્મી મૂરતિવંતિ. ૭
દિવ્યૌષધિ જેમ ફરસથી, ટલે રોગના વ્યાપ;
કલ્પવેલી જિમ ગૃહ રહી, હરે દરિદ્ર વિતાપ. ૮
નિઃકલંક શશિરેખ જિમ, ગુરૂ બુધ કાવ્ય ધરેહ;
નભ જીમ પ્રિય પામ્યો નથી, અજી કુમારી એહ. ૯

**ઢાલ**—માના દરજીણની, ૧૫.
અન્ય દેશી લંકાનો રાજા, દેશી

રાજા સુણી ઘરે આવીયોરે, ડાહ્યા પુરૂષ પ્રધાન;
કન્યા માંગણ મોકલ્યાં, નાવિક મંદિર રાજાનરે.
મોહ્યા નરનારી, એરે મન મોહણગારી;
નારિરે નરમનધુતારી, પ્યારી ૨ રે કામીને લાગે પ્યારી. આં
તિણિ સનમાન્યા તેહનેરે, આસણ દીધાં તાસ;
નૃપ અર્થે આદર ઘણો, માગી કન્યા તે પાસરે. મો. ૧
રાજા પાલે સહુ પ્રજારે, સર્વ દેવમય રાય;
તે તાહરી દુહિતા પ્રતે, યાચે શાંતનુ હિતદાયરે. મો. ૨
તું નાવિક નૃપનો સગોરે, થાઈસિ સુતા પ્રયોગ;
પૂજ્ય હુઈસ તું સહુ તણો, સનમાન દેસે નૃપ લોકરે. મો. ૩
મુજને એ અભ્યર્થનારે, મ કરો તે કહે તામ;
હીનજાતિ હું સર્વથા, રાજા સહુ જગનો સ્વામિરે. મો. ૪
સરિખા કુલ બેનાં હુવેરે, તો યુગતો સંબંધ;
પક્ષપાતનો અન્યથા, રજની દિવસે સ્વરસંધરે. મો. ૫

ત્યારે નર કહે નવિ હુવેરે, રૂપ હીનકુલમાંહિ
જાતિ રતન ઉત્પત્તિ સહી, રોહિણાચલ વિણિ
અન્યનાંહિરે. મો. ૬
કિણિહિક એ કાર્યાંતરેરે, તાહરે ઘરિ રહે વાસ;
તે રાજાનો અન્યથા, મન કિમ લાગે કહિ તાસરે. મો. ૭
યુક્તાયુક્ત વિચારણારે, કરિવી નહી તુજ એહ;
ભૂપતિ આજ્ઞા સર્વથા, અમ આગ્રહથી માનેહરે. મો. ૮
આજ્ઞા નૃપની તુમતણીરે, હું ધારૂં નિજ સીસ;
પણ ઈહાં કરી વિચારણા, મુજ કન્યા હું આપીસરે. મો. ૯
હીન કુલે એ ઉપનીરે, કન્યા દુઃખિણી હોઇ;
પતિ માને નહી જો કદા, દગ્ધાંગ પિટક જેમ જોઇરે. મો. ૧૦
પુત્ર ગંગા રાજાતણોરે, બલવંતો ગાંગેય;
માહરા સુતને દુઃખ દીએ, તેતો રાજ્યભાર ધૌરેયરે. મો. ૧૧
મુજ પુત્રી દાસી હુવેરે, તેહના સુત પણ તેમ;
અર્થભ્રંસ બેનો હુવે, કન્યા નૃપને દઉં કેમરે. મો. ૧૨
મુહુંતા એહવું સાંભલીરે, રાજાને કહે આય;
રાજાને દુઃખ ઉપનું, અતિ આકુલ મનમાં થાયરે. મો. ૧૩
એ વૃત્તાંત જાણી કરીરે, ગાંગેય તેહને ગેહ;
જઇ પિતાને કારજે, માગી કન્યા સુસનેહરે. મો. ૧૪
એ મુજ માતા ગંગા પરેરે, પૂજીસિ એહના પાય;
એ દુખિણી થાસ્યે નહિં, મન ચિંતા મ કરિસિ કાંયરે. મો. ૧૫
હું વૈરાગી માહરેરે, રાજસું કાજ ન કોઇ;
મુજ ભાઇ સુત એહના, રાજ્યભાર ધુરંધર હોઇરે. મો. ૧૬

એહના સુત જોરાવરીરે, મુજ સુત લેસે રાજ;
એહવું જો તુજ ચિત્તમાં, શીલવ્રતસું તો મુજ કાજરે. મો. ૧૭
ઇહાં સાક્ષી છે દેવતારે, નૃપ સાક્ષી સહુ તાસ;
કરી પ્રતિજ્ઞા એહવી, કન્યા યાચી તિણિ પાસરે. મો. ૧૮
ફૂલ વૃષ્ટિ તેહવે થઇરે, જય ૨ રવ અભિરામ;
ભીષમ વૃતથી તેહનો, ભીષમ કહ્યો દેવે નામરે. મો. ૧૯
ખુસી થઈ નાવિક કહેરે; એહના કુલની વાત;
સુ તુજને કહુ આદિથી, માંડીને સહુ અવદાતરે. મો. ૨૦
ભરતક્ષેત્રમાંહે ભલોરે, નગર રતનપુર સાર;
રત્નશેખર રાજા તિહાં, જીનવર આજ્ઞા સિરધારરે. મો. ૨૧
રત્નવતી તસુ ભારજ્યારે, સકલકલા ગુણ અંગ;
રિદયવિષે પતિ જેહને, ધરે નિર્મલ શીલ સુરંગરે. મો. ૨૨
તિણિ શશીલેખા અન્યદારે, દીઠી સુપન મોઝાર;
રાણીએ પુત્રી જણી, સુર કન્યાનો અવતારરે. મો. ૨૩
માય ખુસી મનમાં થઇરે, પુત્રી નયણે દેખ;
છઠે ખંડે પનરમા, જિનહર્ષ ઢાલ થઈ એષરે. મો. ૨૪
સર્વગાથા ૪૯૫.

દૂહા.

જાત માત્ર એ કન્યકા, લેઇ ગયો ખેચર કોઈ;
ઇહાં કાલિંદીને તટે, મેલીને ગયો સોઈ. ૧
રત્નશેખરની એ સુતા, સત્યવતી અભિધાન;
શાંતનુ નૃપની એ પ્રિયા, થાસ્યે બહુ પતિમાન. ૨
એમ વાણી અંબર સુણી, દીઠી કન્યા એહ;
લેઈ નિજ ઘરે આવીયો, ઉછેરી સુસનેહ; ૩

શાંતનુ નૃપ હેવે કહ્યો, એહનો જે ભર્ત્તાર;
માહરી કન્યાનો કરો, પાણિગૃહણ નિરધાર. ૪
રિષ્ટ થયો ગંગા સુતન, તુરત આવ્યો તિણિવાર;
કન્યાના કહે તાતને, હર્ષ ભણી સમાચાર. ૫
રાજા સુતસત્વે કરી, હૃદય લહ્યો ચમત્કાર;
હીનસત્વ પોતાતણે, ક્ષણ વ્રીડિત તિણિવાર. ૬
કૃત ઉછ્વ વિદ્યાધરે, શાંતનુ નૃપને તામ;
પરણી તિહાં સત્યવતી, સફલ થયો નૃપકામ. ૭
ગંગાયે સાયર થયા, શશિલેખા નિશિ જેમ;
વર રત્ને જેમ મુદ્રડી, તિણ સોભે નૃપ તેમ. ૮

**ઢાલ**—દિખલાઇએ રામા તેરા હરિ વીઠલા; ૧૬.

પ્રેમ નિમગ્ન રાણીસું રાય, બીજો કિમહી ન તાસ સુહાય;
સુણ વાસવ તું આગલિ અધિકાર, શ્રી વીર કહે
સહુને હિતકાર; સુ.
વિષય સેવે બહુ પરિ રાજાન, કબહીઘર કબહી ઉદ્યાન; સુ. ૧
ન્યાય ધર્મની પરિ નૃપ તાસ, પુત્ર થયા દોઇ સુજસ
પ્રકાસ; સુ.
ચિત્રાંગદ પહેલાનો નામ, વિચિત્રવીર્ય બીજો અભિરામ. સુ. ૨
હિંસાથી વિરતો રાજેસ, શત્રુંજય આદિક તીર્થેસ; સુ.
પુણ્યતણી કરણી તિહાં કીધ, મનુજ જન્મનો
લાહો લીધ. સુ. ૩
કર્મ યોગથી શાંતનુ રાય, અનુક્રમે હવે દિવંગત થાય; સુ.
ભીષ્મતાતનો કરિ મૃતકાજ, ચિત્રાંગદને થાપ્યો રાજ. સુ. ૪

અન્ય દિન ચિત્રાંગદ લઘુવીર, ભીષ્મ ભણી અવગણી
સધીર; સુ.
કીધો સમર નીલાંગદ સાથ, બલવંતને તિણી
ઘાલી બાથ. સુ. ૫
ચિત્રાંગદને હણીયો તામ, નીલાંગદ રાજા વરીયામ, સુ.
તેહને ગંગાસુત મારીયો, રણ કરિ વૈર ભાઈનો લીયો. સુ. ૬
વિચિત્રવીર્ય કીધો હિતલાય, ગંગાતનુજ
અનુજને રાય; સુ.
ધારે આજ્ઞા જે નિજ સીસ, શ્રી જિનરાજતણી
નિશિદીસ. સુ. ૭
વૈરી સિર આજ્ઞા આપણી, થયો ધરાવતો પુહવીધણી; સુ.
ન્યાયવંત પાલે નિજ ધરા, અરિ બલહીણ થયા
બાકરા. સુ. ૮
ઈણ અવસર કાશીનો સ્વામિ, અંબા, અંબાલા,
અંબિકા નામ; સુ.
કન્યા તીન થઈ અભિરામ, કામ નૃપતિની શકિત
સમાન. સુ. ૯
તત્ર સ્વયંવર માંડયો તાસ, સહુ નૃપ આવ્યા
ધરી ઉલાસ; સુ.
વિચિત્રવીર્ય બોલાવ્યો નહી, જાતિ સામાન્ય
જાણીને સહી. સુ. ૧૦
ચડયો ભીષ્મને ક્રોધ કંકાલ, સ્વયંવર તિહાં આવ્યો
તત્કાલ; સુ.
ત્રણે કન્યા બહુગુણભરી, સહુ નૃપ દેખંતા અપહરી. સુ. ૧૧

ત્યારે ક્રોધ કરી સહુ ભૂપ, યુદ્ધ કરણ ઉઠ્યા
યમરૂપ; સુ.
લેઇ શસ્ત્ર પહિરિ સન્નાહ, આવ્યા રણ કરવા નરનાહ. સુ. ૧૨
જિમ નક્ષત્રભણી દિવસેસ; કિરણે કરિ ઢાંકે સુવિસેસ સુ.
તિમ ભૂભુજ એકે જીપીયા, ગંગાસુત સહુ
કણરૂ કીયા. સુ. ૧૩
વેગે આવી તિહાં ગાંગેય. લઘુ બંધવને હર્ષ ધરેય; સુ.
નિજ ઘરે આવો ઉછવ કરી, પરણાવી ત્રણે સુંદરી. સુ. ૧૪
તૃતીય પુરૂષ અંભોધિ અછેહ, તરિવા નાવતણી
પરિ તેહ. સુ.
કન્યા ધન્યા સુંદર તીન, મહીપતિ જાણે થઇ
લયલીન. સુ. ૧૫
બહુપરિ વિષયતણા સુખ રાય, ભોગવતાં ઈમ
વાસર જાય; સુ.
અનુક્રમે ત્રણ નારીને તામ, ત્રણ પુત્ર આવ્યા
ગુણધામ. સુ. ૧૬
અંબિકાનો ધૃતરાષ્ટ્ર સંજોઇ, તે જન્માંધ કુકર્મે હોઇ; સુ.
પાંડુ થયો અંબાલાતણો, જાસ અખંડ પરાક્રમ ઘણો. સુ. ૧૭
વિદુર નામે અંબાનો પૂત, જે ટાલે વૈરી ઘરસુત;
એ અંગજ તીને ગુણવંત, વિનયાનમત મહામતિમંત. સુ. ૧૮
રાતદિવસનારીના ભોગ, રાજયક્ષ્મા નૃપને થયો રોગ; સુ.
તિણિ રોગે ક્ષય કીધી કાય, રૂપવિપર્યય નૃપનો થાય. સુ. ૧૯
રાજ્ય ચલાવી ન સકે તેહ, બલ પરાક્રમ પાખે
થઇ દેહ; સુ.

સચિવ પ્રધાન મિલી સુવિચાર, પાંડુ નૃપતિ
કીધો તિણિવાર. સુ. ૨૦
પૂજા યોગ્ય ગુણે ભગવંત, તેહુની પૂજા કરે નિચિંત; સુ.
ભકતે નમે મુનીસ્વર પાય, કરે નિર્મલ પોતાની કાય. સુ. ૨૧
અન્ય દિવસ હર્ષિત થઇ રાય, મધુ ઉછવ રમવા
સમુદાય; સુ.
વનની સોભા અચલ અક્ષીણ, જોવા જાયે પવરપ્રવીણ. સુ. ૨૨
સકલ વૃક્ષ ફૂલ્યા વનમાંહિ, દીઠા થાયે અધિક ઉછાહિ સુ.
પરિમલ દહદિશિ રહ્યો મહકાઇ, વાયે તીન
પ્રકારનો વાય. સુ. ૨૩
કીર્ત્તિં પાંડુરકૃત બ્રહ્માંડ, ગોરપણું તો કુમુદ અખંડ; સુ.
સોભાવે વનખંડ પાંડુરાય; વસંતતણી પરે
અતિ સોભાય. સુ. ૨૪
આગલિ જાતાં આંબા હેઠ, ચિત્રફલક નર
દીઠો દ્રેઠ; સુ.
વસ્ત્રાંચલ આછાદ્યો તેહ, રાજા પુછે શું છે એહ. સુ. ૨૫
તિણિ દેખાલ્યો ફલકચિત્રામ; નરપતિ દેખી ચિંતે તામ; સુ.
અદ્ભુત રૂપ મૃગાક્ષીતણો, નયણે લાગે રलीયામણો. સુ. ૨૬
દેવી નાગ કુમારીકાઇ, માનવણી એહવી નવિ થાઇ;
સોલમી છઠા ખંડની ઢાલ, ચિંતે એમ જિન
હર્ષ ભૂપાલ. સુ. ૨૭

સર્વ ગાથા ૫૩૦.

## દુહા.

સર્વ અંગ સુંદર અહો, અહો લવણિમા એહ;
અહો કાંતિભર જેહનો, અહો સકોમલ દેહ. ૧

એહનો વિધિ લેઈ કરી, પદ્મ ઇંદુ અંધાર;
ચક્ષુ વકત્રકુચ વ્યાજથી, વૈર મૂકાવ્યો ભાર. ૨
હેમલતા પલ્લવતણા, જાણે કરયુગ હોઈ;
પુષ્પદંત હાસ્ય સુગંધતા, ફલ કઠિણ કુચ દોઇ. ૩
સુધા વચનમાંહે રહ્યો, ચંદ રહ્યો મુખ જાસ;
રૂપ લીયો રતિનો હરી સુર હર કામ નિરાસ. ૪
દુર્લભ એહ અમર્ત્યને, તો મર્ત્ય લહે કિમ એહ;
ભોગ ભણી જેહને હસે, ધન્ય જગતમેં તેહ. ૫
ક્ષણ એક મૌન રહી કરી, ચિંતે ચિતમાં ભૂપ;
કહે વલી પ્રીતે કરી, કિણ સ્ત્રીનો એ રૂપ. ૬
અંધકવૃષ્ણ શૌરીપુરા,–ધીસ્વરની કહે તામ;
પુત્રી તાસ દશારની, બહિની કુંતી નામ. ૭
તારૂણ્યતરૂની મંજરી, સકલકલાભંડાર;
તાત કુમારી નિરખિને, પડયો ચિંતાબ્ધિમઝાર. ૮

**ઢાલ**—મન ગમતો સાહિબ મિલ્યો, એ દેશી; ૧૭

જેહ અગણ્ય ગુણ ગર્વિતા, રૂપ લાવણ્યની વાપીરે;
તે દેખી ફલકે લિખી, પ્રીતિ નયણને આપીરે. જે. ૧
દાને રલીયાયત કરી, ફલક લેઇ તે પાસેરે;
નયણે અનિમિષ રૂપ નિહાલતો, આવ્યો વન સુપ્રકાશેરે. જે. ૨
ચિત્રે તે બાલી લિખી, દેખી પૃથિવીનાહોરે;
મન ધાલ્યો તસુ રૂપમેં, દેખી લહે ઉછાહોરે. જે. ૩
કેતક કરવતસારિખા, હૃદયવિદારણહારોરે;
ચંપક કંપકારી થયો, કમલ સુદલ દુઃખકારોરે. જે. ૪

રાજા મનમાં માનતો, વાપી નીરસ રાપીરે;
વન સગલો જોતો ભમે, મુખ આગલ તે થાપીરે. જે. ૫
ચંપક વીથી વિચરતાં, નર નિયંત્રિક કોઇરે;
લોહ નારાચે વીંધીયો, દીઠો મૂર્છિત સોઇરે. જે. ૬
દેખી તાસ વિયોગની, પીડા મૂકી કૃપાલોરે;
કુણ એ એહવું વિમાસતો, આગલ ખડગ નિહાલયોરે. જે. ૭
રાજા ખડગ લેઇ કરી, તાસ કરે પ્રતીકારોરે;
તત્ર વલય ઔષધીતણો, દીઠો બ તેણીવારોરે. જે. ૮
એક વિશલ્ય નરને કરે, બીજી વ્રણને રોકેરે;
દેખાલી આણી કરી, સજ્જ કીયો આલોકે રે; જે. ૯
કુણ તું કહે ને કિહાં રહે, કેમ એ અવસ્થા પામીરે;
નામે અનિલગતિ હુંઅ છું, વિદ્યાધર સુણ સ્વામીરે. જે. ૧૦
અશનવતિ વિદ્યાધરે, હરી માહરી નારીરે;
કેડે હું તેહને થયો, તેહ ગયો મુજ મારીરે. જે. ૧૧
ઉપગારી કારણ વિના, મુજ ભાગ્યે તું આયોરે;
કૃપા કરી મુજ ઉપરે, એ દુઃખથી મૂકાયોરે. જે. ૧૨
તુજ ઉપગાર કિસો કરૂં, તેં મુજ જીવીત દીધોરે;
તો પણ એ મહા ઔષધી, લે મુદ્રા ગુણ કાધોરે. જે. ૧૩
કલ્પિત થાનક મૂકસે, મુદ્રા એહ પ્રભાવેરે;
સંભારે હું તુજ ભણી, સાંનિધિ કરિસ સુભાવેરે. જે. ૧૪
એહવું કહી નૃપને નમી, વિદ્યાધર ગયો કયાંહિરે;
કન્યા મનમે ધ્યાવતો, આવ્યો નિજ પુરમાંહિરે. જે. ૧૫
અંધકવૃષ્ણિ આગલ હવે, કલકાહરક પહુતોરે;
રૂપ વિજ્ઞાન ઐશ્વર્યતા, પાંડુ વખાણ કરંતોરે. જે. ૧૬

કુંતી તે પણ સાંભર્યો, બેઠી તાત ઉછંગેરે;
ઇણ ભવ પાત માહરે સહી, પાંડુ ધર્યો મન રંગેરે. જે. ૧૭
તે દિનથી કુંતી હિવે, પાંડુ નરેસર ધ્યાવેરે;
મરૂમંડલ જિમ કમલિની, કામાગનિ કુમલાવેરે. જે. ૧૮
બેઠાં સુતાં નવિ ગમે, રાગરંગ ન સુહાવેરે;
રહે ઉદાસ અહોનિસે, પાણી અન્ન ન ભાવેરે. જે. ૧૯
ભર્ત્તા દુર્લભ જાણિને, એક દિન વનમેં આવેરે;
ગલપાસો બાંધી કરી, દુઃખિણી વચન સુણાવેરે. જે. ૨૦
કર જોડી કરૂં પ્રાર્થના, ચરણકમલ તુજ સેવીરે;
દુર્લભ ભર્ત્તા પામિવો, પ્રાણ તજું કુલદેવીરે, જે. ૨૧
પતિ પાંડુ ઇણિ ભવ માહરે, મુજને તેહ સુહાતોરે.
તેહને અર્થે હું મરૂં, જઇ કહે તું વાતોરે; જે. ૨૨
પરભવ વલ્લભ તેહુ જયો, માતા તુજ સુપસાયેરે;
એહવું કહી પાસો ગ્રહ્યો, મરવાને સજ્જ થાયેરે. જે. ૨૩
વાલ્હાંકેરે કારણે, પ્રાણ ગિણે અપ્રમાણોરે;
ઢાલ સતર ષટ ખંડની, કહી જિનહર્ષ સુજાણોરે. જે. ૨૪

સર્વગાથા ૫૬૧.

## દૂહા.

નૃપકન્યા મન ધ્યારતી, પાંડુ નરેસર નામ;
મુદ્રા પ્રભાવે તેતલે, નૃપ આવ્યો તિણિ ઠામ. ૧
ફલકાલેખિત દેખીને, તુરત ઓલખી તાસ;
પાસ છેદ્યો તસુ કંઠથી, ઘાલ્યો નિજભુજપાસ. ૨

ભર્ત્તા આગત જાણીયો, છૂટી આંસૂ ધાર;
રોમાંચિત કાયા થઇ, કુંતી રાજકુમારિ. ૩
ઉપગરણ સખીએ આણીયા, વરી ગાંધર્વવિવાહ
મન ઇચ્છા સફલી થઈ, મિલ્યો ઇપ્સિત નિજ નાહ. ૪
તિહાં ભોગવતાં ભોગસુખ, રિતુસ્નાનથી ધાર;
કુંતી ગર્ભ પતિ પાંડુને, સગલો કહ્યો વિચાર. ૫
કૃતકૃત્ય હવે રાજા થયો, નિજ પુર મુદ્રા યોગ,
આવ્યો ઘરિ કુંતી ગઇ, પતિસું કરી સંયોગ. ૬
ધાયમાય સખીયે તિહાં, છાની રાખી તાસ;
કુંતી સુત કાલે જણ્યો, સૂરજ રત્ન પ્રકાશ. ૭
કાંશ્ય પેટીમાં નિશિસમે, ઘાલી સુંદર બાલ;
વહતી મુકી વેગસું, ગંગામાં તત્કાલ. ૮

**ઢાલ**—મુજને ચાર સરણા હુજો એ દેશી, ૧૮

પેટી હથિણાપુર ગઈ, વહતી નીર પ્રવાહોજી;
સૂત નામ તિહાં સારથી, પામી પ્રાત ઉછાહોજી. ૧
અભ્રરહિત રવિબિંબજયું, હર્ષ્યો દેખી તાસોજી;
નિજ નારી રાધાભણી, આપ્યો પુત્ર ઉલ્લાસોજી. પે. ૨
નામ કરણ તેહનો દીયો, ઉછવ કરિય અપારોજી;
વલ્લભ માત પિતા ભણી, થયો કલા ગુણધારોજી. પે. ૩
ભાવ જાણી કુંતીતણો, અંધકવૃષ્ણિ નરિંદોજી;
પરણાવી પાંડુરાયને, જિમ રયણીને ચંદોજી. પે. ૪
મદ્રકનૃપની નંદિની, માદ્રકી રૂપનિહાણીજી;
સ્વયંવરા પત્ની વરી, બીજી પાંડુ સુજાણોજી. પે. ૫

હવે ગંધાર જનપદ તણો, રાય સુબલ અંગજાતાજી;
ગંધારી આદિક થઇ, આઠ સુતા ગુણવ્રાતારે. પે. ૬
શકુનિ ગોત્રદેવી કહ્યા, ધૃતરાષ્ટ્રને કન્યા તેહોજી;
દીધી કર્મ જેહવો હુવે, ભોગવે નહિ સંદેહોજી. પે. ૭
વિદુર દેવક નૃપતણી, સુતા કુમુદિની નામોજી;
ચંદ્રતણી પરિ પરણીયો, સુખસંયોગને કામોજી. પે. ૮
સમુદ્રવિજયને આપીયો, અંધકવૃષ્ણિનિજ રાજ્યોજી;
સુપ્રતિષ્ઠાંતે વ્રત ગ્રહ્યો, પોતે સાર્યો કાજ્યોજી. પે. ૯
સોરીપુર પામી કરી, સમુદ્રવિજય રાજાનોજી;
સોભાવ્યો રલીયામણો, જાણે દેવવિમાનોજી. પે. ૧૦
ભર્ત્તાયુક્ત નારી જિહાં, અરિહંત ગુણ ગાયંતોજી;
નૃત્ય કરે આગલ રહી, ભક્તિ કરે મન ખંતોજી. પે. ૧૧
ધૂપ જિહાં જિન આગલે, ધૂમાભ્ર છલ આકાશોજી;
ધર્માબ્દ જાણે ઊનમ્યો, સુભ વારિદ દુઃખનાસોજી. પે. ૧૨
જિહાં વ્યાખ્યાન કરે યતી, શાસ્ત્ર સિદ્ધાંતને દંભોજી;
સર્વત્ર ધર્મસામ્રાજ્યથી, પટહોદ્ઘોષણારંભોજી. પે. ૧૩
તિણિ સૌરીપુર સોભતો, રવિ જિમ નભ તેજવંતોજી;
કવીંદુ વિદુષ આધાર જે, સમુદ્રવિજય સોભંતોજી. પે. ૧૪
રાખે નિજ જીવની પરે, કુંથુ પ્રમુખ જે જીવોજી;
અન્યાયી મોટા હણે, આણી ક્રોધ અતીવોજી. પે. ૧૫
અભ્રંલિહ જિનગૃહ ભલા, ભકતે જેહ કરાવેજી;
પાડે અરિભુપાલનાં, મંદિર દયા ન આવેજી. પે. ૧૬
નિજ દારારત જે સદા, જિતેંદુમુખસોભાગોજી;
હરત થયો શત્રુ વલ્લભા, કીર્તિ પંડિત નભ માગોજી. પે. ૧૭

જિનઆજ્ઞા મસ્તક ધરે, પોતે જે અવનીશોજી;
જિન અક્ષર વિપર્યયથકી, નિજ આજ્ઞા અરિસીસોજી. પે. ૧૮
વીતરાગ ચિત્તે કરી. ધ્યાવે જે વીતરાગોજી;
કરતો હુઓ પૃથિવીપ્રતે, આપણુવિષે સરાગોજી. પે. ૧૯
શિવા અશિવવિધ્વંસિની, શિવની પરે શિવા ઓપેજી;
શિવા અસ્ય કાંતા થઈ, સદ્ગુણ રિદય આરોપેજી. પે. ૨૦
પતિભક્તા શીલે કરી, ઉજ્જવલ જાસ શરીરોજી;
પરનરદેખણ સંયમી, ગુણસાયરગંભીરોજી. પે. ૨૧
આનન સંપત્તિ ઈંદુની, વચનથી અમૃત સારોજી;
ધર્મ તત્વ મને કરી, રતિસંપદ દેહધારોજી. પે. ૨૨
ધર્મતણી વિસ્તારિણી, રતિકારિણી સુકમાલોજી;
સુંદર વકત્ર સુવાકયદા, દીન દુખી પ્રાતપાલોજી. પે. ૨૩
કૃષ્ણ વર્ણી નિશ્ચે ધરે, લોચન શિરસા જેણેજી;
ભૂતલથી કાઢયો પરો, પાપ મલીમસ તેણેજી. પે. ૨૪
સૂરજ નયણ અણદેખતી, સિદ્ધાંતાર્ક પ્રકાશોજી.
જગદ્ભાવ પુદ્ગલ સહુ, દેખે કર્મના પાસોજી. પે. ૨૫
ઉત્તમ ગુણની રાગિણી, અવગુણસું નહી રાગોજી;
ઢાલ જિનહર્ષ અઢારમી, છઠે ખંડ મહાભાગોજી. પે. ૨૬
સર્વ ગાથા ૫૯૫.

દુહા.

સુવછલ પરિવારની, દેવ સુગુરૂની ભક્ત;
કર્મ હિંસવા નિઃકૃપા, પ્રાણીકૃપાસું રક્ત. ૧
આશક્તવાન્ ધર્મસું, ભવસાગરથી વિરક્ત;
સંશક્ત નિરમલ શીલસું, અવગુણ સગલા ત્યક્ત. ૨

માંહોમાંહે પ્રીતિ બહુ, બેનો ધર્મસું રંગ;
શિવા સમુદ્રવિજય નૃપ, સુખ ભોગવે સરાગ. ૩
ભોજક વૃષ્ણિ દીક્ષા ગ્રહી, મથુરાયે થયો તામ;
ઉગ્રસેનરાજાતણી, રાણી ધારિણી નામ. ૪
ઉગ્રસેન રાજા ભણી, તાપસ બદ્ધનિયાણ;
પારણના વિધ્વંસથી, અવતરીયો અવસાણ. ૫
ગર્ભ વસે ભર્ત્તારના, માંસ ભક્ષણની હુંસ;
જણ્યો પેટીમાં ધારિણી, ઘાલ્યો જાણિ કુવંસ. ૬
કાંશ્ય પેટી યમુનાજલે, વહતી મુંકી તેહ;
સોરીપુર પહુતી તિહાં, કિણ એક વણિક ગ્રહેહ. ૭
કાંશ્ય પેટીમાં પામીયો, કંસ દીયો અભિધાન;
વર્દ્ધમાન બાલક ભણી, કૂટે સદા સમાન. ૮

**ઢાલ**—પ્રભુ નરક પડંતો રાખીયે; એ દેશી. ૧૯,

નિજ જાતિસભાવ ટલે નહી, કુલયોગ્ય નહી એ બાલરે
વસુદેવ કુમર ભણી દીયો, તિણિ વણિક લેઈ તત્કાલરે. નિ ૧
હવે નગર રાજગૃહને વિષે, કરે રાજ્ય જરાસિંધ રાયરે;
ત્રિખંડ ભરતતણો ધણી, પ્રતિવિષ્ણુ બલી કહિવાયરે. નિ. ૨
વૈરીસિંહરથ નૃપભણી, વસુદેવ આણાએ તાસરે;
કંસ સાથે લેઇ ચાલીયો, આણવા ધરિય ઉલ્લાસરે. નિ. ૩
એ કુલની ક્ષયકારિણી કન્યા, જરાસિંધ રાયની જેહરે;
જીવયશા વસુદેવે કંસને, દેવરાવી કન્યા તેહરે. નિ. ૪
માગિ નગર તાહરે મન ભાવે, જરાસિંધની આપણા પામીરે;
માગી લીધી મથુરાપુરી તાતસું, વૈર ધરી મન તામરે. નિ. ૫

કંસ કારાએ ઘાલીયો, ઉગ્રસેન ભણી સુ જોઇરે;
અય મૂત્તે પિતૃ દુઃખથકી, અણુગાર મુનિસ્વર હોઇરે. નિ. ૬
કંસ નૃપતિ મથુરાતણો, ઉતકટ બલ પાલે રાજરે;
દશારઆજ્ઞા જરાસિંધની, નિજરૂ નગરી ગયા રાજરે. નિ. ૭
નગર લોક વ્યતિકરથકી, મનમાં વસુદેવ કુમારરે;
રોષ વિકલ્પ ધરી કરી, પરદેશ નિકલી ગયો
તેણિવારરે. નિ. ૮
ઠામે ઠામે ખેચર તણી, સામાન્ય સુતા ગુણવંતારે;
રૂપ કલાએ કેતલી, કેતલી સ્વયમેવ વરંતરે. નિ. ૯
ઈમ રામા અભિરામા ગુણે, પરણી વસુદેવ અનેકરે;
કીયો નિયાણુ તપસ્યા કરી, અન્યથા નવિ થાયે છેકરે. નિ. ૧૦
રોહિણી સ્વયંવર મંડપે, હિવે શ્રી વસુદેવ કુમારરે;
દેવક નૃપ દેવકી સુતા, પરણી રંભા અવતારરે. નિ. ૧૧
તાસ ઉછવ મદ આકુલી, જીવયશા કંશની નારિરે;
અયમત્તો વહિરણને આવ્યો, ભાષે તે અવિચારરે. નિ. ૧૨
આવોરે દેવર આવોરે આવો, અમ ઘર ઉછવ આજરે;
ખાઓ પીયો રમો મુજસું સ્વેચ્છા, દેહ દમો કિણિ
કાજરે. નિ. ૧૩
ઇમ કહીં કંઠ જઇને વિલગી, મુનિવર હસિ કહે એમરે;
સાતમો ગર્ભ દેવકીનો હુંતો, તુજ પતિ તાત નહી
ક્ષેમરે. નિ. ૧૪
ઈમ સુણી જીવયશા મુનિ મુકયો, મદ ઉતરી
ગયો તામરે;
કંસ ભણી વિરતંત કહ્યો સહુ; એકાંતે નિજ ધામરે. નિ. ૧૫

કરિસ ઉપાય મ કર મન ચિંતા, વસુદેવસું કરી પ્રીતિરે;
સાત ગર્ભ દેવકીના યાચ્યા, અંગીકર્યો તિણિ રીતિરે. ૧૬
હવે દેવકીના ગર્ભ ભણી તિહાં, હરિણગમેષી દેવરે;
લેઈ જઈ સુલશાને દીધા, તાસ સુતન સ્વયમેવરે. નિ. ૧૭
મૃતક ગર્ભ તે કંસ નરેસર, દૃષદ અફાલ્યા રોસરે;
વધે પુત્ર દેવકી રાણીના, સુલસાગૃહ સુખ પોસરે. નિ. ૧૮
નામ ઓનકયશા પહિલાનો, અનંતસેનાજિત સેનરે;
નિહતારી દેવયશા દેવ પાંચમો, છઠો વલી શત્રુ સેનરે. નિ. ૧૯
હવે દેવકી રિતુસ્નાન અનંતર, પાવક ગજ ધ્વજ સૂરરે;
સિંહ વિમાન પદ્મસર દીઠા, સ્વપ્ન નિશાંત સનૂરરે. નિ. ૨૦
સ્વપ્નપ્રભાવે ગર્ભ ધર્યો શુભ, દોહદ ઉપજે તાસરે;
નભસિત આઠમિ આધી રાતે, પુત્ર જણ્યો ગુણવાસરે. નિ. ૨૧
તે ગર્ભ કંસ લેવાને કાજે, મૂકયા નર રખવાલરે;
ઉંઘ આવી સહુને તેણિવેલા. ભાવી ન સકે ટાલીરે. નિ. ૨૨
દેવકીઉકતે વસુદેવ બાલક, લેઈ ગોકુલ જાયરે,
નંદનારી યશોદાને આપ્યો, યતન કરે હિત લાયરે. નિ. ૨૩
લેઇ યશોદાની કન્યાને, જાત માત્ર વસુદેવરે;
આણી દીધી તે દેવકીને, મનમેં હર્ષ ધરેવરે. નિ. ૨૪

રાત સમય સહુ કારજ કીધો, છઠા ખંડની ઢાલરે;
ઉગણીસમી જિનહર્ષ પૂરી થઇ, હુસે નીરાગ રસાલરે. નિ. ૨૫
સર્વ ગાથા, ૬૨૮.

## દુહા.

હવે કંસના પાહરૂ, જાગ્યા પુત્રી તેહ;
લેઈ દીધી કંસને, મનમાં ઇમ ચિંતેહ. ૧
પીડિત મુનિ મિથ્યા કહ્યો, ગર્ભ સાતમો એહ;
નારિ જાતિ એહથી મુને, મૃત્યુ નહી નિસ્સંદેહ. ૨
ઇમ વિમાસી નાસિકા, છેદી પાછી દીધ;
ગોકુલમાં અર્ભક વધે, સુરી રખવાલી કીધ. ૩
કૃષ્ણ નામ કૃષ્ણ વર્ણથી, શકુની પૂતના વધીત;
વલી શકટભિંદન કર્યો, યમલાર્જુન ભાંક્ષીત. ૪
તે સાંભલી દેવકી સદા, કાંઈક પર્વ અભિધાય;
અન્ય નારીસું પરિવરી, હર્ષે ગોકુલ જાય. ૫
જોવે મુખ અંગજતણો, બેસે લેઈ ગોદ;
ધવરાવી આપે પરો, મનમાં માને મોદ. ૬
વસુદેવ કૃષ્ણ રક્ષા ભણી, તિંહા મોકલ્યો રામ;
દશ ધનુષ્ય ઉંચા બંને, રમે નિત્ય તિણિ ઠામ. ૭

ઢાલ—વટાઉઢાની એ દેશી. ૨૦

હવે શ્રી શોરીપુરવરે મ્હારા લાલ, સમુદ્રવિજય
નૃપ નાર;
શિવા નિશાંતે નિરખીયા, મહા સ્વપ્ન ચતુર્દશ
સારરે. ૧

દીઠાં થયો હર્ષ અપારરે, સીંચી જાણે અમૃત ધારરે;
સુખ પામ્યો રિદય મોજારરે, સંભલાવ્યા જઈ
ભર્ત્તારરે.
જગ સ્વામી હુસે તુજ, સુત ભલો મોરી ગોરડીરે. આ. ૨
કાર્તિક કૃષ્ણ બારસિ દિને મ્હારા લાલ, ચંદ્ર ચિત્રા
યોગ સાર;
અપરાજિતથી ચવી કરી, શિવા કૂખેલીયો અવતારરે. દી.જ. ૩
શ્રાવણ સુદિ પાંચમિ દિને, માં. રયણી ચિત્રાચંદ;
કૃષ્ણ વર્ણ સુત જનમીયો, શંખ લંછન નયના-
નંદરે. દી.જ. ૪
છપ્પન દિશાકુમરી કીયો, માં. વલી ચોસઠિ
સુરેશ;
મેરૂશિખર પ્રભુનો રચ્યો, જન્મોછવ હર્ષ
વિશેસરે. દી.જ. ૫
કારાગાર મૂકાવીયા, માં. સમુદ્રવિજય રાજાનરે;
અરિષ્ટનેમિ ઉછવ કરી, દીધો અભિધાન
વિખ્યાતરે. દી.જ. ૬
સ્વામી હવે સુખમે રહે, માં અપછર વૃંદ ;
સવય થઈ સેવા કરે; સુર આણા પામી ઈંદરે, દી.જ. ૭
પર્વતરૂપે કેતલાલે,માં. ગજરૂપે થઇ કેઈ;
ગજસ્વામી રહ્યા દેવને, લીલાએ ઉલાલે લેઇરે. દી.જ. ૮
રખે ચલે નાચે હસે, માં, ગાયે બોલે જગનાહ;
મોહ લગાવે સહુ ભણી, સહુને થાયે ઉછાહરે. દી.જ. ૯

સુત જન્મોછવ કરી હિવે, માં. સમુદ્રવિજય રાજાન;
નિજ પરિવારે પરિવર્યો, ચાલ્યો રમવા ઉદ્યાનરે. દી.જ. ૧૦
નાનાવિધ વૃક્ષાવલી માં. ફુલી ફલી અમંદ;
તે વનમાં નૃપ આવીયો, જિમ નંદનવનમાં ઇંદરે. દી.જ. ૧૧
દેવસભામાં તિણિ સમે, ઈંદ્ર જિનાધિપ દેખી;
ભાષે ઈણિપરે ભક્તસું, ઉત્ફુલ્લ લોચન ઉદ્દેષરે. દી.જ. ૧૨
સમુદ્રવિજય ધન્ય ભુપતિ, માં. સૌભાગ્ય અતિ-
ભાગ્યવાન;
જાસ ઘરે સુત ઊપનો, શ્રી નેમીશ્વર ભગવાનરે. દી.જ. ૧૩
અહો રૂપ મહા જેહનો, માં. બાલપણે બલવંત,
ઈંદ્રાદિક નર દેવતા, જેહની કો સહી નરે સકંત. દી.જ. ૧૪
સારગધરે એ કણ દિસે, માં. એકદિશિ બળ જિ-
નરાય;
અરિહંતના બલ આગલે, તે તો મેરૂ તિલોપમ
થાયરે. દી. જ. ૧૫
સૌધર્મ પતિનો એહવો, મા. વચન સુણી કેઈ દેવ;
સહી ન સકયા જી થમેહનો, ગર્જારવહારત શભરે
દી જ. ૧૬
સુર ભાષે સુરનાથને, માં. તુમે કહો તે સાચ;
મોટાને કુણ ના કહે, જો કંચણને કહે કાચરે. દી. જ. ૧૭
મહાસમુદ્ર સોસું અમ્હે, ચુર્ણ કરૂં ગિરિરાજ;
અમ આગલિ જીવે નકો, તો બાલકનો સ્યોમાજરે.
દી.જ. ૧૮

સ્વામી અમે તિહાં જઈ કરિ, માં. બલ જોઈ-
શું તાસ;
એહવું કહી સુર આવીયા, ઉદ્યાને પ્રભુને પાસરે. દી.જ. ૧૯
બાલ્યમાન દીઠા તિહાં, કરથી કર જન લેય;
મોટો થા ચિરંજીવ તું, કોમલ ઈમ વચન કહેયરે. દી.જ. ૨૦
કેઇક મુખચુંબન દીયે, આંગુલીયે કેઈ ધાર;
કેઇ હસાવે પ્રભુ ભણી, કેઇ ક્રીડા કરાવણહારરે. દી.જ. ૨૧
તે સુર એહવું ચિંતવે, માં. ઉલસિત વદન
નિહાલ;
છે દુષ્ટાતમ જેહનો, પણ ખુસી થયા તત્કાલરે. દી.જ. ૨૨
દ્વેષ ધરી આવ્યા હુતા, માં. પિણિ ગુણ થયો
એક એહરે;
એહવો રૂપ નીહાલીયો; નહી ત્રિભુવનમાંહે જેહરે. દી.જ. ૨૩
છલ દેખતાં એકદા, માં. નિર્જન દેવ નિહાલ;
પોઢયા દેખી પાલણે, ચોર જિમ લીધા તત્કાલરે. દી.જ. ૨૪
કરકોશે જિનવર ગ્રહી, માં, ચાલ્યા સુર તિણિ
વાર;
છઠા ખંડની વીસમી, જિનહર્ષ ઢાલ અવધારરે. દી.જ. ૨૫
સર્વ ગાથા, ૬૫૯.

દૂહા.

સવા લક્ષ યોજન લગે, વધ્યો તેહ અસમાન;
દેવ વિકાર જાણ્યો તદા, પ્રભુજી અવધિ જ્ઞાન. ૧
તદા પ્રયુંજ્યો સ્વામીયે, લેશ માત્ર બલ તાંહિ;
પડયા દેવ જોરે ગડયા, સો યોજન ભુઈમાંહિ. ૨

તે સ્વરૂપ જાણી કરી, ઇંદ્ર આવ્યો તિણિ ઠામ;
અનુકંપા સુરની કરી, કરે વીનતી આમ. ૩
રાખ (૨) જગનાથ તું, વિશ્વત્રાત બલવાન;
અહંકારી એ બાપડા, છોડો હવે ભગવાન. ૪
અપરાધીને પણ તુમે, સ્વામી રાખણહાર;
કૃપાવંત સહુસું તુમે, સહુ પ્રાણી આધાર ૫
સરણ તુમે અસરણતણા, ભૂતલ ધર્માધાર;
બાલકરૂપ અબાલ તું, સ્તવનાયોગ્ય અપાર. ૬
દેવેંદ્ર એમ સ્તવના કરી, મુકાવ્યા સુર તેહ;
સ્વામી મૂકી પાલણે, ગયા ક્ષમાવી ગેહ. ૭
શ્રીસમુદ્રવિજયાદિ સહુ, હરખ્યા ચિત્ત મઝાર;
નેમીસર બલ જોઇને, ઉચ્છવ કીયો અપાર. ૮

**ઢાલ**–હો રંગરસીયા પંથી ચાલજો, વિચિ બીજે કામ ન લાગજો;
પૂજિજીમારો, કાગલ દેય એ દેશી. ૨૧

પ્રાસાદે જિનરાયને, ઉચ્છવ કરી તિહાં અપારહો;
નિજ (૨) ઠામ ગયા સહુ, સમરંતા નેમિ દીદારહો. ૧
મનરંગસું તુમે સુણજયો, હિતસું મનમાંહે ધરજયો;
પાંડવનો એ અધિકાર, ત્યાર પછી ઇંદ્ર આગન્યા, દીધી દેવાની કોડિહો;
રક્ષા કારણ પ્રભુ વધે, એ તો દિન (૨) હોડાહોડહો. મ. ૨
હવે થઈ ધૃતરાષ્ટ્રની, ગાંધારી નારી: સભાવહો;
દોહદ યુદ્ધ કરવાતણો, ઉપનો દુષ્ટ ગર્ભ પ્રભાવહો. મ. ૩

યુદ્ધ કરૂં ગજવર ચડી, મારૂં વૈરીના વૃંદહો;
બંદીખાને લોકને, ઘાલું પામું આણંદહો. મ. ૪
નમું નહી ગુરૂવર્ગને, મનમાં ધારી અહંકારહો;
કલહ કરે પરવારસું, ક્રોધે ભરી રહે અપારહો. મ. ૫
પાંડુ નૃપતિ મહિષી હુવે, કુંતી સુપને શશિ સૂરહો;
મેરૂ ક્ષીરાબ્ધિ શ્રી નિશિસમે, દીઠાં થયો આણંદ-
પૂરહો. મ. ૬
ધરતી રત્નગર્ભાપરે, સુભ ગર્ભ પાંડુ નૃપ નારહો;
ધર્મ મનોરથ ઉપજે, દિન (૨) તેહને શ્રીકારહો. મ. ૭
સુભ લગ્ને સુભ દિન ઘડી, પંચ ગ્રહ ઉચ્ચાશ્રય
જામહો;
કુંતી સુત જણ્યો નભથકી, પુષ્પવૃષ્ટિ થઈ ગૃહ
તામહો. મ. ૮
ધર્મ પુત્ર મન નિર્મલો, દયા દાન ગુણાન્વિત એહહો;
એમ ઉચરતા દેવતા, આવ્યા પાંડુનૃપ ગેહહો. મ. ૯
ઉચ્છવ કરિ સુરની ગિરા, સુભ દિવસ યુધિષ્ઠિર નામહો;
દરસણ જેહનો દેખતાં, લાગે સહુને અભિરામહો. મ. ૧૦
વલી કુંતી નિશિ સ્વપ્નમેં, પવને નિજ આંગણ આઈહો.
દીઠો સુરતરૂ રોપીયો, તત્ક્ષણ ફૂલીયો ક્ષણમાંહિ હો. મ. ૧૧
તેહવા સ્વપ્નપ્રભાવથી, ઉત્તમ ધર્યો ગર્ભ શ્રીકારહો;
પાંડુ રાજા હર્ષિત થયો, જસ વિસ્તરીયો સંસારહો. મ. ૧૨
ઘણું વધ્યો ગર્ભ પેટમાં, ગાંધારી દુઃખીણી હોઇહો,
કરે ઔષધ પાતનતણા, પણ લાગે તાસ ન કોઈહો, મ. ૧૩

પૂર્ણ દિવસ કુંતી થઈ, દેખી પીડિત થઈ તેહહો;
ગર્ભ અધૂરો પાડીયો, હાથે જઠર હણેહહો. મ. ૧૪
ત્રીસે વરસે તિણિ જણ્યો, વજ્ર સારિખો દૃઢ દેહહો;
છ માસ પેટીમાં ધર્યો, પૂર્ણ દિવસ દેખાડયો તેહહો. ૧૫
એ ગર્ભ છતાં માતા ભણી, દુર્બુદ્ધ આદર થયો જામહો;
તે ભણી તે સુતનો દીયો, દુર્યોધન એહવો નામહો. મ. ૧૬
જે દિવસે સુત જન્મીયો, ગાંધારી નૃપની નારીહો;
ત્રીજે પ્રહર તે દિવસને, કુંતી સુત જણ્યો તિણિ વારહો. મ. ૧૭
વજ્ર કાય અધિધર્મથી, એ વાયુતણો સુત ભીમહો,
ગુણ જ્યેષ્ઠ ભક્ત જ્યેષ્ઠનો, આકાશવાણી થઈ એમહો. મ. ૧૮
હવે અન્યદા કિણ એક ગિરે, પાંડુ નૃપ ગયો
રમવા કાજહો.
ભીમ પડયો કુંતી હાથથી, વજ્ર કાય થઈ આવાજહો. મ. ૧૯
ગિરિપાષાણ ચૂરણ થયા, વજ્ર જિમ પડીયો જિણ
ઠામહો;
તંદુલ જિમ ધર ટેકરી, પીસાયે થાયે કામહો. મ. ૨૦
અંગ અક્ષત તે સંગ્રહી, વજ્ર કાય એહ એમ વાણીહો;
કહેતાં સુર કુંતી ભણી, સુત દીધો મુદ મન આણીહો. મ. ૨૧
હિવે તે કુંતી તીસરો, પુણ્ય યોગે ગર્ભ ધરંતહો;
શક્ર ગજારૂઢ નિરખીયો, સુપને જાગી મતિમંતહો. મ. ૨૨
દૃઢ ધનુ આરોપી કરી, કુંતી જાણે મનમાંહીહો;
અલવંતા દાનવ દલું, ચૂરૂં રિપુ ઉર સંબાહિહો. મ, ૨૩

પૂર્ણ સમય તિણે જનમીયો, સહુ જગમાંહે
શિરદારહો;
ઇંદ્રપુત્ર અર્જુન ઇસી, વાણી થઈ નભ તિણિ વારહો મ. ૨૪
પુષ્પવૃષ્ટિ દેવે કરી, દુંદુભિ વાગી આકાશહો;
નાટક કીધો અપછરા, નૃપ કીયો ઉચ્છવ ખાસ હો; મ. ૨૫
ત્રણ પુત્ર કુંતીતણા, ત્રણે પુરૂષારથ જાણિ હો;
એકવીસ ઢાલ છઠાખંડની, જિનહર્ષતણી એ વાણિ હો. મ. ૨૬

સર્વગાથા, ૬૯૩.

## દૂહા.

થયો નકુલ મદ્રીતણો, બીજો સુત સહદેવ;
પાંડુ પંચ પુત્રે કરી, સોભે નૃપ નિતમેવ. ૧
દુર્જય નૃપ ધૃતરાષ્ટ્રને, સો સુત થયા ભુજાલ;
શસ્ત્ર શાસ્ત્રના જાણ સહુ, વૈરી નૃપના કાલ. ૨
ધૃતરાષ્ટ્ર શોભે તિણે, સો પુત્રે અત્યંત;
શતભિષક તારે શશી, જિમ સોભા પામંત. ૩
નાશકયપુર યાત્રાભણી, કુંતી ગઇ અન્ય દીસ;
તિહાં ચંદ્રપ્રભ સ્વામીનો, ચૈત્ય કરાવ્યો ઈશ. ૪
પૂજા આરાત્રિક કરી, પોષી મન ઉછાહી;
આવી નિજ ભર્તારસું, કુંતી નિજ પુરમાંહી. ૫
નાશિકયે જિન આઠમો, ભાવે જે પ્રણમંત;
બોધિ લહી ભવ આગલે, પામે સુખ અનંત. ૬
હવે નૈમિત્તકને કહ્યો, કંસ કૃષ્ણની શંક
કેશી હય ખર મેષ વૃષ, અરિષ્ટ હણ્યા નિસ્સંક. ૭

નિજ વૈરીને જાણવા, શાર્ઙ્ગપૂજોચ્છવ કીધ;
ભામા પોતાની બહિનિ, ધર્યો તે આગલિ સીધ. ૮

**ઢાલ**—ફાગની. ૨૨.

દેવકન્યોપમ એ મુજ બહિની આપું તાસ, સારંગ
ધનુષ ચડાવે અંગે ધરિય ઉલાસ;
સગલે કંસ નરેસર નિજ વરપ્રવર પ્રધાન, તેડવા મોકલીયા
આવ્યા સહુ રાજાન. ૧
જાન લેઈ જાણે રાજવી આવીયા, પુત્ર વસુદેવનો અના
ધૃષ્ણિ ભાવીયા;
વીર માની રથે બેસીને ચાલીયા.
ભુજબલે જેણે અરિસૈન્યબલ પાલીયા. ૨
રાત્રે તિહાં આયો ઉમાહ્યો થયે પરભાત,
કૃષ્ણ સહાયી ભાઈ કરી આગલિ વડ ગાત,
નીકલીયા મથુરા પ્રતિ સોભિત વીર બન્હેય;
મારગમાં રથ ખલીયો બલિયો, તરૂ નિરખેય. ૩
નિરખીયો કૃષ્ણ રથ ઉતરી તરૂ સહી, મૂલથી કાઢીયો
ઢીલ કીધી નહી;
સ્યંદને વલી અનાધૃષ્ણિ બેસાણીયો, મહા બલવંત લઘુ
ભ્રાતને જાણીયો. ૪
અનાધૃષ્ણિ આયો જિહાં બેઠા રાય અનેક, ધનુષ ધર્યો
ન ધર્યો મનમાંહે કિમપિ વિવેક;
ઊપાડંતાં લડથડીયો પડીયો બલવંત,
લોક સહુ હસીયા સત્યભામા પિણિ લાજંત. ૫

કોપીયો કૃષ્ણ હાસો નિહાલી, ધનુષ આરોપીયો તુરતવાલી;
કટાક્ષ કુસુમે ભુજા તાસ પૂજ્યા, વડવડા રાજવી દેખી ધ્રૂજ્યા. ૬
મેં અધિરોપીયો ઓપીયો સારંગ ધનુષ સધીર, અનાધૃષ્ણિ
ઈમ ભાષે રોષે ગોપવી વીર;
વસુદેવે નિજ ગૃહથી મૂક્યો કંસની ભીતિ, ઉછવને
મિસે હિવે જેઠી યુદ્ધ જોવા રીતિ. ૭
દેશદેશાધિપ તિહાં વલી આવીયા,
વૈરી નિશ્ચય ભણી કંસ તેડાવીયા;
કૌતુકી કૃષ્ણ બલભદ્રસું સંચર્યો,
માહિ યમુના કાલી નાગસેં વશ કર્યો. ૮
બે ગજ યમઆકાર પ્રચંડ અખંડિત દેહ,
કંસે મૂક્યા વૈરીનિવારણ કારણ તેહ;
હણીયો કૃષ્ણે પદ્મોત્તર નામે ગજરાજ,
રામ હણ્યો ચંપક સિંહનાદ કરી આવાજ. ૯
રામ તિહાં આવીયા કૃષ્ણને દાખવે,
સમુદ્રવિજયાદિ જાણાઇવા ભાખવે,
નામ લેઈ (૨) સહુ દેખાલીયા,
હેજ તેજે કરી લોયણે ભાલીયા. ૧૦
નિજ ષટ્ ભાઇ કેરો હંતા જાણી કંસ,
કૃષ્ણ હીયામાં થાપી કોપાગનિ રહયો ડંસ;
મંડપ જઈ બેઠો ન ધરે મન કેહનો બીહ,
પાસે બેઠો રામ જાણે સાર્દુલો સિંહ. ૧૧

મલ્લ ચાણૂર મુષ્ટિક બન્હે મહાબલી,
આવીયા યુદ્ધ કરવા ભણી અટકલી;
કૃષ્ણ કરિ કોપ આટોપ ધરિ ઉઠીયો,
તુરત મંચકથકી જાણે યમ રૂઠીયો. ૧૨
કાન્હ હણ્યો ચાણૂર મુષ્ટિક હણીયો શ્રીરામ,
કોપ્યો કંસ નિહાલી તદ્વધ ભાષે તામ;
અરે અધમ એ બાલગોપાલ હણો અવલંબ,
એહનો પોષક નંદ હણો મત કરો વિલંબ. ૧૩
રોષના પોષથી નયણ કરી રાતડા,
કહે ગોવિંદ એમ કાં મરે બાપડા;
જેમ ચાણૂરને મારીયો ઇણિપરે,
ગતિ હુસ્યે તાહરી પણ મનમાં ધરે. ૧૪
આજ હણું તુજ પ્રાણ નિશ્ચે જાણ મનમાંહિ,
માહરા ભ્રાતની ઘાત કીધી ફલ ભોગવ તાહિ.
એમ કહી ગોવિંદ મંચ ચડી બેઠો તત્કાલ,
કેશ ગ્રહી નાખ્યો ભૂંઈઉપર કંસભૂપાલ. ૧૫
કંસરક્ષાર્થે કંસભટ આવીયા,
કૃષ્ણને મારવા સાયુધે ધાવીયા;
મંચનો થંભ ઉપાડીને તે ભણી;
પાડીયા ગાડીયા રીસ આણી ઘણી. ૧૬
કંસતણે સિર પાય ઠવી કૃષ્ણ તિણવાર,
મારી કેસ ગ્રહી મંડપથી કાઢયો ત્યાર;
સન્નદ્ધ બદ્ધ નિહાલી કંસતણા ભૂપાલ,
સમુદ્રવિજય પિણિ ઉઠયા અનુજ સહિત તત્કાલ. ૧૭

રામ બલભદ્રને લેઈને ચાલીયા,
સમુદ્રવિજયાદિ હર્ષસું માલીયા;
દેઈ મથુરા ઉગ્રસેન રાજા ભણી,
ગયા સોરીપુરે થઈ વધામણી. ૧૮
જીવયશા હિવે કંસ મરણથી વિહ્વલ હોઈ;
ગઈ રાજ ગૃહપુર યા દવનો ક્ષય કરૂં જોઈ;
કેશવિકીરણ રોતી શોકાકુલ વિકરાલ,
પૂત્રીકા રોવે પૂછયો જરાસિંધ ભૂપાલ. ૧૯
રામકૃષ્ણે હણ્યો મુજ ધણી તાતજી,
અઈમુત્તે કહી થઈ ખરી વાતજી;
ઢાલ બાવીસમી ખંડ છઠાતણી,
થઈ પૂરી જિનહર્ષ સોહામણી. ૨૦
સર્વ ગાથા ૭૨૧,

## દુહા.

જરાસિંધ કહે દીકરી, રોવે કિસું ગમાર;
જડ કાઢિસિ યાદવતણી, રોવાડિસિ તસુ નાર. ૧
દેઈ એમ આશાસના, સોમક નામે રાય;
મૂકયો સમુદ્રવિજય કન્હે, તેહને એમ સીખાઈ ૨
સમુદ્રવિજય આદર દિયો, સ્વામિવચન કહે તામ;
કુલ અંગારા આપ તું, નારાયણ ને રામ ૩
મારણહારા કંસના, તુજ વૈરિ એ જાણ;
છાંડી રાજ્ય પૂરવ પરે, કર મુજ આણ પ્રમાણ. ૪

સમુદ્રવિજય દૂનો થઈ, સોમકને કહે તામ;
નથી જાણતો મૂઢ નૃપ, કિમ દેસે સુત આમ. ૫
પૂત પરાયા માગતો, તું લાજે નહી સોમ;
એ મંડન હરિવંશના, જેમ રવિ શશિ મંડન વ્યોમ. ૬
વર જીવિતનો આપવો, દુક્કર સુતનો દાન;
કહે તુજ સ્વામીને જઈ, કાં પહુચે યમથાન. ૭
સોમક દેખીને ડર્યો, રામ કૃષ્ણનો કોપ;
ઉઠયો જઈ જરાસિંધુને, વચન કહ્યા કુલલોપ. ૮

ઢાલ—હાલ્યા મારૂરે દેશ હોજી પુગલ થકી પલાણીયા એ દેશી ૨૩

હવે ઉગ્રસેન ભૂપાલ, હોજી સત્યભામા નિજ નંદિની;
કૃષ્ણને દીધી તામ, હોજી સહુને જે આનંદિની; ૧
બીજે દિન દશારેશ, હોજી મેલી બાંધવ આપણા;
પૂછયો ક્રોષ્ટુક તામ, હોજી નૈમિત્ત જે જાણે ઘણા. ૨
ભરત ત્રિખંડાધીશ, હોજી વિગ્રહ જરાસિંધસું થયો;
જે ભાવી તે દાખ, હોજી માનીશ સત્ય તાહરો કહ્યો. ૩
તે કહે આગલિ એહ, હોજી રામકૃષ્ણ મહાભુજબલી;
ત્રિખંડ ભરતાધીશ, હોજી હોસ્યે જરાસિંધને દલી. ૪
ઉદ્દિશી પશ્ચિમ સમુદ્ર, હોજી જાઓ તુમે ઈહાંથી સહુ;
ભાવી શત્રુક્ષયારંભ, હોજી ઉદય હુસ્યે તિહાં તુમ બહુ. ૫
વલી સત્યભામા એહ, હોજી બે પુત્ર જિહાં જોડે જણે;
તિહાં કિણ પૂરી નિવેશ, હોજી રહિજ્યો તિહાં નિસંકપણે. ૬
અષ્ટાદશ કુલ કોડિ, હોજી યાદવનાયકસંયુતા;
વંધ્યાચલ ગિરિમધ્ય, હોજી ચાલ્યા વિશ્વ ચલાવતા. ૭

હવે જરાસિંધ રાય, હોજી સોમક ઉક્ત સુણી કરી;
ક્રોધ જ્વલિત કહે તામ, હોજી કાલકુમર અહંકૃત ધરી. ૮
એ યાદવ કુણ માત્ર, હોજી દ્યો આદેશ હણું જઈ;
વ્યોમ અગ્નિ જલમાંહિ, હોજી કાઢીને આવું આંહિ. ૯
પંચસયા રાજેન્દ્ર, હોજી યુકત સેના સાથે ઘણી;
યવન અનુજ દેઈ સાથ, હોજી મોકલિયા ત્રણખંડ ધણી. ૧૦
કાલતણી પરિ કાલ, હોજી ચાલ્યો કાલિ ઘટા કરી;
પર્વત દેવે કીધ, હોજી રામકૃષ્ણરક્ષા વરી. ૧૧
અગ્નિચિતા બહુ કીધ, હોજી તિહાં એક નારી રોવતી;
ભસ્મ થયો યદુસૈન્ય, હોજી બેઠી તિહાં કિણુ જોવતિ. ૧૨
આવ્યો કાલ નિહાલિ, હોજી કેમ રોવેરે ડોકરી;
નાઠા યાદવ સર્વ, હોજી જરાસિંહ બ્હીક ધરી. ૧૩
તેહુને કેડે વીર, હોજી કાલ ચલ્યો કાલની પરે;
બીન્હા આવ્યો દેખી, હોજી અગ્નિમાંહે સહુ બલી મરે. ૧૪
રામગોવિંદ દશાર, હોજી ચિહમાંહે પેસી સહુ;
હું પેસું હવે જોઈ, હોજી બંધુ વિયોગ થયો બહુ. ૧૫
એમ કહી પેઠી તેહ, હોજી દેવમાયા કરિ મોહીયા;
નિજ સંધા સંભારિ, હોજી કાલ ચિતા જંપાવીયા. ૧૬
યવનાદિક ફિર જાઈ, હોજી વાત કહી મગધેશને;
યાદવ પણ તે જાણી, હોજી સુખ ઉપનો સહુને મને. ૧૭
ગયા સોરઠમાંહિ તેહ, હોજી શ્રીરૈવત અચલતણી દિસે;
પશ્ચિમ થાપ્યો સૈન્ય, હોજી વચન ક્રોષ્ટુકિ સમર્યો તિસે. ૧૮
સત્યભામા હરિનારિ, હોજી ઉભય પુત્ર તિહાં જણ્યા,
ભાનુ ભામર અભિધાન, હોજી જાત્યકાંચનકાંતે વણ્યા. ૧૯

શ્રીપુંડરીક ગિરિનાર, હોજી પૂજ્યા જિન ભાવે કરી;
માને ધન્ય દશાર, હોજી ભવવેલા ધન્ય આજરી; ૨૦
ક્રોષ્ટુકિ દિન આખ્યાત, હોજી હરી બલ કીધી ન્હાઈને;
અષ્ટમ તપ કરી તામ, હોજી પૂજ્યો ઉદધિ ઉમાહિને. ૨૧
ત્રીજી રાતમોજારિ, હોજી લવણસમુદ્રનો અધિપતિ;
આવ્યો તિહાં કર જોડી, હોજી માધવને કહે સુભમતિ. ૨૨
કિમ સમર્યો વાસુદેવ, હોજી ચરમ આદેશ મુને દીયો;
હું મુખ્ય સમુદ્રથી આંહિ, હોજી સગર આજ્ઞાએ આવીયો. ૨૩
એમ કહી દીધો દેવ, હોજી પાંચજન્ય મુરારિને;
બલભદ્ર ભણી સઘોષ, હોજી રત્નમાલા અંસુક અને. ૨૪
દેવભણી કહે કૃષ્ણ, હોજી મીઠા વચન જાણે અમી;
થઇ જિનહર્ષ એ ઢાલ, હોજી છઠે ખંડ ત્રેવીસમી. ૨૫
સર્વગાથા ૭૫૪.

દૂહા.

આ છે ઇહાં નગરી પ્રથમ, વાસુદેવની જેહ;
તે ઢાંકી છે નીરમેં, દે મુજ વસિવા તેહ. ૧
સાંભલિ સુર ઈમ શક્રને, જઈ કહી તે વાત;
ધનદ શક્ર આદેશથી, થાપી પુરી વિખ્યાત. ૨
દ્વાદશ યોજન લંબપણ, નવયોજન વિસ્તાર;
નગરી કીધી સોભતી, સ્વર્ણરત્નપ્રાકાર. ૩
વૃત્ત ચતુરસ્રવ્યાયતા, ગિરિકૂટક સ્વસ્તિક નામ;
સર્વતોભદ્રા મંદરા, અવતંસક અભિરામ. ૪
વર્દ્ધમાન નામે ઇસે, લક્ષગા ને પ્રાસાદ;
એકભૂમ બેભૂમીયા, ત્રિભૂમ ચઉભૂમાદિ. ૫

ત્રિક ચોક ચચ્ચરનેવિષે, જિનગૃહ દિવ્યાકાર;
કીધા મણિ માણિકતણા, સહસ્ર ગમે નહિ પાર. ૬
સરવર વાપી દીર્ઘિકા, વન વાડી ઉદ્યાન;
અહોરાત્રિમાંહે કીયા, બીજા પિણિ બહુ થાન. ૭
એહવી નગરી દ્વારિકા, રમ્ય સુરપુરીસમાન;
થઈ યોગ્ય વાસુદેવને, દેવે કીધી માન. ૮

ઢાલ—ચંદા કરી લાઈ ચંદણો, એ દેશી. ૨૪.

પ્રાત કુબેરે આપીયા, પીતાંબર બે હરિસારૂરે;
મુગટ નક્ષત્રમાલા વલી, મહા રત્ન કૌસ્તુભ મણિ વારૂરે. પ્રા. ૧
સારંગ ધનુ શર તૂણ બે, તિમ નંદક ખડ્ગ સુનામેરે;
વલી ગદા કૌમોદકી, રથ ગરૂડ ધ્વજ રણકામેરે. પ્રા. ૨
વનમાલા દીધી રામને, નીલવસન બે મૂસલસીરોરે;
તાલધ્વજ રથ બે ભાથા, બે અક્ષય્યબાણ સધીરોરે. પ્રા. ૩
ગ્રીવાભરણ નેમીશને, બે બાહુરક્ષક મનહારોરે.
હાર ત્રૈલોકયવિજ્યાભિધો, ચંદ્ર સૂર્ય કુંડલ કર્ણધારોરે. પ્રા. ૪
ગંગાતરંગમહાનિર્મલા, બે વસ્ત્ર મલોજ્જિત દીધારે;
મણિ પિણિ સર્વતેજામયી, ધનદે પ્રભુને ભેટ કીધારે. પ્રા. ૫
ચંદ્રહાસ અસિ આપીયો, શ્રીસમુદ્રવિજયને દેવેરે;
દિવ્યરથ વસ્ત્રયુગલ દીયા, ઇંદ્રાજ્ઞાએ ભલી ટેવેરે. પ્રા. ૬
ગુરૂધ્વજ રથ શકિત સહસ્ત્રાસ્યા, કુસુંભવસનયુગ
આપ્યારે;
યક્ષે શ્રીમહાનેમિને, રૂડી ભકિત કરીને થાપ્યારે. પ્રા. ૭
દીધા વલી રથનેમિને, અક્ષય્ય બાણ ધનુ હારોરે;
તસુ બંધવ બીજા ભણી, વસ્ત્ર શસ્ત્ર દીયાં સંભારોરે. પ્રા. ૮

ધનદાદિક સહુદેવતા, યાદવ નૃપ અવર અનેકોરે;
બલભદ્ર ત રાજ્ય થાપીયો, શ્રી કૃષ્ણને કરિઅભિષેકોરે. પ્રા. ૯
માધવ રામ તિહાં હવે, વારૂ પાલે રાજ્ય અખંડોરે;
સમુદ્રવિજયની આજ્ઞાએ, શિષ્ટ પાલે દુષ્ટને દંડોરે. પ્રા. ૧૦
મુદ ઉપજાવે વિશ્વને, જસુ ચરિત ન જાણે કોઇરે;
અરિષ્ટનેમિ ભગવંતજી, વૃદ્ધિપામે અનુક્રમે સોઈરે. પ્રા. ૧૧
અનુક્રમે યોવન પામીયો, દશ ધનુષ પ્રમાણ શરીરોરે;
જીત્યો કામ આજન્મથી, શ્યામ વરણહરણ દુઃખ ધીરોરે. પ્રા. ૧૨
ઇણ અવસર સુર લોકમાં, સુરપતિ સુર આગલિ કીધોરે;
વર્ણક શ્રી નેમિનાથનો, અદ્ભુત સત્વ બલસુપ્રસીદ્ધોરે. પ્રા. ૧૩
સત્વ શૌર્ય બલ શીલતા, દાનરૂપ ગુણે ઉપશામેરે;
ત્રિભુવનમાંહિ કોઇ નહિ, શ્રી નેમિજિનોપમ પામેરે. પ્રા. ૧૪
હવે કેઇક તિહાં દેવતા, મિથ્યાત્વ ભ્રમે મુઝાણારે;
શક્રને ખોટો પાડવા, ભૂમંડલ કીધ પયાણારે. પ્રા. ૧૫
રૈવતક ગિરિ તલહટી, સુરધારાભિધ પુર થાપીરે;
મનુષ્ય રૂપ કરી રહ્યા, અન્યાયી જન સંતાપીરે. પ્રા. ૧૬
દ્વારિકોદ્યાન વૃક્ષાવલી, લીલાયે તે ઉનમૂલેરે;
ભારિવાહક નર આપડા, નિસ્સંકપણે પ્રતિકૂલેરે. પ્રા. ૧૭
ઉપદ્રવ બહુપરિ કરે, જલવાહક તિમ અવરાનેરે;
આજ્ઞા ફેરે આપણી, માની કેહને નવિ માનેરે. પ્રા. ૧૮
પીડે એમ સહુ લોકને, દ્વારિકાના વાસી જેહોરે;
સમગ્ર પુરને ભય કરે, કોલાહલ કરે અછેહોરે. પ્રા. ૧૯
અનાધૃષ્ણિ તે સાંભલી, વસુદેવસુતનુ રણધીરોરે;
સમુદ્રવિજય નૃપ અણપૂછયે, માની રથ ચડીયો વીરોરે. પ્રા. ૨૦

પ્રૌઢ વિક્રમ અંગે ધરી, સર્વાયુધ કરી સંયુકતોરે;
જીપેવા તેહને ચલ્યો, પોતાની જાણી શકતોરે પ્રં. ૨૧
રૈવતકોપાંતે દેખી, મોટો પુર તાસ અપારોરે;
એસું એહવો સમરતો, વિસ્મય વસુદેવકુમારોરે. પ્રા. ૨૨
અન્યાય કર્ત્તા તે જાણી, અનાધૃષ્ણિ ક્રોધે પૂરાણોરે;
સંખ પૂર્યો અતિ આકરો, ધનુ ટંકારવ પ્રાણોરે. પ્રા. ૨૩
તે પણ સુણી ક્રોધે ભર્યા, નીકલીયા સુરની માયારે;
જીપી તત્ક્ષણ તેહને, નિજપુરમે લેઈ સિધાયારે. પ્રા. ૨૪
બલ ફેરવી ન સકયો કિમે, આયો હુતો ધરિ અહંકારોરે;
છઠે ખંડે ચોવીસમી, જિનહર્ષ ઢાલ ચિત્ત ધારોરે. પ્રા. ૨૫
સર્વ ગાથા, ૭૮૭.

## દૂહા.

તે વૃત્તાંત જાણી કરી, સમુદ્રવિજય ભૂપાલ;
ઢીલ નહિ તેડાવીયા, સુભટ સહુ તત્કાલ. ૧
ક્ષુભિત થયા ભંભા સુણી, ક્ષત્રિય સહુ સમકાલ;
રૌદ્રવીરરસ ધારતા, કરતા શસ્ત્રોચ્છાલ. ૨
કેઈ સુભટ અશ્વે ચઢયા, ગજે ચઢયાકેઇ વીર;
કેઈ પાયક શસ્ત્રાયુધા, અરિ ઊતારણ નીર. ૩
સમુદ્રવિજય રાજા તદા, ચડીયો સેના મેલિ;
સપ્તોદધિ જલ ખલભલ્યા, ચાલી જાણે વેલિ. ૪
ક્રોધ રાયનો જાણીને, રામકૃષ્ણ બલવંત;
વૈરી વારણ પંચમુખ, નૃપને એમ કહંત. ૫
સ્યે અર્થે એ તાતજી, તુમે કર્યો સંરંભ;
અમે લઘુ તો પિણિ કહો, અમને કૃત્યારંભ. ૬

કોઈ નૂતન ઊઠયો દેવતા, અથવા રાક્ષસ કોઇ;
તુમ સુપસાયે જીપીસું, હાથ અમારા જોઈ. ૭
તાસ વચન એહવા સુણી, સમુદ્રવિજય કહે રાય;
અનાધૃષ્ણિને લે ગયા, લોકોપદ્રવ થાય. ૮

ઢાલ—માહરૂં મન મોહ્યુંરે વદ્રાનંદસુંરે એ દેશી. ૨૫.

રામ કંસારિરે હસિને એમ કહેરે, તાત વૃથોદ્યમ એહ;
એહ તમારોરે પ્રાક્રમ બાપડારે, સહી સકે કિમ તેહ. રા. ૧
અમે જીવંતાંરે તાતજી તુમતણોરે, યુગત ન પુરૂષાકારિ;
તુમ આદેશેરે તેહને જીપિસુંરે, દ્યો આજ્ઞા હિતધારિ. ૨
સમુદ્ર આદેશેરે રામકૃષ્ણ બે જણારે, મહાબલવંત ભુજાલ;
પંચજન્યનાદેરે વિશ્વ કંપાવીયોરે, મિલ્યા સુભટ ભૂપાલ. રા. ૩
આયુધ લેઇરે નિજ (૨) મહાબલીરે, રથ બેસી ગયા પુર તામ;
તેહોને બોલાવ્યારે શંખનાદે કરીરે, દેવ પામ્યો બહુ ત્રાસ. રા. ૪
સુરભટ માનીરે શીઘ્ર આવ્યા તિહાંરે, કીધો યુદ્ધ અપાર;
તે પિણ જીપીરે સુર લેઇ ગયારે, નિજ પુર રામ મુરારિ. રા. ૫
દ્વારિકામાંહેરે કોલાહલ થયોરે; રામ કૃષ્ણ અપહાર;
બલવંત એહવારે જેણે હરાવીયારે, તે તો સબલ ઝુઝાર. રા. ૬

હિવે લીલાયેરે સ્વામી ખેલતારે, આવ્યા સૌધ
મોઝારિ;
અચ્યુતનારીરે ભાષે એહવું રે, રચના વચન વિચારી. રા. ૭
સર્વજ્ઞ સ્વામીરે સુણીએ તુમભણી રે, શક્તિ અનંત
બલવંત;
પૃથ્વી છત્રીરે મેરૂ દંડજિમ કરેરે, જે થાયે અરિહંત. રા. ૮
તે ભણી હુવણારે તું અમારે કુલેરે, અવતરીયો
અરિહંત;
નિજબલ સ્વામીરે પ્રગટ કરો હવેરે; પૂરી અમારી
ખંત. રા. ૯
તુમ દેખંતાંરે શત્રુ પરાભવેરે, તુમારા ભાઇને કોઈ;
તે બલ તે તોરે તીર્થંકરપણોરે, કામ કિસે
નવિ હોઈ. રા. ૧૦
એમ ભોજાઇરે સહુ હાંસી કરેરે, નેમીસ્વરને તામ;
કાંઇકિ મનમેંરે યુદ્ધોચ્છવ થયોરે, ગયા પર્ષદામાં-
હિ સ્વામિ. રા. ૧૧
યુદ્ધ કરવાનેરે ઉદ્યમવંત થયોરે, સમુદ્રવિજય
ઉછંગ;
બેઠા સ્વામીરે સોહે ઈણે પરેરે; જિમ અર્યમા
મેરૂશ્રૃંગ. રા. ૧૨
ક્રોષ્ટુકિ ભાષેરે તામ નિમિત્તીયોરે, સમુદ્રવિજય
મહારાજ;
સાંભલિ તેહસુંરે યુદ્ધ કરવા ભણીરે, નહિં તુમારો કાજ. રા. ૧૩

હલી હરિ જીત્યારે લીલાયે જિણેરે, વિશ્વમાંહે જે વીર;
તેહને જીપેરે તીરથનો ધણીરે, અવર ન કોઇ ધીર. રા. ૧૪
એહવું તિણેરે નિમિત્તિયે કહ્યુંરે, ઇંદ્રાદેશથી તામ;
માતલિ આણીરે રથ પ્રભુને નમીરે, વીનતિકરે
સુણી સ્વામી. રા. ૧૫
તુજ ઇચ્છાયેરે સાથે નેમિજીરે, રથ લાવ્યો તુમ તીર;
કૃપા કરીનેરે બેસો સાહિબારે, જીપો અરિ વડવીર. રા. ૧૬
સહુ નૃપ જોતાંરે નેમીશ્વર તદારે, રથ બેઠા બલવાન;
ધનુષ ટાલીનેરે શસ્ત્ર સહુ તજ્યારે, સાથ ન કોઈ રાજાન. રા. ૧૭
સહુ કોઇનેરે રક્ષામંત્ર હુંરે, અન્યની રક્ષા મુજ શર્મ;
ઇમિ જાણીરે નેમીશ્વર તજ્યોરે, અંગ થકી પિણિ વર્મ. રા. ૧૮
ભગવાન બેઠારે રથ ઊપર ચઢીરે, તિણિ પુર ગયા તત્કાલ;
શંખને ધ્વાનેરે રિપુ સહુને તેડીયારે, ખલભલીયા ભૂપાલ. રા. ૧૯
સુરપુર દોલેરે પ્રભુરથ વેગસુંરે, ફેર્યો તાસ નિર્ઘાત;
પડીયા વારૂરે ગઢના કાંગરારે, વૈરીસિર જિમ ખ્યાત. રા. ૨૦
સુર સગલાયેરે તે નિર્ઘાતથીરે, ભેલા થયા સહુ આય;
ચતુરંગ સેનારે તુરત સજી તિણેરે, રણસનમુખ તે થાય. રા. ૨૧
તેહ વજાવેરે ભંભા કાહલારે, રણતૂરને નિસાણ;
તેહને ધ્વાનેરે જન સંકિત હુવેરે, પડે કાયરના પ્રાણ. રા. ૨૨
વાય વિકુર્વ્યાંરે સહતાં દોહિલારે, ગિરિનાર
શિખર ઢહંત;
તરૂ ઉપાડીરે નાખે મૂલથીરે, નાદે નભ ફાટંત. રા. ૨૩

થિરા હુંતીરે તે અથિરા થઇરે, કંપ કુલાચલ થાય;
ધરતીમાંથીરે ધૂમ શિખા વધીરે, લોચન મુખ પૂરાય. રા. ૨૪
ઠામે (૨) રે મોટા પન્નગારે, અતિભીષણ પંચાસ્ય;
વ્યાઘ્ર બીહાવેરે વીંછીડા ડસેરે, અજગર સિંહ પ્રકાસ્ય. રા. ૨૫
ભૂત વેતાલારે શાકિણિ ડાકિણીરે, કીધી ભૂમિ કરાલ;
છઠે ખંડેરે પચવીસમી થઈરે, કહે જિનહર્ષ એ ઢાલ. રા. ૨૬

સર્વ ગાથ. ૮૨૧,

## દુહા.

તેહવા તેહને દેખિને, હસી ધરી ઉચ્છાહ;
બાણ કબાણ ચઢાવીયો, લીલાયેં જગનાહ. ૧
ખાંચી ટંકારવ કર્યો, અતિ દુસ્સહ ભયકાર;
સિંહાદિક ત્રાસ્યા સહુ, ન ખમ્યા ધીર લગાર. ૨
પ્રભુ શરાસન ખાંચીયો, દઢ આસ્ફાલ્યો તામ;
તેથી પાવક ઊપનો, મિટયો તિમિરતિણિ ઠામ. ૩
પ્રગટ થયા હવે કેતલા, ભૂતલ કેઇ આવાસ;
દેખી હસી સ્વામી કહે, અજી ન પામે ત્રાસ. ૪
ઈમ ચિંતવી ધનુષે ધર્યો, વાયુશસ્ત્ર જગદીસ;
મહી શૈલ સાગર પ્રમુખ, ક્ષણ ઉદ્ધારણ જગીસ. ૫
આકર્ણાંતે આણીયો, એહવું કહી સધીર;
ક્રોધ કરી પ્રભુ મૂકીયો, વિશ્વભીતિકર તીર. ૬

તદ્દુદ્ભવ અનિલે કરી, તૂલ તણી પરે જાણુ;
ઊડી (૨) ને ગયા, ક્યાંહી (૨) વિમાણુ. ૭
માંહોમાંહે આફ્લી, વાયે તેહ વિમાન;
વૃષ્ટિ અંગારાની થઈ, પ્રલય મેહ જિમ માન. ૮
બીજો વળી પ્રભુ મેલીયો, મોહન નામે બાણુ;
ગતચેતન ભૂમિ લુઠે, દેવસૈન્ય તિણિ ઠાણુ. ૯
પંખી માનવ દેવતા, પશુ અપર પિણિ જેહ;
તંદ્રાયે કરીને સહુ, થાવર જિમ થયા તેહ. ૧૦
તે મઘવા જાણી કરી, જે કીધું જગભાણુ;
તુરત સૌધર્મથી આવીયો, નમી સ્તવે નિજ વાણુ. ૧૧

**ઢાલ**–મારો મારો સાપિણિ નિર્મલજલ બેઠી. એ દેશી. ૨૬

સુરપતિ કરે સ્તવના મનરંગે, શ્રીનેમીસ્વરની ઉછરંગે. સુ.
જય સ્વામી જગસાર જગતગુરૂ, જગઉદ્ધરણ નમત ચરણ સુર; સુ.
અનંતવીર્ય ભગવન્ જય જયકર; દુસ્સહદોર્બલ વિશ્વસુખાકર. સુ. ૧
લોક અલોકમેં તું પ્રભુ ઘાલે, આઠ કર્મ વૈરી બલ પાલે;
મેરૂ લીલાએ ધરે અંગૂઠે, વિશ્વવિપર્યય થાયે રૂઠે. સુ. ૨
દેવાસુર સુર મનુષ્ય સુરેસર, તુજ બલ ખમિ નવિ સકે જિણેસર; સુ.
સ્વામી તુજ સરીખા ઉપગારી, થાયે સહુ જગ રક્ષાકારી. સુ. ૩

એહ ભરાક વૃથા અભિમાની, ક્રોધ ખમી ન સકે તુજ
સાની; સુ.
તૃણુજિમ ગજ ભાસ્કર જિમ તારા, પ્રાક્રમ તેજ-
વિહીણુ બિચારા. સુ. ૪
એ ચંદન ગોધા સમ ભારી, તુજ રૂષ વિદ્યુત સમ ક્ષ-
યકારી; સુ.
તે ભણી પ્રભુ તુમે શસ્ત્ર નિવારો, જગપાલકનો
બિરૂદ વિચારો. સુ. ૫
ઇંદ્રતણી સ્તુતિ સાંભલિ સ્વામી, શસ્ત્ર નિવાર્યો
અંતરયામી; સુ.
થયા સચેતન પ્રભુ–ઇંદ્ર દેખી, લાજ્યા મનમાંહે
સુવિશેખી. સુ. ૬
સુરપતિ કહે સુરને ઇમ વાણી, પ્રભુની શક્તિ હિવે
તુમે જાણી; સુ.
જગતપૂજ્ય જગતના સ્વામી, જગદાધાર પ્રભુ શિવ-
ગામી. સુ. ૭
એહના ચરણ ગ્રહો હિતકારી, તીનભુવનનો
એ ઉપગારી; સુ.
તુમે અપરાધ કીધો પ્રભુજીનો, પિણિ એ અભયંકર
ગુણલીનો. સુ. ૮
સાંભલિ એહવું વ્રીડા આણી, વિનય નમ્યા જોડી
યુગપાણિ; સુ.
તુમ સેવા થાજ્યો નિત મેવા, ચાટુ વચન ભાષે
ઈમ દેવા. સુ. ૯

સ્વામી અમે તુમને અપમાન્યા, સુરગિરિ પરથાણુ
કરી માન્યા; સુ.
ગંગાવાલુક બાલકની પરે, થયા ગિણિવા ઉજમાલ
કૃપા કર સુ. ૧૦
પરમોદધિનો નીર અસંખ્યા, બિંદુ ગિણેના માંડી
સંખ્યા; સુ.
તિમ તુજ સત્ત્વ જોવાને કાજે, કીયો આરંભ તે
અમને ન છાજે. સુ. ૧૧
એહવું કહી ભગવંતને પાયે, સિર આરોપ્યો
સુરવર આયે; સુ.
નિજ સનાથ માને મનમાંહે, દેવ ગયા નિજ ઠામ
ઉછાહે. સુ. ૧૨
પ્રભુ આવ્યા પુરમધ્ય ઉછવસું, રામ કૃષ્ણ અનાદ્યષ્ણિ
બાંધવસું; સુ.
અતિ ઉચ્છાહ થયા રંગ રલીયાં, ફુલ વિખેર્યાં
ગલીયાં ગલીયાં. સુ. ૧૩
આખંડલ કહે પ્રભુ અવધારો, શ્રીશત્રુંજયતીર્થ
પધારો; સુ.
અમને સાહિબ યાત્ર કરાવો, તારો તારક નામ
ધરાવો. સુ. ૧૪
એહવું કહી પ્રભુ અનુમતિ પામી, તુરત વિમાન
રચ્યા સુરસ્વામી; સુ.
ભવસાગર તરવાને નાવા, ગયા શત્રુંજય પાપ
ગમાવા. સુ. ૧૫

સુરનાયક પ્રભુને આદેશે, નિજ કર્ત્તવ્ય કીયા સુ-
વિશેષે; સુ.
તીર્થપ્રભાવ તિહાં ભગવંતે, કહી ગિરિનાર ચલ્યા
મન ખંતે. સુ. ૧૬
તીર્થપ્રભાવ સુણી સુરરાયે, તીરથપૂજા કીધી ભાયે;
દ્વારિકામે પ્રભુજીને મેલી, બંધુ સહિત દુર્ગતિમતિ
ઠેલી. સુ. ૧૭
હિવે સ્વામી શશિકર જિમ સોહે, વિશ્વાનંદ જગત-
જન મોહે; સુ.
રામ કૃષ્ણ સુર અસુર સંસેવિત, સુખમેં રહે પરિવારે
પરિવૃત. સુ. ૧૮
કૃષ્ણને નારદ કહે અવસર ઇણિ, રૂકિમણીભૂપતિ
બહિની રૂકિમણી; સુ.
રૂપ અનુપમ તાસ સુણાયો ભુજબલિ તાસ
હરીને લ્યાયો. સુ. ૧૯
જાંબુવંત ખેચરની પુત્રી, જાંબુવતી જાણે ગુણ-
ગંત્રી; સુ.
હરિ હરિ ગયો ગંગા ઝીલંતી, તત્પિતુ જીપી મનની
ખંતી. સુ. ૨૦
ભામાલક્ષ્મણા સુશીમા ગૌરી, પદ્માવતી જાંબુવતી ગુણ
ઓરી; સુ.
ગંધારી કૃષ્ણ અષ્ટપટરાણી, ઢાલ છવીસ જિનહર્ષ
વખાણી. સુ. ૨૧

સર્વગાથા ૮૫૩.

इतिश्रीजिनहर्षविरचितमहातीर्थशत्रुंजयमहात्म्यांतर्भूत श्रीरैवताचलमहात्म्यचतुष्पद्यां भीमसेनहरिवंश पांडवोत्पत्ति कृष्ण-नेमीश्वरजन्मवर्णनो नाम षष्टमः खण्डः

संपूर्णः ॥६॥

---

દૂહા.

નમોસ્તુ નેમીસ્વર ભણી, શચીનમિત પદ જાસ;
શ્રી અરિહંત બાવીસમો, ન પડ્યો નારી પાસ. ૧
બ્રહ્મચારિ ચૂડામણિ, યાદવકુલસિણગાર;
નમી સાતમા ખંડનો, કહિસું હું અધિકાર. ૨
હિવે ધૃતરાષ્ટ્રતણા સૂતન, પાંડવ પંચ વખાણ;
કર્ણ સૂતસુત સહુ મિલી, ખેલે સદા સુજાણ. ૩
દુર્યોધન છલ છેક પિણિ, રમતો વંચે નિત્ય;
પાંડુ નૃપતિ પુત્રાં ભણી, સરલ સભાવ સુસત્ય. ૪
ઉદ્ધત ભીમ સ્વભાવથી, જાણી માયા તાસ;
કૂટે તેહ ભણી સદા, સહુ ઉપજાવે ત્રાસ. ૫
બાંધો સૂતા ભીમને, નાખે પાણીમાંહિ;
જાગીને બંધન ભણી, ત્રોડી નાખેતાહિ. ૬
દુર્યોધન વલી ભીમને, તજે રોસ વસેણ
ભીમ સહુને અભિભવે, ભુજ બે મિલણ મિસેણ. ૭
દુર્યોધન દે ભીમને, ભોજનમેં વિષ દુષ્ટ;
તે અમૃત થઇ પરિણમે, પુણ્ય યોગ્યથી પુષ્ટ. ૮

જે જે દુર્યોધન કરે, ભીમને દુષ્ટોપાય;
દાન કુપાત્રતણી પરે, તે તે નિષ્ફલ થાય. ૯

**ઢાલ**—જખુડીની રાગગોડી; ૧.

પંચોત્તર શત તે સહુ, કર્ણ સૂતસુત જાણોજી;
કૃપાચાર્ય ગુરૂ તે કન્હે, વિદ્યા ગ્રહે તજી માણોજી. ૧
માન તજી પિતૃ શાસનથી, તેહ માંહે પ્રજ્ઞા ગુણે
અધિક કર્ણ શક્રસુત બિન્હે, દુર્યોધન કપટી ભણે. ૨
અનાધ્યાયે એક અવસર, ક્રીડતાં કંદુક પડયો;
અવટમાંહે કાઢિવાને, કંઠ બેઠામ વિજ નડયો. ૩
અશ્વથામા સુત સંચુતો, દ્રોણ ધનુર્વિદ વિપ્રોજી;
તિણિ અવસર તિહાં આવીયો, કુમરાંને કહે ખિપ્રોજી.જી. ૪
વિપ્ર ભાષે કૂઆ કંઠે, કિમ ઇહાં બેઠા તુમે;
તે કહે કંદુક પડયો કૂએ, જોઈએ બેઠા અમ્હે. ૫
દ્રોણ બાણે વિંધી કાઢયો, ભીષમ કરી વિનતી, ઘણી,
કૃપાચાર્યે દીયા તેહને, ધનુર્વેદ શીક્ષણ ભણી. ૬
તેમાંહી દીપે તેજે કરી, કર્ણ તારક ચંદ્ર જેમોજી;
તેથી અધિક સુત ઇંદ્રનો, સૂરજની પરે તેમોજી. ૭
તેમ લાલન ચોજના શીઘ્ર, આકર્ષણ દૂરપાતને;
દૃઢ પ્રહાર વિષે થયો એક, અધિક અર્જુન સુભમને. ૮
દૃષ્ટિ દેઇ નિત્ય જોવે. દ્રોણ ઉદ્ધત તે સહુ;
વિનય વિક્રમ શૌર્ય અર્જુન, ભણી માને ગુરૂ બહુ. ૯

કાલિંદિ અન્યદા ગયા, શિષ્ય રમે તિણિ ઠામોજી;
દ્રોણ કહે મુજ પગ ગ્રહ્યો, કિણિ એક જીવે તામેજી. ૧૦
તામ શિષ્યનો વિનયજાણુણ, દ્રોણ બુંબ કૃત જિમ પશુ;
થયા સાંભલી સહુ ભયાકુલ, શીઘ્ર આવ્યો ઇંદ્રશિશુ. ૧૧
તાસ એહવો સત્વ દેખી, માનિ સું એ કોપસે;
પ્રસંસીયો નહી દ્રોણ તેહને, ગર્વ વિણિ મન ઓપસે. ૧૨
અન્ય દિવસ પાર્થ આગલે, કહે સુણ શિષ્ય વિનીતોજી.
તુજ પાખે બીજા ભણી ધનુર્વિદ્યા સુવિદીતોજી. ૧૩
સુવિદીત કેહને સીખવું નહી, એહવું પ્રતિજ્ઞા કરી;
હિવે એકદા એક ભીલ આવી, પ્રાર્થના કીધી ખરી. ૧૪
મુજ સીખવો એ ધનુર્વિદ્યા, દ્રોણને એહવું કહે;
વિનયવંત પણિ નીચ કુલનો, તેહ વિદ્યા નવિ લહે. ૧૫
મૃન્મય દ્રોણ કરી તિણે, થાપ્યો તરૂતલ રૂપોજી;
તેહની શાખે અભ્યસે, વિદ્યા ધનુષ અનુપોજી. ૧૬
અનુપ એમ ગુરૂભકત તેહને, કલાભ્યાસ કરતાં થયો;
વિચિત્ર તરૂપત્રલિખન લાઘવ, બાણસું તતક્ષણ લહ્યો. ૧૭
અન્યદા તિહાં દ્રોણ અર્જુન, બે ભમંતા આવીયા;
પત્રછેદન દેખી તેહવો, નિજ ગુરૂ બોલાવીયા; ૧૮
નવિ શિખાઊં અન્યને, ધનુર્વિદ્યા તુજ પાષેજી;
તુમે પ્રતિજ્ઞા એમ કરી, એ સું અર્જુન ભાષેજી. ૧૯
એમ ભાષે એ કિહાંથી, દ્રોણ વિસ્મયથી કહે;
વૃથા મે નવિ કહ્યો અર્જુન, વચન મુજ નવિ સદ્દહે. ૨૦

જાણું નહી સુર મર્ત્ય કોઈ, નવો નિશ્ચે ઉપનો;
તેણે કીયો એ આશ્ચર્યકારી, કરૂં પ્રગટ સ્વરૂપનો. ૨૧
જે કોઈ વ-ર્તે ઇહાં, દેવ અસુર નર જાણોજી;
તે પ્રત્યક્ષ થઈ મુજ ભણી, દર્શન દ્યો સુપ્રમાણોજી. ૨૨
સુપ્રમાણ ઉદ્યમ કીયો જેણે, તેહ મુજ સુહાવીયો;
દ્રોણનો એ વચન સાંભલિ તૂણધનૂભૃત આવીયો. ૨૩
ભીલ ઢીલ ન કીધ તત્ક્ષણ, દ્રોણને પાયે પડયો;
સાક્ષાત ગુરૂની પરે જાણી, વખત માહરો ઉઘડયો. ૨૪
વિદ્યાગુરૂ કુણ તાહરો, દ્રોણ ગિરાએ તામોજી;
તે કહે મુજ ગુરૂ દ્રોણજી, વિદ્યા તેહથી પામોજી. ૨૫
પામીયો કુણ દ્રોણ ગુરૂ તે, તેહને એમ પૂછીયો;
તિણિ કહ્યો પૂર્વવૃત્તાંત સગલો, રૂપ મૃન્મય એ કીયો ૨૬
મૂર્ત્તિ મૃન્મય દેખી અચિત, એહ અર્જુન સારિખો;
રિષે થયો દ્રોણ માગ્યો, દક્ષિણાંગુષ્ઠ એ પારિખો. ૨૭
નિજ અંગુષ્ટ ખુસી થઇ, કાપી દીધો તાસોજી;
ભકતે ચરણ નમી કરી, અંગુલી ધન્વાભ્યાસોજી. ૨
અભ્યાસ રાધાવે ધકેરો, કિરીટીને સીખવ્યો;
ભીમ દુર્યોધન ભણી તિમ, ગદાયુદ્ધસુ અનુભવ્યો. ૨૯
નકુલ શસ્ત્રવિષે વિચક્ષણ, યુધિષ્ઠર સહદેવ એ;
અસ્વથામા કર્ણ અર્જુન, થયો સહુ સમ હેવએ. ૩૦
દ્રોણાજ્ઞાએ અન્યદા, ગંગાસુત ગુણવંતોજી;
રચીયો મોટો માંડવો, રણદેખણ મન ખંતોજી. ૩૧
ખંત મન પુત્રાંતણા રણ, ધૃતરાષ્ટ્ર બેઠા ઈહાં;
દ્રોણ ગંગાપુત્ર આદિક, ધર્મ સુત આવ્યા તિહાં. ૩૨

સુભટ સર્વે શસ્ત્ર ધારી, નિજાભ્યાસ દિખાવતાં;
સહુ તે રણુરંગરાતા, મન વિસ્મય ઉપાવતાં. ૩૩
ભીમ દુર્યોધન અવસરે, કરતા માંહિ વિરોધોજી;
દ્રોણીતણી ઉકતે કરી, અસ્વત્થામા નિષેધોજી. ૩૪
ખેદ ધરી મનવીર ઉઠયો, પાર્થ ગુરૂદગ પ્રેરીયો;
ભુજાસ્ફોટે મંચભિત્તિ, પાડતો ધ્વનિ ઘેરીયો. ૩૫
શરતણા વ્રજ પાર્થ મૂકયા, પક્ષ વાત ગિરિ ત્રાસીયા;
આકાશ મારગ ગ્રહે મૂકયો, અશ્વ રવિરથ ત્રાસીયા. ૩૬
શધાવેધ દ્રુપત્ર પરે; વીધ્યો દેખી રાયોરે;
પ્રીતે તાસ પ્રશંસતા, શિર ધૂણે મુદ પાયોરે. ૩૭
પાય દ્વેષ ભ્રૂતણી સંજ્ઞા, દુર્યોધન કર્ણને કરી;
ઉઠીયો મંચક થકી કોપ્યો; ગાજ ઘન જિમ ઘર હરી. ૩૮
ધનુષધ્વનિ સાટોપ કરતો, ભુજાસ્ફોટ વજાવતો;
ભૂપ સહુને કર્ણ લાઘવ, પ્રાક્રમ આપણો દેખાવતો. ૩૯
તે તેહવો શીઘ્ર વેધીયો દુર્યોધન થયો તુષ્ટોજી;
ચંપા દીધ સંતોષથી, અર્જુન વૈરી પુષ્ટોજી. ૪૦
પુષ્ટ તેતલે સૂત સારથી, આવીયો તિહાં નિરખીને;
પિતૃ ભકતે કરણ નમીયો, અગ્ર બેઠો હરખીને. ૪૧
હિવે અર્જુન ભીમસાથે, બોલીયા ક્રોધે ભરે;
હીનકુલ એ ભણી મૂરખ, કેમ ચંપા દીધરે. ૪૨
અન્યાય તાહરો એ ભણી, સહિ ન સકું કુલહીણોજી;
ઈમ કહિ ધનુઆસ્ફાલીયો, સર્જ્જ થયા યુદ્ધપ્રવીણોજી. ૪૩
પ્રવીણ દુર્યોધન કરણ નૃપ, બીજા પિણ નૃપ તેહતણા;
યુદ્ધ કરવા ઊઠીયા, હથીયાર ગ્રહી (૨) આપણા. ૪૪

તદા તેહને ભુજાસ્ફોટે, સિંહનાદે ભોંઇ થરહરી;
સાતમે ખંડે ઢાલ પહેલી, એ જિનહર્ષે ઉચરી. ૪૫

સર્વગાથા ૫૪.

દુહા.

સમરારંભે એહને, જગ ત્રય લહેસ્યે ક્ષોભ;
ઉઠી તાસ નિવારીયા, ગુરૂ રાખણ કુલસોભ. ૧
ધૃતરાષ્ટ્ર હવે સુતને, પુછયો કર્ણકુલાદિ;
કહે લહ્યો ગંગ પ્રવાહમે, પેટી મધ્ય પ્રસાદ. ૨
મુદ્રાક્ષરથી એહને, જાણ્યો કુંતી બાલ;
આણી મુજ નારી ભણી, મે દીધો તત્કાલ. ૩
દોર્દંડ કર્ણતલે કરી, સુતો હુતો પૃથુ એહ;
કર્ણ નામ એહનો દિયો, ગુણનિષ્પન્ન ગુણગેહ. ૪
ધૃતરાષ્ટ્ર ખુસી થયો, પુત્રયુકત કર્ણ લેય;
પાંડુ પુત્રસુ મચ્છરી, ગયો આપણે ગેહ. ૫
પાંચે પાંડવનેવિષે, હર્ષ ધરે સહુ લોક;
દુર્યોધનઆદિકવિષે, લોકહર્ષ થયો ફોક. ૬
હિવે પાંડુ વિહેંચી દીધા, કુશસ્થલપુરમુખ;
દેશ ધાર્તરાષ્ટ્રાં ભણી, ટાલણ મચ્છર દુઃખ. ૭

**ઢાલ**–ગલીયારે સાજણ મિલીયા ધણવારી, એ દેશી; ૨
એક દિન પાંડુ બેઠો સભા રંગીલા, દ્રુપદનૃપતિનો
દૂતરે રંગીલા રાય;
આવ્યો છે વેત્રી કહે રંગીલા, મિષ્ટવચન અદ્ભુતરે
રંગીલા. એ. ૧

મી દ્રુપદ નરેસની, રં. દ્રૈપદી કન્યા નામરે; રં.
ણી કૂખે ઉપની, રં. રૂપે ધરિણી કામરે. રં. એ. ૨
સ્વયંવર આવીયા, રં. બલભદ્ર કૃષ્ણ
દશારરે; રં,
ંત સિસુપાલ આવીયા, રં. રૂકમી કર્ણ
અપારરે. રં. એ. ૩
ર ભમર ભોગી ભલા, રં. મનમોહન મછરાલરે; રં.
મૂકી તેડાવી, રં. તે આવ્યા તત્કાલરે. રં. એ. ૪
ુમરસરીખા સહુ, રં. પંચકુમર લેઈ સાથરે; રં
ા સ્વયંવર મંડપે, રં. તુમપિણ નરનાથરે. રં. એ. ૫
નૃપતિ દલ સંગ્રહી. રં. પાંચ કુમર સંઘાતરે; રં.
નગારાં વાજતાં, રં. આવ્યો કાંપિલ્યપરભાતરે. રં.એ. ૬
પાંડવ નૃપ આવતો, રં. જાણી તનય સંયુત્તરે; રં.
રપ્રવેશ કરાવીયો, રં. ઉછવ કરી બહુ ભત્તિરે. રં.એ. ૭
ર ચંદન કાષ્ટે કરી, રં. રત્નમાણિક વલી હેમરે; રં.
રચ્યો તિહાં માંડવો, રં. ચોમુખ સુંદર તેમરે. રં.એ. ૮
ણ ચારે બારણે, રં. તોરણ ધ્વજ રમણીકરે; રં.
ધર્મભૃત રાજવી, રં. વાયુ વીજે મંગલીકરે. રં.એ. ૯
સિંહાસન માંડીયા, રં. આવી ભૂપકુમારરે; રં.
સુંદર સોભતા, રં. પહિરી ભૂષણ સારરે. રં.એ. ૧૦
પુત્રે કરી સોભતો, રં. પંચ બાણે જિમ કામરે; રં.
ાસ્ય જિમ પાંચે મુખે, રં. પાંડુ નૃપ શોભે
આમરે. રં. એ. ૧૧

ચંદ્રમુખી મૃગલોચની, રં. ગજગમણી સુકુમાલરે રં.
સ્નાન કરી જિનરાયની, રં. પૂજા કીધ વિશાલરે. રં.એ. ૧૨
હાથે વરમાલા ગ્રહી, રં. થંભ સમીપે આયરે; રં.
બાપ આગલ ઉભી દ્રોપદી, રં. સાથે લીધી ધાયરે. ર.એ. ૧૩
દ્રુપદનૃપતિઆદેશથી, રં. આણી ધનુ ધરિ પ્રેમરે; રં.
રાધાથંભપાસે ધર્યો, રં. કહેસહુ નૃપને એમરે. રં.એ. ૧૪
સર્વે સુણજ્યો રાજવી, રં. થંભાય ચક્ર સંતીરે; રં.
વામ દક્ષણ પક્ષ એહને. રં. દ્વાદશ આરા ભમંતરે. રં.એ. ૧૫
સર્પિકટાહમાંહે સહી, ર. પ્રતિબિંભ તાસ નિહાલીરે; રં.
બાણે ચક્ર ભેદી કરી, રં. રાધા વેધે ભાલિરે. રં.એ. ૧૬
એ રાધાનો પણ કર્યો, રં. દ્રુપદસુતા ગુણગેહરે. રં.
કન્યા રત્ન વરો તુમે, રં. ભાગ્યવંત નૃપ જેહરે રં.એ. ૧૭
કેઇ ધનુ ન ધરી સકે, રં. કેઈ ન સકે આરોપિરે રં.
નિજ શક્તિ કેઇ જાણી કરી, રં. બેસી રહ્યા બલ ગોપરે રં.એ. ૧૮
હવે અર્જુનભીમસેનસુ, રં. મહાબલવંત ભુજાલરે; રં.
હરિ જિમ મંચથી ઉતરી, રં. ક્ષત્રદૈવત સંભાલિરે. રં.એ. ૧૯
ભૂમીપતિ વૃંદ જોવતાં, રં. લજ્જા અવનત સીસરે, રં.
ધનુ ઉપાડી કર ગ્રહ્યો, રં. ઇંદ્રનંદન સુજગીસરે. રં.એ. ૨૦
ઉર્ધ્વબાહુ ભીમ ઈમ કહે,રં. સુણિજયો નૃપ સિરદારરે રં.
તું શેષ અહિ દૃઢ થાઇજે, રં. મત મુકે ભુંઇ ભારરે. રં.એ. ૨૧
ચ્યાર વિદિશિ ચ્યારે દિશા, રં. વિશ્વસ્થિતિ થિરવાસરે રં.
બીહો મત સુરલોકના, રં. સુર દેખી બલ તાસરે. રં.એ. ૨૨
આજ ચઢાવે માહરો, રં. અનુજ ધનુષબલવંતરે; ર.
જોજયો બલ સહુ દેવતા. રં. જોજયો નૃપ મતિમંતરે. રં.એ. ૨૩

ૃષ બલે આરોપીયો, રં. કડ (૨) કરતો પ્રાણુરે; રં.
ચી દ્દષ્ટે શક્રસૂ, રં. ઉંચો ખાંચ્યો બાણુરે રં.એ. ૨૪
ણુ રિષે લાગે જઇ, ૨. દેવભણી ભય આણીરે; રં.
ઠ બીજી ખંડ સાતમે, રં. એ જિનહર્ષ વખાણીરે. રં.એ. ૨૫
સર્વગાથા ૮૬.

દૂહા.

નિષ્ઠુર ધનુરાવે કરી, બહિરા કીધા કાન;
ત્રાસ લહ્યો કાયર નરે, થરહરીયા રાજાન. ૧
દીધ દ્દષ્ટિ ધૃતભાજને, ચક્રાંતરે નિહાલ;
બાણ શક્રસુ મુંકીયો, વીંધ્યો દગ તત્કાલ. ૨
ત્યારે જય (૨) રવ થયો, દુંદુભિ ધ્વનિ આકાસ;
સુમનશ્રેણિ દેવતા, મુકી મસ્તક તામ. ૩
સાનુરાગ દ્રુપદાંગજા, અનંગે આકુલ અંગ;
ઘાલી અર્જુનને ગલે, વરમાલા ઉછરંગ. ૪
જિમ પંચેંદ્રિયને વિષે, પૃથક એક મન હોઇ;
તિમ માલા પિણુ પંચને, કંઠે પડતી જોઇ. ૫
પંચ વિષય એક ચેતના, કેડે રહીયા તેહ;
તિમ એ પાંડવ એક પ્રિયા, લોક વિમાસે એહ. ૬
લજ્જમાન ગંગાસુતન, દ્રુપદ મૂર્દ્ધ અધ કીધ;
સહુને વિસ્મય ઉપનો, મુનિ એક દર્શન દીધ. ૭
પંચાલીને પાંચ પતિ, કેમ થયા મુનિરાય;
કૃષ્ણાદિક પુછે સહુ, કારણ તેહ વતાય. ૮

પંચ ભર્ત્તારી દ્રુપદિ, પ્રાગ જન્માર્જિત કર્મ;
તિણે થાયે અચરિજ કિસો, વીસમીગતિ બેશર્મ. ૯

ઢાલ-પીછોલારી પાલિ આંબાદોઈ મોરીયામારાલાલ એદેશિ. ૩

ઇણહિજ ચંપાનગરી, અધિક સોહામણી મારાલાલ;
અધિક સોહામણી મારાલાલ, તિહાં સાગર દત્તસેઠ
વસે ધનનો ધણી મારા લાલ. વસે.
નારિ સુભદ્રા કૂખે થઇ ગુણધારિકા, મારા. થઇ.
કન્યા અપછર રૂપ નામે સુકુમારિકા; મારા. ના. ૧
જિનદત્તકેરો પૂત સાગર નામે ભલો મારા. સાગર.
રૂપવંત ગુણવંત સહુનરસિરતિલો મારા. સ.
પરણી કન્યા તિણ નિશા શજ્યા ગયો મારા. નિ.
અગનિ તણી પરે તાસ ફરસ અંગ થયો મારા. ફ. ૨
દહ્યમાન ક્ષણ એક તિહાં સાગર રહ્યો મારા. તિ.
નિદ્રામાંહે તાસ મૂકી નાશી ગયો મારા લાલ. મુ.
પતિ દેખે નહિ પાસ રોવે વિરહાકુલી મારા. રો.
પતિવિણ દુઃખિણી જેમ થોડે જલ માછલી મારા. થો. ૩
તેહનો દુર્ગંધ હેતુ જાણી સાગર તજી મારા. જા.
દે બેઠી પુત્રી તું દાનશાલા ભજી મારા. દા.
વૈરાગ્યે તે અન્ય દિવસ ગોપાલિકા, મારા. દિ.
વ્રત લીધો તેપાસિ થઈ વ્રતપાલિકા મારા. થ. ૪
ચોથ ષષ્ટ અષ્ટમાદિક તપ બહુપરિ કરે; મારા. ત.
ઉન્હાલે ભૂમિભાગ ધ્યાને સંચરે મારા. ધ્યા.
એકાકી તિહાં જાઇ લીયે આતાપના; મારા. લી.
સૂરજ સામી દષ્ટિ કાયોત્સર્ગસ્થાપના. મારા. કા. ૫

પાંચ પુરૂષ સ્નેહવંત વેશ્યાસું પરિવર્યા; મારા. વે.
દેવદત્તા લેઈ સાથિ તિણે વન સંચર્યા. મારા. તિ.
તિહાં ઉભી તિણિ દિઠ સંભોગ ન પામીયોહોલાલ; સં.
વ્રતિની ચૂકી ધ્યાનનિદાન ઈસો કીયો હોલાલ. મા. નિ. ૬
પંચપતિકા હું થાજ્યો, તપ પરભાવથી હોલાલ; ત.
અષ્ટમાસકી કિધ સંલેખન ભાવથી હોલાલ. સં.
વિણુઆલોયાં તેહ મરી દેવી થઈ હોલાલ; મ.
નવ પલ્યોપમ આયુ સૌધર્મે તે ગઇ હોલાલ. સો. ૭
તિહાંથી ચવીને એહ થઇ દ્રૌપદી સહિ હોલાલ; એ.
પૂર્વ નિયાણો કીધ ઉદય આવ્યો અહી હોલાલ. ઉ.
પંચ થયા ભરતાર ઇહાં વિસ્મય કિસો હોલાલ; ઇ.
ભોગવીયે સુભ અસુભ કર્મ કીધો જિસો હોલાલ; ક. ૮
મુનિ કહી એહવી વાત આકાશ વાણી થઇ હોલાલ; આ.
ભલા (૨) ભરતાર લહ્યા તૂઠો દઇ હો લાલ લ.
તેહીજ રાજન સયણુ સ્વયંવર આવીયા હોલાલ; સ્વ.
ઉછવસું કૃષ્ણે પાંડવ પરણાવિયા હોલાલ પાં. ૯
પાડુ દશાર મુકુંદ બીજા પણિ ભૂપતી હોલાલ; બી.
આણ્યા નિજપુર માંહિ ગૌરવસું બહુભતી હોલાલ ગૌ.
ભક્તિ કરી બહુ ભાંતિ જિમાવ્યા સહુ ભણી હોલાલ. જિ.
પાંડુ તનય સંઘાત આવ્યા નિજપુર ભણી હોલાલ. આ. ૧૦
એક દિવસ ધર્મ પુત્ર બેઠો દ્રૌપદિ ઘરે હોલાલ; બે.
આવ્યો નારદ તામ પૂજ્યો નૃપ બહુ પરે હોલાલ; પૂ.

પ્રીતિવંત થયો તામ ભક્તિ દેખી કરી હોલાલ. ભ.
શેષ પાંડુ બોલાઈ કહે ઇમ હિતધરી હોલાલ. ક. ૧૧
એક એક દિવસ પંચાલી સર્વે સેવવીહોલાલ; સ.
ન્યાયરીતિ મુનિ નારદ કીધી એહવી હોલાલ કી.
યાજ્ઞસેન્યાને ગેહ એક બેઠો તિસ્યે હોલાલ; એ.
તે ઉપરિ તિહાં બીજો કોઈ આવિસે હોલાલ. બી. ૧૨
દ્વાદશ વર્ષ પ્રમાણ તીરથયાત્રી હુસ્યે હોલાલ; તી.
તો પાતકથી છૂટકારો થાઈસ્યે હોલાલ. છૂ.
એક દિન રાય યુધિષ્ઠર તિહાં બેઠો હતો હોલાલ; તિ.
આવ્યો અર્જુન તાંહ ભાઇ નવિ જાણતો હોલાલ ભા. ૧૩
સત્ય સંધા કરિવાને કાજે મન કીયો હોલાલ; કા.
માત ભ્રાત જનકાદિ સહુ મિલી વારીયો હોલાલ. સ.
તોપિણ ચાલ્યો તેહ કર્યાં તીરથ સહુ હોલાલ; ક.
જીહાં૨ જીનવર દેવ નમ્યા ભાવે બહુ હોલાલ. ન. ૧૪
અનુક્રમે ગયો વૈતાઢય પ્રથમ જિન તિહાં નમ્યો હોલાલ; પ્ર.
અશુભ કર્મ દુઃખકોડિ તિહાં સગલા ગમ્યા હોલાલ. તિ.
ઇણિ અવસર વિદ્યાધર વિધુર નિહાલીયો હોલાલ; વિ.
ફિરતાં દુખીયો તામ પાર્થ બોલાવીયો હોલાલ. પા. ૧૫
હું મણિચૂડ વૈતાઢય ઉત્તર શ્રેણિ રહું હોલાલ. ઉ.
હેમાંગદ મુજ રાજ ગ્રહ્યો દુઃખ હું સહું હોલાલ. ગ્ર.
બન્વી અર્જુન તાસ વચન ઈમ સાંભલી હોલાલ; વ.
બેઠો કલ્પિત તાસ વિમાન મનોરલી હોલાલ, વિ. ૧૬

તિહાં જઈ જોરે તામ હેમાંગદ જીપીઓ હોલાલ; હે.
રાજ્ય ખેચર મણિચૂડ ભણી લેઈ આપીઓ હોલાલ. ભ.
હેમાંગદ મણિચૂડ પ્રમુખ વિદ્યાધરે હોલાલ;
સેવ્યમાન તિહાં કાલકિતોઈ રહ્યા હો ઘરે હોલાલ. કિ. ૧૭
અષ્ટાપદ આદિક તીરથ કરિવા ભણી હોલાલ; તી.
ચાલ્યા બેસી વિમાન ભગતિ જીનવરતણી હોલાલ. ભ.
શ્રી ગિરિનાર ગયો કૈંતેય તિહાંથકી હોલાલ; કૈં.
કીધી જીનવર જાત ઢીલ કાંઈ ન કી હોલાલ. ઢી. ૧૮
ઈણિ અવસર શ્રીપુર પુરક્ષત્ર પુરા થયો મારા હોલાલ; ક્ષ.
પૃથુ નામે બલવંત બિરૂદ જગમેં લહ્યો. મા. બિ.
દુર્ગંધા ઈણિ નામકી તેહ તણી સુતા; મા. કિતે.
ખ્યાતા તાસ શરીર તણી દુર્ગંધતા. મારા. કિ. ૧૯
પિતૃદત્તા સોમદેવ તેહ પરણી સહી; મા. તે.
તદ્દુગંધે નાસી ગયો રહીગો નહી. મારા. ગ.
પતિના દ્વેષ થકી થયો દ્વેષ પિતા તણો મારા. હે.
દુખિણી જુરે દુખ સંભારી ઘણો ર મારા. સ. ૨૦
ભર્ત્તાનો જો માન હુવે નારી ભણી; મારા
તો સગલે પુજાઇ સોભા પામે ઘણી મારા. સો.
પીહરમે પણિતો પોસાએ દીકરી; મારા. પો.
પતિ નામા નવિના જાણે કરિ કિંકરી. મારા. ભ. ૨૧
પરાભવી સર્વત્ર તજી ગૃહ નીકલી મારા. ત.
કર્મ ખપાવણ કાજ ભમે તીર્થાવલી ર મા. ભ.
પૂર્વકર્મ ક્ષય ન થયા એમ જાણી કરી મારા. કે.
દુખીણી મરિવા હુંસ હીયામાંહે ધરી. મા. હી. ૨૨

ઝંપાદીયણુ દીન નદી નાયક ભણી. માન.
ચાલી નિસીભર તેહ સહુની અવગણી. મારા. સ.
સાતમા ખંડની ઢાલ થઈ પુરી સહી; મારા. થઈ.
સુણજ્યો સહુ જીનહર્ષ હર્ષ હીયડે લહી. મા. હી. ૨૩.
સર્વગાથા. ૧૨૦ પાઠાંતર. ૮૮

## દુહા.

વનમે જાતી વલકલી, જટિલ તપસ્વી તેણ;
દેખી નમી મુનિગંધથી, થયો પરાઙ્મુખેણ. ૧
તથા દેખિ તેહને કહે, નિરમમ તુમે મુનિરાય;
મુજથી ઉપરાઠા થયા, કુણ દુઃખ ત્રાતા થાય. ૨
સાંભલિ વચ્છે મુનિ કહે, ઈહાં કુલપતિ ગુરૂ મુજ;
આવી તેહની ભક્તિ કર, તે દુઃખહર્ત્તા તુજ. ૩
ઈમ સુણી મુનિપદ અનુગતા, દુર્ગંધા વનમાંહિ;
જટિલ પ્રથમ જીન ધ્યાવતો, ચરણે લાગી જાઈ. ૪
ગુરૂપિણિ તેહની ગંધથી, વક્રીકૃતનિજ નાક;
એહવી દુઃખિણી દેખિને, કહે મુનિ કરણી પાક. ૫
વિધુરા વછે કિમ ઈસી, ઈહાં આવી કહે કેમ ?
દુર્ગંધ તાહરા દેહનો, કિમ વિસ્તરીયો તેમ ? ૬
સાંભલિ આંસુલ્હૂહીને, મુનિને ભાષે તેહ;
પ્રભુજી જાણો ઉમાહરો, પૂર્વકર્મ કોઈ એહ. ૭
દુખિણી બાલદશા થકી, તજી ગંધથી કંત;
સગલે તીરથે હું ભમી, અજી સ્યે (સિ)નાયો અંત. ૮
ધર્મ દાન મોટો મુનિ, પ્રાણીનો આધાર;
મુકાવો પૂરવ કર્મથી, સંસારોદધિ તાર. ૯

**ઢાલ**—વાણિણિ કોટા ઉતરેરે પૂજણ પારસનાથ, એ દેશી. ૪

વાચંયમ એહવું કહેરે; મુજમાંહે નહી જ્ઞાન;
શત્રુંજયમાંહે થઈરે, જા રૈવત ધરિ ધ્યાન. ૧
સાંભલિ વાતડીરે, રૈવત ગિરિ ચડીરે;
કરી સફલી ઘડીરે દુઃખ ટાલણ જડીરે, મુનિવર
ભાષે ઈમ વાણિ. સાં. ૨
તિહાં કિણિ કેવલીએ કહ્યોરે, ગજપદ કુંડનો નીર;
આણી તિહાંથી ન્હાએરે, જાયે રોગ શરીર. સાં ૩
સાંભલિ પ્રીતિવતી થઈરે, પ્રણમી મુનિના પાય;
પુંડરીક ચિત્તમાં ધરીરે, રૈવત ગિરિ ભણિ જાય. સાં. ૪
ચલતે કિતલેકે દિનેરે, ધરતી મનસું ધ્યાન;
શત્રુંજય તીરથ ગઈરે, પ્રણમ્યા શ્રી ભગવાન. સાં. ૫
દેઈ શૈલ પ્રદક્ષિણારે, તિહાંથી ચલી તત્કાલ;
દૈવત નમિવા રૈવતેરે, હણિવા કર્મ કરાલ. સાં. ૬
ઉત્તર પાજે ગિરિતણીરે, ચઢી વાસના સુદ્ધ;
ગજપદ કુંડે તે ગઈરે, હીયડે હર્ષ વિશુધ્ધ. સાં. ૭
અરિહંત ચૈત્ય ગજ કુંડમાંરે, જાવા ન લહે તેહ;
બાહિર નીર અણાવિનેરે, સ્નાન કરે નિત્ય દેહ. સાં. ૮
સાત દિને દુર્ગંધતારે, ગઈ થઈ સુભ ગંધ.
શ્રી જીનવર મંદિર ગઈરે, જીનપૂજણ પ્રતિબંધ. સાં. ૯
ત્યારે પાર્થ તિહાં રિસીરે, આવ્યો જ્ઞાની એક;
પૂજાનંતર તેહનારે, કહે પૂરવભવ છેક. સાં. ૧૦
સુણિ કન્યે પુરવભવેરે, તું વિપ્રકુલ ઉત્પન્ન;
સ્વેતાંબર મુનિ દેખિનેરે, હાંસી કીધ અધમ્મ. સાં. ૧૧

વનમાંહે જોએ રહેરે, તોહી ન કરે સ્નાન;
સુભ્ર વસ્ત્ર મેલાં કરીરે, પહિરે મહા અજ્ઞાન. સાં. ૧૨
મુખ સૂગે કરિ મોડતીરે, પીટંતી કર દોય;
ઈમ કુકર્મ ઉપાજર્યારે, સાંભલિ ફલ થિર હોય. સાં. ૧૩
તિહાંથી મરી નરકે ગઈરે, તિહાંથી ગતિ લહીસ્વાન;
કુલ ચંડાલે ઉપનીરે, ગ્રામની સૂકરી માન. સાં. ૧૪
ઈમ ભવ દુષ્ટ ભમી કરીરે, અનુક્રમિ માનુષી જાત;
નામે પરિણામે કરીરે, થઈ દુર્ગંધા ગાત. સાં. ૧૫
ત્રિભુવનના યોગી ભણીરે, જીનવર પુજા જોગ;
તેહની મુદ્રા જે ધરેરે, કીમ નીંદીજે લોગ. સાં. ૧૬
મહાવ્રત ધારી જે યતિરે, ગમે મિથ્યાત્વ વિકાર;
જીન સાસન દીપાવતોરે, કિમ નિંદીયે અણગાર. સાં. ૧૭
કરમ તીરથ પરભાવથીરે, તું ખેપવિસિલહીસ્ય;
બોધિ તીરથની સેવનારે, કરિ તું વિસવાવીસ. સાં. ૧૮
એહવું કહી વિરત્યો મુનિરે, દુર્ગંધા શંક્રાનન્દ
સ્વામી નમીય ગુરૂ નમ્યારે, પામ્યો પરમ આણંદ. સાં. ૧૯
અર્જુન ધન્ય દિન માનતોરે, ધન્ય ગણુતો અવતાર;
સાથે મણિચુડ મિત્રનેરે, તિહાં. રહયો દિન ચાર. સાં. ૨૦
હવે કૃષ્ણ તિહાં આવતોરે, જાણી હરખીત હોઈ
પરણાવી અર્જુન ભણીરે, બહિની સુભદ્રા જોઈસાં. ૨૧
શત્રુંજય નંદીવર્ધનેરે, અષ્ટાપદ ગિરિરાય
બાર વરસ અર્જુન ફિર્યોરિ, તીરથ અનેક રાય. સાં. ૨૨

ઈમ નિજ સંધા પૂરિનેરે, બહુ ખેચર સંઘાત;
વ્યોમ વિમાને છાદતોરે, હથિણાપુર આયાત. સાં. ૨૨
વધુ સહિત આવ્યો થકોરે, જાણી પાંડુ નરેશ;
ઉછવસું અર્જુન ભણીરે, કરાવ્યો પરવેશ. સાં. ૨૩
તિણિ અવર મણિચુડનીરે, બહિની પ્રભાવંતી નામ;
કિણ એક વિદ્યાધર હરીરે, બૂંબ સુણી તિણિ ઠામ. સાં. ૨૪
અર્જુન મણિચુડસું તદારે, વ્યોમ પથાવલિ જાઈ;
તાસ હણી પરભાવતીરે, લેઈ આવ્યો નિજ ઠાય. સાં. ૨૫
પાંડુ નરેસર અવસરેરે, મેલી સહુ પરિવાર;
ધર્મ પુત્રને આપણોરે, પદ દીધો તિણિવાર. સાં. ૨૬
દેવાલય જિમ ધ્વજ કરિરે વ્યોમમણી જીમવ્યોમ;
શોભે વિશ્વ યુધિષ્ટરેરે, યશ વિસ્તરીયો ભોમ. સાં. ૨૭
ભીમાદિક ચ્યારે મિલીરે, સેના લેઈ સાથ;
દિશિ જીપી આવ્યો સહુરે, આજ્ઞાએ નરનાથ. સાં. ૨૮
હિવે સુખેસુખ ભોગવેરે, પાંડવ લીલ વિલાસ;
ચઉથી સાતમા ખંડનીરે, ઢાલ થઈ એ ખાસ. સાં. ૨૯
સર્વગાથા, ૧૫૮,

## દુહા.

પંચાલી પતિ પાંચને, સીંહ સરીખા પંચ;
પુત્ર થયાં કુલ સોભવે, દેવ કુમરને સંચ. ૧
બધુ પુત્ર જીમ પત્તિ જીમ, મિત્રનિ જાંગ જિમજાણિ;
ચ્યાર યુધિષ્ટરને થયા, વિનયવંત ગુણખાણિ. ૨
મણીચૂડ ખગ પ્રીત્યે કરી, પુરે વિદ્યાબલ તામ;
આખંડલ સરિખી સભા, કીધી અતિ અભિરામ. ૩

હિવે મણિચૂડ વિદ્યાધરે, હેમ સિંહાસણ થાપી;
બેસાણી શક્ર સુતભણી, કર્યો પ્રેમનો વ્યાપ. ૪
શાંતિનાથ અરિહંતનો, કારાવ્યો પ્રાસાદ;
મૂર્ત્તિ હેમમય સંયુગત, દીઠા પર્માલ્હાદ. ૫
શાંતિનાથ ભગવંતના, ત્રિણ કલ્યાણુક તત્ર;
તીરથ હસ્તિનાગાભિધેં આપે પુન્ય પવિત્ર. ૬
લક્ષ્મી કલ્પલતાતણો, ફલ લેવા રાજાન;
કરે પ્રતિષ્ટા જીન તણી, હર્ષ ધરી અસમાન. ૭
રામકૃષ્ણ દશારનૃપ, દ્રુપદાદિક ભૂપાલ;
તિણિ તેડયા આવ્યા તિહાં, પ્રતિષ્ટોચ્છવ ભાલિ. ૮

**ઢાલ**—તિમિરી પાસે વડલો ગામ એહની; ૫.

હિવે બેઠા તિહાં સહુ રાજાન, સભા સ્થંભ બિંબિતસુ પ્રધાન;
રાજાએ તિહાં વલી બોલાવ્યા, બંધુ સહિત દુર્યોધન આવ્યા.
યાદવ પાંડવ તત્ર સભાયે, મણિસિંહાસન બેઠા ભાયે;
જાણે રહીયા અધર આકાશે, દેખી વિસ્મય ચિત્ત વિમાસે. ૨
નીલ રતનસું કુટ્ટિમ જડીયો, સંવૃત વસ્ત્ર સંકાજલ પડીયો
સ્ફાટિક ભીંતે જઈ આફલ્યા, હસીયા દુર્યોધન મહાબલીયા. ૩
સૂર્યમણી અરણીતરૂની પરિ બાહિરિ શીતલ દીસે તે અરિ;
અંતર ક્રોધાગ્નિ સંયુક્તિ, તોપિણી સહુની કીધી ભક્તિ. ૪

દાનસૌંડધર્મે પુત્ર નિહાલી, કલ્પદ્રુમ આદિક સુવિશાલી;
દુરિ ગયાં સગલા લજ્જાણા, નામ માત્ર જગમાંહે કહાણા. ૫
સર્વ ધર્મનો મૂલ અહિંસા, જાણિ ધરમ સું કરે પ્રસંસા;
સગલે ઉદ્દઘોષણા દેવરાવી, ક્ષિતિમંડલમાં દયા પલાવી. ૬
કીધ પ્રતિષ્ટા ઈમ ઉછરંગે, ધર્મપુત્ર નિજ મનને રંગે;
ચારણ રિષિ મુનિવર રાજાન, સહુ વિસજર્યા દેઈ દાન. ૭
વસ્ત્રરત્નાદિક દેઈ સત્કાર, દુર્યોધન નૃપને તિણિવાર;
નિજપુર આવી કરે વિચાર, તાત માતુલ મેલી પરિવાર. ૮
પાંડવ બાલપણાથી એહ, સદા કૂડકપટના ગેહ;
ધર સૂરા મન માંહે કુરા, બાહિર મૃદુ અવગુણકરિ પૂરા. ૯
રામ માધવ નો ઉપર જાણી, રાજ્ય મદોદ્ધત કિસી કહાંણી;
મુજ હાંસી તિહાં કીધી જેહ, સાલતણી પરે દુખે તેહ. ૧૦
છલ કરિબલકરિ અરિ સાધિ જે, નીતિ વચન મન માંહે ધરીજે;
પાંડવનો લ્યું રાજ્ય ઉદાલી, તો મુજ રીસ સમે વિકરાલી. ૧૧
એહવું કહી શિલ્પી તેડાવે, બહુ દ્રવિણે રમ્ય સભા કરાવે;
તેહની સ્પર્ધામનમાં ધારી, કપટ હીયામાંહે અવધારી. ૧૨
દૂત મૂકીને હિવે બોલાવે, આ લોકત કૌતુક મન ભાવે;
રામકૃષ્ણ પાંડુનંદદશાર, દુર્યોધન રાજા તિણિ વાર. ૧૩

પ્રત્યેક આવ્યા જે રાજાન, તેહુને કૃત્રિમ આપે માન;
ઉઠી સહુને સામ્હો આવે, દાને સંહુને રીજ ઉપાવે. ૧૪
જીમાવે ભોજન કરિ પરિઘલ, વતક્રીડા જલયંત્ર કૂતૂહલ;
પાંડવ પોતાને વસિ કીધા, બેઠા દ્યૂત રમે રસ વીધા. ૧૫
ધર્મ વિષે એક વિદુર પ્રવીણા, વિદુર નિષેધ્યો પિણિ થયો લીણ;
ધર્મ પુત્ર મેલ્હે નહી ક્રીડા, ભવિતવ્યતાની મોટી પીડા. ૧૬
દુર્યોધન નૃપ છલસું ખેલે, ધર્મ પુત્રને દુર્મતિ પેલે;
પાંડવ ભોલા ન લેખે કાંઈ, સર્વ કલા જો હુંતી માંહિ. ૧૭
ઘોડા હાથી રથને પાયક, અનુક્રમે ગ્રામનયરપુર લાયક;
રાજ્ય પ્રાજ્ય તે પિણિ સહુ હાર્યો,
રાય યુદ્ધિષ્ટીર ન રહ્યો વાર્યો. ૧૮
જીપણની આશા મન ધારી, ધર્મ નંદન જેજે પણકારી;
જોવે મૃગતૃષ્ના જીમ મોટી, તૃષ્નાતુર નર પિણિ તે ખોટી. ૧૯
હિવે પણ કીધી કૃષ્ણા રાણી, વ્યસન વારિધિમાં પડીયો પ્રાણી;
જુઆ મીઠી હાર વિચારી, કર્મસંયોગે તે પિણિહારિ. ૨૦
આત્માયત્ત કીયો દુર્યોધન, પાંડવોનો સેવસિ સગલો ધન;
પાંચાલી આણેવા કાજે મુકયો દુઃશાસને રાજે. ૨૧

રેકૃષ્ણે હારીછે તોહે હિવે તું મુજ ઉછંગે સોઈ;
મેલ્હિ પાંડુ પુત્ર ભણિ વિડંબિત, ઈમ કહી ગયો થયો હરષિત. ૨૨
એહવું વચન સુણી પાંચાલી, નાસંતી દુઃશાસન ઝાલી;
કબરિ ઝાલી સભામાંહિ આણી, ધ્રુજંતી જિમબંદી વાણી. ૨૩
ભીષમ દ્રોણ વિદુર પરિવાર, બેઠા દીઠા સતી તિવાર;
અપમાને લાજે મનમાંહિ, રોષ કરી ભાખે ઈમ તાહે. ૨૪
રે દુઃશાસનરે દુરાચાર, રે નિર્લજ્જ અરે કુલાંગાર;
કરતો હું ઈણિ પરે કુકર્મ, વિતથ અસ્ત્ર થાસેઈ બેશર્મ. ૨૫
એહવો વચન સુણી દુઃશાસન, બોલીયો ક્રોધે જાણી હુતાસન;
ખાંચ્યા વસ્ત્ર સતીના પાપી, જેહને કુમતી હીયામાં વ્યાપી. ૨૬
જીમ ૨ વસ્ત્ર ગૃહે કાયાથી, તિમર શિલ તણા મહીમાથી;
નવ ૨ વસ્ત્રે પહિરી દીસે, તિમ ૨ સહુકોના મન હીસે. ૨૭
સત અષ્ટોત્તર તેહને ચીર, આવ્યા નિર્મલ જેહવા ખીર;
ઉતરીયો દુઃશાસન નીર, આવી સભા બેઠો દલગીર. ૨૮
ફાલ ભ્રષ્ટ થયો સીહતણીપરિ, લાગી તેહને સતી ભયંકર;
સાતમે ખંડે પંચમી ઢાલ, પૂરી થઈ જીનહર્ષર સાલ. ૨૯

સર્વ ગાથા ૧૯૫.

## દુહા.

ક્રોધ વન્હિ મારૂત તણો, જવલિત થયોઅસમાન;
ધર્મ યુક્તિ થયો થયો, વિનયવંત ગુણવાન. ૧
મારૂત દુર્યોધન ભણી, ગોત્ર સહીત ઈણિવાર;
પિણિ અંતરાઈ વિચિ થયો, ગુરૂનો વચન વિચાર. ૨
ભીમ રોસભર ગાજતો, સાંભલિ અરિ ભૂપાલ;
નીચો મુખ કરી (૨) રહ્યા, કેઈ બીન્હા તત્કાલ. ૩
ક્રોધ ભર્યો ભીષમ કહે, દુર્યોધનને તામ,
અંધ પુત્ર સ્યોં માંડીયો, સતી વિડંબેઈ આમ. ૪
ભીમાર્જુન આદિક થયા, તુજહણિવા ઉજમાલ;
પિણિ વારેછે છઈ, ધર્મ સુ'' વિનય વિક્રમ પ્રતિપાલ. ૫
ત્યજ એહને તુજ કુલવિષે, એ કૃષ્ણા અંગાર;
બાહિરિ આંધો તૂજ પિતા, તું અંધ બેઉ પ્રકાર. ૬
દુર્યોધન એહવું સુણી, ભાષે વત્સર બાર;
વનવાસે એ નિસરો એક અધિક ઈણિવાર. ૭
કિણિ હિઠામે જાણિસું. તેરહ વર્ષ મઝાર.
વલિ વન એહને આપિસું. હું સંવત્સરબાર ૮

**ઢાલ**—લોડણ પાસજી તું જયો એહની દેશી; ૬.

ધર્મપુત્ર અંગીકર્યો, ગુરૂ ચરણે સિર નામોરે;
જાયા ચ્યારે અનુજસું, આયા નિજપુર તામોરે. ધ. ૧
પ્રણમી પાય પિતાતણા, દુર્યોધનની સહુ વાતોરે;
ધર્મ પુત્ર સગલી કહિ, પિણ ખેદ નહિ તિલ
માતોરે. ધ. ૨

પાંડુ સુણી ક્ષણ એક રહયો, મૌન કરી તિણ વારોરે;
ચિત્તમાંહે એમ ચિંતવે, ધિગ ર સંસાર અસારોરે. ધ. ૩
વલી કહે સત્ય સંધતૂ, ખેદ હીયે મ ધરેસોરે;
વનવાસે હું તાતજી, સારથક નામ કરેસુંરે. ધ. ૪
રાજ્ય ત્યાગે અથરાજ્યમે, અટવી નગર પ્રમાણોરે;
સ્વોક્ત પુરૂષને પાલતા, સગલેહી જય કલ્યાણોરે. ધ. ૫
ધીરવીર તુમે તાતજી, તુમે કુરૂ ગોત્ર શ્રૃંગારોજી;
અનુમત ઘોહુવે અમ ભણી, જઈયે કંતાર મજારોરે. ધ; ૬
અનુમતિ માવિત્ર દીયે નહિ, જાવાની તે વનવાસોરે;
આંખે આંસુ નાંખતા, નાંખતા દુખ નિસાસોરે. ધ. ૭
પિતુ આજ્ઞા લેઈ કરી, ધરમ પુત્ર મનરંગેરે;
ચાલ્યા બંધવ દ્રૌપદિ, લેઈ આપણ સંગેરે. ધ. ૮
પાંડુ કુંતી મુદ્રી તથા, સત્યવતી વરનારોરે;
અંબા અંબાલાંબિકા, તેહોને સ્નેહે થઈ લારોરે. ધ. ૯
અશ્રુ પ્રવાહ નયણે વહે, સાથે લોક અપારોરે;
સ્નેહસાગરમાંહે પડીયા, નિજ માતપિતા પરિવારોરે. ધ. ૧૦
તું કુરૂવંશે સેહરો, સત્વ ભજો તુમે તાતોરે;
અજ્ઞપરે સુત સ્નેહથી, ન કરો અશ્રુ પ્રપાતોજી. ધ. ૧૧
તાતાંગજ તાહરા, અમે પાલુ પ્રતિજ્ઞા એહોરે;
વાધે કીરતિ તાહરી, કૌરવ મંગલ ગેહોરે. ધ. ૧૨
રાજ્ય લુબ્ધ દુર્યોધને, હિત કીધો મુજ એહોરે;
સત્ય સુત નહી તો કિમ હુવે, સત્ય નામ મુજ
તેહોરે. ધ. ૧૩
માત પિતા કાયર તુમે, હુયા સ્નેહ વસેણોરે;
વીર પત્ની ધીરજ ધરો, માતાજી ગુણ શ્રેણોરે. ધ. ૧૪

સેવા કરજયો તાતણી, જીન પૂજેજયો નિત્યોરે;
આશીશ દેજો અમભણી, મન મૂકેજયો નિજ
સત્યોરે. ધ. ૧૫
લોક તુમારો જો અમે, કીધો હોવે અપરાધોરે;
રાજ્યાં ઘેખમજયો તુમે, મત સંભારો ખાધોરે. ધ. ૧૬
વિનય કરી તાત માતને, લોકને શીખ પ્રદ-તોરે;
કુંતી સુભદ્રા દ્રૌપદી, ચાલ્યા બંધુ સહિતોરે. ધ. ૧૭
સત્વ ધરી આઠે જણા, ચાલ્યા સાહસી ધીરોરે;
કૌરવ હવે હર્ષિત થયા, દુષિત લોક અપારોરે. ધ, ૧૮
ક્રુરકરમી રાક્ષસ હિવે, દુર્યોધનની આજ્ઞાયેરે;
બીહાવે દ્રોપદી ભણી, ભીમ જીત્યાતિણિ ઠાયોરે. ધ. ૧૯
વિદુર આવી પાંડવભણી, દેઈ વિદ્યોપાયોરે;
હિવે હિલિ મિલિ પાછા વલી, આવ્યા નિજપુર
વરમાહ્યોરે. ધ. ૨૦
સોદર યાજ્ઞ સેનીત ભણો, દૃષ્ટદ્યુમ્ન પાંડવને જાણીરે;
આવી કાંપીલ્યપુર પ્રીતે, લેઈ ગયો હિતસુતાણીરે. ધ. ૨૧
હિવે સમુદ્ર વિજ યાજ્ઞ, માધવમન ધરી ઉછાહોરે;
કુંતી નમિવા આવીયો, યાદવ કોડિ સગાહોરે. ધ. ૨૨
પાંડવ મિલીયા પ્રેમસું, જીમાવ્યા બહુ ભાતોરે;
પાર્થ વિદ્યાનિત ભોજને, ધરિ મનમાંહે બહુ ખાંતોરે. ધ. ૨૩
હરિને વિસ્મય ઉપનો, ભોજન સરસ નિહાલીરે;
ઢાલ સાતમા ખંડની, છઠી જીનહર્ષ રસાલરે. ધ. ૨૪

સર્વ ગાથા, ૨૨૭

## દુહા.

જાણું કૈરવ ના કહે, તેહનો ચરિત્ર મુકુંદ;
છલઘાતિ આબાલથી, રચે કપટના ફંદ. ૧
કપટપટુ જૂએ રમી, કૈરવ તુમ સંઘાત;
કાઢયા તુમને રાજ્યથી, દૈવ વિપર્યય વાત. ૨
હું હણસું અરિ તુમતણા, તુમે જાઓ નિજ ઠામ;
કાલ વિના પિણિ શત્રુને, હણતાં વ્રત નહી ક્ષામ. ૩
કૃષ્ણ વચન એમ સાંભલી, ધર્મ સૂનુ કહે તામ;
તુમથી સહુ સંભાવીએ, હરિપરાક્રમ ધામ. ૪
અમો ત્રયોદસ વછરા, રહી ફિરી વનવાસ;
તુમ સાહાય્યે શત્રુને, આવી કરસું નાસ. ૫
એહવો કહિને કૃષ્ણને, વિનય વિસર્જ્યા જામ;
સુભદ્રા નિજ બહિનિને, રથ આરોપી તામ. ૬
મેલી શાંતનયપુરી હિવે સમ સતવંત;
પ્રોહિત દુર્યોધન તણો, પાંડવ મહી ભમંત. ૭
આવિકહે પંચાગ નમિ, દુર્યોધન મુખ મુજ;
કરે વિનતિ એહવી ધર્મપુત્રજી તુજ. ૮

**ઢાલ**—બોલડો દેયો સંબ કપૂત બોલડો દેયોજી સામો
જોવો વાલ્હાપૂત સામો જોવોજી થારી માવડી
બોલાવેરે બેટા બોલહ્યો. એહની એ દેશી. ૭.

મે અજ્ઞાનવસે અન્યાય, માઠો કીધોજી;
ધર્મ પુત્ર તુમે ગુણ જ્યેષ્ઠ, મે દુઃખ દીધોજી.
તુમે માનજ્યો ભાઈ, માહરી વીનતીરે; આં.

ભાઈ યુધિષ્ટર તુમે છો સંત, છો ગુણવંતાજી;
તું માંહિ ક્રોધતણો નહિ ભાવ, જો બલવંતાજી. તું. ૧
તુમે માનીજ્યો ભાઈ મ્હારી વીનતિરે;
હું નિરગુણ જઈ તુમે ગુણવંત, નિજ ગુણ જોજ્યોજી;
ભારથ મેં ભુંઈ સગલો તેહ, સરિખા હોજ્યોજી. તું ૨
કૃપા કરી મુજ ઉપરી વીર, ઇંદ્ર પ્રસ્થાનપુરનોજી;
ઈશ થઈ રહિજ્યો મેં કીધ, અવિનય ગુરૂનોજી. તું ૩
અંતર દારૂણ કોમલ બાહ્ય, તેહની વાણીજી;
સુણિ નૃપ આણ્યો મન વિશ્વાસ, ભદ્રક પ્રાણીજી. તું. ૪
વારણાવતીનગરી ગયા જામ, વિદુર વિચારીજી;
ગુપ્ત લેખ જણાવ્યો તાસ, તુમ અપકારીજી. તું. ૫
અરિનો મત કરજ્યો વિશ્વાસ, જતુ ગૃહ દેસ્યેજી;
વાડવ તુમ ઉતરિવા કાજ, ભસ્મ કરેસ્યેજી. તું. ૬
ફાગુણ સુદિ ચૌદશિ અધરાતી, તુજ અરિ કહીયોજી;
લેખ થકી પરમારથ એહ, સગલો લહીયોજી. તું. ૭
એહવું સુણી કહે જેષ્ટને, ભીમ ક્રોધે જલીયોજી;
તુમે ન જાણો તેહની, વાત મેં અટકલીઓજી. તું. ૮
દ્યો આદેશ ગદાસું, શત્રુ ચુરી નાંખુજી;
દુર્યોધનનો કરૂં સંહાર, નામ ન રાખુંજી. તું. ૯
એહવો સુણિ કોપાગનિ તાપ, ધર્મજ ટાલેજી;
ન્યાય વચનામૃત સારીખ, કહિ ર વાલેજી. તું. ૧૦
વિદુર ખણાવી તામ સુરંગ, પારથી જણાવ્યોજી;
હિવે પુરોચન દેઈ સનમાન, તેડી લાવ્યોજી. તું. ૧૧

લાક્ષાગૃહ પાંડવને તામ, વિપ્ર ઉતાર્યાજી;
કીધિ ભક્તિ ઘણી પરે તાસ, વચને ઠાર્યાજી. તું. ૧૨
તિણહિજ દિન જરતીકા એક, પંચસુત લેઈજી;
એક વહુ સું કુંતીવ્યાસ, રહી આવેજી. તું. ૧૩
હિવે ગુપ્ત નિશિંદીધિ આગિ, વઈરી માઠાજી;
જતુગૃહ લાગો વિવરમજારિ, સાતે નાઠાજી. તું. ૧૪
કેડે ભીમ રહીતે વિપ્ર, અગ્નિ પચાવીજી;
વૃદ્ધ ભાઈને કીધ પ્રણામ, વેગે આવીજી. તું. ૧૫
હિવે લોક દીઠા પરભાતિ, સાતે બલિયાજી;
દુર્યોધન ઉપરી સહુ લોક, ક્રોંધે જલીયાજી. તું. ૧૬
પાદઘાતસુંવાડવસીસ, ચૂર્ણ કરીયાજી;
લોકે વયરીની પરિતાસ, શોકે ભરીયાજી. તું. ૧૭
દુર્યોધન પાંડવ નિજ વિપ્ર જાણી બલિયાજી;
બહિ શોકે દાધાંની દીધ, જલ અંજલિયાજી. તું. ૧૮
વયરીની શંકાએ પાંડુ સુત, પંથે ચાલ્યાજી;
આખુડતા પડતા દિન રાતિ, વઈરી સાલ્યાજી. તું. ૧૯
દુર્ગ ચૈત્ય નદી ગિરિ શ્રૃંગ, સરોવર તીરેજી;
વીસામો ન લીએ કિહાં ભીતી, તાસ ન ધીરેજી. તું. ૨૦
ડાભતણા અંકુરા તીક્ષ્ણ, કંટક તીખાજી;
ચાલે ભૂતલ જે સુખ દુખ, બેહે સરીખાજી. તું. ૨૧
હિવે કુંતી મારગ પરિકિલષ્ટ, થઈ અસક્તાજી;
ભીમભણી કહે કિતલી ભૂમિ, જાઉ ભક્તાજી. તું. ૨૨
હું પણિ થાકી ન સકુ ચાલી, વહુ પિણ થાકીજી;
નકુલ લજ્જા એને સહદેવ, ચાલે બાકીજી. તું. ૨૩

સાંભલી આરોપી નિજમાત, સ્ત્રી નિજ ખંધેજી;
બાંધ્યા બાંધવ પૂઠે દોઈ કર સંધેજી. તું. ૨૪
વેગે ચાલે ઇણિપરિ ભીમ, મહાબલ કાયાજી;
અતિક્રમીરજની પરભાતિ, કિણુ વન આયાજી. તું. ૨૫
સોલમા ખંડ તણી એ ઢાલ, સાતમી જાતાજી;
ભાખેઇમ જીનહર્ષ સુજાણ, મિલિ ૨ ગાતાજી. તું. ૨૬

સર્વ ગાથા. ૨૬૧

## દુહા.

થાકા નિદ્રા વસિ થયા, વનમાંહે પરિવારિ;
ભીમ જલાર્થે નીસર્યો, ભમતાં પામ્યો વારિ. ૧
જલ લેઈ તિહાંથી ચલ્યો, ભીમસેન તિણિવાર;
પાછલિ જોવે જેતલે; દીઠી કોઇકિ નાર. ૨
ક્રૂર શરીર બીહામણો, ભાષે રે રે તિષ્ટ;
ભીમ ભણી દેખી કરી, કીધો રૂપ વિશિષ્ટ. ૩
લોયણ બાણે વીંધતી, આગલિ આવી તેહ;
કહે સાનંદે ભીમને, મૃદુ ભાષા સુસનેહ. ૪
જીત કંદર્પ દરપ તું, સુણિ ઇણિ પર્વત વાસ;
હિડંબ ભાઈ માહરો, હિડંબા બહિન હું તાસ. ૫
તુજ ગંધ આવી તેહને, ક્ષુધિત આણિવા મુજ;
મુકી થઈ રતાર્થિની, રૂપ નિહાલી તુજ. ૬
મનમથ અર્ણવ બૂડતી, કૃપા કરી મુજ તારિ;
પાણિગ્રહાગ્રહથી પ્રભો, દયાવંત અવધારિ. ૭
કરસું હું વનવાસ મેં, વસતાં તુમને નાહ;
મહોપકાર શકતેં કરી, વરિ મુજ કરિ ઉછાહ. ૮

ભીમ તાસ ઇમ ભાસતાં, કહિ ઇસું મત બોલ;
રહતાં અમ્હ વનવાસમાં, ચુકતો નહી નિટોલ. ૯

**ઢાલ**–સખીયો આવ્યોરે માસ આસાઢો કરીનીહોરા ચઢાઉ,
પાડો ઘરિ આવી કરાવો લાડોરે માં મિલીયા એ દેશી ૮.

ઇંમ બે જણ વાત કરંતો, આવ્યો તિહાં હિડંબ તુરંતો;
ભગિનીને પાણિ તાડંતોરે, પલઆહીં ૧
કોપ્યો ભીમસેન તિવારે, કિંમરે અબલાને મારે;
મુજસું કરિ યુધ્ધ કરારે. ઈ. ૨
એહવું સુણિ રાક્ષસ આયો, ઉપાડી તરૂવર ધાયો;
ક્રોધાગણિ રિદય ભરાયોરે. ઈ. ૩
ભીમ પિણિ મહા વૃક્ષ ઉપાડી, આવ્યો યુધ્ધ કરણ અનાડી;
ક્રોધે નિજ બલ દેખાડીરે. ઇ. ૪
બે જણ માંહોમાંહે મલીયા; પગચારે ગિરિવર ચલીયા;
ભૂમી સાયરજલફલીયારે. ઈ. ૫
ઇમ રાક્ષસસું રણ થાયે, કુંતીને હિડંબા સુણાયે;
તુજ અંગજ માત મરાયેરે. ઈ. ૬
તે માટે એહ જગાઈ, મેહલો તેહનો જે સખાઈ;
ભીમ ચેડી કહિવા આઈરે. ઈ. ૭
જાજરો ભીમ યક્ષ પ્રહારે, દેખી ધર્મસુખગધારે;
દોડયો ભરક્રોધ તેવારે. ઇ. ૮
ભીમ સજ્જ થયો ભર કોપે, કરઆલિ ગદા યમ ઓપે;
હણીયો ભીમે બલ લોપેરે. ઈ. ૯
તસુ હણ્યો હિડંબા દેખી, ભીમ રૂપે મોહી વિશેષી;
પ્રતિ ચર્યા કરે અલેખીરે. ઈ. ૧૦

વિષમો મારગ અન્યદીહે, દ્રોપદી ભૂલી વનકીહે;
યૂથભ્રષ્ટમૃગી જીમ બિહેરે. ઈ. ૧૧
સિંહસૂકર વ્યાઘ્ર ભુજંગા, મોટા અજગર માતંગા;
પુહચે નહી સીલ સુરંગારે. ઈ. ૧૨
ગિરિસર કાંતાર નિહાલે પાંડવ દ્રૌપદી નવિ ભાલે;
જીમ મોહન વેલી જાલેરે. ઈ. ૧૩
દલગીર થયા સહુ કોઈ, ભીમ વચનથી વન અવલોઈ;
આણી હિડંબા જોઈરે. ઈ. ૧૪
લેઈ ખંધે દ્રૌપદી કુંતી, વંછિત અન્નપાન દીયંતી;
પાથ સાથે ચાલે પ્રેમ ધરંતીરે. ઈ. ૧૫
કુંતી ધર્મસુંમન ભાઈ, તે ભીમ ભણી પરણાઈ;
નિશિચંદ્રપરે સોભાઈરે. ઈ. ૧૬
તે રાગથી સૌધ બણાઈ, ભીમસુ ખેલે સુખદાઈ;
ભોગવાંછિત તેહ સદાઈરે. ઈ. ૧૭
શ્રમવર્જીત રહે નચિંતા, આવ્યા ચક્રપુરે ચાલંતા;
દ્વિજવેશ લેઈ ગુણવંતારે. ઈ. ૧૮
દેવશર્મા દ્વિજ આવાસે, રહ્યા ધર્મપુત્ર તિહાં વાસે;
હિડંબાને એમ ભાસેરે. ઈ. ૧૯
દુઃખ બાર વરસ લગિ સહિસું, અમે અહનિશિ વન માંહિ ભમસું;
જાવા હું નિજ ઘરતું સુખસુંરે, ઈ. ૨૦
નિજ જેઠે અનુમતિ ભાસી, સાસૂને ગર્ભ પ્રકાસી;
અદૃશ્ય થઈ ગુણ રાસીરે. ઈ. ૨૧
એક દિન પાડોસણિ નારી, કરતી આક્રંદ અપારી;
વક્ષ તાડે હાહા કારીરે. ઈ. ૨૨

ભીમ તિણે દુખે દુખીયો થાઇ, દેવશર્મા પાસે આઈ;
પુછે સ્યોં સોક એ ભાઈરે. ઈ. ૨૩
નિજ ભાલે કર ફરસીને, ભાખે ઈણિપરિ નિસ સીને
નિર્ભાગ્ય કહે મુખ દીનેરે. ઈ. ૨૪
મહા ભાગ્ય સુણો મુજ વાણી, એ દૈવ વિટંબણ આણી;
તો પિણિ સાંભલિ મુજ વાણીરે. ઈ. ૨૫
બક રાક્ષસ પહિલી હુંતો, સિદ્ધ વિદ્યભીષણ બલવંતો;
પુર ઉપરિ શિલા ધરંતોરે. ઇ. ૨૬
બીના નૃપ લોક તિવારે, પરમેષ્ઠી જીન સંભારે;
કાઉસગ પિણિ કેઇક ધારેરે. ઇ. ૨૭
પુહચે નહી ધર્મ પ્રભાવે, રાક્ષસ નિજ કોપ સમાવે;
નૃપને શાંત થઇ સુણાવેરે. ઈ. ૨૮
નૃપ હું જન હણિવા આયો, તુજ અન્યાયે રીસાયો;
ઢાલ આઠમી સાતમો ખંડ ગાયોરે. ઈ. ૨૯

સર્વ ગાથા. ૨૯૯.

## દુહા.

એક વચન કરિ માહરો, દિન (૨) માણુસ એક;
મુજને દેઈ સુખે રહો, રાજન સુણિ સુવિવેક. ૧
રાજા એ અંગીકર્યો, શિલા હરી ગયો તેહ;
ચીઠી આવે જેહની, તે રાક્ષસને દેય. ૨
આજ માહરા નામની, પત્રી આવી વીર;
નૃપ નર આવ્યા તેડવા, મરિવા ભય દિલગીર. ૩
પૂરવે રાજા કેવલી, પૂછયો ક્ષયકીનાસ;
પાંડવથી નાવ્યા અજી, આવ્યો માહરો નાસ. ૪

તાસ વચન એમ સાંભલી, ભીમ આતુરી તાસ;
દેખી તિણિ દુઃખ પીડિયો, મનમેં રહ્યો વિમાસ. ૫
ધિગ બલ મુજ શરીર ધિગ, ધિગ મુજ પૌરૂષ એહ;
ધિગ ક્ષત્રી પર પ્રાણને, રાખી ન શકે જેહ. ૬
રોગ શસ્ત્ર પાવક જલે, જંતુ મરે સ્વયમેવ;
તેપર પ્રાણ શરીરથી, ઉગારે તતખેવ. ૭
અંતકરણ ઇમિ ચીતવી, ભીમ મહા બલવંત;
તું જા ઘરિ રાક્ષસભણી, તૃપતો કરી અંત્યત. ૮

**ઢાલ**–ઓલ ગડીની ૧૯.

બ્રાહ્મણ દેખી સાહસ તેહનોરે, ખુશી થઈ કહે વાચ;
કરવાર ઉપગાર પર ભણીરે, યુગતો તુજને સાચ. બ્રા. ૧
સરિખી સરિખી સહુને વેદનારે, ભક્ષણ કરવું તુજ;
રાક્ષસ ૨ પાસે હું રહું જીવતોરે, ન્યાય કિસો એ મુજ. બ્રા. ૨
મંદિર૨ આવ્યો ચાલી આપણેરે, પંડિત કહે ગુરૂ તાસ;
ગુરૂ પ્રાણે ૨ રાખે નિજ પ્રાણનેરે, એ સ્યો ન્યાય પ્રકાશ. બ્રા. ૩
એહવું ૨ કહેતાં ભીમ બ્રાહ્મણ ભણીરે, પ્રાણે થાપ્યો ગેહ;
રાક્ષસ ૨ ને ઘરિ પોતે ગયોરે, વીંટયો નૃપ પુરૂષેહ. બ્રા. ૪
રાક્ષસ ૨ સહુ પરિવારે આવીયોરે, દીઠો ભીમસેનને તામ;
મહાકાય ૨ સૂતો મહાંશિલ ઉપરેરે, દેખી થયો ઉલ્લાસ. બ્રા. ૫

એ નર ૨ આવ્યો મુજ ભાગ્યે સહીરે, મોટી
કાયા જાસ;
આજને ૨ સહુ ભૂખ્યા તૃપતા હુસ્યેરે, મનમાં
રહ્યા વિમાસ. પ્રા. ૬
એહવું કહી કરવત જીસ્યાજી, દશન પીસતો જોર;
રસના ૨ મુખ લપકાવતોરે, નયણ બીહાવે ઘોર. પ્રા. ૭
દર્શન ૨ જેહનો બીહામણોરે, હાથે કાતી જાલિ;
અટટ ૨ હાસ કરતાં થકાંરે, રાક્ષસ આવ્યા ચાલિ. પ્રા. ૮
તેતલે ૨ મુખથી દુરિપટી કરીરે, ઉઠયો ભીમ
તિવાર;
પર્વત ૨ જાણે શિલા થકીરે, ગ્રહી ગદા હથીયાર. પ્રા. ૯
માણુસ ૨ અદનપાતક હિવેરે, ઉ આવ્યો ઉદય
પલાસ;
સમરિ ૨ ઈષ્ટદેવ તાહરોરે, ભીમ કહે એમ તાસ. પ્રા. ૧૦
એહવા ૨ વચન સુણી ધીરજ ધરીરે, રાતા નયણ
કરેય;
સનમુખ ૨ ધાયો દંડ ઉપાડિનેરે, રાક્ષસ સગલા
લેય. પ્રા. ૧૧
રાક્ષસ ૨ ભીમ અભિઘાતથીરે, કાંપી ધરા અપાર
સાયર ૨ નાંજલ ઉછલ્યાંરે, ધડહડીયા ગિરિસાર. પ્રા. ૧૨
તેહસું ૨ યુધ્ધ કરતાં થકાંરે, ભીમ ભુજાલ પ્રચંડ;
હણીયો ૨ સીસ ગંદા મુદ્દારે, કુટો જીમ મૃતપિંડ. પ્રા. ૧૩
પડિયો ૨ ભીમ ઘાતે કરીરે, તે રાક્ષસ મહાકાય;
ધરણી ૨ પડતાં ધડહડીરે, પાદપ ભાગી જાય. પ્રા. ૧૪

કુસુમ ૨ વૃષ્ટિ આકાશથીરે, પડી ભીમને સીસ;
જય ૨ શબ્દ સુહામણારે, દેવે કર્યા જગીસ. પ્રા. ૧૫
સાંભલિ ૨ તે પુરનો ધણીરે, હરખ્યા લોક અપાર;
ભીમને ૨ મિલી વધાઇયોરે, જન જીવીત દાતાર. પ્રા. ૧૬
જાણીને ૨ પાંડવ પૌરૂષ થકીરે, જ્ઞાની વચન પ્રમાણ;
તેહને ૨ પ્રગટ જાણી કરીરે, ભક્તિ કરે અપરિમાણ. પ્રા. ૧૭
પ્રકૃષ્ટ ૨ અરિષ્ટ વિલયગયારે, ભક્તિ કરે બહુ ભાંતિ;
દેવલ ૨ જીન પુજા કરેરે, લોક ધરી બહુ ખાંતિ. પ્રા. ૧૮
અરિથી ૨ ચકિત પાંડવ હિવેરે, તે નગરી નિશિ છંડિ;
દ્વૈત વન ૨ જઈ છાના રહ્યારે, ઉટજ તિહાં મંડિકિણિ મંડિ. પ્રા. ૧૯
રાક્ષસ ૨ નો વધ સાંભલીરે, તિહાં પાંડવને જાણ;
અછતો ૨ હર્ષ જણાવીયોરે, દુર્યોધન સપરાણ. પ્રા. ૨૦
વિદુર જાણી ધાર્તરાષ્ટ્રનોરે, તેહવો મનનો ભાવ;
પ્રિયંવદ ૨ સેવક મોકલ્યોરે, પાંડવને લહિ દાવ. પ્રા. ૨૧
તે પિણિ દ્વૈત વને ગયોરે, પાંડુ સુતના નમિ પાય;
વિદુર વચન સગલા કહ્યારે, હિતકારી સુખદાય. પ્રા. ૨૨
તુમને ૨ જાણ્યા દ્વૈત વને રહ્યા રે, ધૃતરાષ્ટ્રજ તિણિ મેલિ;
આવિસ્યે ૨ કર્ણ લેઈ કરીરે, છેડે જો ઇણિ વેલિ. પ્રા. ૨૩
એહવો ૨ સુણી ક્રોધે ભરીરે, યાજ્ઞસેની કહે તામ;
અદ્યાપિ ૨ પાપી કરસ્યુંરે, અમને એહ વિરામ. પ્રા. ૨૪

સભ્યોક્તિ રથી રાજ્ય ધન છાંડીયોરે, રાષ્ટ્ર સેના ધનમાલ;
અજીસિ ૨ અપૂર્ણસ્યું તેહનોરે, ન ટલે વૈરી સાલ. બ્રા. ૨૫
ધિગ મુજ ૨ ને તુમને વર્યારે, પાંચે પાંડવ યોધ;
ધિગ ધિગ ૨ ક્ષાત્ર વીર્ય તુમ તણારે, વયરીસું નહી ક્રોધ. બ્રા. ૨૬
વીરપત્ની ૨ તે માતા જનમીયારે, સહુકોપર સિર તાજ;
ધૃતરાષ્ટ ૨ કીધી વિટંબણારે, પાડી માહરી લાજ. બ્રા. ૨૭
તેહનો ૨ કીધો સહુ સહયોરે, ત્યક્ત રાજ્ય વનવાસ;
અજી લગે ૨ વિરમે ન વૈરથીરે, ન કરે તેહનો નાસ. બ્રા. ૨૮
એહવો કાંતા મુખથી સુણીરે, પાણે ભૂયા ફાલ;
ભીમસેન ૨ ઉઠયો વીરરસ પુરીયોરે, સિંહ જેમ તત્કાલ. બ્રા. ૨૯
ભીમસેન ૨ ગિરિવર સારિખોરે, કરતો ગાજ આવાજ;
નવમી ૨ સાતમા ખંડનીરે, ઢાલ થઈ જસરાજ. બ્રા. ૩૦

સર્વ ગાથા, ૩૩૭.

## દુહા.

પાર્થ મેહ જીમ ગાજતો, ભરીયો ક્રોધ અપાર;
અરિ ગજેંદ્ર મૃગેંદ્ર સમ, કીધો ધનુ ટંકાર. ૧
પ્રતિ બિંબા કેરીપરે, લોચન અરૂણ કરેય;
નકુલ અને સહદેવપિણિ, ઉઠયા અસિય ધુણેય. ૨

કોપ્યા દેખી એહવા, વયરીકેરા કાલ;
બલ જાણું રાજા કહે, ન કરો ક્રોધ કરાલ. ૩
યુદ્ધ કરિવા ઉદ્યત થયા, વિતથ વચન મુજ હોઈ;
પડખોં વાસર કેતલા, સમય આવિ જા જોઈ. ૪
જેષ્ટાજ્ઞાયે ઈમ સહુ, મૂલ પ્રકૃતિ થયા તામ;
સલિલ અગનિ સંયોગજી, શીતલ થયા સમામ. ૫
પ્રીયંવદ સન્ માનીયો, વિદુર વચન સુપ્રમાણ;
કરી વિસર્જ્યો તેહને, રાય યુધિષ્ટર જાણ. ૬
ગંધમાદન પર્વત ગયા, તિહાં તે છાંડી દેશ;
ઈંદ્રકીલ નામે ગિરી, આગલિ દીઠો એસ. ૭
અર્જુન સમય નિહાલીને, યુધિષ્ટિરાજ્ઞા પામિ;
વિદ્યા સાધન એકમન, પારથ ગયો તિણિ ઠામ. ૮

**ઢાલ**–પંથી ચાલીજયો વિચિ બીજે કામામલા ગિજયો,
પૂજી જીને મારુરો કાગલ દેયો. એ દેશી. ૧૦

પવિત્ર થઈ જીનવર નમી, સાધેવા થઇ થિર ચિત્તહો;
મણિચુડાદિખેચર થકી, વિદ્યા પૂર્વે પ્રાપતહો. ૧
મન રંગે વિદ્યા તિહાં સાધે, રૂડીપરિ મંત્ર આરાધે;
અરજુન અરિ જીપણ કાજી, આ. ૨
નિશ્ચલ મેરૂતણી પરે, રૂંધ્યો નિજ સાસોસ્વાસહો;
ધ્યાનાધિરૂઢ અરજુન થયો, પદ્માસન કરીઉલાસહો. મ. ૩
ભૂત વેતાલ ભય શાકિની, સિંહ વ્યાઘ્ર ગજાદિક રૂદ્રહો;
ચાલી ન શકે ધ્યાનથી, બીજા પણિ સુરવર ક્ષુદ્રહો. મ. ૪
સમય પ્રસન્ન સહુ થયાં, વિદ્યા દેવીના નંદ હો;
તૂહી વછ વર માંગિતું, ઈમ વચન કહે આનંદ હો. મ. ૫

અર્જુન ઉઠી તેહને, ભકતે નમીયા તસુ પાય હો;
અધિષ્ટી પારથ દેહમે, અર્જુન પ્રભ જેહની કાય હો. મ. ૬
સિદ્ધવિઘ અર્જુન ખુસી, બઈઠા ગિરિમૂદ્ધિનિ તામ હો;
વ્યાધ સુકરને મારતાં, દીઠો આગલિ વનઠામ હો. મ. ૭
હિવે અર્જુન તેહને કહે, મત મત ઉંચે સ્વર એમ હો;
ઈણિ તીરથ મુજ દેખતાં, મારસિતું સૂકર કેમ હો. મ. ૮
તુજબલ જ્ઞાતૃત્વ તાહરો, તાહરો કુલ અપ્રમાણ હો;
વનચર અશરણ બાપડા, વિણ ગુને હણે અયાણ હો. મ. ૯
વ્યાધ સંતર્જ્યો ઈમ તિણે, કહે પંથી ફોકટ કેમ હો;
કાંઈ નિષેધે અરણ્યમાં, સ્વેછાયે ફિરતાં એમ હો. મ. ૧૦
ત્રાતા એહનો કુણ અછે, રહેતા એણે વન દાખી હો;
તું ક્ષત્રિ બલવંત છે, જો રાખિ સકે તો રાખિ હો. મ. ૧૧
કોદંડ યમદંડ સારિખો, અર્જુન લીધો નિજ હાથિ હો;
ક્રોધે કરિ ઉદ્યત થયો. વિઢવાલુબ્ધકને સાથિ હો, મ. ૧૨
લુબ્ધક અવસર પામિને, અર્જુનને હણીયા બાણ હો;
પારથ ખડ્ગ લેઈ કરી, દોડયો હણિવા કરિ પ્રાણ હો. મ. ૧૩
ખડ્ગ ટાલ્યો તિણિ પારથ નો, મહાપ્રબલ પરાક્રમ જાસ હો;
અંગોઅંગે બે મિલ્યા, ભીડે રૂંધાયે સાસ હો. મ. ૧૪
ઝાલી અર્જુન તેહને ચરણે રણમાંહીં કરાર હો;
વ્યોમ ભમાવ્યો જોરસું, એતો પટીપરે તિણિવાર હો. મ. ૧૫
કુસુમ વૃષ્ટિ થઈ તેતલે, કુંડલ આભરણ સોભંત હો;
આગલિ કોઈ સુર નિરખીયો, ઈંદ્રસુત મનમેં હરખંત હો. મ. ૧૬
એહ કિસું એમ ચિત્તમેં, આશ્ચર્ય લહયો તિણિવાર હો;
તૂઠો તુજને ઈમ કહે, ઘું કામિત માંગ વિચારિ હો. મ. ૧૭

અવસર માંગીસી તુજ કન્હે, અર્જુન ભાષે ઈમ તાસ હો;
તું કુણ છે કહિ કિહાં રહે, મુજ આગલિ તેહ પ્રકાસિ હો. મ. ૧૮
રિષ્ટ થયો એ શ્રુતિ સુણી, કહે પાર્થ પ્રથા સુણિ મુજ હો;
રથનૂપુર પુરવર ભલો, વૈતાઢય ભૂષણ કહું તુજ હો. મ. ૧૯
તિહાં વિદ્યાધરનો ધણી, ઇંદ્ર નામા મહિધવ જાણિ હો;
દિક્પતિવ્રાતેં ઇંદ્રિજીમ, સેવિત ચરણાંબુજ રાણ હો. મ. ૨૦
વિદ્યુન્માલી તેહનો, લઘુભ્રાત ચપલ અપાર હો;
નગર થકી નૃપ કાઢીયો. રક્ષ નગર ગયો તિણિવાર હો. મ. ૨૧
રાક્ષસ તલ તાલાખ્ય જે, તેહને લેઈ નિજ સાથિ હો;
પીડા કરે ઇંદ્ર દેશ ને મારે લૂંટે ધન આથિ હો. મ. ૨૨
તાસ ભયે ઇંદ્રિ બીહતો, નાસી ગયો કિણિહી ઠામ હો;
મારગ પિણિ જાણ્યો નહી, જાણ્યો પિણિ નહી પુરગામ હો. મ. ૨૩
નિમિત્તિયાના જ્ઞાનથી, તુજને જાણ્યો ઇંદ્રિરાય હો;
તુજ બોલાવણુ મુજ ભણી, મેલ્હો આયો તુજ પાય હો. મ. ૨૪
બેસો ઇણિ રથ ઉપરે, લ્યો કવચ મુગુટ ધનુ બાણ હો;
રાક્ષસને હણુવા ભણી, ઉપગારી ચતુર સુજાણ હો. ધ. ૨૫
હિવે કિરીટી સાંભલી. સિર ટોપ કવચ ધનુધાર હો;
રથ બેસી પહુતા તિહાં, રાક્ષસપત્તન તિણિવાર હો. મ. ૨૬
કોલાહલ ધ્વની રક્ષપુરે, રથ શબ્દે થયો અપાર હો;
દસમી સાતમા ખંડની, જીનહર્ષ ઢાલ સુવિચાર હો. મ. ૨૭
સર્વ ગાથા ૩૭૨.

## દુહા.

અરિ સુભટના કટકસું, અર્જુન માંડયો યુદ્ધ;
કરી ઘોર રણુ તે હણી, વૈતાઢયે ગયો બુદ્ધ. ૧

શક્રચરણ નમીયા મુદા, ઇન્દ ઉઠયો તિણિવાર;
ઇંદ્ર સુતનુ જયવંત તું, દીયો અર્ધાસન સાર. ૨
શક્રદેશે પય નમ્યા, લોકપાલ સહુ તાસ;
નિજ અંગજની પરીદીયા દિવ્યાયુદ્ધ તિણિ ખાસ. ૩
ચિત્રાંગદને પાર્થપિણિ, દીધ મુદાધનુ વેદ;
મિત્ર ધર્મ મોટા તણો, દાનાદાન ફલ ભેદ. ૪
બંધુલ્કંઠી ઇંદ્રસું, ઇંદ્રાજ્ઞા લેઈ તામ;
બેસી વિમાને આવીયો, વ્યોમ માર્ગ નિજ ઠામ. ૫
નમીયો કૂંતી જેષ્ટને, અનુજ ભણી મિલીયાહ;
દ્રગદાને કરિ દ્રૌપદી, પાર્થે ખુસી કીયાહ. ૬
ચિત્રાંગદ વિદ્યાધરે, કહી પરાક્રમ પાર્થ;
દીધી સીખ વિદ્યાધરે, પામ્યો સહુ પરમાર્થ. ૭
ઇણિ અવસરે સહુ દેખતાં, ધરતાં મન આણંદ;
હેમપદ્મ પડયો નભથકી, કૃષ્ના ગ્રહયો અમંદ. ૮
તાસસાસ સરીખો સતી, દેખી અંબુજ તામ;
કરગ્રહી લીધી વાસના, કહે ભીમને આમ. ૯

**ઢાલ**—કાયથકે સવારે એ હની; ૧૧.

પ્રીતમ પંકજ એહવારે, મુજને આણિ આલ;
કિણહી સર સરિતા થકીરે, પૂરિ ઇચ્છા મોરા લાલ. ૧
પ્રીતમ માહરારે, પુરી મનોરથ એહ;
હવે ભીમ જોવા ભણીરે, ચાલ્યો વિપિન મોઝારી;
શીઘ્રગતે સમરી કરીરે, હીયડે શ્રીનવકાર. પ્રી. ૨
વામ લોચન તેતલેરે, યુધિષ્ટિરનો તત્કાલ;
દક્ષિણ નેત્ર કુંતી તણોરે, જે ઘે ચિંતા જાલ. પ્રી. ૩

અરિષ્ટ ઉપદ્રવ જાણીનેરે, ભાઈને કહે રાય;
કરે પરાભવ ભીમનેરે, તેહવો કોઈ ન દેખાય. પ્રી. ૪
પિણિ તુજ નેત્ર ઇંમિ સૂચવેરે. કાંઈ અમંગલ ભીમ;
ઉઠો જઈએ તે ભણીરે, તે પૂંઠે કહે ઇમિ. પ્રી. ૫
તે સગલા સગલે ભમઈરે નિવિડ દ્રુમવન માંહિ;
ભીમ કિંહાંઈ નવિ મિલ્યોરે, જીમ નિર્ભાગ્ય ધનચાહિ. પ્રી. ૬
પડતા મૂર્છા પામતારે, મોહતણે વસિતેહ;
વચન હિડંબા સાંભયેરિ. સમરી ધરીય સનેહ. પ્રી. ૭
આંબા હિડંબા સમરતાંરે, ઉપાડી સહુ તેહ;
ભીમ સમીપે મૂકીનેરે, તે ફિરિ ગઈ નિજ ગેહ. પ્રી. ૮
પદ્મ સરસ પાજે રહયો, રે દુર્ગ મારગ કહી ભીમ
આણંદનો દાયક થયોરે, સોદરને નિઃસીમ. પ્રી. ૯
સ્પૃહા પદ્મની પૂરિવારે, દ્રૌપદીની ભીમસેન;
દેશગાહે તે જેતલેરે, અદૃશ્ય થયો તતખેણ પ્રી. ૧૦
તસુ કેડે અરજુન ચલ્યોરે, થયો અદૃશ્ય પિણિ તેહ;
એક લોચન નિદ્રા મિલ્યો, બીજો પિણિ મીંચેહ. પ્રી. ૧૧
રાય યુધિષ્ટર પિણિ થયોરે, બે ભાઈસું કેડિ;
કામ કરી લ્યાઓ જઈરે; બે ભાઇને તેડિ. પ્રી. ૧૨
કુંતી પાંચાલી તદારે, વ્યાકુલ થઇ વનસંગ;
નિજ અંગજ અણ દેખતીરે, વિષન્ન થઈ મન ભંગ. પ્રી. ૧૩
અક્ષોભ્ય વીર ત્રિલોકમેરે, દેવ દાનવ રક્ષસેણ;
પાંચે પંચમુખ જીસ્યારે, કિહાં ગયા કર્મ વસેણ. પ્રી. ૧૪
એહવાને પીણિ એહવીરે, જો આપદ ગતિ હોઈ;
સ્સું કહીવું અવરાં તણો, રે આપદ ભરીયા જોઈ. પ્રી. ૧૫

ઈત્યાદિક રોદન કીયાંરે, સું થાયે ઈમ જાણિ;
કાયોત્સર્ગ લેઈ કરેરે, પરમેષ્ટીનો ઝાણ. પ્રી. ૧૬
નિશ્ચલ રહી ઈણિપરે બિન્હેરે, સાલભંજીક જીમ તેહ;
આઠ પૌહુર ઉઠી રહીરે, કષ્ટ ખમ્યો નિજ દેહ. પ્રી. ૧૬
બીજે દિન રવિ ઉગીયોરે, પ્રગટ થયો પરભાત;
પાંડુ પુત્ર આવી કરીરે, ચરણે લાગ્યો માત. પ્રી. ૧૮
કાયોત્સર્ગ પારી કરેરે, નમતાં સુતને તામ;
ઉષ્ણ નયન જલ સીંચીયારે, કુંતી હરિખી જામ. પ્રી. ૧૯
સ્વર્ણ વેત્ર ધર કોઈ નમીરે, કુંતીને કહે આમ;
વિસ્મય ઉપજાવે ઘણુંરે, વચન મિષ્ટ અભિરામ. પ્રી. ૨૦
સુણિ માતા હરિ જીવતાંરે, કેવલોછવ કરી વાહ;
તુમ ઉપરી ઈહાં આવતાંરે, ત્યારે યાન ખલ્યાહ. પ્રી. ૨૧
કારણ તે જાણણ ભણીરે, શક્ર મુકયો મુજ અત્ર;
તુજને મેં દીઠી ઈહાંરે, હું થયો આજ પવિત્ર. પ્રી. ૨૨
બેસતી ધ્યાન પરાયણારે, પરમેષ્ટી નમસ્કાર;
શત્રુ વિમાન ખલ્યા તણોરે, જાણ્યો જ્ઞાન વિચાર. પ્રી. ૨૩
મુજ નઈ કહ્યા કૃષ્ના તણેરે, વચને પાંડવ જાઈ;
પેઠા પદ્મ લેવા ભણીરે, ઉરગ સરોવર માંહિં. પ્રી. ૨૪
શંખશૂડ અહિ શરધણીરે, નાગ પાસે દ્દઢ તેહ;
બાંધી સ્વભ્રમાંહિ ધર્યારે, નહી કોવારૈંઈ જેહ. પ્રી. ૨૫
તિણિ નિમિત્તે એ સતીરે, ધર્યો પરમેષ્ટી ધ્યાન;
સાતમેં ખંડે ઈગ્યારમીરે, ઢાલ જીનહર્ષ પ્રધાન. પ્રી. ૨૬

સર્વ ગાથા ૪૦૭.

## દુહા.

તિહાં જઇ શંખચૂડથી. મુજ આજ્ઞા મુંકાઈ;
આપિસ તીનેં આણિનેં મેલે ધ્યાન સમાહિ. ૧
જઇ તિહાં પાતાલ હું, કિમ એ વિણિ અપરાધ;
શસ્ત્ર રહિત બાંધી ધર્યા, કારાગારાબાધ. ૨
મુજસર અજજસ્પૃહાલૂયા, તિણિમેં બાંધ્યા એહ;
શક્ર આજ્ઞાથી મેં કહ્યો; મુંકિ, ગુણ ગેહ. ૩
ઇંદ્ર વચનથી મેલીયા, બેસાર્યા નિજરાજ;
આજ્ઞા માંને શક્રની, સુરનર અસુર સમાજ. ૪
રાજ કાજ એહેને નહી, ષટ પદપદકજ તુજ;
પાર્થ કહે અહિપતિ હુજે, સાનિધિકારી મુજ. ૫
અહિપતિ વચન પ્રમાણ કરિ, દીધ પાર્થને હાર;
અંગદ રત્ન શેખર દીયાં રાજાને તિણ વાર. ૬
વિદ્યા દીધી અપરને, મુંકયો ઈહાં મુજ સાથિ;
અજ્ઞા દ્યો માતા મુને, ભેટું જઈ સુરનાથ. ૭
કુંતી સુત આવ્યા નિરખી, થઇ ઉલ્લસિત કાય;
દેવ વિસર્જ્યા વિનયસું, સુત લાગા માય પાય. ૮

**ઢાલ**—બલિહારી યાદવા એહની. દેશી. ૧૨.

હિવે તે પાંડવ અતિ ક્રમી, ફિરી આવ્યા અદ્વૈત
વનમાંહિંકિં;
માય પ્રિયા સાતે જણા, રહેં સુખસું સત્વ શીલ
સહાયકિં. હિ. ૧
દુર્યોધન ઈણિ અવસરે પાંડવને આવ્યા તિહાં જાણિકિં;
દ્વૈતશરતારે થાપીયો, વેગે કટક સુભટ તિહાં આંણિ કિં. હિ. ૨

ચિત્રાંગદ ખેચરભણી, અનુચર આવી કહ્યો
સ્વરૂપકિ;
આવી નિષેધ્યો તેહને, અવગાહ્યો તોહી પિણિ ભૂપકિ. હિ. ૩
ત્યારે ખેચર કોપીયો, દુર્યોધનસાનુજ અપહારકિ;
સહુ પરિવાર જોતાં થકાં, વિદ્યાબલ મોટો સંસારકિ. હિ. ૪
હિવે અંતેઉર તેહનો, કરે આક્રંદ વિલાપ અપારકિ;
વિનય કરી ધર્મ સુતતણો, ભર્તૃ ભિક્ષા માગે તે નારિકિ. હિ. ૫
ધૃતરાષ્ટ્રજ કૃત જેઠજી, તુમસું વૈર વિરોધ અન્યાયકિ;
તોપિણિ તુમે છો ધર્મસૂ, કરો કૃપા
નિજ અનુજસું રાયકિ. હિ. ૬
તાસ વચન એહવાં સુણી, રાય યુધિષ્ટિર મૂકી કોપકિ;
દીયો આદેશ અર્જુનભણી, સમરથ રણ કરિવા
અરિલોપકિ. હિ. ૭
પાર્થ જઇ ખેચર પ્રતિ, પ્રાર્થિતરણ લોચન કરિ લાલકિ;
તે પિણિ કોપાકુલ થઈ, સન્મુખ આવ્યો તત્કાલકિ. હિ. ૮
લોહનારાચે વરસતા, ગાજંતા ગુણ નિસ્વન સારકિ;
અર્જુનના અંબુદપરે, વૈરિજવાસકશોષણહારકિ. હિ. ૯
વિહસ્ત અસ્તબલ શત્રુનો, મિત્ર થયો વિદ્યાધર જામકિ;
નમ્યો સૈન્યસું પાર્થને; મૂકયો ધૃતરાષ્ટ્રજને તામકિ. હિ. ૧૦
ખગને મુદ ઉપજાઇવા, નય વાણી અર્જુન કહે તત્રકિ;
હું અર્જુન ગુરૂની ગિરા, તુજસુંરણ કીધો સુણ મિત્રકિ. હિ. ૧૧
તું દુર્યોધન આવિને, નમિ નિજ ગુરૂને વિનયસહિતકિ;
અમસું સત્ય સંધા કરી, જાઓ થઇને વૈર રહિતકિ. હિ. ૧૨

રિષ્ટ થયો એહવું સુણી, બેસિ વિમાન મહારિદ્ધિવંતકિ;
અર્જુન અગ્રેસર કરી, ધર્મપુત્ર સન્નિધિ આવંતકિ. હિ. ૧૩
તિહાં યુધિષ્ટિર દેખીને, શિરપીડા શલ્યની પરિ
જાણિકિ;
દુર્યોધન કીલિતપરે, નમે નહી અતિકોપ પ્રમાણકિ. હિ. ૧૪
ચંદ્રભુવા વિદ્યાધરે, પ્રણત અંઘ્રિ યુધિષ્ટિરરાયકિ;
સુયોધનને મુહુર્મુહુ, સ્નેહદશા જોવે હિતદાયકિ. હિ. ૧૫
તુજઅન્યાય ગુરૂતાહરે, સહ્યો સહે નહી બીજો કોઇકિ;
મૂઢ નમે નહી તેહને, પ્રાણે નામ્યો ખેચર સોઇકિ. હિ. ૧૬
નમતાં ભીડયો રિદયસું, ધર્માંગજ હિત વચ્છલ તેમકિ;
કુશલતા સહિત પૂછીયો, તિણે કહ્યો આપણ
ચિત જેમકિ. હિ. ૧૭
રાજ્યભ્રંશ અરિવેદના, પીડા વ્રીડા મુજ નહી તેહકિ;
જિમ પ્રણામ તુજને કર્યો, સાલે સાલતણી પરિ
દેહકિ. હિ. ૧૮
કોપ રહિત નૃપ ઇમ સુણી, આશાસન દેઈને
તાસકિ;
મુકયો નૃપ નિજ પુર ભણી, પ્રાણીને જિમ કર્મ
નિવાસકિ. હિ. ૧૯
ગાંગેય વિદુર આદિક સહુ, ભાષે તેહને વચન
વિલાસકિ;
અર્જુન બલ તેં નિરખીયો, તેહસું કર હિવે મેલ
પ્રકાશકિ. હિ. ૨૦

હિત વચન તેહને કહ્યા, પિણ કડુઆ કાને ન
સુહાઇકિ;
વ્યાધિ ત્રિદોષજની પરે, વિવિધ ઔષધથી શાંતિ
ન થાઇકિ; હિ. ૨૧
હિવે જયદ્રથ રાજા તિહાં, દુઃશિલ્યા પતિ જાતો
દેખીકિ;
કુંતી જમાઈ ન હુંતસ્યે, મારગ જાતો રહ્યો
વિશેષકિ. હિ. ૨૨
દિવ્ય શકતેં અર્જુન તદા, ભોજન આણિને તત્કાલકિ;
ભોજન તાસ કરાવીયો, પહિલી ભોજન ફલસુવિલાસકિ. હિ. ૨૩
દીઠી દ્રૌપદીને તિણે, મૃગનયણી શસિવયણી
તામકિ;
રૂપલાવણ્ય ગુણ દેખીને, રમિવા ઉત્સુક થયો
સકામકિ. હિ. ૨૪
મોહ્યો કૃષ્ણા રૂપસું, સનમુખ નિરખી રહ્યો ભૂપાલકિ;
સાતમા ખંડની બારમી, કહે જિનહર્ષ થઇ એ
ઢાલકિ. હિ. ૨૫

સર્વગાથા, ૪૩૮.

## દૂહા.

હિવે કોઇક છલ દેખિને, વંચી પાંડવ પંચ;
રથ આરોપી દ્રૌપદી, કીધો કૂડ પ્રપંચ. ૧
ભીમાર્જુન કેડે થયા, કુંતી ભાખે ગુઝ;
અપરાધી મત મારજ્યો, એ જામાતા સુઝ. ૨

બાણપ્રહારે ઇંદ્રિસૂ, સેના રાયની સાર;
કીધી ઉન્માર્ગે ગામિની, સાંભલિ ધનુષ ટંકાર. ૩
હણી તદા ગદાઘાતસું, જિમ મૂડો મૂસલઘાવ;
ભીમ તિણીપરિ ગજઘટા, સોણિત ભર્યા તલાવ. ૪
અર્દ્ધ ચંદ્ર બાણો કરી, કેતુ કૂર્ચ કચ તાસ;
છેદ્યા જનની વચનથી, ન કર્યો જીવિતનાસ. ૫
પાછી આણી યાજ્ઞજા, રથ બેસાણી તાસ;
માતાને પાયે નમ્યા, હીયડે ધરી ઉલ્લાસ. ૬
કરે તોષયુત તેહને, નારદરિષિ મહારાય;
ઉતરીને આકાશથી, બેઠો પૂજિત પાય. ૭
નિર્મલ ચિત્તે મુનિ કહે, સીખ ભલી હિતકાર,
દુર્યોધનની વારતા, સંભલાવે સુવિચાર. ૮
પુરી મુકી ચાલ્યા તુમે, તે દિનથી પાપિષ્ટ;
તુમને હણિવા કારણે, કીયા ઉપાય અનિષ્ટ. ૯

**ઢાલ**–સીયાલો હે ભલે આવીયો એ દેશી; ૧૩.

આપ અશક્ત થયો યદા, કપટે તિણિહો તુમને
મહારાય;
કહે ઈમિહો નારદ મુની, તુજને કહુંહો સાંભલ
ચિત્ત લાય; ક.
પુરમાંહે ઉદ્ઘોષણા, દિવરાવીહો ઇણિ પરિ ઈહાં
આઈ. ક. ૧
જે કોઇ કપટે કરી, નિજ ભુજ બલહો અથવા
નર કોઇ; ક.

રાજ્ય અરધ દ્યું તેહને, પાંડવનેહો હણે વલ્લભ
સોઇ. ક. ૨
પ્રોહિત પુરોચનસુત સદા, સાંભલિનેહો પ્રતિ
વૈરી તામ; ક.
ભૂપ ભણી ઇમ વીનવે, એ કરસ્યુંહો નિશ્ચય હું.
કામ. ક. ૩
વરદા મુજ વિદ્યા અછે, કૃત્યાહો સહુ કર્ત્તા
કામ; ક.
તાસ પ્રભાવ ત્રૈલોકને, ઉપજાવુંહો ક્ષોભ હું
ઠામઠામ. ક. ૪
ત્યારે તેહ ખુશી થયો, બહુ આપીહો તેહને
સનમાન; ક.
વસ્ત્રાલંકાર માલા કરી, આનચ્યોહો ઇણિ પરિ
રાજાન. ક. ૫
તે વિદ્યા સાધે અછે, તે કરશેહો તુમને ઉપઘાત; ક.
અમોઘ વિઘ્ન નસાઇવા, એ સાચીહો જાણેજ્યો
વાત. ક. ૬
સાહમીને સ્નેહે કરી, તુમને કહ્યોહો મેં એ નિરધાર; ક.
પાંડવ રિદય વિમાસીને, તુમે કરજોહો એહનો
પ્રતીકાર. ક. ૭
ભલું કહ્યું નારદ તુમે, પ્રભવે નહીહો જાણ્યો કોઈ
દોસ; ક.
એહવું કહી વિસર્જ્યો, ધર્મપુત્રેહો નારદ ગુણકોસ. ક. ૮

કુંતી કલત્રસું પાંડવે, તપ માંડયોહો આપદ
ક્ષયકાજિ;
કાયોત્સર્ગ લેઈ રહ્યા, જાયે ઉપસર્ગહો જેહુથી સહુ
ભાજિ. ક. ૯
એકપાદાગ્રા ઉભા રહ્યા, રવિસન્મુખહો લોચન દેઈ દોઈ; ક.
ધ્યાન કરે નવકારનો, આદરસુંહો નિશ્ચલ મન હોઈ. ક. ૧૦
સાત દિવસ ઊભા રહ્યા, શીતાતપહો સહતા બહુ કલેશ;
સમાધાન મનમાં ધરે, નવિ ચિંતેહો ચિંતા
લવલેશ. ક. ૧૧
આઠમે દિવસે ચિહું દિશે, વાયુ છૂટેહો અતિ
ચંડ પ્રચંડ; ક.
નાખે તરૂ ઉપાડિને, પર્વત શ્રૃંગે હો કરે ખંડોખંડ ક. ૧૨
જિમ ૨ વાજે વાયરો, ધ્યાનદીપકહો નિશ્ચલ
તિમ તેમ; ક.
તેતલે હયવરહીંસીયા, રથ ગયવરહો ગાજે ઘન જેમ. ક. ૧૩
ફાટે પૃથ્વી ગિરિ પડે, બહુ વાજેહો વાજીંત્ર
નિસાણ; ક.
ચિહું દિશે જિમ વર્ષા મિલે, સૈન્ય આયોહો છાયો
રિજ ભાણ. ક. ૧૪
કુંતી કૃષ્ણા ધ્યાનમેં, કોઈકિ તિહાં હો આવી તિણવાર; ક.
હય ઉપરિ આરોપીને, લેઇ આવ્યોહો નિજ કટકમઝાર. ક. ૧૫
હા વછ ભીમાર્જુન સુણો, રણસૂરાહો પૂરા બલવંત; ક.
અમને એ પાપી હણે, માતવછલહો રાખો મતિમંત. ક. ૧૬
તે દ્રૌપદી કુંતી ભણી, રીસે કરીહો દે કશા પ્રહાર; ક.

કરે વિલાપ અતિ આકરા, નિજ અંગજહો સંભારિ
સંભારિ. ક. ૧૭
સાંભલિ ધ્યાનથકી ચલ્યા, શસ્ત્ર લેઈહો ધરિ
ક્રોધ અપાર; ક.
દ્રોડયા સિંહજિમ ગાજતા, પ્રલયોદધિહો જાણે બલધાર. ક. ૧૮
શર અપાર અર્જુનતણા, વ્યોમગામીહો વૈરીના કાલ;
શત્રુસૈન્ય સહુ તડફડે, જિમ પંખીહો માંહિ
પડીયા જાલ. ક. ૧૯
ખડ્ગપાણિ સુત ધર્મનો, રણ કરિવાહો ધાયો
તિણવાર; ક.
કાલસર્પ ફણધરપરે, ક્રોધ ભરીયોહો કરતો મારમાર. ક. ૨૦
ભીમ ગદા ફેરી કરી, કણની પરિહો વયરી
પરચંડ; ક.
ખાંડે રણ ભુંઈ ઊખલે, વારણ જિમહો કાક-
રના ખંડ. ક. ૨૧
ખલે નહી તે બે જણા, વરસંતાહો જલધર
જિમ તીર; ક.
અરિસેના અવગાહતા, બે ભાઈહો જાણે બાવન
વીર. ક. ૨૨
સૈન્ય દૈન્ય સરિખો થયો, અર્જુનનેહો બાણે
તત્કાલ; ક.
તુરત અદૃશ્ય થયા સહુ, ઇંદ્રજાલીહો કૃત જિમ
ઇંદ્રજાલ. ક. ૨૩
ક્ષણ દ્રષ્ટ અર્થપરે ગયો, સૈન્ય તાલુહો હોઠ
સૂકે તામ; ક.

લાગી તૃષા ધર્મપુત્રને, કાતીની હો પરિ પીડ
જામ. ક. ૨૪
સહુ તૃષ્ણાતુર જલભણી, ફિરિ જોવે હો વનખંડ
મજાર; ક.
એક સર આગલિ નિરખીયો, કમલે કરી હો સોભિત
નહી પાર. ક. ૨૫
શીતલ જલ સરવર ભર્યો, જલક્રીડા હો કરે
હંસ અપાર; ક.
તિણિ સર જઈ પાણી પીયો, આતુર થઇ હો
આકંઠ વિચાર. ક. ૨૬
તિણિ પાણીથી તે સહુ, મૂર્છિત થઇ હો પડીયા ભૂ-
પીઠ; ક.
ઢાલ તેરમી એ થઈ, ખંડ સાતમે હો જિનહર્ષ
સુમીઠ. ક. ૨૭

સર્વ ગાથા, ૪૭૪.

## દૂહા.

ભમતી આવી દ્રૌપદી, નિજ પતિ લુઠતા દેખિ;
દુખે થઈ તે આકુલી, વિલવે ઘણું વિશેષિ. ૧
કુંતલસંચય બાંધીયો, લતાજાલ સંઘાત;
પ્રગટ પુરંધ્રી થઈ તિસે, વલકલ વસન વિભાતિ. ૨
બોલે કૃષ્ણા જેતલે, કાંઇક આગલિ તાસ;
મહિષ કૃષ્ણાંગી તેતલે, લાંબી લગી આકાશ. ૩
દાવાનલ કપિ કેસ સમ, વીખરીયા સિરિ કેસ;
લોચન જાસ બીહામણા, નાખે ભાષર ખેસ. ૪

હાથિ કપાલી કર્ત્તિકા, ભીષણ સાટ્ટહાસ;
પ્રગટી કૃત્યા રાક્ષસી, આવી પડીયા પાસ. ૫
દેખી તેહોને લોટતા નિજ કૃત્ય કરણ તિવાર;
પાખલિ ભમે ચલાવતી, રસના વક્ર મઝાર. ૬
દેખી દરિસણ બીહુતી, કહે ભીલ્લીને એમ;
દેવી સાંભલ વીનતી, તુજ તૂઠાં હુવે ખેમ. ૭
ત્વદાગમન વાતે કરી, ચર્મશરીરી એહ;
ભયેં કરી મૂર્છિત થયા, તજસ્યે પિણિ હિવે દેહ. ૮

ઢાલ—સાધૂ ગુણગરૂઆરે એ દેશી. ૧૪

તીન લોકમેં કો નહી, સુણ દેવીરે, સુર નર દૈત્ય મઝાર;
સુરે તું સેવીરે, ક્રોધ તાહરો જે સહે, વજ્ર જેમ વજ્ર ધાર. સુ. ૧
પોતાને મેલે મૂઆ, સુ. વલી સ્યું મારિસ દેવી; સુ.
ઇહાં તાહરો પૌરૂષપણો, સુ. ફોરવિવો નહી હેવિ. સુ. ૨
ઇમ પ્રતિબોધી તેહને, સુ. ભક્તિ યુકિત બહુ માન; સુ.
કૃતકૃત્ય નિજમન માનતી, સુ. હસી ગઈ કિણિ થાન. સુ. ૩
હિવે પંચાલી દુખભરી, સુ. તેહને મૂઆ વિચારિ; સુ.
મૂર્છાંતે ઉંચે સ્વરે સુ. કરે વિલાપ અપાર. સુ. ૪
ત્યારે ભિલ્લ નિતંબિની, સુ. આંસૂ લૂહી તાસ; સુ.
કાં રોવે બાલે વૃથા સુ. શીલવતી વનવાસ. સુ. ૫
માયામૂર્છિત એ ભણી, સુ. મણિકાલા નદિનીર; સુ.
સુધા પરે નિજ પતિ ભણિ, સુ. સીંચ જીવિસે ધીર. સુ. ૬

સૂતાની પરે ઉઠીયા, સુ. પાંચે પાંડવ તામ; સુ.
કૃષ્ણા વચને ચિત્તમેં, સુ. ચિંતે ઈમ બલધામ. સુ. ૭
ઈહાં આણી કિણે દ્રૌપદી, સુ. કુણ નૃપ સૈન્ય સંભાર; સુ.
કોણ નદી કારણ કિસો, સુ. ઇણપરિ કરે વિચાર. સુ. ૮
પોતે ઈહાં આવી પ્રિયા, સુ. ભિલ્લી વચન પ્રમાણ; સુ.
મણિકાલા જલ જીવતા, સુ. રહીયા જીવન પ્રાણ. સુ. ૯
વિભ્રમ એસું ચિત્તમે, સુ. કહે દૈવત ગતિ કાંઈ; સુ.
કઈ હું સ્વપ્ન દેખું દિવા, સુ. અચરિજ મુજ મન થાઈ. સુ.
ચિંતા કરતાં ઈણપરેં, સુ. તેજે જાકજમાલ; સુ.
કોઇક સુર આગલિ રહી, સુ. ભાષે વચન રસાલ. સુ. ૧૧
ધર્મપુત્ર કિમ ચિત્તમેં, સુ. ચિંતે અચરજ વાત; સુ.
મેં કીધી માયા સહુ, સુ. કૃત્યા કર્ત્તવ્ય ઘાત. સુ. ૧૨
અરિહંત ધ્યાનથી તુમ ભણી, સુ. હરિણામર થયો તુષ્ટ; સુ.
વંચી વિદ્યા સુરી પ્રતેં, સુ. માયાકારી દુષ્ટ. સુ. ૧૩
સમરે મુજને અવસરે, સુ. દિવ્યાભરણ સમાપિ; સુ.
સીખ દીધી તે દેવને, સુ. નિજ સુર ભુવને પ્રાપ. સુ. ૧૪
ગતાંતરાય પ્રાક્ પુણ્યથી, સુ. પાંચે પાંડવ તેહ; સુ.
શ્રીજિનધ્યાનવિષે થયાં, સુ. સાવધાન સુસનેહ; સુ. ૧૫
મધ્યાન્હે ભોજન સમે, સુ. પુણ્યદેહ ગુણગેહ; સુ.
માસ તપા કોઈ તિહાં, આહાર કાજ આવેહ. સુ. ૧૬
જૈન યતી સમરસ ભર્યો, સુ. દેખી પાંડવ તાસ; સુ.
હરષભરે ચરણે નમ્યા, સુ. પામ્યો પરમ ઉલ્લાસ. સુ. ૧૭
રોમ ૨ તનુ ઉલ્લસ્યા, સુ. ભેદેવા પાપારિ; સુ.
ભક્તે તિણિ મુનિવર ભણી, દીધો શુદ્ધ આહાર. સુ. ૧૮

વાગી તિહાં સુરદુંદુભી, સુ. થઈ સોનાની વૃષ્ટિ; સુ.
ચેલોછ્રાય થયો વલી, સુ. વાણી જય જય મિષ્ટ. સુ. ૧૯
તૂઠી દાન પ્રભાવથી, સુ. હું છું શાસન દેવિ; સુ.
બાર વરસ પુરાં થયાં, સુ. વનમેં દુઃખ સહેવિ. સુ. ૨૦
વરસ ત્રયોદશમો હિવે, સુ. મછય દેશ રહો જાઈ; સુ.
વેષ પરાવર્ત અતિક્રમો, સુ. હિવે તૂટો અંતરાય. સુ. ૨૧
એહવું કહી અદૃશ્ય થઈ, સુ. તાસ વચન સુણી
તેહ; સુ.
કરે વિચાર થઈ એકઠા, સુ. સાતે જણ સુસનેહ. સુ. ૨૨
કંક નામ દ્વિજ વેષ હું, સુ. રહિસું ગૃહ વૈરાટ; સુ.
ધર્મતનય એહવું કહે, સુ. કાઢીશ મનના કાટ. સુ. ૨૩
ભીમ કહે સૂઆર હું, સુ. રહિસ્યું વલ્લવ નામ; સુ.
વૃહન્નડાખ્ય તદ્‌ગૃહ હુસ્યું, અર્જુન ભાષે આમ. સુ. ૨૪
ગંધિક હું અશ્વાધિભૂ, રહિસું નકુલ વચન્ન; સુ.
તંત્રપાલ ગોવિંદ હું, રહિસું લઘુ કહે મન્ન. સુ. ૨૫
કૃષ્ણા કહે નૃપનારીની, સુ. સૈરંધ્રી ગૃહવાસ; સુ.
પુણ્ય કાર્ય તેહનાં કરૂં, સુ. કુંતી કહે ઈમ ભાસ. સુ. ૨૬
નીચ કામ પણિ આદર્યાં, સુ. વચને પિણિ ભૂપાલ; સુ.
સાતમા ખંડની ચૌદમી, સુ. થઈ જિનહર્ષ એ ઢાલ. સુ. ૨૭
સર્વગાથા. ૫૦૮.

## દુહા.

એહવું આલોચી સહુ, કીધી નિજ ૨ વેષ;
દેશ વિરાટમાં આવીયા, કોઈ ન ઓલખે દેખિ. ૧
પુરિ પરિસરે પિતૃવન, શમીવૃક્ષનો સ્કંધ,
શસ્ત્ર સહુ તિહાં થાપીયા, પાંડુપુત્ર કરિ બંધ. ૨

પ્રણમ્યા રાય વિરાટને, થાપ્યા નિજ ૨ કામ;
સનમાન્યા સુખસું રહે, ગુપ્તવૃત્તિ તિણ ઠામ. ૩
સહુ નિરંતર ઉઠિને, જનની નમે પ્રભાત;
ગુપ્ત વેશ્મ જાણે ન કો, માને શિક્ષા માત. ૪
ભીમ સૂદવેસે રહે, અન્ય દિવસ રણમાંહિ;
મલ્લ સુભટ હણીયા નૃપતિ, માન દીયા બહુ તાહિ. ૫
ષડુત્તર શત સહોદરા, સુદેષ્ણાકેરા જાણ;
શાલા સહુ રાજાતણા, કીચક મુખ્ય વખાણ. ૬
કદાચિત સુદેષ્ણાતણે, કૃષ્ણા આવી ગેહ;
રૂપ લાવણ્ય દેખી કરી, લાગ્યો કીચક સ્નેહ. ૭

ઢાલ—ધણુરા ઢોલા એ દેશી, ૧૫.

એક દિવસ કૃષ્ણા ભણીરે, કામ વચન કહે તેહ;
માલણિ મોહ્યો, સ્મરબાણે તનુ વીંધીયોરે નિશ્ચેતન
થયો દેહ. ૧
મોહ્યો૨ રે સુનારિમન મોહ્યો, રૂપ સુરંગોરે સુનારી તાહરો;
સોહ્યો એમ કીચક કહે ધરી નેહ. મા. ૨
કીધી બહુ પરે પ્રાર્થનારે, માન સુરંગી નાર. મા.
તું માંગિસ તે આપસુંરે, કરિસું નહી નાકાર. મા. ૩
ધનસું કારજ કો નહીરે, તુજસું પિણિ નહી કામ; મા.
મુજ પતિસું અવિચલ હુજયોરે, પ્રીતિ સદા અભિરામ. મા. ૪
હું માલણિ તું રાજવીરે, તુજ મુજ કેહો સંગ; મા.
બિહું મન મિલિયાં પ્રીતડીરે, ન હુવે પ્રીતિ એકંગ. મા. ૫
કામાતુર કીચક થયોરે, તેવિણિ રહ્યો ન જાઇ મા.
અભિપ્રાય નિજમનતણોરે, બહિન ભણી કહ્યો આઈ. મા. ૬

કામાગનિ પીડા ભણીરે, સુદેષ્ણા કહે તાસ; મા.
કરે પ્રાર્થના એહનેરે, મેલ્હિસ તુજ આવાસ. મા. ૭
તિણિ દીધી આશાસનારે, પીડયો મનમથ તાપ; મા.
શય્યા સૂતો જાઈનેરે, જપતો માલણિ જાપ. મા. ૮
મૂંકી કૃષ્ણાને તદારે, પ્રાણે કીચક ધામ; મા.
તેહસું સંગ કરાઈવારે, નિજ બાંધવને તામ. મા. ૯
પોતાને ઘરિ આવતીરે; નીચી જોવે છાંહ; મા.
દેખી સુતો ઉઠીયોરે, કહે પસારી બાંહ. મા. ૧૦
આવી મૃગાક્ષી મુજભણીરે, સંગમ દે નિજ કાય; મા.
મનમથતાપ નિવારીનેરે, પ્રેમ અમીરસ પાય. મા. ૧૧
કટુક વચન એહવાં સુણીરે, કહે દ્રૈપદી એમ; .
માલણિ ભાષે. એહવું મૂઢ મ બોલ તુંરે, લાજ
ગમે છે કેમ. મા. ૧૨
ગુપ્ત પંચપતિ માહરારે, તુજ કર્ત્તા અન્યાય; મા.
પંચત્વપણું પમાડસ્યેરે, દુર્ગતિતણો ઉપાય. મા. ૧૩
એહવું કૃષ્ણા બોલતાંરે, કૃષ્ણચરિત્ર તિણિવાર; મા.
કેસ ગ્રહી ચરણે કરીરે, મારી કરે પુકાર. મા. ૧૪
કિમ કરિ છુટી તેહથીરે; સૌનિકથી જિમ છાગ; મા.
ગઈ મછયપ્રભુની સભારે, ધૂલિલિપ્ત તનુરાગ. મા. ૧૫
દેખી ધર્મસુત તેહનેરે, કૃશોદરી મુક્તકેશ; મા.
ગુપ્ત નામ પતિનો ગ્રહીરે, કરે વિલાપ વિશેષ. મા. ૧૬
કરે વીનતી આગલેરે, હું અબલા મહારાજ; મા.
મુજ કદર્થા કીચકેરે, કીધો એહ અકાજ. મા. ૧૭
ઈમ પુકાર કરતી થકીરે, કૂડ રોષ કરી કંક; મા.
ગુપ્ત હુસ્યે પતિ તાહરારે, કિણ ઈક ઠામ નિસંક. મા. ૧૮

હું કિણ તો કોઈ નથીરે; તુજ ભ્રાતા પતિ તુજ; મા.
જા નિજ ઘરિ ઉભી કિસુંરે, મૂરખ નારિ અબુજ. મા. ૧૯
સાંભલિ ગઈ ઈમ નિશિ સમેરે, ભીમ ભણી કહી
વાત; મા.
મધુર વચન ઠારી કરીરે, ઉપજાવી બહુ સાત. મા. ૨૦
દુર્યોધનનો અગ સહ્યોરે, ભાઈ વૃદ્ધ વચન્ન; મા.
પિણિ કીચકનો અગ હિવે રે, સહ્યો ન જાયે મન્ન. મા. ૨૧
કૂડ સંગમ વચને કહીરે, તેડે દેવલમાંહિ; મા.
અર્દ્ધ નિશાયે તેહનેરે, પ્રાણ રહિત કરૂં સાહિ. મા. ૨૨
ભીમ વચણ કીચક ભણીરે, કૂડો કરી સનેહ; મા.
મધુર વચન કહી દ્રૌપદીરે, તેડયો દેવી ગેહ. મા. ૨૩
રિષ્ટ થયો મૂર્ખ સુણીરે, આવ્યો દેવલમાંહિ; મા.
કિહાં છે ર હે પ્રિયેરે, કહેતો આવ્યો તાંહિ. મા. ૨૪
ભેષ લેઈ કૃષ્ણાતણોરે, ભીમ બોલાવ્યો તાસ; મા.
ક્રોધ કરી કીચકતણોરે, કાઢી નાખ્યો સાસ; મા. ૨૫
બાંધવ દેખી તેહનારે, મરણ થયો પ્રભાત; મા.
શિબિકારોપી તેહનેરે, દેવા દહન પ્રયાતિ. મા. ૨૬
દીઠી આગલ માલણીરે, બંધુ હણ્યા ઈણિનાર; મા.
ચિતા પાસે કેસે ગૃહીરે, નાંખણ થયા તયાર. મા. ૨૭
બાંધવ જેણે મારીયોરે, જાણ્યો પિણિ ન કહાઈ; મા.
પનર સાતમા ખંડનીરે, એ જિનહર્ષ ગવાઈ. ગા. ૨૮
સર્વંગાથા, ૫૪૩,

## દુહા.

રોતી મનમાં સમરતી, કૃષ્ણા નિજ ભરતાર;
ચિતા પાસિ આણી તિણે, ભરીયા ક્રોધ અપાર. ૧

ભીમ અકસ્માત તેતલે, આવ્યો વૃક્ષ ઉપાડિ;
કીચક કૂટી અગનિમે, નાખ્યા બલ દેખાડિ. ૨
પાવકમાંહિ પ્રજાલીયા, કીચક સહુ તિણિવાર;
દુખ ટાલ્યો નિજ નારીનો, આવ્યો નિજ ઘર
બાર. ૩
જાણી તે બાંધવ હણ્યા, મચ્છર શોક અપાર;
સુદેષ્ણા રાણી પ્રતેં, રાજા કહે વિચાર. ૪
શોક નિવાર સુલોચને, વિતથ મ કર મુજ વેણ;
સૈરંધ્રીને માન દે, શીતલ કરી નિજ નેણ. ૫
જેહુની કાંતા એહવી, પ્રાપ્તકાલ સ્વયમેવ;
લે જાસ્યે ઇમ નારીને, સમજાવી નરદેવ. ૬
હિવે દુર્યોધન વચનથી, જોયા દેશ અનેક;
પિણિ પંડુજ દીઠા નહી, કહ્યા હેરકે છેક. ૭

**ઢાલ**—કરકંડુને કરૂં વંદના હું વારી, એ દેશી. ૧૭

રાજન તુજ ભયરાયરે, દુર્યોધન રાય, પાંડવ કછપ
જેમરે; દુ.
તો પિણિ અછતા પરે, દુ. અમ્હે ન દીઠા
કેમરે. દુ. રા. ૧.
ભીષમ વિદુર મુખ સામહો, દુ. સાંભલી જોયો
જામરે; દુ.
તેહનો ભાવ જાણી કરી, દુ. ગંગાસુત કહે
તામરે. દુ. રા. ૨
ઇતિ નહી જિહાં ભય નહિ, દુ. જીહાં ન ઉપજે રોગરે. દુ.
પાંડવ તિહાં કિણિ જાણીયે, દુ. સુખે વસે જિહાં
લોગરે. દુ.રા. ૩

મછયદેશ દેશાંસિરે, દુ. નહી જિહાં દુર્ભિક્ષરે; દુ.
દૂત કહે તિહાં ભય નહી, દુ. સ્વર્ગ લોક પરતક્ષરે. દુ.રા. ૪
હિવે દુર્યોધન ઇમ કહે, દુ. જાણીજે કિમ તેહરે; દુ.
છાંના શાલતણી પરેં, દુ. વાલા વૈરી જેહરે. દુ.રા. ૫
કહે સુશર્મા રાજવી, દુ. નમી સુયોધન પાયરે; દુ.
પાંડવ નિંશ્ચંતા રહે, દુ. મછય દેશ મહિ જાઈરે. દુ. રા. ૬
મછય રાજાના પુરથકી, દુ. લીજે સુરભી વૃંદરે; દુ.
તેહ અકાલે આવસે, દુ. ન છિપ્યો રહે દિણંદરે. દુ. રા. ૭
મછય્ નૃપતિ અરિ તાહરો, દુ. તે પિણિ હણીયે રાયરે. દુ.
અન્ય ગોકુલ હરિવા મિસે, દુ. હણીયે પાંડવ જાઈરે. દુ. રા. ૮
મંત્ર સુણી સુશર્માતણો, દુ. કરણ પ્રમુખ લેઈ સાથરે; દુ.
ચાલ્યો સૈન્ય લેઈ કરી, દુ. લીયણ ગૌ મછયનાથરે. દુ. રા. ૯
ત્રિગર્ત્તાધિપ મુંકીને, દુ. યામી દિશિ ગૌ લીધરે; દુ.
વિરાટ નગરને આંગણે, દુ. સૈન્ય સહિત ઇમ કીધરે. દુ. રા. ૧૦
કલ૨ શબ્દ થયો તદા, દુ. વ્યાકુલ મન ગોપાલરે; દુ.
ગોહરણ આવી કહ્યો, દુ. નમી વિરાટ ભૂપાલરે. દુ. રા. ૧૧
સમર કરંતા કીચકે, દુ. રાજન ભાગો કરે જંગરે. દુ.
તિણિ લીધો ચરતો થકો, દુ. ગોકુલ અંગ અભંગરે. દુ. રા. ૧૨
ધરણીધવ ક્રોધે ભર્યો, દુ. કરી ધનુષ ટંકારરે. દુ.
ધાયો વૈરી સામહો, દુ. લેઈ કટક અપારરે. દુ. રા. ૧૩
પુત્ર સંયુત સૂર્ય શંખસું, દુ. મંદિર અશ્વ પ્રમુખરે. દુ.
અંગસન્નાહે આવર્યા, અરિ વીંટયા અરિરૂખરે. દુ. રા. ૧૪
માંહોમાંહે ક્રોધસું, માંડયો મહા સંગ્રામરે; દુ.
બાણ સમુહ વહે તેહના, દુ. વ્યોમ ઢંકાણો તામરે. દુ. રા. ૧૫

ક્ષણમેં સૂરજની પરેં, દુ. તિમિર વિરાટનરિંદરે; દુ.
વૈરી સહસ્ર હણીયા તિહાં, દુ. પામ્યો અસ્ત દિણું-
દરે. દુ. રા. ૧૬
ભટવધ દેખી કોપીયો, દુ. ત્યારે નૃપતિ ત્રિગર્ત્તરે; દુ.
ટંકારવ કરિ ઉઠીયો, દુ. સનમુખ મછય સુભર્ત્તરે. દુ. રા. ૧૭
ત્રિગર્ત્તરાયના વેગસું, દુ. વરસે શસ્ત્ર સક્રોધરે; દુ.
સૈન્ય સહુ નાસી ગયો, દુ. રહ્યો મછય થિર યોધરે. દુ. રા. ૧૮
બાણ સુશર્માંરાયનાં, દુ. લાગ્યા સહુને જોરરે; દુ.
વિધુર થયો મછય રાજવી, દુ. શકયો નહી બલ
ફોરિરે. દુ. રા. ૧૯
વિરથ વિશસ્ત્ર ક્ષણમાં થયો, દુ. બાંધી મછય રથ
ઘાતિરે; દુ.
રાય ત્રિગર્ત્ત લેઈ ચાલ્યો, દુ. નિજ સેના સંઘાતરે.દુ. રા. ૨૦
ભીમ યુધિષ્ઠિર બે જણા, દુ. કોપ કરી તિણ વારરે; દુ.
ત્રિગર્ત્તેશ ચમૂભણી, દુ. ઉપદ્રવ્યો અપારરે; દુ. રા. ૨૧
ભૂપ ત્રિગર્ત્તભણી તદા, દુ. ભીમેં બાંધ્યો સાહિરે; દુ.
મછય રાય છોડાવીયો, દુ. બલવંતેં ક્ષણમાંહિરે. દુ. રા. ૨૨
ત્યારે વિરાટ ખુસી થયો, દુ. રાતિ રહ્યો તિણિ ઠામરે; દુ.
ધર્મપુત્ર વાયુપુત્રસું, દુ. બહુ ઉછવસું તામરે. દુ. રા. ૨૩
ઉત્તર દિશિ ચરતી હિવે, દુ. પ્રાત સુયોધન રાયરે; દુ.
નગર વિરાટતણી સહુ, દુ. લીધી તિણિ ખિણિ ગાયરે.દુ. રા. ૨૪
અંતેઉરમાંહે હુતો, દુ. રાય કુમર જે સૂરરે; દુ.
સાતમા ખંડની સોલમી, દુ. થઈ જિનહર્ષ સંપૂરરે.દુ. રા. ૨૫

સર્વગાથા. ૫૭૫,

દૂહા.

તુરત ગોપ આવી કરી, કીધ કુમરને રાવ;
ગાય હરી ઉત્તર તણી, દુરજણ દેખી દાવ. ૧
ઉલસિત વીરજ રોષથી; કહે માતા સ્ત્રી સાખ;
સાર પ્રધાન રથ સારથી, હુંતો છું તે પાખ. ૨
નહિ તો કોપે એકલો, અરિને વજ્ર સમાન;
ઉનમૂલૂં તરૂની પરે, કુરૂજ સૈન્યસ્યેગ્યાન. ૩
તસ્યોર્જિત ઈમ સાંભલી, કૃષ્ણા મચ્છર આણિ;
વૃહન્નડ નામે કહે, કલાચાર્ય ગુણખાણિ. ૪
તેહ પાર્થનો સારથી, વીરવિમર્દન જેહ;
તાહરે પિણિ એ યોગ્યતા, થાસ્યે નહી સંદેહ. ૫
ઈમ કહી વૃહન્નડ પ્રતેં, ધર્યો સારથી નામ;
કુમરને રથ બેસાડીયો, યતન કરી અભિરામ. ૬
નારી ભણી હસાવતો, પાર્થ ધરી સન્નાહ;
રથ બેઠો નૃપકુમરસું. ધરતો મન ઉછાહ. ૭

**ઢાલ**—હરીયાલીલોવડીરે, એ દેશી. ૧૭.

ધોરી તુરત ચલાવીયારે, વાયુવેગ તિણિવાર રાજા;
પહુતા કૌરવ સૈન્યને રે; ઉત્તર દિશિ જુંજાર. રા. ૧
એ રલીયાલી વાતડીરે, સુણજ્યો વચન વિલાસ; રા.
સાંભલતાં રસ પામસ્યોરે, દેસ્યો મુજ સાબાસ. રા. એ. ૨
બલ દેખિ ઉત્તર દિશેરે, કૃપા કરણ ગાંગેય; રા.
દુર્યોધન આદિક બહુરે, પાર્થ ભણી કહે તેય. રા. એ. ૩
વૃહન્નડ રવિ તેજ જ્યુંરે, તીક્ષણ શસ્ત્રના ધાર; રા.
બલ અલનહિ વિલોકિવારે, દીસે બહુ વિસ્તાર. રા. એ. ૪

ત્યારે પાર્થ હસી કહેરે, ક્ષત્રિય વંશ શ્રૃંગાર; રા.
નારીમાંહિ પમાવતોરે, હિવે સ્યો કરે વિચાર. રા. એ. ૫
રણમાંહે ક્ષત્રી કરેરે, વૈરેરીસું સંગ્રામ; રા.
રાજ્યશ્રી લહે જીવતાંરે, મૂઆ વાધે મામ. રા. એ. ૬
રણમાં સહતા દોહિલારે, તરવારોના ઘાવ; રા.
સૂર સામે ધાએ લડેરે, પાછા ન દીયે પાવ. રા. એ. ૭
એહવું સુણિ સ્યંદનથકીરે, જંપા દીધ કુમાર; રા.
જાવાને અર્જુન કહેરે, જંપા દેઈ લાર. રા. એ. ૮
ધાર કુમર ધીરજપણોરે, હું સારથિ તુજ પાસ; રા.
વૈરીદલ ભાંજી કરૂંરે, કીરતિ તાહરી ખાસ. રા. એ. ૯
અક્ષય્ય બાણ બે માહરારે; શબાકાર વૃતચાપ; રા.
શમી ખંધથી આણ તુંરે, ટાલી સોગ સંતાપ. રા. એ. ૧૦
ધનંજય બંધુ ભણીરે, નિજ સ્વરૂપ કહી એમ; રા.
ગૃહીતાસ્ત્ર બેસી રથેરે. ચાલ્યો રણસું પ્રેમ. રા. એ. ૧૧
ગંગાસુત દેખી સુણીરે, શંખ શબ્દ સુવિશેષ; રા.
ભાષે દુર્યોધન ભણીરે, પાર્થ એહ સ્ત્રી વેષ. રા. એ. ૧૨
તુમને હણિવા એહનોરે, અવસર આવ્યો આજ; રા.
નિજ સુખ કારણ એહસુંરે, સંધિ કરો હિતકાજ. રા. એ. ૧૩
ચતુર્થ ભાગ દલનો ગ્રહીરે, છાનો ગોવ્રજ સાથ; રા.
જા એહને અમે રાખસુંરે, કરસું અમે ભારાથ. રા. એ. ૧૪
ભીષ્મ વચન ઇમ સાંભલીરે, માની સાચી વાત; રા.
દલનો અંસ લેઈ કરીરે, ચાલ્યો ગો સંઘાત. રા. એ. ૧૫
તે દેખી ફાલ્ગુન કહેરે, મુજ ભયથકી કુમાર; રા.
ધાર્ત્તરાષ્ટ્ર નાસે અછેરે, ફિરિ ૨ જોવે લાર. રા. એ. ૧૬

હિવે રથ રવિરથ સારિખોરે, શીઘ્ર ચલાવ્યો તામ; રા.
સૈન્ય દૈન્ય અરિ પામીયોરે, દીઠો અર્જુન જામ. રા. એ. ૧૭
પાર્થ સંખ વજાડીયોરે, નાદે મોહી ગાઈ; રા.
પુછ ઉચ્ચ પાછી વલીરે, નિજ ઘરભણી પલાઈ. રા. એ. ૧૮
ચોર પરે ગોકુલ હર્યોરે, લાયો વંશ કલંક; રા.
પાર્થ કહે નાઠો હિવેરે, એ પિણિ બીજો અંક. રા. એ. ૧૯
જઈ શકિશ કિમ તું હિવેરે, વયરી મલીયાં વીર; રા.
ધનુષ સાંધિ ઉભો રહીરે, થાયે કિમ અધીર. રા. એ. ૨૦
પાર્થે ધનુષ ચઢાવીયોરે, શર પૂર્યો આકાશ; રા.
શત્રુતણા તનુ વીંધીયારે, કીધા જીવિત નાશ. રા. એ. ૨૧
ભટ કોટી ક્ષય દેખીને, દયા પાર્થ મન આણિ; રા.
અસ્ત્ર સંમોહન મૂકીયોરે, સગલા સૂતા જાણિ. રા. એ. ૨૨
ચતુરંગ સેના તેહનીરે, સુદતી મુદતી સોહ; રા.
પાર્થ અનંગ સરસંગથીરે, લહ્યો સભ-ર્તા મોહ. ર. એ. ૨૩
ભીષ્મભીષ્મ વ્રત મૂકીનેરે, અપર કીયા નિદ્રાણ; રા.
બહિન વચન સંભારીયોરે, કુમર ભણી કહે વાણ. રા. એ. ૨૪
નીલા દુર્યોધન તણારે, પીલા રવિજ નિહાલ, રા.
વિવિધ વર્ણ બીજા તણારે, ગ્રહી વસન તત્કાલ. રા. એ. ૨૫
તિમહીજ તિણ કીધો શરેરે, હણી સંગ્રહીયા વાસ; રા.
માર્યો ભીષ્મ અશ્વનેરે, અરિસેના ગઇ નાસિ. રા. એ. ૨૬
અર્જુન આવ્યો નિજ પુરેરે, સાતમા ખંડની ઢાલ; રા,
કહે જિનહર્ષ સતરમીરે, પૂરી થઈ રસાલ. રા. એ. ૨૭
સર્વગાથા, ૬૦૯,

## દૂહા.

પુરવિરાટ વિજઈ થઈ, આવ્યો ઉલસિત પ્રાણ;
રિપુ પૂઠે ગત જાણીને, સુત કાંઈક દૂખ આણ. ૧
સૈન્ય સજે નૃપ જેતલે, સુત કેડે જિણ વાર;
ચારે કુમરનો તેતલે, જઈ કહ્યો સમાચાર. ૨
રાજા હર્ષ ધરી કરી, ઉછવ નગર અપાર;
કંકસહિત બહુ લોકસું, આવ્યો સભા મઝાર. ૩
પુત્રનો જય પ્રશંસતો, કંક કહે સુણ રાય;
જયસ્યું સુલભ ન એહને, વૃહન્નડ યંતા થાય. ૪
નિજ આશ્રય અર્જુન ગયો, રથથી ઉતરી તામ;
સભાસીન ઉત્તર નમી, નૃપને બેઠો જામ. ૫
કહે રાજન મેં પામીયો, જેહથકી જયવાદ;
તે ત્રીજે દિન આવસે, બંધુ સહિત સુપ્રસાદ. ૬
ધરમ પુત્ર ત્રીજે દિનેં, પહિરિ વસ્ત્ર કરિ સ્નાન;
જીન પૂજી ક્ષુદ્ર દેવને, બલિ કીધી બહુ માન. ૭
રૂપવંત ચ્યારે ચતુર, ધર્મજ કરિ અગ્રેસ;
સિંહાસન બેઠો મુદા, નમ્યો વૈરાટ નરેસ. ૮

**ઢાલ**—હર્ષ ભર હમસું બોલજ્યોરે, એ દેશી, ૧૮.

એહ રાજ્ય એ સંપદારે, બીજો પિણિ સહુ તેહ;
રાય વિરાટ ધર્મસૂત પ્રતેં કહે પ્રભુ તાહરો એહ. ૧
ધર્મસુત વીનતી માનજ્યોરે, હુંતો ચરણકમલનો દાસ;
કરજોડી કરૂં અરદાસ, સેવક થઇ રહ્યા મુજ પાસ.
જાણ્યા નહી ગુણ આવાસ. ધ. આં. ૨

નમી વિરાટ ધર્મસૂ પ્રતેં રે, ઉત્તરા સુતા અભિરામ;
પાર્થપુત્ર અભિમન્યુનેરે, જોગ્ય જાણી દે તામ. ધ. ૩
દૂત મૂકી અભિમન્યુનેરે, હરિપુરથી મંગાય;
માધવ સાથ ભાણેજનેરે, આવ્યો લેઇ સુખદાય. ધ. ૪
ભલે દિવસ માધવ કર્યોરે, મચ્છય પાંડવ ઊમાહ;
અભિમન્યુઊત્તરાનો તિહાંરે, ઉચ્છવસું વિવાહ. ધ. ૫
હૃષીકેશ હરખ્યોહીયેરે, આજ્ઞા વિરાટની પાય;
પાંડવ પાંચાલી કરીરે, દ્વારિકાપૂરી લે જાય. ધ. ૬
ત્યારે યાદવકન્યકારે, ત્યારે પાંડવ તત્ર;
પરણ્યા ઉછવસું તિહાંરે, પ્રગટયો પુણ્ય પવિત્ર. ધ. ૭
હિવે ઇણ અવસરિ રૂકિમણીરે, સિતવૃષ રહ્યા વિમાન;
પોતે બેઠી નિરખીનેરે, કહ્યો હરિને દેઈ માન. ધ. ૮
કહે સુત થાસ્યે તાહરેરે, ચેડી સુણી કાંઈ તાસ;
સત્યભામાને જઈ કહ્યોરે, આવી કૃષ્ણને પાસ. ધ. ૯
હસ્તિમલ્લ મેં સુપનમાંરે, દીઠો પ્રીતમ આજ;
કૂડો જાણી ઈંગિતેરે, ખેદ મ વહ કરિ લાજ. ધ. ૧૦
ભામા કહે જો કૂડ છેરે, તો પહિલિ સુત વેસ;
પાણિગ્રહણ કરિસ્યે તદારે, દેસ્યે મસ્તક કેશ. ધ. ૧૧
સાક્ષી કરી શ્રી કૃષ્ણનેરે, ભામા આવી ગેહ;
ગર્ભ ધર્યા બે સારિખારે, દૈવયોગ થયો એહ. ધ. ૧૨
રૂકિમણિને નંદન થયોરે, દીપ્ત પ્રદ્યુમ્નકુમાર;
ભાનુ થયો ભામાતણેરે, રૂપતણો નહીં પાર. ધ, ૧૩
પ્રાગ્વૈરી રૂકિમણીતણોરે, ધૂમકેતુ સુર વેષ;
લેઈ બાલ હરિપાસથીરે, ગયો વૈતાઢય અલેષ. ધ. ૧૪

ટંક શિલોપરિ તે પ્રતેંરે, મૂકી ગયો સુર તેહ;
કાલસંવર ખેચર સહીરે, ગયો નિજ ઘર કુશલેહ. ધ. ૧૫
કનકમાલા પત્ની ભણીરે, પુત્રપણેં જઈ દીધ;
પુત્ર આયો ઉદ્‌ઘોષણારે, પુરમાંહે ઈમ કીધ. ધ. ૧૬
લાલે પાલે પ્રીતિસુંરે, નિજ અંગજ કરિ તાસ;
વધે પ્રદ્યુમ્ન સુખે તિહાંરે, કાયા કંચણ ભાસ. ધ. ૧૭
દુઃખાતુર હરિ જાણિનેરે, સીમંધર પ્રભુ પાસ;
પુત્રોદંત નારદ જઈરે, પૂછયો જિન કહે તાસ. ધ. ૧૮
રૂકિમણી ભવ પાછિલેરે, કેસર પીલા હાથ;
ઇંડાં રંગી મયૂરડીરે, કર્યો વિયોગ તે સાથ. ધ. ૧૯
દુઃખીણી દેખી મોરડીરે, સોલ પ્રહરને છેહ;
ધોઈ કીધાં તેહવારે, વલી આદરીયાં તેહ. ધ. ૨૦
તેણે કર્મે હિવણાં થયોરે, એહને પુત્રવિયોગ;
સોલેં વરસે વલી ફિરીરે, થાસ્યે સુતસંયોગ. ધ. ૨૧
વચન સુણી અરિહંતનાંરે, નારદ પાયે લાગિ;
આવી રૂકિમણીને કહ્યોરે, સ્વચ્છ થઈ મહાભાગ. ધ. ૨૨
સર્વ શાસ્ત્રાસ્ત્રવિષેં થયોરે, અનુક્રમે જાણ કુમાર;
રૂપે યુવતી મોહતોરે, પ્રત્યક્ષ જાણે માર. ધ. ૨૩
યૌવન દેખી પ્રદ્યુમ્નનોરે, કામવસે થઈ માય;
ધિગ ૨ તારી જાતીનેરે, લાજ ગિણે નહી કાંય. ધ. ૨૪
માને જન્મ પોતાતણોરે, રૂપ યૌવન અપ્રમાણ;
વચન વિકારતણા કહેરે, સાંભલિ કુમાર સુજાણ. ધ. ૨૫
મહાભાગ્ય મુજ તાપંચોરે, સ્મરાગને શરીર;
કાયા ફરસ સૂધારસેરે, કર સીતલ સુખસીર. ધ. ૨૬

તાસ વચન એહવાં સુણીરે; દૂનચિત્ત હરિજાત;
કહે એમ ધિગ પાપિણીરે, હું સુત તું મુજ માત. ધ. ૨૭
લાજે નહી એમ બોલતીરે, ઢાલ અઢાર ગણીશ;
પૂરી સાતમા ખંડનીરે, કહે જિનહર્ષ મુનીશ. ધ. ૨૮

**સર્વગાથા,** ૬૪૫.

## દુહા.

તે કહે માતા હું નહી, મુજ પતિ કિણુ એક ઠામ;
પામ્યો આણી વધારીયો, ભોગવ મુજસું કામ. ૧
ગૌરી પ્રજ્ઞપ્તી દઉં, વિદ્યા વિશ્વ જયકાર;
વિતથ વચન મુજ મત કરે, કરૂણાવંત કુમાર. ૨
એહ અકૃત્ય કરસું નહી, ચિંતવી કૃષ્ણસુજાત;
કહે દે વિદ્યા મુજ ભણી, માનિસ તાહરી વાત. ૩
સાધી વિદ્યા તે લહી, રમિવા પ્રાર્થે તેહ;
મુજ માતા મુજ ગુરૂ થઈ, બહિ ગયો છંડી ગેહ. ૪
કનકમાલા વપુ નખ કરી, કલકલ કર્યો વિલૂર;
પૂછયો પૂત્રે એ કિસું, આવી તાસ હજૂર. ૫
માત પરાભવ જાણિને, કુપિત ઉદાયુધ તેહ;
હણ્યા વિદ્યાબલે આવતા, અચ્યુતસુત ગુણગેહ. ૬
સંવરસુત વધ કોપીઓ, લીલાયે જીપેહ;
ચરિત કનકમાલાતણો, જાણ્યો સગલો તેહ. ૭

**ઢાલ**—પાટણનગર સુહામણો માંહેમાહરીએ સખિ લક્ષ્મી
દેવીકિ ચાલોહે આપણ જોવા જાયઈ, એ દેશી. ૧૯

નારદ આવ્યો તેતલે, પાએ લાગોરે પ્રદ્યુમ્ન કુમારકિ;
સાંભલરે તું તો સાંભલરે તુંને વાતડી કહીયે;

રૂકિમણીને સંભલાવીયો, સીમંધરરે કહ્યા જેહ
વિચારકિ. સાં. ૧
ભાનુક સુત ભામાતણોરે, પરિણેસ્યેરે પહિલી મતિ-
મંતકિં; સાં.
તુજ માતા દેસ્યે તદા, કેશ સિરનારે, હાર્યા
પણ તંતકિ. સાં. ૨
કેશદાનનો દુઃખ ઘણું, વલી સબલોરે દુઃખ તુજ
વિયોગકિ; સાં.
તુજ સરિખે અંગજ છતે, સહી મરસ્યેરે રૂકિમણિ
ઈણ રોગકિ. સાં. ૩
તે નારદ પ્રદ્યુમ્ન બે, પ્રન્નમીરે નિર્મિત સુવિમાનકિ; સાં.
બેસી તિહાંથી ચાલીયા, ગયા દ્વારિકાંરે નગરી
બલવાનકિ. સાં. ૪
મુનિ વિમાન ઉદ્યાનમાં, મેલ્હી બાહિરરે અન્ય વેષ
ધરેહકિ; સાં.
જોવે નગર ફિરી ફિરી, હિવે જોજ્યોરે કરે
રામ તે જેહકિ. સાં ૫
વિવાહ કન્યા અપહરી, જઈ મૂંકીરે નારદને પાસિકિં; સાં.
કૃષ્ણોદ્યાન વિદ્યા કરી, સૂકાવ્યારે ફલફૂલ વિમાસકિ. સાં. ૬
સકલ નીર આશ્રયતણો, જલ શોષીરે નાખ્યો
તતકાલકિ; સાં.
વિતૃણ નગર કર્યો સહુ, હય વાહેરે બાહિર સુકુ-
માલકિ. સાં. ૭

મૂલ લેઈ હયવર તદા, ભામાસુતરે દ્રોડાવે જામકિ; સાં.
દેવમાયા ભુંઈ પાડીયો, લોક હસતાંરે નગરી ગયો
તામકિ. સાં. ૮
પ્રદ્યુમ્ન જોસી થઈકરી, વેદ ભણતોરે ગયો નગરી મજારકિ; સાં.
ભામાદાસી કુબ્જિકા, કીધી સરલીરે વિદ્યાબલ ધારિકિ. સાં. ૯
અચરિજ તેહ દેખાલિને, ગયો બ્રાહ્મણરે ભામાને ગેહકિ; સાં.
આસણ દેઇ બેસાડીયો, કરજોડીરે કહેં ધરીય સનેહકિ. સાં. ૧૦
પાય નમું વીનતી કરૂં, રૂકિમણીથીરે કરિ અધિકો રૂપકિ; સાં.
દ્વિજ ભાષે સુંદર કરૂં, પિણિ માનેરે મુજ વચન અનૂપકિ; સાં. ૧૧
સીસ મુંડાવ્યો તિણ કહ્યાં, વસ્ત્ર પહિર્યારે ફાટા
નિજ અંગકિ; સાં
કુલદેવી આગલ જઈ, જપે રૂડબુડરે મુખ મંત્ર
સુરંગકિં. સાં. ૧૨
ભામા ભોજન આપીયો, વિદ્યાનીરે શકતે અન્નપાનકિ; સાં.
ધાપે નહી ચેટી કહે, ઉઠી ૨ નેરે રાક્ષસ અજ્ઞાનકિ. સાં. ૧૩
વેષ કીયો લઘુ મુનિતણો, રૂકિમણિનેરે પહુતો
ઘરબારકિ; સાં.
દરસણ દેખી દૂરથી, તનુ ઉલસ્યોરે તેહનો તિણિવારકિ. સાં. ૧૪
આસન લેવા તે ગઈ, રાણી રૂકિમણીરે મુનિવરને
કાજકિ. સાં.
કૃષ્ણસિંહાસન તેતલે, જઈ બેઠોરે દેખી મુનિરાજકિ. સાં. ૧૫
હરિ અથવા સુત હરિણો, તે પાખેરે સિંહાસણ
બેણિકિં; સાં.

અન્ય પુરૂષ બેઠા ભણી, નવિ સાંખેરે સુરશક્તિ
વસેણુકિં સાં. ૧૬
તપપ્રભાવથી દેવતા, મુનિભાખેરે ઉપદ્રવ ન કરંતકિ. સાં.
સોલ વરસ તપ પારણો, કરિવાનેરે, આવ્યો ગુણવંતકિં. સાં. ૧૭
નહી તો જઈ સત્યભામા ઘરિ, નવિ રિ દેઈસરે જો મુજ
આહારકિ. સાં.
કહે રૂકિમણિ ચિંતા વસે, નવિ રાંધ્યોરે મેં
આજ વિચારિકિ. સાં. ૧૮
ચિંતાકારણ પૂછીયો, કુલદેવીરે આરાધી જાણિકિં; સાં.
પ્રત્યક્ષ થઈ દેવી કહ્યો, આજ મિલસ્યેંરે તુજ પુત્ર
સુજાણકિ. સાં. ૧૯
તદભિજ્ઞાન કહ્યો હુતો, તે આંબોરે ફલિયો પણ
એહકિ; સાં.
મુનિ તુમે પણ જો કહો, સુત મિલસ્યેરે કહી
મુજ તેહકિ. સાં. ૨૦
ઠાલે હાથે મુનિ કહે, ફલદાયકરે હોરા નવિ થાયકિ; સાં.
સું આપું તુજને કહે દે મોદકરે કેશવ જે ખાયકિં. સાં. ૨૧
એ મોદક રૂકિમણી કહે, કૃષ્ણ ખાયેરે દુર્જર અન્ય
હોઈકિ; સાં.
રિષિહત્યા થાયે જિણે, તુજને મુનિરે કિમ દીજે
સોઈ કિ. સાં. ૨૨
તે કહે તપસીને કિમેયે, નવિ થાઇરે દુર્જર આહારકિ. સાં.
મન શંકાતી મુનિ ભણી, એક ર દ્યેરે મોદક તિણવારકિ. સાં. ૨૩ઈ

જિમધે તિમ ઉતાવલો, મોદક મુનિરે ખાયે તત્કાલકિ; સાં.
મનમાં વિસ્મય પામીયો, બલવંતો દિસેરે મુનિબાલકિ. સાં. ૨૪
મેં જાણ્યો તૂં નાનડો, પિણિ નાનોરે તૂતો સમરત્થકિ. સાં.
સાતમે ખંડ ઓગણીસમી, જિનહર્ષેરે કહ્યો એહ અરત્થકિ સાં. ૨૫

સર્વગાથા, ૬૭૭,

## દુહા.

ઈમ મુનિને કહતાં થકાં, ભામાચર આવેહ;
વિપિન ફલાદિક વિણુ થયા, તૃણુ પુરમેં ન મિલેહ. ૧
જલાશ્રય નિર્જલ થયા, ભાગો ભાનુતુરંગ;
કન્યા કોઈ લેઈ ગયો, ગયો વિપ્ર કરિ જંગ. ૨
થઈ વિષન્ન સામર્ષથી, કેશ મગાવે તેહ;
હસ્તપટલિકા અનુચરી, મૂકી રૂક્મિણી ગેહ. ૩
તાસ કેશ માયા કરી, સાથે પૂર્યો ઠામ;
ભામા પાસે મોકલી, લેઈ આવી નિજ ધામ. ૪
ત્યારે સાખી કૃષ્નપ્રતેં, ભામા માગેઈ કેશ;
તેં મૂંડાવ્યો એતલે, સારિમ કરિ ર હિવે કલેશ. ૫
કૃષ્ણે મૂકયો રામને, રૂક્મિણીગૃહ કેશાર્થ;
પ્રદ્યુમ્ન રૂપ હરિ નિરખિને, લાજ્યો મન વેસ્વાર્થ. ૬
રામ સભામાં આવીને, કૃષ્ન પ્રતે કહે દેખિ;
લજાવ્યા વહુ મુજ ભણી, કરિ દ્વય રૂપ વિશેષ. ૭
હુંતો નાવ્યો હરિ કહેં, શપથ કરે ઈમ તેહ;
તુજ માયા એઈમ કહી, ભામા આવી ગેહ. ૮

**ઢાલ**—ગૂજરી ગોકુલ વાલી, એ દેશી. ૨૦

રૂકિમણિને નારદ કહે રે, પ્રદ્યુમ્ન તુજ સુત એહ;
રૂકિમણિ હરિની રાણી, રૂપ કરી નિજ માયનેરે,
ચરણે નમ્યો સ્નેહ. રૂ. ૧
તુજ જાગ્યો પુણ્યપ્રકાશરે, રૂ. તુજ મિલીયો
પુત્ર વિલાસરે; રૂ.
ધારા છૂટી દૂધની, ભીડયો હીયડે તાસ, રૂ.
પિતુ આગલિ તું માહરોરે, મ કરીસ માય પ્રકાશ. રૂ. ૨
એહવું કહિ રૂકિમણિપ્રતેં રે, માયારથે ચડાઈ; રૂ.
ચાલ્યો શંખ વજાડતોરે, જનસંચય ક્ષોભાઇ. રૂ. ૩
લે જાઉંછું રૂકિમણીરે, હરિ રાખો બલવંત; રૂ.
ઇમ કહી પુરથી નીકલ્યોરે, ભેદ ન કોઈ લહંત રૂ. ૪
કહે જનાર્દન કોપીયોરે, કોણ કુબુદ્ધિ એહ; રૂ.
દોડયો કેડે સૈન્યસુંરે, સારંગ ધનુષ ધરેહ. રૂ. ૫
પ્રદ્યુમ્ને ભાગી ચમૂંરે, વિદ્યાતણે પ્રસંગ; રૂ.
કીયો નિરાયુધ કૃષ્ણનેરે, જિમ નિર્દંત મતંગ. રૂ. ૬
થયો વિષન્ન હરિ જેતલેરે, તેતલે નારદ આઈ; રૂ.
કહે પ્રદ્યુમ્ન સુત તાહરોરે, આલિંગ્યો હીયે લાઈ. રૂ. ૭
કૃષ્ણ રૂકિમણિપુત્રસુંરે, આવે પુરી મઝારી; રૂ.
હર્ષિત ચિત્ત ઉચ્છવ કરી, જોવે સહુ નર નારી. રૂ. ૮
હિવે દુર્યોધન વિનવેરે, પ્રણમી ચરણ મુરારિ; રૂ.
પુત્રી મુજ તાહરી વહુરે, કોઈ લે ગયો અવધારિ. રૂ. ૯
પ્રજ્ઞસી જાણી કરીરે, આણિસ કહે હું તાસ; રૂ.
આણી પ્રદ્યુમ્ને કન્યકારે, અચરજ થયો ઉલાસ. રૂ. ૧૦

હરિ ઘે તેહને તે કહેરે, વહુ માહરી એહ; રૂ.
પ્રદ્યુમ્ને લીધી નહીંરે, પરણી ભાનુક તેહ. રૂ. ૧૧
અણઇચ્છિત પ્રદ્યુમ્નનેરે, કરી ઉચ્છવ આનંદ; રૂ.
ખેચર નૃપની કન્યકારે, લાલ પરણાવી ગોવિંદ. રૂ. ૧૨
જીર્ણ મંચક રહી એકદા લાલ, ભામા પૂછે દુઃખ; રૂ.
પ્રદ્યુમ્ન સરીખો દ્યો મુનેરે લાલ, પુત્ર થાયે જિમ સુખ. રૂ. ૧૩
ચોથ કરી આરાધીયોરે લાલ, હરિણેગમેષી દેવ; રૂ.
પુત્ર આપ કૃષ્ણે કહ્યોરે લાલ, હાર દેઇ ગયો હેવ. રૂ. ૧૪
પ્રદ્યુમ્ન જાણી માયની સખીરે લાલ, જાંબુવતી મુખવાસ; રૂ.
રૂપ કરી ભામાતણોરે લાલ, મૂકી હરિકેરે પાસ. રૂ. ૧૫
હાર દેઈ હરિ ભોગવીરે લાલ, સુરલોકથી કોઈ દેવ; રૂ.
આવી કુખે અવતર્યોરે લાલ, સુંદર સ્વપ્ન નિરખેવ. રૂ. ૧૬
જાંબુવતી નિજ ઘરે ગઈ રે લાલ, ખુસી થઈ તિણિવાર; રૂ.
કેશવગૃહ સુતઅર્થિનીરે લાલ, આવી ભામાનાર. રૂ. ૧૭
અહો અતૃપ્તિ ભોગનીરે લાલ; કેશવ ચિંતે આમ; રૂ.
રમતાં પ્રદ્યુમ્ન હરિતણીરે લાલ, ભંભા તાડી તામ. રૂ. ૧૮
ભેરિતણો સ્વર સાંભલીરે લાલ, બીન્હો હરિ ચલ ચિત્ત; રૂ.
ભામાને કહે તુજ હુસ્યેરે લાલ, ભીરૂ પુત્ર શુભ ચિત્ત. રૂ. ૧૯
જાંબુવતી કોટે હરીરે લાલ, દેખી પ્રભાતે હાર; રૂ.

માયા પ્રદ્યુમ્ન પ્રશંસતોરે લાલ, વિસ્મય લહ્યો
મુરારિ. રૂ. ૨૦
પૂરે માસે સુત જણ્યોરે લાલ, જાંબુવતી સાંબ
નામ; રૂ.
ભામા ભીરૂક સુત જણ્યોરે લાલ, ભીરૂક થયો
અભિરામ. રૂ. ૨૧
વૈદર્ભી રૂક્મિસુતારે લાલ, વરી પ્રદ્યુમ્ન ઉપાય; રૂ.
સાંબસું હિરણ્યા કન્યકારે લાલ, વરી હેમાંગદ જાય રૂ. ૨૨
બીહાવે મુજ સુત ભણીરે લાલ, જાંબુવતી તુજ પૂત;
કહે ભામા તે હરિ ભણીરે લાલ, મુજ સુત નથી
અદભુત. ૨૩
ન્યાયી દિખાલું તુજ ભણીરે લાલ, જાંબુવંતી-
ને કીધ; રૂ.
આભીરી દધિ વેચતીરે લાલ, નિજ આભીર વેશ
લીધ. રૂ. ૨૪
એહવું રૂપ બણાઇનેરે, લાલ આહીરી આહીર; રૂ.
સપ્ત ખંડે એ વીસમીરે લાલ, ઢાલ થઈ સિરદાર. રૂ. ૨૫

**સર્વ ગાથા, ૭૧૦.**

## દુહા.

નગરીમાંહે દેખિને, આભીરી આભીર;
આવી ઈહાં આહીરણી, જિમ લ્યું ગોરસ ક્ષીર. ૧
ઈમ કહી સૂનાગેહમેં, ખાંચી આણે તાસ.
ત્યારે જાંબુવતી કૃષ્ણને, પ્રગટ દેખિ ગયો નાસિ. ૨

હરિ કહે જાંબુવતી પ્રતેં, દીઠો સુત અન્યાય;
ભદ્ર સૌમ્ય નિજ સુત ભણી, માને સિંહી માય. ૩
શાંબ બીજે દિને આવીયો, ખીલી ઘડતો પાસ,
પૂછયો મુજ વ્રત ભાષસ્યેં, મુંહુડે મારિસ તાસ. ૪
સ્વેછાચારી લાજવિણિ, હરિ છંડાવ્યો ગામ;
પ્રજ્ઞપ્તી પ્રદ્યુમ્નથી, લહી નીકલ્યો તામ. ૫
ભીરૂકને મારે સદા, ભામા ભાષે ધીઠ;
શાંબતણી પરે જા પરો, કર તુજ વદન અદીઠ; ૬
કહે પ્રદ્યુમ્ન જાઉં કિહાં, તે કહે જા સમસાણ;
કયારે આઉં માતજી, ભામાને કહે વાણ. ૭
હું આણું તુજને ઈહાં, હાથે ઝાલી જામ;
ત્યારે તુજને આઈવો, ક્રોધ કરી કહેં તામ. ૮

**ઢાલ**—હોરે લાલ સરવરપાણી ચીખલોરે લાલ, ઘોડલાલ પસ્યા જાય એ દેશી; ૨૨.

હોરે લાલ રૂખમણિ સુત એહવો કહેરે લાલ,
માત આદેશ પ્રમાણ;
હોરે લાલ સમસાંણેં ગયો આવીયોરે લાલ,
ભમતો સાંબ સુજાણ. હો. ૧
હોરે લાલ ભામાભીરૂકુમારનેંરે લાલ, પરિણા
એવા કાજ;
હોરે લાલ મેલી નવાણું કન્યકારે લાલ, એક
જોવે સિરતાજ, હો. ૨
પ્રજ્ઞપ્તી બલી જાણીયોરે લાલ, પ્રધુમ્નજીત શત્રુ
રાય;

ારે લાલ કીધી કન્યા સાંબનેરે લાલ, અધિક રૂપ
સમુદાય. હો. ૩
ારે લાલ ભામા તે કન્યા ભણીરે લાલ, માંગી જે
શત્રુ પાસિ; હો.
કહે ભામા કરગ્રહીરે લાલ, લે જાવો આવાસિ. હો. ૪
ીરૂ કરોપરિ એહનોરે લાલ, કર ભામા કારેહ; હો.
વાહ કેરે અવસરેરે લાલ, તો હું આવું એહ. હો. ૫
ચન તાસ અંગી કરીરે લાલ, તિહાં ભામા આવેહ; હો.
ાથેં ઝાલી શાંબનેરે લાલ, નિજ ઘરિ લે ગઈ તેહ. હો. ૬
ણિ ગૃહણને અવસરેરે લાલ, ભીરૂ વામોત્તર
હાથ; હો.
ાજ ડાવાકર ઉપરે લાલ, હાથ ધર્યો પરમારથ. હો. ૭
વાણ કન્યાતણારે લાલ, કર ગ્રહ્યા દક્ષિણ પાણિ; હો;
ાવક દોલા સહુ ફિર્યારે લાલ, સમકાલેં વિધિ
જાણ. હો. ૮
તોદ્વાહ કન્યા ગ્રહીરે લાલ, શાંબ ગયો
નિજ ગેહ; હો.
ીરૂક આવ્યો ભ્રકુટીઇંરે લાલ, બીહાવ્યો ગયો તેહ. હો. ૯
ીરૂ કહયો નિજ માયને, અસદ્દહતી તેહ; હો, લાલ.
કન્યોદ્વા હ કરાવીયો હો લાલ,
હાં આવી શાંબ નિરખીયોરે લાલ, ઉઠી લાગ્યો
પાય હો. ૧૦
પ કરી ભામા કહેરે લાલ, કિણિ આણ્યો ઈહાં
તુઝ હો;
આણી ઈહાં મુજ હો. હો. ૧૧

સહુજન છે ઇંહાં સાખીયારે લાલ, પૂછયો તેહને માત; હો.
પૂછયો તેડી તેહનેરે લાલ, સાચ કહી તેણિ વાત. હો. ૧૨
માયીબંધુ પિતા માયિરે લાલ, માયિની માતા જાસ; હો.
માયી છલ કન્યા વરીરે લાલ. વયરી એ મુજભાસ. હો. ૧૩
એહવું કહિં બહુરોષથીરે લાલ, ભામા નાંખી નીસાસ; હો.
પડી દુઃખિણી આવી કરી હો લાલ, જીર્ણ મંચ આવાસ. હો. ૧૪
નમસ્કરણ વસુદેવનેરે લાલ, ગયો શાંબ કહે તાત; હો.
ભમતાં ચિરકાલે તુમેરે લાલ, સ્ત્રી પરણ્યા સત્ય વાત. હો. ૧૫
મેં તો થોડા કાલમેંરે લાલ, સોકન્યા સમકાલ; હો.
પરણી આપણ અંતરોરે લાલ, પડીયો ઘણો વિચાલ. હો. ૧૬
હિવે વસુદેવ ઇસું કહેરે લાલ, કૂપ મંડુક અયાણ; હો.
મેં પામી વિક્રમથકીરે લાલ, દેશદેશાંતર જાણ. હો. ૧૭
આવી વલી સ્વયંવરારે લાલ, પરિણી કેઈ નાર; હો.
આવ્યો બંધુ પુરોધથીરે લાલ, કિસ્યું કરે અહંકાર. હો. ૧૮
તેં નિર્લજ માયા કરીરે લાલ, કન્યા પરણ્યો એહ, હો.
છલી કરી માતા ભણીરે લાલ, આદર વિણ આવેહ. હો. ૧૯
ક્રુદ્ધપિતામહ જાણીરે લાલ, પ્રણમ્યા શાંબ કુમાર; હો.
કહે તાત કરજ્યો ક્ષમારે લાલ, મુજ અવિનય વિસાર. હો. ૨૦
વિનય ગર્ભ અર્ભકતણારે લાલ, વચન ઇસા સુણિ રાય; હો.
હ રષ થયો મનમાં ઘણોરે લાલ, વીસાર્યો અન્યાય. હો. ૨૧

પ્રદ્યુમ્ન આદિક ઇણ પરેરે લાલ, યાદવરાય કુમાર; હો.
સઘલા પિણ પાંડવતણારે લાલ, ખેલે મિલિપરિવાર હો. ૨૨
તિહાં યાદવ સુખસું રહેરેલાલ, સ્વામિતણો સનમાન; હો.
મુદમુદિત સુરનીપરેરે લાલ, ઉદિત ન જાણે ભાણ. હો. ૨૩
સમુદ્ર વિજય આદિક હિવેરેલાલ, યાદવના રાજાન; હો.
કૃષ્ણ પ્રમુખ કરી મંત્રણોરેલાલ; પાંડવસું હિતવાન. હો. ૨૪
સત્ય પ્રતિજ્ઞાએ કરીરેલાલ, સહુ ખમ્યો બલવંત; હો.
પ્રલય કાલ ચુકે નહીરેલાલ, વચનથકી વિણ સંચ. હો. ૨૫
ઢાલ સાતમા ખંડનીરેલાલ, પૂરી થઇ બાવીસ; હો.
કહે જીનહર્ષ પાંડવ ભણીરેલાલ, યાદવ પતિ અવનીસ. હો. ૨૬

સર્વગાથા પાઠાંતર ૭૧૬,

## દૂહા.

પૂરો કાલ થયો હિવે, વર્દ્ધમાન રિપુ વૃક્ષ;
કરે કીર્ત્તિ ન પાંગુલી, છેદેવા પરતક્ષ. ૧
ભાખે ધર્માંગજ હિવે, નજ બાંધવને કાજ;
બુરો મનાવી દુહવી, અંગી ન કરૂં કાજ. ૨
બોલ્યો ભીમ પરાક્રમી, ધર્મજ સુણી વચન્ન;
વેરી વૃદ્ધિ સહો તુમે, પિણિ હું ન સહું રાજન્ન. ૩
ચ્યારે બાંધવ ઉઠીયા, સમરોચ્છુ કરિક્રોધ;
સામ વચન સમજાવીયા, રાય યુધિષ્ટિર યોધ. ૪
યાદવ નૃપની આગન્યા, રથ બઇસી વિદ્વાન;
હસ્તિનાપુર તે ગયો, દૂતજયાભિધતામ ૫
ગંગા સુત ધૃતરાષ્ટ્ર મુખ, બેઠા સભા મઝારિ;
દુર્યોધનને ઈમ કહે, દૂત જઇ તિણ વારિ. ૬

દ્વારિકાધીસ કંસારિનો, વિજય નામ હું દૂત;
તાસ વચન મુજ મુખથકી, સાંભલિ તૂં રજપૂત. ૭
સત્ય પ્રતિજ્ઞા પાંડુસુત, તુજ બંધવ બલવંત;
નિયુક્ત સમય જાણી કરી, આવ્યા છે મતિમંત, ૮

**ઢાલ**—બાઈરે ચારણુ દેવિ એહની. ૨૩.

સત્યતણા પ્રતિપાલ, રાજારે સત્યતણા પ્રતિપાલ;
કાલ ગમી આવ્યા હિવે રાજારે વચન સુણો રાજ્ય ભાગ ભૂપાલ;
આપો સહુને સુખ હુવે રાજારે.
પૃથ્વી લવને કાજી, રા. સમરારંભ ન કીજીએ; રા.
પૂરવરિ મહારાજ, રા. રાજ્ય ભાગ કરિ લીજીએ. રા. ૨
ઇંદ્રપ્રસ્થ તિલપ્રસ્થ; રા. વારૂણાવત કાસીપુરી; રા.
હસ્તિનાગપુર સ્વચ્છ, રા. પાંચ ગ્રામ દ્યો હિત ધરી. રા. ૩
દૂત વચન સુણી એમ, રા. દુર્યોધન કોપી કહે; રા.
મુંછ મરોડી તેમ; રા. ભુજ અભિમાન પોતે વહે રા. ૪
ધુત રમિને રાજ્ય, રા. હાર્યો કિમ લહે તે વલી; રા.
ભીમાદિક નિર્લાજ, રા. મુજ વૈરી બાંધવ વલી. રા. ૫
પાંડવ થાઉ મિત્ર, રા. મહા રાજ્યસુણી વાતડી; રા.
અથવા થાઓ શત્રુ, રા. નાપું ભુ તિલ માતડી. રા. ૬
વલી વિજય કહે વાત, રા, ન્યાયોદય વચ તેહને; રા.
ગોત્ર કદર્થન ઘાત, કાંઈ કરાવે તે કને. રા. ૭
કીચક બક હિડંબ, રા. ક્રૂર કરમી એ દાનવા; રા.
હણીયા ભીમ અસંભ, રા. સંક સુયોધન માનવા. રા. ૮
તેં કીધો અપકાર, રા. પાંડુ નૃપતિ સુતને બહુ; રા.
તુજને કીયો ઉપકાર, રા. તે પુજેવા સહુ. રા. ૯

હિત વછલ હિતકાર, રા, ધર્માંગજ તુજ ઉપરે; રા.
રાખે ભાઈ વારિ; રા. જ્વલિત જલણ પાણી પરે; રા. ૧૦
તે હિવણાં હરિ યોગ, રા. વઇર ગજેંદ્ર હરિ ગાલસ્યે; રા.
વાયુ અગનિ સંયોગ, રા. કાષ્ટતણી પરે બાલસ્યે. રા. ૧૧
ભીષમ કૃપા દ્રોણપાંડુ, રા. વિદુર પ્રમુખ બહુ ભૂપતે; રા.
કહે શુભ વચન અખંડ રાજ્ય પ્રતિશ્રુતિ નિભ શોભતે. રા. ૧૨
તાસ વચન જીમ તોય, રા. તદા તેલજીમ અતિ ઘણોં; રા.
જ્વલિત ક્રોધગનિ હોઈ, રા દુર્યોધન રિદ્ધિમાં ઘણોં રા. ૧૩
દુર્યોધન અપમાન રા. દીધો દૂત ક્રોધે દૂર્યો; રા.
કૌરવ સહુનિ હાનિ, રા. થાસ્યે ઈમ કહિ નીસર્યો. રા. ૧૪
દૂત આવ્યો તત્કાલ, રા. કેસવને આવી કહ્યો; રા.
હરખ્યો ભીમ ભૂજાલ,, રા. ભાઈ સહુ મન ઉમહ્યો. રા. ૧૫
રણ રંગાજીર પ્રૌઢ, રા. તાંડવ હિવે પાંડવ થયા; રા.
દલબંધ કરિવા રૂઢ, રા. સમુદ્ર વિજય આદેશયા. રા. ૧૬
યાદવ નૃપ મછય રાજ, રા. દુષ્ટ પ્રદ્યુમ્ન ને સત્યકી; રા.
દ્રુપદ સુભદ્રા જાય, રા. પાંડવ દલ મિલીયો વકી. રા. ૧૭
પાર્થ પુત્ર અભિમન્યુ, રા. ઘટોત્કચ સુત ભીમનો; રા.
આવ્યાં તિહાં વલી અન્ય, રા. ક્ષાત્ર પુત્ર તેજ નિસ્સીમનો. રા. ૧૮
ઇંદ્ર ચંદ્રમણિચુડ, રા. ચંદ્રાપીડ વિયદ ગતી રા.
ચિત્રાંગદ અરિસ્રૂડ, રા. કરિવા આવ્યા ખગપતિ. રા. ૧૯
પાથકર્ણ તે પાર્થ, રા. માહોમાંહિં વધકાંક્ષયા; રા.
આપ આપને સ્વાર્થ. રા. અણપુગે વેરી થયા. રા. ૨૦

હિવે કર્ણાદિક રાય, રા. પ્રેર્યો દુર્યોધન ભણી; રા.
તેડયા દૂત પઠાય, આવ્યા વાંછા રણતણી. રા. ૨૧
ભૂરિશ્રવાભગદત્ત, રા. શલ્ય શકુનિ અંગભૂતી; રા.
ભીષ્મ કૃપા સોમદત્ત, રા. વાલ્હીક સુક્તિ મહામતિ. રા. ૨૨
કૃતવર્મા વૃસસેન, રા. શૌબલ હલાયુદ્ધ આફલ્યા; રા.
ઉલુક પ્રમુખ નૃપસેન, રા. ધાર્તરાષ્ટ દલમે મિલ્યા. રા. ૨૩
ગોત્ર કદરથન જાણિ; રા. વિદુર વૈરાગ્યે આદર્યો; રા.
સમય ગુણુની ખાણિ, રા. વનમેં જઈ વાસો કર્યો. રા. ૨૪
કર્ણ કુંતી નિજ પુત્ર રા. જણાવ્યો તેહુને કહે; રા.
દુર્યોધન મુજ મિત્ર રા. પ્રથમ પ્રાંણ દીધા મહે. રા. ૨૫
કીધો મુજ પરિહાર, રા. બાલપણાથી લાજતી; રા.
આવિને ઇણિવાર, રા. કેમ લજાઉ તુજ ભણી. રા. ૨૬
સ્યાની તું મુજ માત, રા. તુ મુજ વેરિણિ સારિખી; રા,
ઢાલ જીનહર્ષ વિખ્યાત. રા. સાતમેં ત્રેવિસમી અખી. રા. ૨૭

સર્વગાથા ૭૭૮. પાઠાંતર ૭૫૧.

## દૂહા.

ઇણિ અવસર વન દ્વીપથી, લેઈ ક્રિયાણાં સાર;
દ્વારિકા આવ્યા વાણીયા. કરિવા વિણજ વ્યાપાર. ૧
વાંછા થઈ બહુ લાભથી, રતન કંબલલેઇ તામ;
આવ્યા રાજગૃહ નગર, કરવા રોકડ દામ. ૨
જીવયશા જરાસિંધુની; પુત્રી કંબલલેહ;
અલ્પ મૂલ્ય તે માંગતી, કોપ્યા વણિક કહેહ. ૩
ફોકટ ઇહાં એ આણીયા, હરિની નગરી છોડી;
લાભ કાજી આવ્યા ઇહાં, મૂલતણી થઈ ખોડી. ૪

જીવયશા ઈમ સાંભલિ; પૂછે તાસ વિચાર;
દ્વારિકા નગરી તે કીસી, કુણુ તિહાં નૃપ વિચાર. ૫
પશ્ચિમ સાયરને તટે, ધનદ નીપાઇ જેહ;
દ્વારિકા નગરી કૃષ્ણુનૃપ, કહે વ્યાપારી તેહ. ૬
યાદવવંશ તિહાં વસે, વસુદેવ રાજા જાત;
કૃષ્ણુ ઉષ્ણુ કર સારિખો, તેજ પ્રતાપ વિખ્યાત. ૭
નામ શ્રવણુ તસુ સાંભલ્યો, અતિજવરાતુર જાત;
જીવયશા ગઈ રોવતી, જરાસિંધુ જીહાં તાત. ૮

**ઢાલ**—રાજા જો મિલે, એ દેશી. ૨૪

મત રોવે નૃપ કહે તિણુવાર, રોવાડિશયોષિતિ કંસારિ;
રાજા યું કહે, સુણિં બેટી, રાજા યું કહે;
અજીસી જીવે યાદવ કોડિ, જો મારૂં નહિ તો મુજ ખોડિ. રા. ૧

એહવું કહી કીધો સિંહનાદ, સાથે કીધો ભંભાવાદ
જરાસિંધ સત્ય સંધિ હોઈ; તેડાવ્યા ભૂપતિ સહુ કોઈ. રા. ૨

આવ્યા તતક્ષિણુ મહા બલવંત, વામ દેવાદિ સુત ગુણુવંત; રા. ૩

સ્વર્ણુસેન રૂકમી ભૂપાલ, ચંદરાજ માની મછરાલ; રા.
બીજા પિણિ આવ્યા બહુરાય, સહસ્રગમે સામંત કહેવાય; રા.

કટકે મિલિયા સુભટ અથાહ, સાગરમાં જયુંનદી પ્રવાહ. રા. ૪

જરાસિંધ રાજા દુર્બોધ, ક્રોધે ભરીયા સાથે યોધ; રા.
નિજ નગરીથી કીધ પ્રયાણ, ક્ષય કરિવા વયરીનાં
પ્રાણ. રા. ૫
મંત્રી અપશકુને રાજાન, વાર્યો પિણિ ન રહ્યો
અભિમાન; રા.
ચાલ્યો અર્દ્ધ ચક્રેશ અકંપ, સબલ બલે થાઈ
ભૂકંપ. રા. ૬
આવંતો જરાસિંધ ભૂપાલ, નારદ કલિ કૌતકી નિહાલિ; રા.
ચરની પરિ કહ્યો હરિને આઇ, રણકૃષ્ણાતુર
આયો રાય. રા. ૭
કેશવ આસ્ફાલી ભુજ દંડ, પ્રતપે જાસ પ્રતાપ
અખંડ; રા.
વજડાવી ભંભાસુપ્રયાણ, કરિવા મિલિયા રાણો
રાણ. રા. ૮
સમુદ્રવિજય અરિયણ અવગાહિ, સમુદ્રવિજય જેમ
દુર્દ્ધર તેમાંહિ. રા.
સર્વ સન્નાહિ આવ્યો તત્ર, તેહના સુત પિણિ
ભાજે શત્રુ. રા. ૯
મહા નેમિ સત્ય નેમિ દૃઢનેમિ, સુનેમિ અરિષ્ટનેમિ
સુખ ક્ષેમ; રા.
શ્રી જય સેન મહીજય નામ, તેજસેન અરિજી
પણ કામ. રા. ૧૦
જય મેઘ ચિત્રક ગૌતમ જાણિ, સુફલકસિવ નંદ
ગુણખાણિ; રા.

વિષ્વક્સેન મહારથ વીર, અરિદલ થંભણ ગંજણ
વીર. રા. ૧૧

અક્ષોભ્યારિ ઉતારે માન, સમુદ્ર વિજય તુજ
મહારાજાન; રા.

આવ્યા યુદ્ધ કરવા ધોરીણ, તેહના આઠે પુત્ર
અખીણ. રા. ૧૨

ઉધવ ને ધવ ક્ષુભિત પ્રસિદ્ધ, મહોદધિ અંભોનિધિ
જલનિધિ; રા.

વામદેવ દૃઢવ્રત એ અષ્ટ, યાદવ કુલ સિણગાર
વિશિષ્ટ. રા. ૧૩

સ્તિમિત તિહાં આવ્યો ગાજંત, પાંચે સુત પિણિ
તસુ બલવંત; રા.

સુર્મિ માનવ સુમાન સુસંચ, વીર પાતાલ સ્થિર
એ પંચ. રા. ૧૪

સાગર તસુ સુત ખટ બલવાન, નિઃકંપ કંપન
લક્ષ્મીવાન; રા.

કેસરી શ્રીમાન કુમર યુગાંત, તે આવ્યા અરિકર
વા અંત રા. ૧૫

આવ્યો વલી તિહાં હિમવાન, તેહતણા ત્રિણ સુત
બલવાન; રા.

વિદ્યુતપ્રભ ગંધમાદન જાણી, માલ્યવાન ત્રીજો
સુપરાણ. રા. ૧૬

અચલ અચલ સુતસાત સુજાણ, મહેંદ્રમલય સહ્ય
ગિરિ સુપ્રમાણ; રા.

શૈલ અને નગ બલવંત, એ પણિ આવ્યા મનની
ખંત. રા. ૧૭
ધરણ તાસ સુત પાંચ સધીર, કરકોટક બલી ઘનં
જય વીર; રા.
વિસ્વરૂપ સ્વેતમુખ બલવંત, વાસુકી ક્ષાત્ર કુલેં
ઉપંત. રા. ૧૮
પુરણ પુત્ર અરિનાકાલ, આવ્યા ચારમિલી તત્કાલ; રા.
દુપૂર દુરમુખ દુર્ધર જાણિ, દુર્દ્ધરદુર્દ્ધર જેહનો પ્રાણ
અવિચંદ્ર પિણિ આવ્યો રણ કાજે, ષટ તેહના સુત કરતા
ગાજ. રા. ૧૯
ચંદ્રશશાંક ચંદ્રાભ કુમાર, શશી સોમામૃત પ્રભ
જયકાર; રા. ૨૦
વસુદેવ પિણિ આવ્યો બલવન્ત, સૂતામાની ઉપલહંત, રા.
તાસ ઘણા સૂત મહાજુજાલ, તેહના એહવા નાગ
કૃપાલ. ૨૧
અક્રુર વૈરીજનેં ક્રુર, ક્રુર જવનલ પ્રજાબલ ભરપુર; રા.
વાયુ વેગો શનિ વેગ મહંત, માહેંદ્ર ગતિ
સિદ્ધાર્થ કહંત. રા. ૨૨
અમિતગતિ મતિમંત સુદારૂ, દારૂકતે વલી
અનાદૃષ્ટિ સાર; રા.
દઢમુષ્ટિ હિમમુષ્ટિ શિલા યુદ્ધ વીર, જરા કુમાર
વાલ્હીક ગંભીર. રા. ૨૩
ગંધાર પિંગલ બહુ ગુણખાણ, હિવે રોહિણી
સુતરામ સુજાણ; રા.

સારણ બિંદુરથ મહાબલધાર, રામતનય આવ્યા
તિણવાર. રા, ૨૪
ઉલ્મુક નિષધ તથા ચારૂદત્ત, ધ્રુવ શત્રુ દમન પીઠ
શુભ ચિત્ત; રા.
વિષ્ણુ પુત્ર બહુ યુદ્ધ ઉજમાલ, ભાનુભમર મહા
કૃપાલ. રા. ૨૫
બૃહદ્ધ્વજ અગ્નિ શિંષ વૃષ્ણિ નામ, સંજય અકંપ
ન રણરસ કામ; રા.
મહાસેન વલી ધીર ગંભીર, ગૌતમ સુધર્મોદધિ
મહાવીર રા. ૨૬
સૂર્ય ચંદ્ર ધર્મસેન જીત્ત, ચારૂ કૃષ્ણ ભરતા સુભ
ચિત્ત. રા.
સુચારૂતિમ દેવદત્તકુમાર, પ્રદ્યુમ્ન શાંબ પ્રમુખ બલ
ધાર. રા. ૨૭
ઉગ્રસેન તસુ સુત બલવંત, રણરસીયા ઘસિયાવંત; રા.
ઢાલ–સાતમેં ખંડ ચોવીસમી, થઇ પૂરી જીનહર્ષ
રસાલ. રા. ૨૮

સર્વગાથા, ૭૮૭.

## દુહા.

બીજા પુત્રદસારના, રામ વિષ્ણુના ભૂર;
બીજા પણિ આવ્યા સગા, અરિ કરવા ચકચુર. ૧
હિવે કોષ્ટુકને દિન કહે, દારૂકસારથિ સંગ;
તાર્ક્ષાંક રથ બેસી કરી, યાદવ સાથે અભંગ. ૨

સુભ નિમિત્ત શુકને ભલે, સુભ મુહુરત જયકાર;
પૂરવ ઉત્તરા દિશિ પ્રતે, બલસું ચલ્યો મુરાર. ૩
યદૂતણી પાંડવતણી, ચલતાં સેના ભાર;
કાંપણ લાગી કાશ્યપી, ધૂજ્યા પરવત સાર, ૪
ઉત્તરીયા જઈ પુરથકી, યોજન પંચતાલીસ;
નિપલ્યા ગ્રામતણે વિષે, ધરતાં ચિત્ત જગીસ. ૫
જરા સૈનના સૈન્યથી, ઉરહા યોજન ચ્યાર;
કેઈ આવ્યા ખગ તેતલે, કેસવ સૈન મઝાર. ૬
સમુદ્ર વિજય ચરણે નમી, કહે કરજોડી રાય;
સુણે ગ્રહા તુજ ભાઇયે નમીએ વસુદેવ પાય. ૭
અરિષ્ટનેમિ જે કુલવિષે, જગ રક્ષા સમરથ;
રામ અને ગોવિંદ એ, ભંજણ અરિભારથ. ૮
પ્રધુમ્ન શાંબ પ્રમુખ કુમર, કોડિ ગમે દુર્દાંત;
યુધિ સાહાહ્યે તેહનો, થયો બીજાની સી ખાંતિ. ૯

**ઢાલ**—હો સાયરસુત રલીયામણોરે હો, એ દેશી. ૨૫.

તો પિણિ અવસર જાણિનેરે; કરિવા આવ્યા ભક્તિ;
દો આદેશ સેવક ભણીરે, કરૂં કામ નિજ શક્તિ. ૧
તાસ વચન હિતનો સુણીરે, વલી કહે મહારાય;
જરાસિંધ તૃણ સારિખોરે, હરિ નાંખે ઉડાય. ૨
વૈતાઢય ગિરિજરાસિંધના જેરે, સેવક ખેચર જેહ;
ઈહાં આવે નહી જેતલેજે ૨ રે, અમને તિહાંસું કેહ. ૩
સેનાની દો અમ ભણીઅ ૨ રે, અનુજતાહરો વીર;
પ્રદ્યુમ્ન શાંબ બે કુમરસું ૨ રે, તેજીપે સુધીર. ૪

સમુદ્ર વિજય માધવ ભણી ૨ રે, પૂછી વસુદેવ તામ
મૂકયો પ્રદ્યુમ્ન શાંબ સુંસા ૨ રે, ખેચરસું અરિનામ. ૫
ત્યારે શ્રી વસુદેવ ને વ ૨ રે, દીધ ઔષધીને નેમ;
જન્મ સ્નાત્ર ભુજ બાંધવસ્યું ૨ રે, શસ્ત્ર વારિણિ ક્ષેમ. ૬
હિવે દુર્યોધન જાણિને, ૨ રે, યાદવ પાંડવ કાજ;
હણિવા મગધાધીસ ને ૨ રે, નમિ કહે સુણિરાજ. ૭
સ્વામી કુણ ગોવાલીયા ગોર રે, વલી પાંડવ કુણમાત્ર;
મુજ સેવક ઉભાં છતાં ૨ રે. યુકતોદ્યમનહીક્ષાત્ર. ૮
મુજ આદેશ દ્યો તે ભણી ૨ રે, પાંડવ જાદવ આજ;
કાઢું જડ વૈરીતણી વૈ ૨ રે, સ્વામી વધારૂં લાજ. ૯
જરાસિંધ ઈમ સાંભલી ૨ રે, પટ બંધાવ્યો તાસ;
સેનાયુતથાપ્યોરણે ૨ રે, કરિવા વૈરી નાસ. ૧૦
હિવે સહુસું પરિવર્યો ૫ ૨ રે, દુર્યોધન ભૂપાલ;
અખંડ પ્રયાણે આવીયો ૨ રે, કુરૂક્ષેત્ર તત્કાલ. ૧૧
હયગય રથ પાયક તણો ૨ રે, દીસે નહીં કોઈપાર;
એકાદશ અક્ષોહિણી ૨ રે, કટકતણો પરિવાર. ૧૨
દુર્યોધન ભીષમતણે ૨ રે, ચરણે નામી સીસ;
નિજ સેનાપતિ તે કર્યો તેરે, શત્રુપરિ ધરિ રીસ. ૧૩
લેઈ સાત અક્ષોહિણી અ ૨ રે, પાંડવ સુભટ સંઘાત;
અચલાઈ ચલી ચાલતાં ૨ રે, કુરૂક્ષેત્ર આયાત. ૧૪
દ્રુપદરાયની અનુમતે અ ૨ રે, સહુ પાંડવ તિણિવાર;
સેનાપતિ કીધો મિલી કીધો ૨ રે, અનાદષ્ટિ કુમાર. ૧૫
તીન વરસ ઈમ વઉલીયા વ ૨ રે, સેનાસજતાં તાસ;

ઘુરેનગારા બિહુદલે બીરરે, વાજે વિચિ રણતૂર,
આવંતી જય શ્રીતણા ર રે, નૂપર શબ્દ સનૂર. ૧૭
વારણ ઘનજીમ ગાજતાં ગાર.રે, જરતાં મદજલ વાસ;
વરસાલાના મેહજ્યુંમે ર રે, સોખે વૈરીજ વાસ. ૧૮
તૂરજ ઢકાને કાહલી કા ર રે; ભેરી ઘુરે નિસાણ;
કોલાહલ સેનાતણી ર રે, રજ ઢંકાણો ભાણ. ૧૯
હાથે ખડ્ગ ઉલાલતાં ર રે, કનક રત્ન વરમાણ;
પસર્યા સુભટ દશોં દિશેરે ર રે, સફલાગિણતાં પ્રાણ. ૨૦
દ્રરધર ધનુકર ધૂણતા ર રે, ચાલ્યા કરતા આવાજ;
સમુદ્ર કલ્લોલ તણી પરે ર રે, સ્વામી વધારણ લાજ. ૨૧
મદજરતા ઉલાલતા ર રે, સુંડા દંડ પ્રચંડ;
જંગમ પરબત સારિખા ર રે રે અરિદલ ખંડોખંડ. ૨૨
શસ્ત્રતણા સ્યંદન ભર્યા ર રે, ચાલ્યા સૈન્ય પ્રવાહ;
દિગ્ગજ લાગા કાંપવા કાં ર રે, જલફલીયા જલ ગ્રાહ. ૨૩
સાયરનાજલ ઊછલ્યા ઉરરે, અહિપતિ ધૂણ્યો સીસ;
સામોસાહમા આવીયા આ ર રે, સૈન્યબંને ધરિરીસ. ૨૪
દિવસે થઈ વિભાવરી વિ ઇં રે,રજની ઢંકાણો સુર;
ચમકે ખજુઆની પરેખ ર રે, બાણ આકાશે ક્રૂર. ૨૫
ઢાલ થઈ પચીસમી પર રે, સાતમા ખંડની એહ;
રણ જીનહર્ષ હુસ્યે હિવે હુવેરે, સાંભલ્યો સહુ તેહ. ૨૬

સર્વગાથા, ૮૪૯, પાઠાંતર ૮૨૨.

## દુહા.

ગજ ચઢીયા ગજસું લડે, સાદી સાદી સાથ;
રથી રથીસું આફલે, પત્તિ પત્તિ ભારથ. ૧
ગજ દંતૂસલસુ હુવે, માંહોમાંહિ સંઘટ્ટ;
તેહથકી પાવક પડી, દાજે સુહડાં ઘટ્ટ. ૨
યોધ ઉદાયુધ ક્રોધથી, પહિર્યા સકલ સન્નાહ;
થયા દુપેક્ષ સહુ જગતને, ઉજવલ જીમદિનનાહ. ૩
પાખરીયા હય કૂદતા, ધરતી ધૂજાવેહ;
પક્ષ સહિત ઇમ જાણીઈ. રિપુભય ઉપજાવેહ. ૪
સર્વ સસ્ત્ર તેનક્રગિણિ, પર્વત વારણમત્ત;
હયવર લોલકલોલ સમ, જલપરઘલ તિહાંપત્તિ. ૫
મહામછ તિહાં રથ થયા, સમર સાગરની વેલિ;
યાન વિમાન તણીપરે, હુંકૃતિ ગર્જતિ મેલિ. ૬
હિવે ક્રોધ વધીયો ઘણો, રથ બેઠો અભિમન્ય;
પેઠો રિપુ સેના વિચે, રવિજીમ તેજ અગમ્ય. ૭
તાસ બાણ બહુ ક્રોધથી, વરસે જીમ વરસાત;
રિપુ દુરભિક્ષ થયો તિહાં, તાસવીરની ઘાત. ૮

**ઢાલ**-ચરણાલી ચામુંડા રણ ચઢે એ દેશી, ૨૬

અરિદલમાં બાંણે કરી, વરસેર જીમ જલધારોરે;

દુર્ભિક્ષ અરિજનનો થયો, વીર વિનાસ અપારોરે. અ. ૧
હણુતો સૈન્ય દેખી કરી, કૃપા બૃહત્ બલ્લરાયોરે;
દોડયારથ બેસો કરી, શરવ્યાપિ તનભથાયોરે. અ. ૨
હિવે વૃહદ્બલ સાંમ હો, અર્જુન નંદન જાયોરે;
કૈકેયરાય કૃપાપ્રતેં, લડવા સનમુખ થાયોરે. અ. ૩
ચારે માંહોમાં લડે સેન ચરભટો કોટોરે;
આલોકે ઉભાથકા, દે વૈરી શિર દોટોરે અ. ૪
કૈકેયરાય કૃપા બિને વિરથીથયા ખગ પાણીરે;
ઉદ્ધત કુલ સ્વરપ જયું, વિશ્વ ક્ષય ક્ષમ જાણીરે. અ. ૫
વૃહદ્બલે અભિમન્યુનો, છેદ્યોકેતુયંતારોરે;
રણુમાંહે ઉમાહિ તે, આણી ક્રોધ અપારોરે. અ. ૬
નિર્ઘોષ ભીષમ રથતણે, ચક્કે ભૂમિ વિદારેરે;
ધર્માંગજ સેના ભણી, ઉપદ્રવકરે ન હારેરે. અ. ૭
ભીષ્મતણે બાણે કરી, કરે મંડપ આકાશેરે;
અસ્થિર પાંડુસેના થઈ, ખમી ન સકેં બલ તાસેરે. અ. ૮
અભિમન્યુ નિજ બાણે કરી. દુર્મત્ત નૃપનો સૂતોરે;
ભીષમ કેતુ એકણિ સમે,છેદ્યા અરજુન પુતોરે અ. ૯
પાંડવ સૈન્યથી દશરથી, કોપ્યો ભીષ્મ નિહાલીરે;
પારથવસુતને સખવા, આવ્યા આયુધવાલીરે અ. ૧૦

હવે ભીમરથ ચીત્કારે, ભુવનભણી ક્ષોભાવેરે;
રણ આવ્યો ભીષ્મ બાણસું, છેદ્યો કેતુ કહાવેરે. અ. ૧૧
આત્મ યોગ્ય ગજવર હણ્યો, સૂત સ્યંદન ને વાજીરે;
સ્વર્ણ શક્તિ ઉત્તર ભણી, મુંકી શલ્યનૃપ તાજીરે. અ. ૧૨
વારી બહુ શસ્ત્રે કરી, પિણ લાગી ઉત્તર સીસોરે;
ગઇ પ્રાણ ગ્રહિ તેહના, પૂગી વૈરા જગીસોરે. અ. ૧૩
કપિધ્વજ કોપ હિવે કરી વરસે બાણ અપારોરે;
વિપક્ષતણી સેનાભણી, વઇરી સહુ તિણ વારોરે. અ. ૧૪
દેખિ અર્જુન બાણસેના, દીના કૌરવ કેરીરે;
ભીષ્મ ભીષ્મ વીરવ્રત ધરે, ધાયો ધનુષબલ ફેરીરે. અ. ૧૫
ધૃષ્ટદ્યુમ્ન હિવે સેનાની, ભીષ્મ પ્રતેથી ધાયોરે;
પ્રાણ બહુજનના ગ્રહ્યા, મહારણ તેહનો થાયોરે. અ. ૧૬
હિવે અષ્ટમદિન છેહડે, પાંડવ કરે વિચારોરે;
દુર્જય ભીષ્મ સર્વથા, હણીએ કિમ બલધારોરે. અ. ૧૭
ત્યારે ગોવિંદ ઇમ કહે, સ્વર્ધુનીરૂહ સંધેયોરે;
વ્યસ્ત્ર સંઢ સ્ત્રી ન મારિવા, વલીપરાઙ્મુખ જેહોરે. અ. ૧૮
સંઢ શિખંડી નિજરથેં, પાર્થ દ્રૌપદેય આરોપીરે;
વ્યસ્ત હસ્ત અસંકિતહણે, રણ અરીયણસું કોપીરે. અ. ૧૯
અંગીકાર વચન કરી, સેના થઈ સન્નધોરે;
પાંડવપુત્ર આવ્યા રણે, ધૃતરાષ્ટ્રજ ધરિ ક્રોધરે. અ. ૨૦
રથ બેસીવરસે શરે, શાંતનુ સુત જીમ મેહોરે;
પાંડવ નૃપને ઉપદ્રવ્યા, આણી રોસ અછેહોરે. અ. ૨૧
નિજ રથ સંઢ આરોપિને, અર્જુન તીક્ષણ બાણેરે;
ભીષ્મ અંગ કીયો જાજરો, અમરષ મનમાંહિ આણે રે. અ. ૨૨

અખતર મર્મ ભિદો બાણે, પારથવતણા ન શિખંડીરે.
ચંતારતે ઇમ બોલતાં, રથે લોટે બલછંડીરે. અ. ૨૩
સગલાઈ વીંટી રહ્યા, ભીષ્મ પ્રતે કરે સોકોરે;
ઉન્હાળે જીમ સરપ્રતે, તૃષા પીડા લોકોરે. અ. ૨૪
ગંગા પુત્ર તૃષિત થયો, અર્જુન દિવ્યાસ્ત્ર બાણેરે;
ખાંચ્યો જલપાતાલથી, રવિ જીમચિત્ર સહુ જાણેરે. આ. ૨૫
તે આશ્ચર્ય દેખી કરી, કહે ધાર્ત્તરાષ્ટ્રને તેહોરે;
સંધિ કરો પાંડુ પુત્રસું, અધિક પરાક્રમ એહોરે. અ. ૨૬
એહવો વચન સુણી કરી, થયો દુર્યોધન કૂરોરે;
નયણ રકત કરિ ભીમને, સનમુખ જોયો સૂરોરે. અ. ૨૭
હિવે ગીરવાણ વાણીથકી, ગંગાસુત વ્રત લીધોરે;
સાવદ્ય સહુ મુકી કરી, અચ્યુત અનશન કીધોરે; અ. ૨૮
દ્રોણ પ્રતે ધૃતરાષ્ટ્રસું, નિજ સેનાની કીધો રે;
પ્રાત તાસ આગલિ કરિ, કુરૂક્ષેત્ર આવ્યો સીધોરે. અ. ૨૯
અર્જુન કીધો દ્રોણને, વિધિ પૂરવક પરણામોરે;
ધનુર વેદદાતા ભણી, ગુરૂ દક્ષણા દક્ષકામોરે. અ. ૩૦
અર્જુનસું યુદ્ધ કારણે, સજ્જ થયા તિણ વારોરે;
ઢાલ થઈ પંચવીસમી, સાતમા ખંડ વિચારોરે. અ. ૩૧

સર્વ ગાથા, ૮૮૮

## દુહા.

બે જણ શરવ્રાતે લડે, અનુક્રમે રવિ થયો અસ્ત;
વિરહ કર્યો ચકવાકને, નિજ કર હુઆ પ્રશસ્ત. ૧
તદાહૂત બાહિર થઇ, સૈન્યથી સમ રાજાન;
અર્જુનસુ યુદ્ધ માંડીયો, મૃગ જીમ મૃગપતિ માન. ૨

દ્વાદશમે દિન ગજચઢી, હિવે ભગદત્ત ભૂપાલ;
પાંડવસૈન્યને ઉપદ્રવે, પાર્થ નિરગમન નિહાલ. ૩
પારથ સુણી નિજ સૈન્યનું, ક્ષોભ પ્રભવર તામ;
સપ્તાધિપ મુંકી કરી, ભગદત્તસું યુધ કામ. ૪
પાર્થ હણ્યો ક્રોધે કરી, ચિર જુજી ગજતાસ;
ભગદત્તને પિણિ સુર કર્યો, પુષ્પવર્ષણ આકાશ. ૫
કુરૂસેના હતબલ થઈ, ભગદત્ત હણીયો જાણિ;
નૃપ ઉક્તે રજની રચ્યો, ચક્રવ્યૂહ પ્રમાણ. ૬
સપ્તાદ્વિપ મારી કરી, અર્જુન બાહિર જાઈ;
ભીમાદિક અભિમન્યસું, ચક્રવ્યુહ પઇઠા આઇ. ૭
દુર્યોધન નૃપ દ્રોણ કૃપ, રાધેય કૃત વરમ;
શસ્ત્ર એહના અવિગણી, અર્જુને ભિથ્યો વ્યૂહ મર્મ. ૮
લડે સુયોધન ભીમસું જયદ્રથને અભિમન્યુ;
માંહોમાંહે સુભટ ઈમ, યુધ કરે બલ ધન્ય. ૯
દેવતણે શસ્ત્રે હિવે, યુધ્ધ કરી ચિરકાલ;
કીયો અંત અભિમન્યુનો, જયદ્રથ થયો ભૂપાલ. ૧૦

**ઢાલ**—સોહલા ખંભાઇતી રાગે, ૨૭.

બહુ ક્રોધ ભર્યો, જયદ્રથ વધ જાણી;
અર્જુન ઈંદ્રતણો અવતારિ;
અરિયણની સેના અવગાહે,
પ્રાક્રમતણો ન લાભે પાર. બ. ૧
દ્રોણાદિક સુભટે તિહાં રૂધ્યો, અર્જુને આણી
અતિ ક્રોધ;

આણુધાએ અરિક્ષેત્ર વિષેકીયો, રૂહિર કરદમ હણીયા
અરિયોધ. બ. ૨
સત્યકીને ભીમસેન સુભટ બે, મિલીયા પાર્થ કેડ;
તે આય ભીમભણી દુર્યોધન રોકયો, બીજાને વલી
ભૂરિશ્રવારાય. બ. ૩
જયદ્રથપ્રતેદિનાંતે પામ્યો, શત્રુતનૂ રૂહ વૈરીકાલ; બ.
ગુપ્તરોગ રાગજીમ બીજે, રાજવીએ રોકયો સમકાલ; બ. ૪
ષટ સુભટના શસ્ત્ર પડે શિર, માંહોમાંહિ કરે સંગ્રામ; બ.
જાણે પ્રલયકાલ હિવે થાસ્યે, ત્રિશ્વભણી પિણિ
દુસ્સહ ઠામ. બ. ૫
સત્યકી નૃપનો વધ ઈહિતો, ભૂરિશ્રવા ભુજછેદ;
ન કીધ રોસ ધરી અર્જુન સત્યકીના પ્રાણ હણી
યમને બલિદીધ. બ. ૬
રથ ભાંજી સારથીને હણીયો, હણીયો જયદ્રથ
રાજાન;
દિવસ તણે અંતે ઇંદ્રજન્મા, ટાલ્યો વયરીનો
અભિમાન. બ. ૭
દિવસ ચતુર દસ અત્રધે, રણમાં ક્ષય દીધો પાંડવે
દલજોઈ;
સપ્ત અક્ષોહિણી ધાર્ત્તરાષ્ટ્રની, અન્યાયીનો જય ન
વિ હોઇ, બ. ૮
રાત્રિ યુદ્ધ કરિવાની આસા, ધાર્ત્તરાષ્ટ્રના પુત્ર અયાણ;
પાંડુ પુત્ર સુતા જાણીને, ઘૂકભણી પરિ પડા જાણ. બ. ૯

ભીમ પુત્ર ભીમ ભીમતણી પરિ, વિવિધ શસ્ત્ર
ઘટોત્કચ તામ;
યુદ્ધ કરે જોધાર મહાબલ, નિશ્ચય અરિ
જીપણનો કામ. બ ૧૦
બાણતણા કીધા હિવે, મંડપ કર્ણ કુપિત અરિદ
મણ ભુજાલ;
નિરતો થયો સમરવારાંનિધિ, તે પણિ હણે ગદા
તત્કાલ. બ. ૧૧
ત્યારે શક્તિ દેવની દિધી, વન્હિકણાવૃત દેદી
પ્યમાન;
મૂકી કર્ણ શક્તિ નિજ શક્તિ, પ્રાણ ઘટોત્કચ હર્યા
નિદાન. બ. ૧૨
પ્રાત સમે હિવે દ્રોણ રણાંગ આવ્યો યુધ કરિવા ચોધાર;
વિરાટ નૃપ દ્રોપદ યુધકરતા, દેહાંતર પામ્યો તિણ
વાર. બ. ૧૩
મ્લાન થઇ સુરજ સુત સેના, દેખી નિધન લહ્યો
ભુપાલ;
ધૃષ્ટદ્યુમ્ન નિજ થિર કરિવાને, દ્રોણપ્રતેં પુહતો
તત્કાલ. બ. ૧૪
ત્રાસે અશ્વપડે ભુઈ ગયવર, સ્યંદન અંગ હુવે
ચકચુર;
ચિર સમર દેખી બિહુ દલના, ખેચર પિણિ પામે
ભયભુર. બ. ૧૫
હિવે માલવ રાજાએ રણમાં, અશ્વત્થામા
ગજ કીધી ઘાત;

અશ્વત્થામ હણિયો ઈમ પસરી, સઘલાહી લક્ષ
રમાં વાત. બ. ૧૬
નિજસુત હણીયો દ્રોણ સુણીને, યુદ્ધ કરિવા થયા મંદ
પરિણામ;
સ્યું કરસું હિવે પુત્ર વિયોગે, જડ થયો ગુરૂ સુજે
નહીં કામ. બ. ૧૭
છલ દેખી ધૃષ્ટદ્યુમ્ન કરી હણિયો વિધુર
થયો સુત શોક;
અનસન કરિસમતાધારિ મનમાં, પહુતા બ્રહ્મ
પંચમ સુર લોક. બ. ૧૮
નિજ પિતાનો મરણ જાણી ને, અશ્વત્થામા રણ-
વીર સધીર;
સૈન્ય નસાવી પાંડવ નૃપનું, કાયર થયો મુખ
ન રહ્યો નીર. બ. ૧૯
નારાયણીય રોષ ધરીને, મૂકયો શસ્ત્ર હણિવા તાસ;
તાસ સ્ફુલિંગકણે કાષ્ટા સહુ, પૂરી ઉદ્યોત
હુયો આકાશ. બ. ૨૦
કેશવ વચને વિનય કરીને, હિવે તે શસ્ત્ર પાંડવ
નરરાય;
તુરત નિફ્લતાપણો પમાડયો, વિનયથકી સું
કહો નાવ થાય. બ. ૨૧
ઇણિપરિ મહારણમાં જૂજંતા, દ્વાદશ પ્રહર થયા
સુપ્રમાણ;
ઘણા સુભટ થટ બિહુ દલમાંહે, ક્ષય પામ્ય
સાખી થાયત ભાણ. બ. ૨૨

ત્યારે હિવે અભિષેક કરીને, કીયો સેનાની કર્ણ નારંદ;
સબલી ધાર્ત્તરાષ્ટ્રની સેના થઈ સબલ સહુથયો આણંદ. બ. ૨૩
આગલિ કરિ સગલિહી સેના, કર્ણભણી બલવંત નિહાલિ;
ગાંધારેય આવ્યા રણમાંહિ, યુદ્ધ ઈચ્છા આયુધ સંભાલિ. બ. ૨૪
સામ્હો સામા સૈન્ય મિલ્યા બે, શસ્ત્ર ઉલાલંતા સિરદાર;
દુસ્સહ થયો સર્વ પ્રાણિને, પરસ્પર દુર્ભેદ અપાર. બ. ૨૫
ધનુષતણો ટંકારવ કીધો, અર્ણવસારીખીધ્વનિ જાસ;
બાણે તનુવીધ્યા વૈરીના, અરિ પામ્યા સગલાહી ત્રાસ. બ. ૨૬
ઘોર અંધાર થયો રણમાંહે, તૂટે તરવારિ તરવારિ;
સાતમા ખંડતણી છવીશમી, ઢાલ થઇ જીનહર્ષ વિચારિ બ. ૨૭

સર્વ ગાથા, ૯૨૫ પાઠાંતર ૮૯૭).

દુહા.

અધ ઉરધ સમકાલ જીમ, વિસ્તારે કરસૂર;
તાસ પુત્ર તિણિ પરે વયરિવિષે શર ભરપૂર. ૧
માંહોમાં અર્જુન કરણ, ભુજ વિક્રમ સારીસ;
બાણે જૂજે બહુપરે, ફલયો દિનદિન ઈશ. ૨

પૂરવરોષ પ્રેર્યો થકો, દુર્યોધન ને ભીમ;
ભૂપીઠે પીડી કરી, ઉપાડયા ભુજ ભીમ. ૩
પ્રાતઃ પાર્થિવ વધ ભણી; શલ્યસારથે રાધેય;
શંખ સ્વનમિશ ગાજતો, અર્જુનસુ સંજુગુધેય. ૪
આકાશે દિશિભુવિષે, સમરાંગણ ભટગાત;
લાબે બાણ અજાણીયા, જલકણ જીમ વરસાત. ૫
સર્વશસ્ત્ર મૂંકે કરણ, પાથ ગરૂડ હથીયાર;
પરના વારે ઇણિપરિ, પ્રત્યક્ષ મંત્રધાર ૬
પૂર્વોપકાર વસિ કીયો, પન્નગેન્દ્ર સહાય;
અર્જુન કરણ પ્રતે હણ્યો, અસ્તાચલ રવિજાય. ૭
વલી પ્રભાતિ આગલિ કર્યો, શલ્ય સેનાની તામ;
મંદોછાહ પિણિ સજ્યા, ધૃતરાષ્ટ્રજ સંગ્રામ. ૮

**ઢાલ**—તુંગિયા ગિરિ શિખર સોહે રામ મુનિ સુખકંદરે
એ દેશી. ૨૮.

પાંડુ સુત ધૃતરાષ્ટ્ર સુતદલ, લડે માંહેમાંહિરે;
દુઃસાસનનો શલ્ય સેનાની, બાણ ચુકે નાહીરે. પાંડુસુ. ૧
ઉત્તર ને સંભારિ શલ્ય પ્રતિ, શક્તિ સફલી કીધરે;
તપસ સુતકરિ ક્રોધ હણીયો, વૈર જાણે લીધરે. પાં. ૨
નિજકર્મ લજ્જિત બીહતો નૃપ, અસ્ત સૂરિજ હોઇરે;
સુયોધન નાસી કરી, શરમાંહિ પઇઠો જોઇરે. પાં. ૩
અશ્વત્થામા કૃત વરમા, કૃપા સુયોધન પાદરે; પાં.
જોતાં દિઠોમાંહિ સરવર, જેમ જલચર યાદરે. પા. ૪
જેતલે તિહાં રહ્યો દુઃસાસન, પ્રતે કહે તે વાતરે;
તેતલે તેહને ઇહાં જાણી, પાંડુ સુત આયાતરે. પા. ૫

એક અક્ષોહિણી સરવરે, ક્ષોભવ્યા અરિ જેણુરે;
તે પ્રતે વીંટી કહે પાંડવ, નિસુણિ તું ગુણ શ્રેણિરે. પા. ૬
યુકત નહિ વીરેંદ્ર તુજને, નાસિવો જીમ ચોરરે;
પુર્વ કીરતિ ક્ષાત્રના ગુણ, જાઇ જગ હુવે સોરરે. પાં. ૭
રહિસ તું ઈહાં કિણિપરિ, પારથ કોપ્યો રાયરે;
ઈસિ સાયર સોંખિવાજે, શસ્ત્રવિદ્યા ગાયરે, પાં. ૮
કરિ સકે નહી સયલશું. એકસું કરિ યુદ્ધરે;
જેહ સુમન હોઇ તાહરો, રિદય કરિને શુધ્ધરે. પા. ૯
સાંભલી હિવે કહે એહવું, ધાર્તરાષ્ટ્ર બલવંતરે;
ગદાયુદ્ધે યુદ્ધ કરસ્યું, ભીમસ્યું મન ખંતરે. પાં. ૧૦
વચન અંગીકાર કરિને, સરથકી તત્કાલરે;
પ્રગટીયો જલચરતણી પરિ, જીપિયા ભુપાલરે. પાં. ૧૧
મરૂત સુત થયો સજ્જ તતક્ષિણ, દુર્યોધન કરિ ક્રોધરે;
ગદા લેઇ તુરત ધાયો, યુદ્ધ કરિવા યોધરે. પાં. ૧૨
ઘાવટાલે બલ દિખાલે, બિને યોધ યુવાનરે;
દેવતા પીણી દેખી ન સકે, વદન તામ્ર સમાનરે. પા. ૧૩
ભીમ લાઘવકલા ચરણે, ગદા માર્યો ઘાવરે;
હણ્યો દુર્યોધન સુભટને, ભુમિં લોટે રાવરે. પાં. ૧૪
પડયા તો પિણિ હિવે મસ્તક, પગે ભીમ સરોસરે;
ચૂરીયો નિજ અરિભણી, હલી ધરીયો રોસરે; પાં. ૧૫
ભીમને ઇમ દેખી સીરી, કોપ આણી ચિત્તરે;
પાંડુ સુતને મુકી પરહા નીકળ્યો બલ બલવન્તરે. પાં. ૧૬
ધૃષ્ટદ્યુમ્ન શિખંડી નિજ બલ, મેલ્હી રક્ષા કાજિરે;
કૃષ્ણ પાસે ગયા પાંડવ, શાંતિ કરવા રાજિરે. પાં. ૧૭

કૃપાચાર્ય કૃતવર્મા, અશ્વત્થામા તીનરે;
સુયોધનને જાઇ વારણુ, ક્ષેત્ર આવ્યા દીનરે. પાં. ૧૮
તે અવસ્થા દેખિ પોતે, નિંદતા કહે એમરે;
પ્રસન્ન થઇ આદેશ આપો, હણું પાંડવ જેમરે. પાં. ૧૯
હણું પાંડવ સુણી એહવો, થયો ચિત્ત ઉલાસરે;
પાણિસુ તસ પુંઠિ ફરસી, હણો કહિ ઉલ્લાસરે. પાં. ૨૦
કટક સૂતે તે જઈને, ધૃષ્ટદ્યુમ્ન શિખંડીરે;
યુદ્ધ કરિ ચિરકાલ પાંડવ, હણવા બાલક ચંડરે. પાં. ૨૧
તેહના શિર આણિ મુંકયા, સુયોધનને પાસરે;
સુયોધન પિણિ બાલ દેખી, કહે ઇણિ પરિ તાસરે. પાં. ૨૨
ધિગ તનંધય મૌલિ આણ્યા, કિસ્યું માહરૂ પાસિરે;
ભાગ ગ્રાહક પાંડવોનો, ક્ષય થયો નહી તાસરે. પાં. ૨૩
દુઃખે પીડયો ઈમ કહીને, સુયોધન મરણાંતરે;
કૃપાદિક તે સહુ લાજ્યા, ગયા શોક ધરંતરે. પાં. ૨૪
ભક્તિ કરિ અનૂકૂલ કીધો, પાંડવે બલભદ્રરે;
આવીયા નિજ સૈન્ય દીઠ, હણ્યા બાલકક્ષુદ્રરે. પાં. ૨૫
પાંડવાના ધાર્ત્તરાષ્ટ્રના, બીજાના પિણિ પાર્થરે;
સરસ્વતી મહાનદી તીરે, પ્રેતકાર્ય કૃતસ્વાર્થરે. પાં. ૨૬
ક્રોધ પાંડવ ભર્યા બહુ પરિ, હીયે ધારી અમર્ષરે;
ઢાલ સત્તાવીસ ખંડ સપ્તમ, કહીએ જીનહર્ષરે. પાં. ૨૭

સર્વગાથા, ૯૫૮. પાઠાંતર ૯૩૨.

## દૂહા.

દુર્યોધન જાણી હણ્યો, મગધનરેસરતામ;
જ્વાલિત ક્રોધાગ્નિ થયો, મૂંકયો સોમક નામ. ૧

સમુદ્ર વિજય નૃપને કહે, આવી સોમકરાય;
જરાસિંધના નિજ મુખે, વચન ચિત્ત લગાય. ૨
મુજ સખા પાંડવ હણ્યો; દુર્યોધન રાજાન;
તાહરે બલતે મુજ દહે, કંસ મરણ પિણિ યાન. ૩
દે મુજને હિવે તે ભણી, રામ કૃષ્ણ પાંડુ નંદ;
નહી તો રણસજ થાઈજે, આઉં કાદણ કંદ. ૪
ઈસા વચન મગધેશના, કહીયા રોષે પુર;
રામ કૃષ્ણ ધિકકારીયો, જઈ કહ્યો રાય હજુર. ૫
સચિવ હસી જરાસિંધનો, દાખે હિતની વાત;
તુજ શકિત પ્રભુતા અધિક, માઝા શકિત વિખ્યાત. ૬
તે પિણિ છે બલવંત પ્રભુ, મંત્ર વિના મહારાય;
કંસકાલાદિ મારીયા, સંક ન કીધી કાય. ૭
હિવે યાદવનો સર્વથા, ઉદય થયો સુપ્રકાશ;
પહિલી પિણિ દીઠો અછે, તુમે પરાક્રમ તાસ. ૮

**ઢાલ**—ચોપાઇની ૨૮.

રામકૃષ્ણ બાંધવ બલવંત, જેહને કોઇ ન જીપિ સકંત;
તેહના સુત પણિ બાપ સમાન, જેહના બલનો નહી કો માન. ૧
એક નેમિ તેહના કુલમાંહિ, તીન લોકનો નાથ કહાઈં;
સહી ન સકે તેહનો બલ કોઇ, ઈંદ્રાદિક પિણિ હારે સોઈ. ૨
તેહવા દ્દજ પિણિ વિક્રમાધાર, પાંડવ તેહના કટક મઝારિ;
મહાનેમિ તેમાંહિ એક, ગ્રહ માંહિ દિનકર જીમ છેક. ૩
ઈણ પરિકાલ અને બલ જાણિ, વયરીની ઉન્નતિ મનિ આણિ;
યુદ્ધ કરવા યુગતો નહી સ્વામિ, કીજે સહુ વિચારી કામ. ૪

એહવો વચન સુણી તાસ, દીમકોપાકૂણે ક્ષણુ જાસ;
કહે યાદવે ભેલો સહી, તુજને તાહરી મતિ સહુ ગઇ. ૫
તુજ સહિત એ સહુ ગોપાલ, સમરાંગણુ મારૂં તત્કાલ;
નિજ પુત્રીની પુરૂં આસ, કરૂં પાંડવનો પિણ હિવે નાસ. ૬
એહવું કહીને મંત્રી ભુપ, કીધો ચક્રવ્યૂહ અનૂપ;
પ્રાતસમર યાદવના રાય, શનિપલ્લી નહુંતરીયા આઇ. ૭
જરાસિંધ પોતે પટબંધ, કીધો નિજબલમાંહે બંધ;
હિરણ્ય નાભ સેનાની કીયો, યુધ કરિવાનો બીડો દીયો. ૮
ગરૂડ વ્યૂહ રચ્યો પ્રભાતિ, યાદવ સમ્મત કીધી વાત;
શુભસુકુનેં મનને ઉછાહિ, આવ્યા નૃપ સમરાંગણુ માંહિ. ૯
સમુદ્ર વિજય નિજ કટક મઝારિ, બલવંતમાં બલવંત અપાર;
સેનાની અનાદૃષ્ટ કુમાર, થાપ્યો ઉછરંગું તિણિવાર. ૧૦
ઉદ્યોત કરતો રૂચ આકાસ, રથ માંતલિ આણ્યો ભૂવાસ;
ઇંદ્રતણે આદેશે કરી, બેઠા નેમીસર હિતધરી. ૧૧
વાજે બિહુંદિશિ તૂર અપાર, હયહિંખારવ રથ ચીકાર;
સિંહનાદ સુભટના થાઈં, કાયર નર ન રહે તિણઠાઈં. ૧૨
ચક્રવ્યુહતણે અગ્રવીર, સુભટ હુંકાર કરે ગંભીર;
પહિલેં રણમાંહિ તત્કાલ, કૃષ્ણ સૈન્ય ભાગાભૂપાલ. ૧૩
ડાવે જમણે પાસે રહ્યા, મહાનેમિ ધનંજય કહ્યા;
વ્યૂહતણેં મુખિ સેના ધણી, અનાદૃષ્ટિ ધાયો રિપુભણી. ૧૪
સિંહનાદ મહાનેમિ દેવદત્ત, ફાલ્ગુન નેબલાહક બલવત્ત;
અનાદૃષ્ટિ સપૂર્યો શંખ, પસરી મહાધ્વનિ વિશ્વઅસંખ. ૧૫

શંખતણી ધ્વનિ થઇ અપાર, છુટા બાણુતણા સંભાર;
વૈરી સૈન્ય થયો સહુ દીન, પ્રાણ ન ચાલે થયા
સત્વહીન. ૧૬
તીને સુભટે તીને ઠામ, કોપ કરી ભેદ્યા સંગ્રામ;
વ્યૂહતણા અગ્રગામી વીર, પાછલિ તેહ થયા તજી
ધીર. ૧૭
હિવે રૂકિમી નૃપને મહાનેમિ,નૃપ શિશુપાલ ધનંજય તેમ
હિરણ્ય નાભ અનાદૃષ્ટિ અગાજ, ક્રોધકરી ધાયા યુધકાજ; ૧૮
માંહોમાંહિ ષટ જુજાર, વરસે આયુધ વિવિધ પ્રકાર;
સમર અમર પિણિ ન સકે સહી, અતિભીષણ થયો
કાંપી મહી. ૧૯
હય ગયરથ ઉપરિ જે ચઢયા, પાયક નરલખગાને
અડયા;
મહાનેમિશર આગલિ કોઇ, રહ્યો અખંડ નહી કહુ
સોઇ. ૨૦
મહાનેમિશર વ્યાપ્યો જોઇ, રૂકમિ રક્ષા કાજે હોઈ,
વેણુ દાલી આદિક નૃપ સાત, જરાસેન આજ્ઞાએ જાત. ૨૧
મહાનેમિશરે આઠના, સાયક ભેદ્યાજીમ કંઠના;
બલકોઈ ચાલે નહિ તાસ, રૂકમી રાજા ચિંત્તા વિમાસિ ૨૨
રૂકમી વરૂણે દીધી શકિત, મહાનેમિને મેલ્હીવ્યકિત;
મહાવ્યંતર પણિ નાસી જાયે; તે આગલિ થિરકો
ન રહાઇ; ૨૩
લહી આદેશ નેમિ સરતણો, માતલિ હરખ્યો મનમાં ઘણો
મહાનેમીસર વજ્ર કઠોર, સંક્રમાવ્યો તતકાલ
સજોર. ૨૪

તેહ વજ્ર સરપાતે કરી, મહાનેમિ શકિત અપહરી
રૂકમી ભાલે બીજો બાણ, હણીયો કાઈ ન કીધી કાણ ૨૫
પડતા વેણુંદારીને તામ, ઘાલી સ્યંદન લે ગયા ઠામ
સાતે પિણિ બીજા ભુપાલ, ભય પામ્યા મનમાં તતકાલ. ૨૬
હણીયા સમુદ્ર વિજય રાજાન, દ્રુમસ્નિ મિનભદ્ર કંઠ સમાન;
નૃપ સુસેન બલવાન્ અક્ષોભ્ય, જાસ પરાક્રમ અમિતઅક્ષોભ્ય. ૨૭
સામે ઘાયે લડીયાસૂર, બીજા ભાજી ગયા ભટભુર;
અડાવીસમી થઇ ઢાલ, પુરી કહે જીનહર્ષ રસાલ. ૨૮
સર્વગાથા ૯૮૪. પાઠાન્તર ૯૬૭.

## દૂહા.

વીરેંદ્રે યાદવતણે, જરાસંધના ભટ્ટ;
સંગ્રામે હણીયા ઘણા, ઘાએ પુર્યા ઘટ્ટ ૧
તીવ્ર કિરણ છે માહરા, વીર ન સહિસ્યેં ઘામ;
પશ્ચિમોદધિ સુરજગયો, સૈન્ય ગયો નિજ ઠામ ૨
મહારથી નૃપ પારવર્યો, હિરણ્ય નાસ હિવે પ્રાત;
ગાહે યાદવનો કટક, નદી જેમ દ્વિપ ગાત. ૩
ચાયા હિવે કોપ્યાથકા, મહી જયજયસેન;
વરસે જલધારા પરે, શર ધારાની શ્રોણિ. ૪
મહાયુધ તેહનો થયો, દિવ્ય હથીયારે તામ;
તીન લોક સંકિત થયા, સબલ દેખી સંગ્રામ. ૫

હિરણ્ય નાભ કોપ્યો હિવે, નિજ અવસર પામેહ;
હણીયો નૃપ જયસેનને, અચિર મહી જય તેહ. ૬
તદ્વધ દેખી કોપીઓ, અનાધૃષ્ટિ બલવંત;
અસ્વરથ સારથિ હણ્યો, અનુક્રમે કીધો અંત ૭
જરાસંધ કીધો હિવે, સેનાપતિ શિશુપાલ;
હણુ પ્રતિજ્ઞા કીધ ઇમ, રામકૃષ્ણ ગોપાલ. ૮

**ઢાલ** બાંગરીયાની ૩૦

આગલિ કરિ શિશુપાલરે, જરાસિંધ કટક નિવારરે;
રાજવીયાં યાદવ સૈન્યને તુંહ તર્યેરિ, રણુશત્ર બુભુક્ષિત ધારરે. રા. ૧
હલ હુવે જયોરે સકરારા, સિરલુણિજો અરિખગ ધારા;
વરજયોરે વરજગો જયશ્રી નારિરે. રા. હ. ૨
જરાસંધ હંસક કહેરે, ઉલખી બલહરિ નામરે, રા.
ઇર્ષ્યાલુ રથ તે દિશેરે, પ્રેર્યો ભયપ્રદ તામરે. રા. હ. ૩
કોપ્યો યમસમ આવતોરે, રામ તણાસુ દેખિરે; રા.
તતક્ષિણિ તિણુદિશિ દોડિયારે, સરવરસંતા દ્રેખરે. રા. હ. ૪
વીર પોતાને માનતોરે, નિજરથ નૃપે શિશુપાલરે; રા.
ગોવિંદ આગલિ આણિનેરે, મૂંકે સર કાલ મહાકાલરે. રા. હ. ૫
મુકુટ કવચ ધનુસારથીરે, હયરથ કટક મઝારિરે. રા.
શિર છેદ્યો શિશુપાલનોરે, અનુક્રમિ દેવ મુરારિરે. રા. હ. ૬

પુત્ર જરાસિંધ રાયનારે, અનુપમ અઠાવીશરે; રા.
રામ સંઘાતે જુજતા, હણીયા આણી રીસરે. રા. હ. ૭
રામતણા સુત મારીયારે, જરાસિંધ કરિ ક્રોધરે; રા.
ગદાહણી બલમસ્તકેરે, મૂર્છા લહી પ્રબોધરે; રા. હ. ૮
જરાસિંધ પડીયા પ્રતેરે, કવિધ્વજ હણતો
દેખિરે; રા.
યુધ કરિવા આવ્યો વિચેરે, વિર શિરોમણિ એખરેરા. હ.
તેહવો જાણી રામનેરે, રોષે રૂકમણી કંતરે,
નુગુણોત્તર જરાસંધનોરે, પુત્રતણો કીયો અંતરે. રા. ૧૦
અસ્તાચલ અંતર ગયારે, સૂરજ રણથી તામરે; રા.
સ્વામ્યાદેશે સહુ ગયારે, આપ આપણી
ઠામરે. રા. હ. ૧૧
દુર્જય શત્રુ જાણિને, મગધાધિપ તિણિ વારરે; રા.
જરા અસુર નારી ભણીરે, મુકી કરી વિચારરે. રા. હ. ૧૨
રામનેમિ કેશવ વિનારે, જરા જાજરા કીધરે; રા.
સકલ સૈન્યના લોકનેરે, એહવી આપદ
દીધરે રા. હ. ૧૩
તે વ્યાપી ઘરડા થયારે, ગઈ ચેતના નાસિરે; રા.
કરસિર ધુજે સહુતણોરે, આઇ રહયો મુખ
સાસરે. રા. હ. ૧૪
પ્રાત સમે જાગ્યા થકાંરે, સેનાતેહવી દેખિરે; રા.
મ્લાન મુખ કહે નેમિનેરે, કારણ કૃષ્ણ વિશેષરે. રા. હ. ૧૫
મુજ સેનાને સું થયોરે, ભાઇ મૃતક સમાનરે; રા.
બલઘટીયો ગઈ ચેતનારે, ફિરિયો કાયાવાનરે. રા. હ. ૧૬

સેનાનો બલ મુજ નહીરે, સૈન્ય થયો અસમર્થરે; રા.
કિમ હણસ્યું વૈરી ભણીરે, માહરો બલ થયો વ્યર્થરે. રા. હ. ૧૭
મુજ વૈરીએ છલ કીયોરે, બલસંયુત થયો તેહરે; રા.
બલહણાણો માહરોરે, હણસ્યે સહુને તેહરે. રા. હ. ૧૮
હરિનો વચન સુણી ઇંસુરે, અવધિ નિહાલી
સ્વામિરે;
વલતુ નેમીસ્વર કહેરે, સુણો જનાર્દન રામરે. રા. હ. ૧૯
જરાસિંધ સરિખો ન કોરે, તુજ વયરી બલવંતરે; રા.
જરા રોગ તેણે મૂંકયોરે, વિધુર થઈ જનપંતિરે. રા. હ. ૨૦
તું શત્રુ દલને એકલોરે, સત્ય હણે સંગ્રામરે; રા.
પિણિ પ્રાણી પીડયા જરારે, તજસ્યે પ્રાંણ અકામરે. રા. હ. ૨૧
દેવાલય ધરણેંદ્રનેરે, છે પાતાલ મજારરે; રા.
ભાવી પાર્શ્વનાથનીરે, પ્રતિમા મહિમાધારરે. રા. હ. ૨૨
ધરણેંદ્રને આરાધિ તુંરે, ત્રિણ કરી ઉપવાસરે
તે પ્રતિમા તું માંગિલ્યેરે, દેસ્યે તુજ ગુણવાસરે; રા. હ. ૨૩
તેહને સ્નાત્રજલે કરીરે, સીંચિસ સહુજન વૃંદરે; રા.
સેન્યાસહુ તુજ ઉઠસ્યેરે, મોહતજી ગોવિંદરે. રા. હ. ૨૪
સેના કુણ રખવાલસ્યેરે, તાં લગી કહે ગોપાલરે; રા.
અરિ સંકટથી રાખસુરે, હું કહે નેમિ દયાલરે. રા. હ. ૨૫
સાંભલિ હરિ હરષિત થયોરે, કરે આરાધન તામરે, રા.
ધ્યાન કરે ઉજવલ મનેરે, ચિત્ત રાખી ઇક
ઠામરે. રા. હ. ૨૬
હિવે જરાસિંધ રાજવીરે, ચતુરંગ સેના યુક્તરે; રા.
આવ્યો અરિ સંહારિવારે, હરિબલ જાણિ
અસક્તરે. રા. હ. ૨૭

જીનવર જાસ સખાઇયોરે, કુણુગંજે કહે
તાસરે; રા.
ત્રીસ ઢાલ ખંડ સાતમેરે, થયો જીનહર્ષ
ઉલાસરે. ૨. હુ. ૨૮

સર્વગાથા, ૧૦૧૯. પાઠાંતર (૧૦૦૨)

દૂહા.

નભ મંડપ વિસ્તારતો, આછાદિતો દિણુંદ;
બાણવૃંદ વરસાવતો, જલધર જેમ અમંદ. ૧
હિવે નેમિ નિરદેશથી, માતલિ રથ ફેરંત;
વાત્યાવર્ત્તતણીપરે, નિજબલ અભિત તુરંગ. ૨
મહાશંખ તિહાં પૂરીઉ, સ્વર વ્યાપ્યો ત્રયલોક;
ઇંદ્રધનુષ તાણ્યો પ્રભુ, સ્વર જઈ અડયો અલોક. ૩
ત્રાસ પમાડેહી સહુભણી, વાહે શર સંખ્યાત;
સગલે દેખી નેમિને, કરસ્યે સહુની ઘાત. ૪
રથાવર્ત્ત ફિરતાં થકાં, વહુતાં પ્રભુનાં બાણ;
સગલા નૃપ દૂરે રહ્યા, રણના સાખી જાણિ. ૫
અરિનૃપના છેદ્યા કવચ, મુગટ ધ્વજહય બાણ;
પિણિસદયામય નવિ હર્યા, વલી રાજવીયાં પ્રાણ. ૬
લીન થયો ધ્યાને હિવે, માધવ આગલિ આઈ;
ત્રીજે દિન પદ્માવતી, તેજ પુંજ દીપાય. ૭
કૃષ્ણ નિહાલી તે પ્રતે, બહુ દેવી પરિવાર;
ભક્તેં ચરણ નમી કહે, સ્તવના વચન ઉદાર. ૮

**ઢાલ—આખ્યાનની, ૩૧**

આજ ધન્ય હું થયો કૃતારથ, પવિત્ર પાવન હું થયો;
આજ કારિજ સફલ થયો મુજ, આજ દુઃખ દૂરે ગયો.
આજ દર્શન થયો તાહરો, માહરા વંછિત ફલ્યા;
તું શક્તિ તુંહિ વ્યકતમાતા, જાઇ નહી તુજ ગુણ કલ્યા. ૧
કેતલા ગુણ કહું માત, એક જીભે તાહરા;
શક્રાદિક સુરપતિ પાર ન લહે, તો લહે કિમ કહો નરા.
ભક્તિના ઈમ વચન સાંભલિ, પ્રસન્ન થઇ પરમેશ્વરી;
કહે મુજ જીણિ કામ સમરી, કૃષ્ણ કહે આદર કરી. ૨
કહે કેશવ સુણી એહવું, વચન તાસ સુહામણા;
જો તુષ્ટ થઇ જગદીશ્વરીતું, વચન સુણી સેવક તણા.
શ્રી પાર્શ્વ અરિહંત બિંબ આપો, જરા ગ્રસ્ત સેના ભણી;
તસુ સ્નાત્ર નીરે સજ્જ થાય, જય લહું વૈરી હણી. ૩
કહે પદ્માવતી દેવી, કૃષ્ણ નાવે તે ઇહાં;
તે વિના પિણિ હું સેન્ય તાહરો, કરૂં સજ્જ કહે તિહાં.
તાહરો રિપુ હણું કહે તો સૈન્યસું જરાસિંધને;
ક્ષણમાંહિ તે અન્યાયકારી, કહે તો આણું બંધિને. ૪
તે કહે તે હું કરૂં સગલો, કામ ઇપ્સિત તુજ તણો;
પિણિ ઇહાં પ્રતિમા આણવાની, નહી ઈછાછે સુણો.
કહે ત્યારે કૃષ્ણ દેવી, તુજથકી થાયે સહુ;
પિણિ માહરો ઇમ કીયાં પૌરૂષ નદીસે, સ્યું કહું બહુ. ૫
તે ભણીજો દે તું તૂઠી મુજ અર્પા આપિ તું;
તે પસાયે હણું વયરીને એહ ચિંતા કાપિ તું.

કૃષ્ણ આગ્રહ ભક્તિ દેખી, તિવારે પદ્માવતી;
પાર્શ્વજીનની આપિ અર્ચા, દેઇ હરિને ગઈ સતી. ૬
હિવે અચ્યુત પાર્શ્વજીનના, ચરણ સ્નાત્ર જલે કરી;
સૈન્ય સગલા ભણી સીંચ્યો, ઉઠીયા હણિવા અરિ.
શંખ પંચાયણ વજાડયો, રૂકિમણી પતિ હર્ષસું.
તે શબ્દ કર્ણે સુણી ભરીયો, જરાસિંધ અમર્ષસું. ૭
લક્ષરાજા જીપીયાં, જરાસિંધને મેલી કરી;
પ્રતિ વિષ્ણુને તે વિષ્ણુ મારે, નેમિ ઇમ મનમેં ધરી.
રણ સજ્જ સૈન્ય થયો તિવારે નેમિ રણથી ઉસર્યા;
હિવે લાંગલી લાંગલગ્રેહી અરિ, મૂસલે ચુરણ કર્યા. ૮
જરાસિંધ સન્નધ થઇને, કૃષ્ણ પ્રતે રથ ખેડીયો;
શરાસાર અપાર કરતો, સિંહ સૂતો છેડીયો.
કૃષ્ણ વર્તમજીમ કૃષ્ણ નૃપપિણી, વૈરીકાષ્ટ દહાવતો;
રથ બેસી સનમુખ આવીયો, બલવંત શસ્ત્ર નચાવતો. ૯
તેહોના સ્યંદન ચક્રપિષ્ટા, ભૂમિકા કણ કણ થઇ;
ગતાગત રણમાહિ કરતાં, વિશ્વ ક્ષોભદશા લહી.
દીવ્ય શસ્ત્રે ખડ્ગ ખડ્ગે, સુભટ બે ઇણ પરિ લડે;
ખીણશસ્ત્ર થયો જરાસિંધ, ચક્ર સમર્યો કર ચડે ૧૦
વન્હિજાલા મહાકરાલા, વરસતો પાવક કણા;
ગોપ ગર્વ વિમૂંચ આણા, માનિ પગ નમિ મુજ તણા.
જીવતો જો રહીસ તો વળી, ગાય ચારીસ લોકની;
એકત્રીસ સપ્તમ ખંડની, જીનહર્ષ ઢાલ આખ્યાનની. ૧૧

સર્વ ગાથા, ૧૦૩૯.

## દુહા.

નહી તો કેશવ ચક્ર એ, કરસ્યે મસ્તક છેદ;
ઇમ કહેતાં જરાસિંધને, માધવ કહે ધરિ ખેદ. ૧
તુજને હણિ ગો રાખસું, તેં ભાખ્યુ તે સાચ;
ચક્ર મેલ્હી જોવે કિસ્યું, કિસ્યું રહ્યો છે રાચિ. ૨
જરાસિંધ હિવે રોષ ધરી, નભ આંગુલી ભમાડિ;
કલ્પાંતાગનિજીમ ભયદ, મૂંકયો ચક્રવજાડિ. ૩
તે પ્રદિક્ષિણા દેઇ કરી, માધવ કરે બેઠ;
નિજાદ્ધં ચક્રી જાણી ને, મૂંકયો ફેરી અરિષ્ટ. ૪
ચક્રેં ગલે છેદન કીયો, ભુંઇ પડીયો ભૂપતિ;
પામી પરઘણુ પાપથી, ચોથી નરકની ગતિ. ૫
નવમો નવમો વિષ્ણુ એ, સુર ભાષે આકાશ;
વરસાવ્યા કેશવતણે, મસ્તકે કુસુમ સુવાસ. ૬

**ઢાલ**—સુખદાઇરે સુખદાઇરે શ્રી શાંતિજીણંદ સુખદાઇરે.
એ દેશી.

હિવે જરાસેન સુન સ્વામીરે, નમીયા હરિને સિર
નામીરે;
બોલાવીહિત શુભ વાણીરે, થાપ્યા રાજગૃહ આણીરે. ૧
પુન્યાઇરે પુન્યાઇરે જોવો કૃષ્ણની પુન્યાઇરે, પુ. આ.
હિવે કૃષ્ણ વામેયની અરચારે, બહુ ભકતે કીધી
ચરચારે;
થાપ્યાં તિહાં જીનવર ભાવીરે, તિણ ઠામિ નગર
વસાવીરે. પુ. ૨

શ્રી સંખેશ્વર પ્રભુ પાસોરે, પૂજે યાદવપતિ તાસોરે;
સ્તવેસ્તોત્ર પવિત્ર જીનકેરારે, ટાલે ભવભવના ફેરારે. પુ. ૩
તેહવો બલ પરાક્રમ જાણીરે, શ્રી નેમીશ્વર ગુણ ખાણીરે;
યાદવને લાગે પ્યારોરે, સામલરૂચિ મોહનગારો. પુ. ૪
પૂજી પ્રણમી પાય લાગીરે, માતલી પ્રભુની આજ્ઞા માંગીરે;
જઈ સુરપતિ પ્રીતિં વધારીરે, કહે પ્રભુના ગુણ વિસ્તારીરે. પુ. ૫
ઇંદ્રપ્રસ્થ પાંડવને આપ્યોરે, રૂકમનાભ અયોધ્યા થાપ્યોરે;
મહા નેમિ સૌરીપુર દીધોરે, થયા યોગ્ય સહુને કીધોરે. પુ. ૬
હિવે કેશવ ચક્રને કેડેરે, ભરતાર્દ્ધ સાધવા ખેડેરે;
યાદવરાએ પરવરીયોરે, ગજ રત્ન ચઢી સંચરીયોરે. પુ.૭
સાથે સેના ચતુરંગારે, ભંભા સ્વરનાદ સુરંગારે;
ભર્તાર્ધવાસી દેવારે, કોટિશિલા કલિ નિત મેવારે. પુ. ૮
ચતુરંગુલ ઉંચી ધારીરે, ભુઇથીનિજ થિતિ અવધારીરે;
ષટ માસે વસુધા સાધીરે, ત્રિખંડની પ્રભુતા લીધીરે. પુ. ૯
ચરણે સેવા નિતિ સારેરે, સોલ સહસ મુકુટ શિરધારેરે
નિજપ્રોઢ ભુજાસુપ્રતાપેરે, અરિ સેવક કરિ હરિ થાપેરે. પુ. ૧૦
ઉછવસું નિજપુરિ આયોરે, એક છત્રાશ્રિત સુર ગાયોરે;

નમીયા નરપતિનાં વૃંદોરે, શ્રી લહે દેખી
આણંદોરે. પુ. ૧૧
સેવે સુર વિદ્યાધારોરે, જેહના ગુણ નો નહી પારોરે;
જસ પસર્યો ભુવન મઝારોરે, ઉતાર્યો અરિ અહં-
કારોરે. પુ. ૧૨
ભરતાર્દ્ધના સુખ માણેરે, સપ્તમ ખંડ પૂર્ણ
વખાણેરે;
બત્રીસમી એ થઇ ઢાલોરે, જીનહર્ષ કહે સુ
વિસાલોરે. પુ. ૧૩

સર્વ ગાથા ૧૦૫૭

इति जिनहर्ष विरचिते श्री शत्रुंजय महात्मय चतुष्प घंतर्भूत श्री रैवताचल महात्म्य पांडवद्युत रमण वनवास भ्रमण संग्राम वर्णनो नाम सप्तमः खंड संपूर्ण मेव ॥ ७ ॥

## દુહા.

નેમિનાથ પ્રણમું સદા, સુરનર અસુર નમંતિ;
યોગીશ્વર ધ્યાવે સદા, પ્રાક્રમ અતુલ ધરંતિ. ૧
પ્રભુના ચરણ નમી કરી, ધરી સુભક્તિ અખંડ;
શત્રુંજય મહાત્મ્ય રાસનો, બોલિસિ અષ્ટમ ખંડ. ૨
હિવે નેમિ જીનજગત પ્રભુ, દેહતણો ઉપમાન;
સુરપતિ પણિ કહિ ન સકે, સુંદર રૂપ નિધાન. ૩
જો પ્રભુનો કોઇ નથી, સગપણનો પ્રતિબંધ;
તો પણિ કેશવ, સુરમે પ્રેમ પ્રીતિસંબંધ. ૪

**ઢાલ**—શેવક વૃંદને હર્ષ આણંદરે. વૃ. લાડી ચાલી સાસરે; એ દેશી. ૧.

એક દિવસ લીલાએ રમતાં નેમિ જીણંદરે રમતાં નેમિ જીણંદ.
ઉપજાવે દેવ સેવક વૃંદને, હર્ષ આણંદરે; વૃં.
લક્ષ શસ્ત્ર ધર રાખે નિશિદિન જીહાં રખવાલારે, નિ.
તિહાંપહુતા નેમીસર કૃષ્ણની આયુધશાલારે, આ. ૧
રાહુતણે ભયસું ઇહાં આયો ગુપ્ત પઇઠોરે; અ.
સું ક્ષીર સમુદ્રતણો, અથવા એ નવનીત દીઠોરે; અ.
અથવા કૃષ્ણતણો જસ નિર્મલ શંખ નિહાલીરે; નિ.
દેવ વિચાર કરે નિજ મનમે, સંદેહ આલીરે જીસં. ૨
વિશ્વોદ્ધરણ પ્રવીણ, કુતુહલી શ્રી નેમીનાહરે; કુ.
કંબુ ઉપાડણ હાથ પસાર્યો, ધરિયો બાહુરે. પ.
આયુધગૃહ અધિકારી રાજન ઇણિપરિ બોલેરે; રા.
ભકતેં નેમીભણી પ્રણમી કહે કુણ તુજ તોલેરે. ક. ૩
સ્વામી તે નિજબલ અરિદલ હેલાયેં જીતારે; અ.
કૃષ્ણબંધુ તુમે વીર્યસિંધુ છો જગત વદીતારે. સિં.
તો પિણિ એ આયાસ મ કરિસ્યો અંબુજ લેવારે; ક.
ઉપડિસ્યે નહી બલ છે તો પિણિ છાંડિ દ્યો હેવારે. છા. ૪
સાંભલિ એહવી વાણી સ્મિત નેમિ વિચારીરે; સ.
દેખંતાં સુરગણુજગ નાયક, અનંત બલધારીરે. ના.
પ્રભુ રદનાંસુસમો વડિ ઉજલ શંખ ઉપાડયોરે; ઉ.
લીલાએ અધરોષ્ટ ચડાવી નેમિ વજાડયોરે. ચ. ૫

પાંચ જન્યને નાદ પૂરીને નીસરીયોરે; પૂ.
સાયર પિણિ પૂર્યો નવિ માવે વલતો ઉગરીયોરે. મા.
તિહાંથી વલી પહુતો પર તીરે ભૂતલ કાંપ્યોરે; તી. ૬
દિગ્ગજ ધડ હુડીયાગિરિ પડિયા અહિસિર ચાંપ્યોરે;
આલાન થંભ ઉપાડિ અનાડી ગયવર ત્રાઠારે, અ.
કંપમાન વલી તરલ તુરંગમ ચિહું દિશિ નાઠારે. તુ. ૭
ચેત રહિત જન પડીયા લોટે નિજપુર દેખીરે; લો.
શીરિ સારંગી દસાર દેખી, દુખ ક્ષોભ્યા વિશેષિરે. દ.
ચમતકાર કેશવ પામીને ઇણિપરે ભાષે; પા.
સભા ભણી ઉઘાડી લોયણ સહુકોની સાખેરે. લો.
સું કોઇ ઉપન્યો વલી નૂતન વિષ્ણુ વિખ્યાતરે; નૂ.
અથવા ચક્રી વજ્ર થયો કોઇ ઇમ કરે વાતરે. કો. ૮
તીન લોકમેં નહી કોઇ એહવો જે મુજ જીપેરે; લો.
કિણું વજાડયો એ શંખ પ્રક્ષોભકૃત સર્વ દીપેરે. શં.
સનદ્ધબદ્ધ થાઉ રણકાજે હયગય લેઇરે; કા.
વીર બાહુધૃત મેરૂ શૈલ બલ વૈરી હણેઇરે. શૈ. ૯
સિંહાસનથી ઊઠયા ઈમ કહી ઢીલ ન કીધીરે; ઈ.
વાંજીત્રવૃંદ વજાડીયા ઘાઈ નીસાણેય દીધીરે. ઘા.
શસ્ત્રતણા અધિકારી જેતલે આવીને ભાસેરે; તે.
સ્વામી નચોકતેં વારી જતા તુજ શંખ ઉલાસેરે. જ. ૧૦
પૂર્યો અરિષ્ટનેમિ તુજ બંધવ રમત કરતાંરે; બ.
તે માટે શત્રૂચિત સેના મુકો સામંતારે. સે.
સાંભલિ નિજ બંધવનો, વીરજ વિસ્મય પામ્યોરે; વી.
મધુસૂદન બેઠા સિંહાસન, ક્રોધને શામ્યોરે. સિ. ૧૧

કિંચિત્‌વીર્ય દેખાલી, શંખ વજાડીને મૂંકયોરે; સં.
જગત વલી નિજ પ્રકૃતિ થયે ઉપદ્રવ સહુ ચુકયોરે. ઉ. ૧૨
નેમિનાથ ભમતા રમતા પરિષદમાંહે આવ્યારે; પ.
દેખી સૈના સજ્જ થઇ રણુકજ્જ ઉમાહ્યારે. ક.
હરિ લજાણો નેમિ નિહાલી નીચો જોવંતોરે; ની.
પ્રીતિતણું વચન કહે પ્રભુને હર્ષ હસંતોરે. પ્ર. ૧૩
ભાઇ તે જઇ શસ્ત્રશાલામાંહિ શંખ વજાયોરે; મા.
પામ્યો ક્ષોભ સાયર અદ્રિ, વિશ્વ ચરાચર પાયોરે. વિ.
બીજી ક્રીડા બોલો ચિતછે, બહુ ક્રીડાને કામેરે; બ.
તનુ સુકુમાલ શંખો ધૃત કર્કશ તનુ યોગ્ય પામેરે. ક. ૧૪
તેહ બલ તેહુવો ધીરજ ગુણ દેખીને જંપેરે; ધી.
સંકાસહિતતણી પરે માધવ એમ પયંપેરે. મા.
રામતણા મુખ સનમુખ દેખી, દેખી વચન ગંભીરરે; દે.
સીતલ સ્વાદ્ સકોમલ નેમી ભણી કહી વીરરે. ને. ૧૫
ભાઇ તાહરો એહ જનોત્તર બલ દેખી રિષ્ટરે; જ.
વલી ગાંભીર્ય ગુણાદિક શોભિત રૂપ વિશિષ્ટરે; શો.
યાદવ કુલ વિશ્વમાંહિ હીરા જીમ અતિહી દીપાયા; હી;
બીજા કુલતો કાચ સરિખા કરિય દેખાયા. સ. ૧૬
સકલ વિશ્વ બલ લેઇ વિધાતા અંગ નીપાયોરે;
તાહરો એ બલ દેખી મુજ મન હર્ષ ઉપાયોરે. મુ.
તોપિણિ બાહુતણો બલ બાંધવ મુજને દેખા લોરે; બાં.
પ્રથમ ઢાલ ખંડ આઠમાની જીનહર્ષ સંભાલોરે. મા. ૧૭

સર્વ ગાથા, ૨૧.

## દુહા.

વિષ્ણુ ઉક્તિ ઇમ સાંભલિ, વસુધા સનમુખ જોઇ;
ઉચિત કાર્ય વેદી વચન, માન્યો હરષિત હોઇ. ૧
બે બંધુ પર બંધુસુ, ધૈર્યોછાહ બે દેહ;
સિંહાસણથી ઉઠીને, શસ્ત્રવેશ્મ આવેહ. ૨
નેમિ કૃપા કર ચિંતવે, પરદુઃખ મુકી શક્તિ;
તો પણિ બંધવ મુજવિષે, શંકા કરે અયુક્ત. ૩
નહી સ્પૃહા મુજ રાજ્યની, નહી ભવ પડિવા આસ;
ઇચ્છાવ્રત લેવાતણી, માને નહી એ ભાસ. ૪
દોષ્ણહીયો પગપાણિ તલ, સહિ ન સકે મુજ એહ;
પંખીપદ રંભા સહે, પિખિ ઐરાવત ન સંદેહ. ૫
ન લહે અનરથ મુજ થકી, મુજ બલ જાણે જેમ;
કારજ થાયે એહનો, કરૂં વિચારી તેમ. ૬
ઈમ ચિંતવે જીન ચિતમેં, ગોવિંદને કહે તામ;
વચન અબ્ધિ ગંભિર ધુનિ, કરે વધારણ માંમ. ૭
પદપ્રહાર અવની પતન, પામર હર્ષ ધરંત;
યુદ્ધ એહ યુગતો નહી, કાયા પાંશું ભરંત. ૮

**ઢાલ**—રાયમલ્લ રાય તાહરે દેસડે એ દેશ રાગ—મારૂ) ૨

દિવ્ય શસ્ત્ર વયરીને હોઇ, રણ તેહ ન કીજેજી;
અંગ ભેદ નહી આપણ વીર, મિલી રમીજેજી. ૧
ઇમ યાદવપતિને ભાખે નેમિજીરે, આં.બાહુ નમાવણ માંહોમાંહિ;
બલ કલ લહિસ્યુંજી, દેહ પીડા વ્રીડા નહી કાંઈ ક્રીડા વહિસુંજી. ૨

હરિ કીધું એ અંગીકાર, બાંહ પસારીજી;
જાણુ તરૂઅર કેરી સાખ, પરબત ભારીજી. ઇ. ૩
વામ હાથસું માધવ બાહુ, જાણી મૃણાલીજી; ઇ.
લીલાએ શ્રમવિણિ જગનાથ, તત્ક્ષણ વાલીજી ઈ. ૪
પ્રભુ પસારી વાંમી બાંહ, કાંઈક વિહસીજી;
અદ્રિનાથનો જાણે શ્રૃંગ, તાલકિ કહિસીજી. ઈ. ૫
સગલો નિજ બલ કીધો કૃષ્ણ, ઈષત ન નમીજી;
વાયુતણે બલ ક્ષોભે વૃક્ષ, સુરગિરિ અ નમીજી. ઈ. ૬
બાહુ યુગે વીંટયો ભુજ નેમિ, વટ જીમ શાખાજી;
ભોગી જીમ ચંદન નિજ કાય, વીંટે આખાજી. ઈ. ૭
તોપિણિ નમ્યો નહીં તિલમાત, કપિજિમ લુંબ્યોજી
વાગુલ જિમ સંકોચી પાય, બલકરી ઝુંબ્યોજી.
વિલષો થયો મનમાંહિ મુરારિ, પ્રભુ ભુજ મેલ્હીજી;
આલિંગન દીધો તત્કાલ, પ્રેમ સહેલીજી. ઇ. ૮
અતુલ બલે મુજ જીપી વિશ્વ, તૃણ જીમ માનેજી;
સહુ કુલમાહિ કીયો કુલ ઉચ્ચ મેરૂ સમાનેજી. ઇ. ૯
નેમિ વિસર્જ્યા કૃષ્ણગંભીર, વચન બોલાવીજી;
ચિત સંકિત બલભદ્ર બોલાઇ, વાત સુણાઇજી. ઇ. ૧૦
એહ બંધુછેબલનો સિંધુ, સિંધુ સીમાલગિ સાધેજી.
પોતાને બલેં લ્યે એ રાજ્ય, ચિંતા વાધેજી. ઈ. ૧૧
સીરી હરિને સંકિત જાણિ, કહે સુણિ ભાઇજી;
ત્યકત સંગ વિમર્દઅનંગ, આસ ન કાંઈજી. ઇ. ૧૨
રાગરોગ ગયો જેહથી સર્વ, અવસર આવ્યેજી;
વ્રત લેસ્યે તજસે સંસાર, ભાવન ભાવેજી. ઈ. ૧૩

અદષ્ટ સુખ શિવપુરનો જેણ, એ સુખ જાણેજી; ઇ.
આસ્વાદ્યા નહી જીણિ સહકાર, કૈર વખાણેજી. ઇ. ૧૪
રામ વચનથી કૃષ્ણ તથાપિ, સંકા ન ટલેજી;
ઘાસ પલાલછિપાઇ આગિ, કહો સ્યું ન બલેંજી. ઇ. ૧૫
સ્વામી વિલાસ જાણીને, શક્ર આવ્યો રાગિજી;
કૃષ્ણ ભણી કહે પ્રભુ બલ જોઈ, જીન પાય લાગીજી. ઇ. ૧૭
ત્રેસઠિ પુરૂષમાંહે વીતરાગ, બલવંત થાઇજી;
તો પિણિ હુવે સંસાર વિરક્ત, સુખદુઃખ ધ્યાઇજી. ઇ. ૧૭
એ આગલિ અમ્હ સરિખા જેહ, કિંકર દાવેજી;
તુચ્છ રાજ્ય કિમ ચાહે વિશ્વનાથ, કહાવેજી. ઇ. ૧૮
સુણ્યા વચન અરિહંત કુમાર, જીનવર થાસ્યેજી;
બાવીસમાયાદવ કુલમાંહિ, મુગતે જાસ્યેજી. ઇ. ૧૯
જન અતિશાયિ પુરા તું કૃષ્ણ, પ્રભુબલ જાણેજી;
તોસ્યું નિજ મનમાંહિ વિકલ્પ, ફોગટ આણેજી. ઇ. ૨૦
કિતલાઇક લગિ પાલી કાલ, ચારિત્ર લેઇજી;
જગત ઉધારણ જાસે મુક્તિ, અંત કરેઇજી. ઇ. ૨૧
એવું સાંભલિ શક્ર વચન, સંશય ટાલ્યોજી;
હરિ મિલીયા અપરાધ ખમાવિ, પ્રેમ દિખાલ્યોજી. ઇ. ૨૨
ઇંદ્ર વિસર્જી હિવે શ્રીનેમિ, માધવ લેઇજી;
અંતેઉર આવી રખવાલ, તાસ કહેઇજી. ઇ. ૨૩
જો મુજ બંધવ આવે અત્ર, મત કોઈ રેલોજી;
ભ્રાતૃ જાયા સત્યભામા, આદિસહુસુખેલોજી. ઇ. ૨૪
એહવું કહી વિસર્જ્યા નેમિ, કૃષ્ણસપ્રેમીજી.
નિર્વિકાર પુરંધ્રી સાથિ, ખેલે નેમિજી. ઇ. ૨૫

અન્ય દિવસ ઉન્હાલે માસ, જીહાં બહુ પાણીજી;
ગયા રૈવત નેમિ યુવતી સાથિ, સારંગ પાણીજી. ઇ. ૨૬
સાથે બલભદ્ર બહુ પરિવાર, બીજી ઢાલેજી;
આઠમા ખંડ તણી જીનહર્ષ, ગુણ સંભાલેજી. ઇ. ૨૭
સર્વ ગાથા ૫૬.

## દુહા.

સુદતીજનપેઠી સહુ, સરવરનીર સુજાણ;
દેવી જીમ ક્રીડા કરે, પ્રેરી સારંગ પાણિ. ૧
જલાસ્ફાલનથી ઉપનો, કંકણ ધ્વનિશ્રીકાર;
જાણે સ્મર ભુપાલના, તૂર્યનાદ મનહાર. ૨
કાચિત કુંકુમપિંડસું, હરિનો હિયો હણંત;
કાચિતજલધારાકરી, પ્રેમધરી સિંચંત. ૩
ઇમ ખેલે અચ્યુત પ્રિયા, મગ્ન ક્રીડા રસમાંહિ;
નેમિ ખેલાવણ કારણે, પ્રેરી કેશવ તાહિ. ૪
આવિ મિલી ઉતાવલી, જલ ભૃત કંચણ શ્રૃંગ;
છાંટે નયણ નેમીસના, મૃગનયણી મનરંગ, ૫
કલશ ભરી પાણીતણા, નામે પ્રભુને સીસ;
તેહોને પિણિ તિમ હીંજ કરે, નિર્વિકાર જગદીસિ. ૬
દેખિ નેમીને ખેલતા, રિષ્ટ દામોદર થાઇ;
શરતીરે આવ્યા રમી, નારી ઉભી આઈ. ૭
પ્રભુપિણિ જલથી નીસરી, આવ્યા શરતટ જામ;
સુંદર આસન આપીયો, ભામારૂકિમણી તામ. ૮

ઢાલ—વીરને વિરાજે સીતા વાડીયાંરે. એ દેશી. ૩

દેવરીયા સુણોનેરે મ્હારી વિનતીરે; તુમે છો ચતુર સુજાણ;
વૃથા જનમ નારી વિણિ નરતણોરે; નારીવિણ અપ્રમાણરે દે. ૧
નારી પિણિ યોગી નરને કહેરે, ન કરે કોઇ વિસવાસ;
ઘર વિણિ નારી વિણિ સોભે નહીરે, જીહાં નારી તિહાં વાસ. દે. ૨
રોગાદિક આવે નિજ પુરૂષનેરે, કુણ ઢાંકે વિણિ નાર;
નારી વિણિ જાયેં પહિયા ફિરીરે, નારી પુરૂષ શૃંગાર. દે. ૩
ભાઈ તુમારો જોવો ભોગવે, નારી સોલ હજાર;
તું લાજેછે એક નારી ભણીરે, કરતો અંગીકાર. દે. ૪
ત્યારે જાંબુવતી રાણી કહેંરે, સખી દેવર છે કલીવ;
અથવા ગૃહવ્યય ઉદ્વિગ્ન થયોરે, બીહે મનમાં અતીવ. દે. ૫
આદ્ય તીર્થંકર સગલે ભોગ વ્યારે, રાજ્યગૃહાશ્રમભોગ;
પ્રવ્રજ્યા લેઇ નિર્વૃત પામીયારે, એ કોઇ નવલો યોગ. દે. ૬
સાગ્રહસું ભામા ઈણિપરિ કહેરે, નેમિચિંતે મનમાંહિ;
ભવસાયરમાંહે પાડે એ મુજ ભણીરે, એહવા કરીયઉપાય. દે. ૭

પ્રભુ વિમાસીને એહવું કહેરે, કરિસું તુમ કહ્યું તેહ;
અવસર દેખી નિજ કારજ કરેરે, ડાહાનર હોવે,
જેહ. દે. ૮
કેસવ મનમાંહે હર્ષિત થયોરે, નેમિ મતંગ
ચઢાઇ;
પ્રિયા સંયુક્ત ઉછવસું આવીયારે, દ્વારિકા નગરી
માંહિ. દે. ૯
સમુદ્ર વિજય રાજા બોલાવીનેરે, શિવાદેવીને તેમ;
અંગીકરાવો નારી નેમિનેરે, અચ્યુતભાખેએમ. દે. ૧૦
ભામા નિજ ભગિની રાજેમતીરે, લાવણ્ય રૂપ
નિધાન;
કહે નેમિશ્વરને તે યોગ્યછે'રે, સહુ સ્રીમાંહિ
પ્રધાન. દે. ૧૧
ગોવિંદ તતક્ષિણ તિહાંથી ઉઠીયોરે, બહુજનને
પરિવાર;
ઉગ્રસેન રાજાને મંદિર આવીયારે, ધરતા હર્ષ અપાર. દે. ૧૨
ઉગ્રસેન ઉઠીઆદર આપીયોરે, વર આસણ
બેસાર;
કરજોડી પૂછે વૈકુંઠનેરે, આગમતણોરે વિચાર. દે. ૧૩
હરિ ભાખે માહરા બંધવ ભણીરે, મુજથી અધિક
ગુણેહ;
રાજીમતી તુજ કન્યા માગવારે, નેમિભણી આવેહ. દે. ૧૪
હિવે ઉગ્રસેન રાજા આણંદસ્યુંરે, હરિને કહે
કરજોડી;
એ ઘર તાહરો લખમી તાહરીરે, કન્યાનો સ્યો કોડિ. દે. ૧૫

તિહાંથી ઉઠી હરિ ઘરિ આવીયારે, સમુદ્ર વિજયને આઈ
કહ્યો તુરત કોષ્ટુક તેડાવીયોરે, સહુ શાસ્ત્રજ્ઞ કહાઇ. દે. ૧૬
કૃષ્ણે પૂછયો લગન વીવાહુનોરે, કોષ્ટુક કહે સમજાઇં
શ્રાવણ છઠિ ઉજ્જૂવાલી પક્ષનીરે, વરવહુ હ્યો પરણાઇ દે. ૧૭
કૃષ્ણ વિસર્જ્યો કોષ્ટુકિ ભક્તિસુંરે, દેઈ આદર સતકાર;
ઉગ્રસેન રાજાને કહરાવીયોરે, બહુ ઘર ઉછ્છવ સાર. દે. ૧૮
વિવાહ આસન્ન દિવસ આવ્યે થકેરે, દ્વારિકા નગરી મુરાર;
દ્વારિદ્વારિ તોરણ રચના કરીરે, અલિકાપુરી અવતાર. દે. ૧૯
રત્નમય મંચા ઉંચા સેવકેરે, સિણગાર્યા સુવિશાલ;
ધુપ સુગંધ ઘડા મેલ્યા વિચેરે, ચિહું દિશિ મહકેરસાલ. દે. ૨૦
હિવે દશાર સારંગી મુંસલીરે, શિવાદેવી દેવકિ નારિ;
રોહિણી રેવતી પ્રમુખ ભામાસતીરે, કરિ સોલહ સિણગાર. દે. ૨૧
સગલી થાયે પ્રાઙ્મુખ નેમિનેરે, વર આસણ તિણવાર;
સ્નાન કરાવે પ્રીતિ ધરી કરીરે, પોતે સીરી મુરાર. દે. ૨૨
સ્નાનાન્તર નેમિ કુમારનેરે, કરિ સોલહ સિણગાર સિંહાસણ બેસાણિ;

ભૂષણ ભૂષિત અંગ પ્રભુનો કીયોરે, સોહે ઇંદ્ર
સમાણિ. દે. ૨૩
ઉગ્રસેન રાજાને મંદિર જઇરે, રાજેમતીને કાન;
કસુંભ વસ્ત્રાભરણ પહિરાવીયારે, સિંહાસણસુ
પ્રધાન. દે. ૨૪
હિવે પ્રભાતે ગોશીરષ ચંદનેરે, લેપી પ્રભુની કાય;
દેવદૂષ્ય વસ્ત્ર સ્વેતસ્ત્રજ માલિકારે, છત્ર ચામર
સોભાઈ. દે. ૨૫
કોડિ કુમર રાજાના આગલેરે, ચાલે થઇ અસવાર;
સ્વેત તુરગ રથ બેઠા નેમિજીરે, જાણે રવિ અવ-
તાર. દે. ૨૬
શ્રી નેમિસરને પાસે ચલેરે, હસત્યારૂઢ ભૂપાલ;
પૂઠિ દશાર ગોવિંદને મુંશલીરે, ચાલે જીમ દિગપાલ. દે. ૨૭
યાદવ ભાદવની પરિ ગાજતારે, સાથે થયારે અપાર;
આઠમા ખંડની ઢાલ ત્રીજી થઇરે, કહી જીનહર્ષ
સંભાર. દે. ૨૮

સર્વ ગાથા, ૯૨.

## દુહા.

તે કેડે શિબિકા ચઢી, સહુ અંતેઉરનાર;
પહિર્યા ભૂષણ નવનવા, પસરી ચોતિ અપાર. ૧
ધવલ મંગલ ગાવે ભલા, નાટકિણિ કરે નૃત્ય;
બંદી કહે બિરૂદાવલી, વાજેતૂર્યસુ વૃત્ય. ૨
કોડિ ગમે જોઈ જતા, કવીશ્વરે સ્તૂયમાન; સુ.
સુપરિ વધાવે કામિની, ભવનાદિક મનમાન ૩

નેમીસર જીન ચાલીયા, નિજ ગૃહથી તિણિવાર;
સુરકૃત ઉછવ જોવતાં, જાનતણે પરિવાર. ૪
હિવેસ્નાતા રાજીમતી, કૃત ષોડશ શ્રૃંગાર;
સખી વૃંદમાં પરિવરી, ધરતી હર્ષ અપાર. ૫
મનભાવજ્ઞ સખી કહે, ધન્ય તું રાજ કુમાર;
સ્યું આરાધ્યો પરભવે, પામ્યો એ ભરતાર. ૬
નમે જેહનેદેવતા. ત્રિભુવનનો પ્રભુ જેહ;
તદાગમન સુંદરિ નિ સુણિ, વાજીત્ર સુણીએ એહ, ૭
ઓ આવે વિચિ જાનમેં, રથ બેઠા રાજીંદ;
જોઇ સલુણે લોયણે, દીપે જાણી દિણંદ. ૮

**ઢાલ**—પ્રાણ સનેહી પ્રીતમા મ્હારી એક અરજ અવધારો. એ દેશી, ૪.

એહવું સાંભલિ તેહસ્યુંરે, આવી ગોખ મઝારિ;
રૂપે અપછર સારિખી, કાંઈ રાજુલ રાજકુમારિ. ૧
પિઉડો નિહાલેરે રાજુલ પ્રેમસું, એતો નવભવ કેરો વાલ્હે;
મુજ હિયડામાંહિ માહ્હો પિ. ૨
ભાખે મૃગ નયણી સખીરે, સખી નિહાલો જોઈ;
સુંદર નેમિ ત્રિલોકમે, એતો આવે તુજ પતિ હોઈ. પિ. ૩
ચામર વીંજે બિહું દિસેરે, ચંદ્ર સહોદર સીસ;
સ્વેત છત્ર સેવક ધરે, એતો જગનાયક જગદીસ. પિ. ૪
નયણે દેખી રાજીમતીરે, નેમિસરનો રૂપ;
પ્રબલ પૂન્યાઇ તાહરી, એતો મિલીયો નાહ અનુપ. પિ. ૫

તુજ સરિખી કોઇ નહીરે, તીનભુવનમાં નાર;
જેહને ત્રિભુવન પતિવરે, ધન તાહરો અવતાર. પિ. ૬
વાત કરંતાં એતલે રે, ફુરકયો જીમણો અંગ;
અસુભ શકુન જાણ્યા કરી, રાજુલ થયો મનભંગ. પિ., ૭
સખી સુણો મુજને નેમિનોરે, દુર્લભ જાણું સંગ;
ભાગ્ય કિહાંથી માહરો, કાંઈ નાહ મિલે મનરંગ. પિ. ૮
સખી કહે સુભ બોલીયેરે, ભોલી રાજુલ બાલ;
નેમિ આવ્યો જાસ્યેકિહાં, તુંતો મનનો સંશય ટાલ. પિ. ૯
હિવે નેમીસર આવીયારે, ઉગ્રસેન મંદિર પાસિ;
કરૂણાસ્વર પ્રાણીતણા, સાંભલી ચિત્ત વિમાસિ. પિ. ૧૦
જ્ઞાની પ્રભુ પિણિ જાણુતારે, પૂછે રથીને તામ;
પસુ ભેલા કીધા કીસું, કરૂણસ્વર રોવે આમ. પિ. ૧૧
તે કહે સ્વામી સુણોરે, ભોજન કરિવા કાજ;
ગોરવ તાહરો દીજીસ્યેં, સ્યું જાણો નહી મહારાજ. પિ. ૧૨
કૃપાવંત ઇમ સાંભલીરે, પ્રભુ મનમે થયો સોક;
અહોતત્વાર્થ જાણે નહી, કરૂણા વર્જિત એ લોક. પિ. ૧૩
અન્યલોક સ્નેહ પાસમાંરે, બાંધ્યા કરે કુકર્મ;
મેં પિણિ અજ્ઞાનીપરે, આરભ્યો એહ અધર્મ. પિ. ૧૪
થોડા સુખને કારણેરે, એહવો કુણ કરે કામ;
ક્ષણ ઉદ્યોતને કારણે, કુણ બાલે કહો નિજધામ; પિ. ૧૫
બંધુ વર્ગ સ્નેહે સર્યોરે, વિષયસું નહી મુજકાજ;
સિવ મંદીર આગલ સહી, હિંસા નરકનો સાજ. પિ. ૧૬
એમ વિચારી સુતનેરે, કહે રથ પાછો વાલ;
માનવી છાંડી મુક્તિને, હુંતો વરિસું તત્કાલ. પિ. ૧૭

જીવ છોડાવી પ્રભુ વલ્યારે, સમુદ્ર વિજય રાજાન;
ઈભિ ચઢીયો આવી કરી, ઈમ ભાખે વચન
પ્રધાન. પિ. ૧૮
વછ અતુચ્છ મતિના ધણીરે, ઉછવમાંહિ એમ;
બંધુ વર્ગને દુખ ભણી, તેં આરંભ્યો એ કેમ. પિ. ૧૯
દુખ ધરતી માતા શિવારે, કરતી આંસૂ પાત;
વૃક્ષ મનોરથ માહરો, કાં કરે તેહનો ઘાત. પિ. ૨૦
કૃષ્ણરામ પિણિ સાંભળિરે, નેમિ ફેરી રથ જાઈ
નેમિ સ્યંદન ઝાલી રહ્યા; આવી સહુ યાદવરાય. પિ. ૨૧
બીજા પિણિ ભાઇ સહુરે, વીટયો સગલી માઇ;
જીમતારા શીતાસુનેં, પુણ્યવંતને સંપદ આઇરે. પિ. ૨૨
સમુદ્ર વિજય શિવાદે કહેરે. પુત્ર કર ઇસ્યું એહ;
કલંક લગાવે અમભણી, અંગીકૃત મુકે જેહ. પિ. ૨૩
બાલથકી પિણિ તાતનોરે, પૂર્યા મનોરથ નાહિ;
હિવે શિખાચાડી કરી, લજાવીને ઘરિ જાહિ. પિ. ૨૪
મનનો ભાવ અજાણતોરે, હિવે ગોવિંદ કહે તાસ;
વીવાહ મહોચ્છવ અવસરે, વૈરાગ્ય કારણ સ્યો ભાસ. પિ. ૨૫
માય બાપ તુજ રાગીયારે, કાં દ્યે તેહને દુખ્ય;
દેવ પરે પૂજું અમ્હે, મુખ દેખી પામું સુખ્ય. પિ. ૨૬
રાજુલ રાજીવલોચનારે, તે પિણિ રાગિણી તુજ;
કાં દુઃખ આપે તેહને, સ્યો અવગુણ દાખવિ મુજ. પિ. ૨૭
રાજય કન્યા એમ છોડતાંરે, ભલો ન કહિસ્યેં કોઇ;
ચોથી આઠમા ખંડની, જીનહર્ષ ઢાલ થઈ જોઇ. પિ. ૨૮

સર્વ ગાથા, ૧૨૮.

## દુહા.

માતાપિતા બંધવથકી, રતિ પામો નહી કાંઇ;
ઇણિ સંસારે ભ્રમણથી, બીહું છું મનમાંહિ. ૪
સુખ અનાદિ ભવ ભોગવ્યાં, નવાર ભવમાંહિ;
તો પિણિ તૃપ્તો પ્રાણીયો, ભમતો કદી ન થાય. ૨
જો હિત ચાહે મુજભણી, જો મુજસું છે રાગ;
તો અનુમતિ દ્યો વ્રત ભણી, કરૂં જેમ ગૃહત્યાગ. ૩
નેમિ વચન ઈમ સાંભળી, હેતુ યુક્ત યદુરાય;
વલતાં બોલિ નવિ શકે, ન્યંચિત કંધર થાય.
લોકાંતકસુર આવીયા, તિણિ અવસર પાય લાગ;
તીર્થ પ્રવર્તાવો પ્રભો, દયાવંત મહાભાગ. ૫
ત્યારે સ્યંદન છોડિને, શક્રાદેશે દેવ;
દ્રવ્યે પ્રભુઘર પૂરીયો, દાન દેવા ગયા હેવ. ૬
સાંભલીયો રાજીમતી, નેમિ ગયા રથ વાલિ;
થઇ અચેત ઢરણી ઢલી, ભુંઇ લોટે વિસરાલિ. ૭
સઉ સખીએ આણી કરી, સીતલ દ્રવ્ય વિસેસ;
ગત મૂર્છા વિલેપઘણું, વેર્યા મસ્તક કેશ. ૮

**ઢાલ–મેં જાણ્યો નહી વિરહો અઇસોરે હોઇ, એહની એ દેશી. ૧૫.**

હા યાદવ પ્રાણેશહારે, હાહા જીવન પ્રાણ;
વિરહ દુઃખ મુજ દેઇ ગયા, હીયડે વહે ખૂરસાણ.
જાદવરાય વિનતી સુણો ચિતલાય, તુમે ગયા કાંઇ
રીસાઇ. યા. આ. ૧

પહિલી:પિણિ મેં જાંણ્યો હુતોરે, દુર્લભ તુજ મેલાપ;
અંગીકાર કરીને મુંકી, ભલો ન કીધો આપ. યા. ૨
ઉત્તમ અંગીકાર કરે નહી, પાલ્રી ન સકે જેહ;
અંગીકાર કીયો સુભ માઠો, નિશ્ચય પાલે તેહ. યા. ૩
મુજસું જેહવો રાગ કીયો પ્રભુ, મ કરિશ મુક્તિસું તેહ;
મુજ ત્યાગે તો મુક્તિ મુક્તિને, ત્યાગે કિમપિન જેહ. યા. ૪
ઈમ વિલાપ કરતી થકી રાજુલ, ભોગ કર્મ ક્ષય હોઇ;
સખી સમાણી મનની જાણી; દુખઃનિવર્તાવ્યો જોઈ. યા. ૫
જંગમ કલ્પ વૃક્ષ સારીખો, પ્રભુ યથાર્થ દે દાન;
વરસ લગે જેજે જન માંગે, વનીપકને બહુ માન. યા. ૬
અવધે જાણી ઇંદ્ર આવ્યો તિહાં, અવસર દીક્ષા કાજ;
જન્માભિષેક તણી પરિદીક્ષા,અભિષેક કીયો સુરરાજ. યા. ૭
ઉત્તર કુરૂશિબિકા બહુ ભકતે, સુર અસુરે મિલી કીધ;
તે ઉપરી જગનાયક બેઠા, સર્વાભરણ પ્રસીધ. યા. ૮
સર્વાયુદ્ધ ધર આગલિ ચાલિ, ચામર વિજે ઇંદ;
હરિ પ્રમુખ યાદવ સહુ, પૂજે અનુગામી આણંદ. યા. ૯
વ્રત લેવા સ્વામી સંચર્યા, વીક્ષમાણ જનવ્રાત;
રૈવતગિરિ સહસ્રામ્ર ઉદ્યાને, પહુતા હર્ષ ધરાત. યા. ૧૦
હિવે શિબિકાથી પ્રભુ ઉતરીયા, આભરણાદિક નેમ;
ઉતારી નિજ હાથે મુંકયા, પ્રભુ વ્રત લેવા પ્રેમ. યા. ૧૧
શ્રાવણ સુદિ છઠિ પહિલેં પ્રહર, ચિત્રા ચંદ્રા યોગ;
કૃતષષ્ટતપચઉમુષ્ટી લુંચન, કીધો લીધો યોગ. યા. ૧૨

પ્રભુના કેશ સુરેશ પ્રવાહ્યા, ક્ષીર સમુદ્ર મોઝાર;
તુમુલ નિવાર્યો જીનવર કીધો, સામાયિક ઉચ્ચાર. યા. ૧૩
સંજ્ઞી મનપર્યય પ્રભુજીને ઉપનો ચોથો જ્ઞાન;
દીક્ષા લીધી સહસ્ર રાજવીએ, સાથે શ્રી ભગવાન. યા. ૧૪
શક્રકૃષ્ણ આદિક પ્રભુજીને, નમિ આવ્યા નિજ ગેહ;
નેમ જીણેસર પવનતણી પરે, વિચર્યા તજીય સ્નેહ. વિ. ૧૫
બીજે દિવસે ગોકુલમાંહે, વરદત્ત બ્રાહ્મણ ગેહ;
પારણુ પરમાન્ને થયો પ્રભુને, પંચ દીવ્ય કીધ સુરેહ. વિ. ૧૬
વ્રત લીધાથી ચોપન દિવસે, વલી આવ્યા ગિરિનાર;
સહસ્રામ્ર વનમેં નેમિ જીણેસર, વેતસછાયોદાર. વિ. ૧૭
શુકલ ધ્યાન ધ્યાવંતા જીનને, ક્ષય થયા ઘાતી કર્મ;
કેવલ જ્ઞાન લહ્યો પરમેશ્વર, ચિત્રચંદ્ર સહુ શર્મ. પિ. ૧૮
આસન ચલ્યા સુરેસર કેરા, આવ્યા તિહાં તત્કાલ;
સમવસરણની રચના કીધી, તેજે જાકજમાલ. પિ. ૧૯
હિવે ઉદ્યાન પાલક જઈ દ્વારિકા, કૃષ્ન નમી કહે તામ;
નિર્મલ જ્ઞાન લહ્યો નેમિસર, સુરનર કરે ગુણગ્રામ. પિ. ૨૦
દાન દેઈ વર્ધાપકને બહુ, દશાર અવર સંઘાત;
માત બંધુ અંગજ અંગનાસું, ઉછવસું ગિરિજાત. પિ. ૨૧
તીન પ્રદક્ષિણ તિહાં કિણિ દેઈ, નમીસ્તવી જીનરાય;
બઈઠા શક્ર કૃષ્ણ પ્રભુ આગલિં, બીજા પિણિ બહુ આય. પિ- ૨૨
નિજર ભુવન થકી સહુ આવ્યા, દેવ અસુર સુરઈંદ;
નિજર થાનકે બઈઠા સગલા, ધરતા મન આણંદ, પિ. ૨૩

હિવે શ્રીનેમિશાસન રખવાલી, તડિત પ્રભા સુકુમાલ;
કુષ્માંડીનો ચરિત વખાણું, વિઘન હરે તત્કાલ. પિ. ૨૪
શ્રીનેમીસર પદકજ ભૃંગી, યોગીસ્વરી સુખદાય;
અંબા જગદંબા આમ્રલુંબી, હસ્તાલંબ સુહાય, પિ. ૨૫
સમગ્રદેશમાં સોરઠ સોહે, જીહાં સિદ્ધાદ્રિ ગિરિનાર;
એ તીરથ સમરથ તારેવા, મુગતિતણા દાતાર. પિ. ૨૬
શ્રી ગિરિનારથકી દક્ષિણ દિંશિ, દેખી નયનોલ્લાસ;
રિદ્ધ કુબેરોપમ જનભરીયો, નામેં કુબરેપુર જાસ. પિ. ૨૭
જીણિ નગરેજીનગૃહ જીન પુજા, સેવા સહુ નિજ ધર્મ કરંત;
આઠમા ખંડની કહી જીન હર્ષે, પાંચમી ઢાલ મહંત. પિ. ૨૮

સર્વગાથા, ૧૯૮, પાઠાંતર (૧૬૪)

યાદવ વંસી કૃષ્ણ નૃપ. અરિગયંદ મયંદ;
જગ જેહનો જસ વિસ્તર્યો, દાતાદાન ધનંદ. ૧
ભુરિ ગુણેં અભિરામ તિહાં, સંસાધનષટ કર્મ;
બ્રાહ્મણ સેવક જીનતણો, દ્વાદશ વ્રત જીન ધર્મ. ૨
દુર્દેવ ભટ્ટ વિદ્યા નિલય, દેવિલા નારી તાસ;
તેહની કુખેં ઉપનો, તસસુત સોમ પ્રકાસ. ૩
તેહની નારી અંબિકા, અધર બિંબ મુખચંદ;
નિરમલ શીલ પાલે સદા, પિઉસું પરમાણંદ.
દિવંગત થયો તજ્જનક, જીનધર્મ પિણિ ગયોસુદ્ધિ;
અંબાતત્ સંગતિ થઇ, ભદ્રકભાવ સુબુદ્ધિ. ૫

શ્રાદ્ધતણે દિન અન્યદા, મધ્યાન્હે રવિ સીસ;
માસોપવાસી સોમગૃહ, આવ્યા દોઇ મુનીસ. ૬
તપક્ષમા પુષ્પદંતસમ, સુરગુરૂ બુદ્ધિમંત;
વિબુધ જાસ સેવે નિરખ, અંબા હર્ષ ધરંત. ૭
ચિત્તમેં ચિંતે ભક્તિભર, ક્ષમાવંત મુનિ જોઈ;
પુણ્યે મુજ ઘરિ આવીયા, પરવદિને મુનિ દોઈ. ૮

**ઢાલ**–સુંબર દેના ગીતની ૬.

સાસુ પિણિ નહી ગેહ, દાન દેવા ને હોમાહરોદિલ પિણિ ઉલસેરે;
અસન પાન સુધમાન, મુનિ પ્રતિ લાભું હો કિહાં એ અવસર આવિસ્યેરે. ૧
હીયડે હરષ અશ્રુ નયણ, રોમાંચિત અંગીહો તુરત ઉઠી આસણથકીરે;
સુધ અન્ન લેઈ હાથ, સનમુખ આઇહો સુઘડી વેલા આજકીરે. ૨
ઉત્તમ પ્રકૃતિ સદીવ, કોઇક ભવનો હો જાગ્યો સુકૃત માહરોરે;
કૃપા કરી લ્યો અન્ન, પુણ્યેં આવ્યાહો મુજ ઘરિ હિવે પાવન કરોરે. ૩
દેખી અન્ન વિસુદ્ધિ, મુનિવર ધાર્યો હો પાત્ર સુપાત્ર આહારનોરે;
અંબા પિણિ દે તાસ, જાસ પસાયે હો પામે પાર સંસારનોરે. ૪

ધરમ લાભ દેઈ સાધુ, તેહના ઘરથી હો અન્ન લેઇ
નીસર્યારે;
હણીયા કર્મ સમૂહ, શુભ કર્મ બાંધ્યા હો મુનિ ગુણ
અનુમોદન કર્યારે. ૫
દેખી અંબાનો દાન, જંગમ જાણે હોરાક્ષસિણી કલહ
પ્રિયારે;
એહવી પાડોસણિ કાઇ, કરકરિ ઉંચાહો નિજ ઘરથીઉઠી
ત્રિયારે. ૬
રાતા કરિ નિજ નૈણ, કહુ એ વયણે હો મનુષ્ય ભણી
બીહાવતીરે;
ભાલેં ભૃકૂટિચાઢી, અતિ વિકરાલી હો કટિતટ હાથ
આફાલતીરે. ૭
વહુ તુજ પડો ધિઃક્કાર, તેં ન વિચાર્યો હો કાંઇ મનમેં
કામિનીરે;
અન્ન કીધો ઉચ્છિષ્ટ, એહ રસોઈ હો હિવે કહિ કેહા
કામિનીરે, ૮
સાસૂ નહી તુજગેહ, તેં સ્યું કીધો હો વેશ્યાતણા
કુલની પરેરે,
અજીન પૂર્વજપિંડ, દ્વિજ ન જીમાડયા હો, નિજસ્વે
છાયેં તું કરેરે. ૯
ઈમ તે કહિતી નારી, તેહની સાસૂ હો તેડી સહુસં
ભલાવીયોરે;
ક્રોધ ચડાવ્યો તાસ, અગનિજાલામિં હો જાણે ઘૃત
મેલાવીયોરે. ૧૦

વા રૂન કર્યો એહ, પહિલી દીધો હો તે તો પિણિ તેહનેહો;
મુજ છતાં તું ઘે કેમ, તુંતો વિગાડે હો આપ મુરાદી ગેહનેરે. ૧૧
બેશાકિણી, વિચિ એક, ધડહડ ધુજે હો અંબા તેહથી બીહતીરે;
ચંદ્રતણી કલા જેમ, રાહુ ગ્રસીયો હો થાઇ કૃશ થઇ તિમ સતીરે. ૧૨
હિવે સોમ તિણિવાર, ભોજન કરાવાહો બ્રાહ્મણ તેડી આવીયોરે;
તિણે સુણાવી વાત, નિજ નારીને હો તર્જે કોપ ચડાવીયોરે. ૧૩
દૂન થઈ મનમાંહિ, મુખે ન બોલી હો અંગજ યુગ લેઇ કરીરે;
સમરી વચનસુ સાધૂ, ઘરથી ચાલી હો દીનવદન બીહુક ધરીરે. ૧૪
આણુ ન ખંડી શ્વશ્રુ પતિની કીધી હો ભક્તિ સદામેં હિતકરીરે;
કરૂં કાંમ સુખ છોડી, નિશિદિન ઘરનાં હો આલસ ત નથી પરિહરીરે. ૧૫
મુનિને દીધોદાન પુન્યને કાજે હો મેં તો જાણી રૂઅડોરે;
તેથી થાઈ કલ્યાણ, ફોકટ મુજને હો તર્જે છે સહુ એવડોરે, ૧૬

પિંડાદિક દે પુત, જો મૃત પામેહો તેહથી પર
ભવગતિ સહીરે;
તો જલ સીચ્યો જોઈ, સૂકો તરૂઅર હોનવપલ્લવપે
શલમહીરે; ૧૭
મિથ્યાત્વી નર મુઢ, દાન સુપાત્રે હો દીધો તે કુચ્છિત
ગિણેરી;
આક્ષરોગિ રવિ તેજ રાત્યંધનરને હો ન સુહાવેશશિ
અવગણેરે; ૧૮
અથવા વૃથા પ્રલાપ, દુખ સ્યા કીજે હો કર્મ લિખ્યો
ફલપાઈસુંરે;
દાસપણું ગૃહવાસ, હિવે નવિ કરવો હો ઈહાંથી કિહાંઇ
કજાઈશુંરે. ૧૯
મુનિ ભવસાયરમાંહિ સરણો તેહનો હો થાજ્યો મુજ
ને તારિવારે;
શ્રીરૈવત ગિરિ જાઈ, નિત્ય તપસ્યા હો કરિસ્યું કર્મ
વિદારવારે. ૨૦
ઈસું વિચારી પુત્ર, એક ચડાવી હો કડીએ એક હાથે
ગ્રહ્યોરે;
શોક તજી જીન પાદપદ્મ, નમેવાહો ચાલી હર્ષ હીયે
લહ્યોરે. ૨૧
ચિત્તમુનિ ગિરિ ધ્યાન, ઘરનો મુંકી હો પ્રતિબંધ
અંબા બ્રાહ્મણીરે;
નિશ્ચય ધરિ મનમાંહિ, અબલા રહો રૈવત ગિરિભેટણુ
ભણુરે. ૨૨

પુર બાહિરિ ગઇ જામ, આકુલ દુઃખે હો ધરિણુ દત્ત
વિલોચનારે;
નયણે આંસૂ પાત, તેતલે કડિનો હારોયોબાલ
અશોચનારે. ૨૩
મુખથીલાલ વિલાસ, નયણે આંસૂ હો તિરષાતુર બાલક
થયોરે;
અન્ય સુભંકર નામ, ભોજન માગે હો માતા દે
ભૂખ્યો ભયોરે. ૨૪
આક્રંદ કરે અપાર, વલી તસુ વ્યાપ્યો હો શોક
નવો અંબા ભણીરે;
મુંકી મુખ નીસાસ, બે બાલકની હો ચિંતા મનમાંહે
ઘણીરે. ૨૫
ભોળા બાલક એહ, ભુખ્યા તરસ્યા હો;
અવસર પિણિ જાણે નહીરે, મહારા જાસ્યે પ્રાંણ.
બે બાલકથી હો પહિલી જાણું છું સહીરે. ૨૬
મુજને પડો ધિઃકાર ભોજન પાણી હો ન સકું દેઈ
બાલનેરે;
ભુંઈ માતા દે રંધ્ર, જીમ માંહિ પઈસી હો રહું
દુખ ટાલિનેરે. ૨૭
સિરજી વિધાતા કાંઈ, દુખ દેખેવાહો દુખિણી એહવી
પાપિણીરે;
ઇમ કહે છઠી ઢાલ આઠમા ખંડની હો કહિ જીન
હર્ષ સોહામણીરે. ૨૮

સર્વ ગાથા ૨૦૦,

## દુહા.

શેચે વૃથા અરણ્યમાં, ભોગવી જીવ સ્વકર્મ;
ભૃંગી જીનપદ પદ્મની, સહુ ખમિસિ દુખધર્મ. ૧
ઇમ કહી બેઠી જેતલે, ધુણ્યા તરૂ નિસ્વાસ;
જલ પુરણ સર તેતલે, દીઠો કમલ સુવાસ. ૨
તિમ કોકિલ કલરવ કરે, ભમર કરે જંકાર;
પકવ આમ્રની લુંબીકા, સુત કર દીધી સાર. ૩
પાણી પાયો બે ભણી, ફલ ખવરાવ્યા ખાસ;
દેખિ દાનફલ તેહવો, લાગો ધરમના પાસ. ૪
હિવે વહુસું કોપ કરિ, રાંધ્યું વલી નવાન્ન;
થયો ઉછિષ્ટ પુરાન્ન એ, આવો માંહિ સદન્ન. ૫
જોવે તો મુનિદાનથી, પુણ્યોત્પન્ન અગન્ય;
પૂરણ પાત્ર અન્નેંકરી, પામી પ્રીતિ સુધન્ય. ૬
ચંડ અંબિકા કોપવી, ઇહાં તુજ દોસ ન કાંઈ;
પણિ મંદિર તુજ દાનફલ, યોગ્ય નહી અવલોઈ. ૭
દાન દીયો અંબા ઇહાં, દેખાલ્યો ફલ અંસ;
પુન્યોદ્ભુત વૈભવભણી, થાસે સુખ અવતંસ. ૮
નભોદંત એહવો સુણી, કહે પુત્રને તામ;
ધનધાન્યાભૃત જોઈ ગૃહ, વહુ આણિ નિજધામ. ૯

ઢાલ—જીરેજીરે સામિસમોસર્યા, એ દેશી, ૭.

મુજને સુત પ્રીતિ ઉપાઇવા, બહુ ઘરિ તેડીને લ્યાવોરે;
તે વિના રિદયગૃહ માહરો, સૂનો મુજ ન સુહાયોરે. સુ. ૧

વચન સુણીમાય મુખથકી, ઉત્સુક થઇ પતિ તાસોરે;
ત્યારે અંબા પગ જોવતો ચાલ્યો મરિય ઉલાસોરે. સુ. ૨
દેખી વનમે સુતકરે, અવલંબી દ્રય જાતીરે,
બાલે ક્ષણ ઇહાં રહિ તે કહે, વનમાં જેહ સુહાતીરે. સુ. ૩
શબ્દ સુણ્યો તિખ્ખિ પતિ તણો, વક્રીકૃત કોટ નિહાલેરે;
દીઠો કેડે તેહ આવતો, જીવિતથી સહી ટાલેરે. સુ. ૪
ક્રોધ ચઢાવ્યો કિણિ એહને, વૈરી અકારણ તેહોરે;
આવે પાવક જીમ એ તપ્યો, સરણો મુજને ઈહાં કેહોરે. સુ. ૫
મુજને જાણી ઇહાં મારિસ્યે, અદયી વિટંબણ કરિસ્યેરે;
ત્રાતા ન કોઇ હું સ્યું કરૂં, મુજ વિણિ બાલક મરિસ્યેરે. સુ. ૬
આશ્યા જીવેવાની કિસી, ગૃહસ્થપણો પિણિ જાજ્યોરે;
દાન દીયો પુન્ય તેહનો, ત્રાતા પરભવ થાજ્યોરે. સુ. ૭
હણસ્યે કે કરિસ્યે કદર્થના, તે પહિલાં તજું પ્રાણોરે;
અવટ તીરે ઇમ ચીંતવી, ઉભી પાડિવા અત્રાણોરે. સુ. ૮
થાજ્યો જીન સિદ્ધ સરણ મુનિ, ધોયા પાતિક ભારોરે;
દયા સહિત ધર્મ જીનતણો, પરભવ મુજને આધારોરે. સુ. ૯
બ્રાહ્મણ દરિદ્ર કૃપણ ભિલ્લા, મ્લેચ્છાધમકુલ જેહોરે;
અંગ બંગાલ કલિંગ સિંધુ, જનમ ન થાજ્યો નિરેહોરે. સુ. ૧૦
દેવાદિક રત્ન ત્રયજ્ઞાતૃતા, અર્ચ્ય સુભાશુભ જાણોરે;
દેશ સુધર્મીમાંહેમુજ, થાજ્યો જન્મ પ્રમાણોરે. સુ. ૧૧

ધનવંત દાતા, આરોગ્યતા, ઈંદ્રીપટુ ગુણધારોરે;
સત્વાનુકંપા સુભમન સદા, દાન પ્રભાવથી તારોરે. સુ. ૧૨
ઇમ કહી સત્વ ધરી સતી, રિદય જીનેસર ધ્યાનોરે;
પુત્રયુતા અંબા તતક્ષિણે, દીધી જંપા સુજ્ઞાનોરે. સુ. ૧૩
તે રૂપ મુંકી નટીપરે, તુરત વેષાંતર પાયોરે;
વ્યંતર દેવ સેવા કરે, સુતદ્વય સહિત સુહાયોરે. સુ. ૧૪
મા મા કહિતો તિહાં આવીયો, તે મૂઇ કૂપ મજારોરે;
પુત્રસું નારિ નિહાલિને પામ્યો ખેદ અપારોરે. સુ. ૧૫
રોષવસે કિમ કામિની, કીયો મરણ અકાલોરે;
વિદુષી એહવી જડ કિમ થઈ, કિમમાર્યા એ બાલોરે. સુ. ૧૬
સ્યુ જીવું કલંકિત થઈ, તુજ વિણ સ્યો ઘરવાસોરે;
મુખ દેખાલિસિ કિમ જઇ, હાહા થયો હતાશોરે. સુ. ૧૭
પુત્ર કલત્ર મૃત્યુ દુઃખ દહ્યો, મૃત્યુ હિવે સુખ કારીરે;
ધનનાસે ધન સંપજે, પિણિ મુઇ ન જીવે એ નારીરે સુ. ૧૮
દુઃખ પીડયો એમ ચિંતવી, તેહને સમરી તિણિ કૂપોરે;
જંપા દીધિ મૃત્યુ પામીયો, અંબાસન મૃગ ભૂપોરે. સુ. ૧૯
એણાધિપવાહન જેહને, સુત દ્વય સહિત ઉદારોરે;
દેહ દ્યુતિ સૂર્ય કિરણ જીસી, ઉજવલ વસ્ત્ર શ્રૃંગારોરે. સુ. ૨૦

સર્વ અવયવ મનોહરૂં, ભૂષણ ભૂષિત દેહોરે;
ચરણ સેવે સુર સુંદરી, જાસ પ્રભાવ અછેહોરે; સુ. ૨૧
પાશાગ્રલુંબીકરધરે, તનયાંકુસકરવામે રે;
કનક પ્રભાવ વર દાયિની, નામે સુખ પામેરે. સુ. ૨૨
ભક્તિ ઉલસિત મનેકરી, કરજોડી વેત્ર ધારીરે;
વેત્રી સુર ચરણનમી કરી, પૂછે વચન વિચારીરે. સુ. ૨૩
દેવી તે પૂરવ ભવે કિસ્યાં, તીરથ તપ દાન
કીધોરે;
વ્યંતરી સુંદરી અમધણી, સેવા કરિસ્યે
પ્રસીદ્ધરે. સુ. ૨૪
તેહની ઉક્તિ સુણી કરી, પૂર્વભવાંતર જોઇરે;
તેહને કહ્યો જે કીધો હુતો જીનસમરણ સુખ હોઇરે. સુ. ૨૫
દાન સુપાત્રે દીધું હુંતો, તેહના ફલ મેં એ પાયારે;
આઠમે ખંડ ઢાલ સાતમી, કહે જીનહર્ષ સુહા
યારે. સુ. ૨૬

સર્વગાથા, ૨૩૫.

દુહા.

યાન રચ્યો દેવે તદા, ગાવે ગીત સંગીત;
અંબા દિશી ઉજ્જુવાલતી, આવી રૈવત પ્રીત. ૧
તિણ અવસર શ્રી નેમિને, પ્રગટ થયો વરનાણ;
પરષદમાંહિં જઈ કરી, સુણે ધર્મની વાણ. ૨
જગ બંધવ એ ધરમ છે, જગ વછલ પિણિ ધરમ;
ક્ષેમ કરે આરતિ હરે, કરો ધરમ શિવ શરમ. ૩

પાત્રદાન શાખા પ્રથમ, બીજી નિરમલ શીયલ;
તપ ત્રીજી તરૂ ધર્મની, ભાવન ચોથી લીલ. ૪
સિદ્ધોજયંત ગિરિ સેવના, દેવાર્ચન ગુરૂસેવ;
તદગ્ર શાખા પંચપદ, કુસુમાંકુર સુણિ હેવ. ૫
ફલતો મુક્તિ સુભ યોગની, સેવાશ્રિત્ય નિશ્રેણિ;
ગ્રહો ભવિક નિરભયપણે, ચિત્ત અકંપ ગુણેણ. ૬
વાણી સુણી શ્રીનેમિની, પ્રાણી ધરમ લહેહ;
નૃપતિ લહી શીતલ થયા, વ્રત પચ્ચખાણ ગ્રહેહ. ૭

**ઢાલ**—યશોદા ફોજા પાછી વાળિ, એ દેશી. ૮.

હિવે વરદત્ત વૈરાગ્યથી, સેવક બે સહસ્ર સંઘાત;
વાણી નેમિનીરે કારક ક્ષેમનીરે, સાંભલજ્યો ચિત્તલાઈ;
વ્રત લીધો ગણપદ લહ્યો, બીજા દશ થયા વિખ્યાત. ૧
સહસ્ર અઢારહ મુનિવરૂ, વલી સાધવી સહસ્ર ચાલીસ; વા.
શ્રાવકશ્રાવિકા પિખિ થયા, દ્વાદશવ્રતધર સુજગીસ. વા. ૨
સંઘ ચતુર્વિધ તિહાં થયો, દીપયોગતિ તિમિરનિવાર; વા.
ધાર ચતુર્ધા ધર્મના, જગ ગુરૂ શિવ રમણી હાર. વા. ૩
પ્રભુ પાસે અંબિકાતણો, હરિ પીધો ચરિતપીયુષ; વા.
હિવે શાસન યક્ષની કથા, પૂછે સૂણતાં ટલે ભુખ. વા. ૪
ગૌતમગોત્રે ઉપનો, ગોમેધ પ્રમુખ યજ્ઞકાર; વા.
ગોમેધ દ્વિજ દ્વિજમાં વડો, સુગ્રામવાસિ સિરદાર. વા. ૫
પુત્રકલત્ર મૂઆ પાપથી, અનુક્રમ ઉપનો કુષ્ટરોગ; વા.
મુકયો ઘરને ચાકરે, પીડયો કીટક સંયોગ. વા. ૬
શય્યા અંગાર સારિખી, માને તે નરક સમાન; વા.
રોમ ૨ દુઃખ ઉપનો, સાતા ન લહે કિણ થાન. વા. ૭

પૂતિશ્રવે લાલા પડે, સૂકી સગલીહી ઘાત; વા.
દુર્ગંધ વીંટયો મક્ષિકા, ભુંઇ લોટે કુત્છિત ગાત. વા. ૮
કોઇ મુનિ કહે ભદ્રપ્રતે, કીધી અંગીની ઘાત; વા.
ધર્મબુદ્ધે કુગુરૂક્તિથી, પામિશિ દુર્ગતિ સંપાત. વા. ૯
જીવરક્ષા આદરિ હવે, જીનધર્મશર્મ દાતાર; વા.
નિજાપરાધ ખમાવિ તું, પ્રાણીસું વૈર નિવાર. વા. ૧૦
તે પાપ સર્વ સમાઇવા, ઉજ્જયંત સમરિ મનમાંહિ; વા.
દેવવૃંદ સેવે સદા; જીનદેવલ નયણ સુહાઈ. વા. ૧૧
વચન સુણી મુનિવરતણા, સૂમન (સમતા) પૂરણ થયો તેહ; વા.
વિકલ્પ રહિત ધૃતિ પામિને, થયો યક્ષસમૃદ્ધિ અછેહ. વા. ૧૨
વામભુજા ત્રિક સોભતા, શક્તિ શુલ નકુલ ધરેહ; વા.
અન્ય બીજોરક ચક્રપર્શુ, મનુજાસન ગોમેધ એહ. વા. ૧૩
અંબા જીમ પરિવારસું, યાન આરોહી યક્ષરાજ; વા.
જઇ રૈવત ગિરિજિન નમી, એ થયો સુજને સુખકાજ. વા. ૧૪
ઇશ વચન તે સાંભલી, પ્રતિબુધો શક્રાદેશ; વા.
અંબાની પરે ધારીયો, નેમિશાસન ગમે કલેશ. વા. ૧૫
હિવે નેમીસરને નમી કરી, રચિતાંજલિસુરપતિતામ; વા.
કિણિ પુન્યે વરદત્ત થયો, ગણધર પૂછે કહો સ્વામિ. વા. ૧૬
કૃપાવાન જીનવર કહે, ભવ્ય પ્રાણી બોધને કાજ; વા.
અતીત ઉત્સર્પિણીને વિષે, સાગર ત્રિજો જીનરાજ. વા. ૧૭
કેવલ જ્ઞાન ધરા પૃથ્વી, પાવન કરતા ચરણેહ; વા.
સમવસર્યા ઉદ્યાનમે, ચંપાપુરી ધર્મ કહેહ. વા. ૧૮

લોક વિચારને અવસરે, ભાખે ઈમ જગદાધાર. વા.
પરને હિત કારણ ભણી, પાવન શિવાગાર વિચાર. વા. ૧૯
આયામ વિસ્તારે કહી, જોજન લક્ષ પિસતાલીસ; વા.
ઉત્તાનછત્રાકૃતિધરી, સિદ્ધિશિલા કહે જગદીસ. વા. ૨૦
ચોવીસમે ભાગે રહ્યા, તિહાં સિદ્ધ નિરંજન દેવ; વા.
અનંત આનંદ ચુવે નહી, ચિદ્રુપ અક્ષયનિતમેવ. વા. ૨૧
અનંત અચલ શાંતિ શિવં, સંખ્યાતિગમ મહુંત
અરૂપ; વા.
વ્યક્ત આદિ નહી જેહની, જીન જાણે તાસ સરૂપ. વા. ૨૨
સુખ અનંતા મુક્તિનાં, વચને તે કહ્યા: ન જાઈ; વા.
પામે કર્મ વિનાસથી, મનયોગ પવિત્ર જો થાઇ. વા. ૨૩
પંચમ કલ્પતણો ધણી, સાંભલિ જગગુરૂની વાણિ; વા.
મંદ સ્વર્ગ સુખનાથને, પ્રણમી પૂછે સુપમાણ. વા. ૨૪
સંસાર ભ્રમણ મુજને પ્રભો, કિતલો એક છે હિવે કાલ; વા.
આઠમી આઠમા ખંડની, જીનહર્ષ કહી એ ઢાલ. વા. ૨૫

સર્વગાથા, ૨૬૭,

## દુહા.

સાચ કહો કરજોડિને, પૂછું દીનદયાલ;
શિવ સુખની સંગતિ હુસ્યે, કિંવા નહીં કૃપાલ. ૧
બ્રહ્મેંદ્ર સુણ સ્વામી કહે, થાસ્યે નેમિ જીણંદ;
બાવીસમ અવસર્પિણી, ભાવિની હુઇસિ ગણેંદ. ૨
ભવ્યજીવ પ્રતિબોધિને, લહી તીરથ ગિરિનાર;
યોગ મુક્તિનો મુક્તિનો, પદ પામિસિ નિરધાર. ૩

બ્રહ્મેંદ્ર એહવો સાંભલી, લોચન થયો ઉત્પુલ્લ;
ગયો કલ્પ નિજ જીનનમી, મુજસું રાગ અતુલ્લ. ૪
નિજ ઉપગાર જાણી કરી, અમથી ધ્યાન ધરંત;
રતનતણી મૂરતી કરી, માહરી ઇણ ગુણવંત. ૫
કરે સંગીત રસ આગલે, ગાવે ગીત રસાલ;
પૂજે ત્રિણ સંધ્યા સદા, આણી ભાવ વિશાલ. ૬
ઇણિપરિ આયુ પુરો કરી, તેહનો ધરતો ધ્યાન;
ઉત્તરોત્તર ભવ પામિને, વરદત્ત થયો ગુણવાન. ૭
મૃતિ અમારી ઇણિ કરી, પૂજી ભાવિ વિશેસ;
તિણિ ફલતું ગણધર થયો, ઇણિભવ મુકિત લહેસ. ૮
એમ સુણી ઉઠી કરી, બ્રહ્મેન્દ્ર નમી પ્રભુ પાય;
કહે અજી લગિ પુજીએ, તે અર્ચા ચિત્તલાય. ૯
મુજપૂર્વે શક્ર જે થયા, પૂજી આરાધી તેહ;
હિવણા તુજ આદેશથી, કૃત્રિમ જાણી ન પરેહ. ૧૦

**ઢાલ—વીછીયાની, ૯.**

નેમીસર કહે સુણિ શક્ર તું, તે મૂત્તિ ઇહાંકિણ
આણિરે લાલ;
કલ્પે પુજા જિણિ રહે, જીમ ભુંઈ ભંડારી જાણિરે. ને. ૧
પ્રભુ આદેશ પામી કરી, આવ્યો લેઈ તત્કાલરે લાલ; ને. ૨
પ્રભુ વચન પૂજાભણી લીધી પ્રતિમા ગોપાલરે ને. ૩
વિષ્ણુ કહે મુજ ચૈત્યમેં, થાપું મૂરતિ ઇંહા સ્વામિરે,
મુજપૂર્વે શક્ર જે થયા, પૂજી આરાધી તેહ;
હિવણાં તુજ આદેશથી, કૃત્રિમ જાણી ન પરેહ,

રહસ્યે સ્થળ અથવા કિહાં, કિહાં પૂજાસ્યેં કિમ્રિ;
ઠામરે ને. ૪
તુજ પ્રાસાદ પ્રભુ કહે, રહિસ્યેપુરી અવધિ પ્રમાણુરે
લાલ,
ઈહાંથકી શૈલકાંચને, પૂજેસ્યે સુરસુરરાણુ, ને. ૫
હોઈ સહસ્ત્રવર્ષ જબ અતિ ક્રમ્યા, માહરા નિર્વાણથી,
જાણિરે લાલ;
અંબાના આદેશથી, વરવણિક ધર્મગુણ ખાણિરે. ને. ૬
રત્ન શ્રાવક એ પૂજીસ્યે, તિહાંથી આણિ ગુણગેહરે;
લાલ
વલી ઈહાં રૈવતકોપરે, કરિસ્યે પ્રાસાદ સનેહરે, ને. ૭
મુંકી પ્રતિમા પૂજીસ્યે, બીજાપિણિ સુરસુવિલાસરે. ને ૮
પુણ્યવંત તે કુણ હુસ્યે, પૂજીસ્યે અચરિજ જેહ લાલ
કૃષ્ણે એહવું વીનવ્યું.
એક લાખ વરસ રહિસે તિહાં, તીન સહસ્ર બિસય
પંચાસરે લાલ;
એતલા કાલલગી તિહાં, રહિસ્યે પ્રતિમા ગુણવાસરે. ને. ૯
એકાંત દુખમા કાલમાં, ત્યારે અંબાજલ રાસિરે લાલ;
જગગુરૂ ભાખે સુણિ હેવરે, ને. ૧૦
તુજ થાપીત અર્ચા વિગમથી, શ્રી વિમલ નામ
રાજાનરે લાલ;
થાસ્યે ઇહાં જીન ધરમની, ધુરિધરિવા ધોરી માનરે. ને. ૧૧
મુખ્યં શ્રૃંગે રૈવતતણે, કાષ્ટનો પ્રાસાદ ઉત્તંગરે લાલ;
માટી પ્રતિમા લેપમે, થાસ્યે કરિ બહુ ઉછરંગરે. ને. ૧૨

તિણિ સોરઠ દેશમાંહિ સદા, સુખીયા સહુ અવસર
એણિરે લાલ;
કાંપીલ્યપુરમાંહિ હુસ્યે, રત્નવણિક ધની ગુણ
શ્રેણિરે. ને. ૧૩
બાર વરસી કેશવ તદા, થાસ્યે દુકાલ કરાલરે લાલ;
પ્રાણ જાસ્યે પ્રાણીતણા, ભૂખ્યે પીડયા તત્કાલરે. ને. ૧૪
સ્થિતિહીન રત્ન પિણિ છોડિને, એ દેશ પ્રતે
ગુણવંતરે લાલ;
દેશદેશાંતર જોવતો, રહિસ્યે કાશ્મીર નિચિંતરે. ને. ૧૫
તે તિહાં દ્રવ્ય ઉપાઇને, ગ્રહિવા તેહનો ફલ તામરે
લાલ;
સંઘતણી ભક્તિ વાંછીસ્યે, પુજા કરિસ્યે જીન
સ્વામિરે. ને. ૧૬
ઉચ્છાહિત સુવિશેષથી, ઉજલ હરષભર રત્ન સેઠિરે
લાલ;
દેવાલય સહુ જીન ભણી, પૂજે સંઘ સહિત
સુદ્રેઠિરે. ને. ૧૭
નગર ૨ જીન દેહુરા, વલી નવા કરાવિસ્યે તેહરે લાલ;
પૂજે આનંદ સુરીસસું, ચલિસ્યે, મન ધરિય
સનેહરે. ને. ૧૮
ભુત વ્યંતર વેતાલના, રક્ષયક્ષોર્દ્ભવ પથિ માંહિરે લાલ;
ઉપદ્રવ અંબિકા ધ્યાનથી, હણસ્યે સંઘસમુદાયરે. ને. ૧૯
અનુક્રમિ નિજપુર આવી કરી, કીધી સંઘની બહુ
ભક્તિરે લાલ;

શત્રુંજય જીન યાતરા, કરિવા ચાલ્યા નિજ શક્તિરે
લાલ. ને. ૨૦
મુજ જ્ઞાનઠામ તિહાં માહરી, પ્રતિમા પૂજી મન
રંગરે લાલ;
ચડિસ્યે મહારંગ સુરંગસુ, હર્ષે ભરીયા અંગ
અંગરે. ને. ૨૧
જાતાં છત્ર શિલાતલે, દેખિસ્યે તેહનો કંપમાનરે લાલ;
તેડી ગુરૂને ભક્તિસું, કહિસ્યે હેતુ દેઇ માનરે. ને. ૨૨
ગુરૂ પિણિ અવધે જાણિને, આદરસું કહિસ્યે
તાસરે લાલ;
તીરથ ભ્રંશ ઉદ્ધાર બે, તુજથી થાસ્યે સુ
પ્રકાશરે લાલ. ને. ૨૩
કહિસ્યે ઈમ રત્ન શ્રી ગુરૂભણી, મુજથી થાઈ તીર
થ ભંગરે લાલ;
તોએ તીરથ વાંદિસ્યું, નમિસું એ જીન ઉછરંગરે. ને. ૨૪
તીરથ ભંગ તુજથી નહી, તુજ અનુગ લોકથી હોઇ
રે લાલ;
તુજથી હોસ્યે જીનવર કહ્યો, ઉદ્ધારતીરથનો જોઇરે. ને. ૨૫
ગુરૂની વાણી સાંભલિ, સંઘ નાયક સોછવ તાસરે
લાલ;
સંઘ પ્રવેશ કરાવિસ્યે, તીરથ પ્રતિમા નવગ્રામરે
લાલ ને. ૨૬
હિવે સહુ હર્ષે ભર્યા, ગજપદ કુંડથી લેઇ નીરરે
લાલ;

જીનને સ્નાન કરાવિસ્યે, નિરમલ આપ કરે શ-
રીરરે. ને. ૨૭
ધનમાનવ ભવ માનતા, આઠમે ખંડ એ થઈ ઢાલ
રે લાલ;
નવમો નરનારી સુણો, જીનહર્ષ કહે ગુણ માલરે. ને. ૨૮
સર્વ ગાથા, ૨૯૯,

## દુહા.

પ્રમોદે અંગ પુરીયા, પહિર્યા નિરમલવાસ;
પુરણ કલશ તે નીરસું, જાસ્યે જીન આવાસ. ૧
જીન પૂજારે વારીયા, પિણિ ભાષા તાસ અજાણ;
લેપ મૂર્તિ મુજનીરસું, કરાવસ્યે ઇન્હાણ. ૨
તે પાણીના ફરસથી, ગલિસ્યે મુરતિલેપ;
નીલામૃત પિંડની પરે, લહિસ્યે મન વિક્ષેપ, ૩
ઇહાં આવ્યાં ન થયો મુને, સદ્ભકિતજ ફલ અંસ;
તીર્થોદ્ધાર થયો નહિ, થયો તીર્થ વિધ્વંસ. ૪
સ્યેસ્યેદાને સ્યે તપે, ઉત્તરરિસ્યે મુજ પાપ;
અપરાધે ચાકરતણે, લહે સ્વામિ દંડ આપ. ૫
ઈણ ચિંતાયે સું હિવે, લાગો પાપ અલેષ;
નેમિનાથ જગદીસનો, સરણ કરૂં સુવિશેષ. ૬
એહવો કહિ સહુ વારતાં, માહરો સમરણ ધારિ;
દઢ આસન આહાર વિણિ, બઇસેસ્યે નિરધાર. ૭
ઉપજિસ્યે ઉપસર્ગ જો, ચલિસ્યે નહિ લિગાર;
પરગટ થાસ્યે અંબિકા, માસાંતે તિણિવાર. ૮

**ઢાલ**—આજ લગે ધરિ અધિક જગીસ. એ દેશી. ૧૦

અંબા દરસણ થયો ઉછાહિ, પામ્યો હર્ષ ઘણો મનમાંહિ;
પ્રત્યય નિજ તપનો જાણીયો, ઉઠીને નમિસ્યે વાણીયો. ૧
વાણી કહિસ્યે સોહામણી, વછ વિષાદ કરે સ્યા ભણી,
ધન્ય તું તીરથ ફરસાવીયો, એતલાને પૂજ્ય ભાજન થયો. ૨
પહિલી લેપ ઉતારી કરી, વરસ ર પ્રતિનૂતન ધરી;
પ્રતિષ્ટાપદ એહીજ જાણિ, શંકુ અભંગ રહે સુણિ વાણિ. ૩
વલી લેપ પ્રભુ તનુ સંચારિ, પ્રતિષ્ટાવી વલી બીજી વાર;
પૂરવ વસ્ત્રનો કીજે ત્યાગ, નૂતન પહિરીજે મહાભાગ. ૪
ત્યારે કહિસ્યે રત્ન સુંજાત, એહવો વચન મ કહે મોરા માત;
પાતક મલીન થયા મુજ અંગ, પૂર્વમૂર્તિનો કીધો ભંગ. ૫
નવો લેપ તાહરે આદેશ, જો સંચારૂ માય વિશેસ;
તો બીજો પિણિ યાત્રિ કોઇ, વિધ્વંસ કરિસ્યે મુજ પરિસોઇ. ૬
અભંગ મૂર્તિ તે માટે કાંઈ, મુજને આપો મોરી માઇ,
પાણીસ્નાત્ર પૂજાયે કરી, પ્રીણુત મન થાયે જાતરી.
અનાકર્ણિતની પરે ઇસું, તાસ વચન હીયડે નવિ વસ્યું;
અદૃશ્ય થાસ્યે અંબાદેવી, નિશ્ચલ તપ તપસ્યે સ્વયમેવ. ૮
તેહને ઉપસર્ગ તણા સમાજ, કરિસ્યે ક્ષોભાએવા કાજ;
સુદૃઢ થઇ મુજને ધ્યાને ઇસ્યે, માહરો ધ્યાન હૃદય રાખિસ્યે ૯
કુષ્માંડી ત્યારે સાક્ષાત, ગર્જન સિંહ વાહિની માત;
સર્વ દિશાને ઉજુવાલતી, તેહને આગલી થાસ્યે છતી. ૧૦

તીવ્ર સત્વ તાહુરે વછ દેખિ, તુજ પુણ્યે તૂઠી સુવિશેષ;
તાહરા મનમાં વાંછા હોઈ, તે આપું તુજને હું જોઈ. ૧૧
એહવું વચન સુણીને તાસ, એહવો કરિસ્યે વચનપ્રકાશ;
તીર્થોદ્ધાર વિના નહી અન્ય, માય મનોરથ માહરે મન્ન. ૧૨
કાર્ષ્ટિક વજ્ર મૂરતિ મુજ આપિ, જેહ સાસ્વતી હુઈ ઈહાં થાપિ;
નીરપખાલ કરી પૂજીયે, ભંગ ભયાનક નવિ ધૂજીયે. ૧૩
અંબા એહવો કહિસ્યે ત્યાર, વછ કરાવો તીર્થોદ્ધાર;
તાહરો વચન કરૂં પ્રમાણ, મુજ સાથે તું આવિ સુજાણ. ૧૪
મુજપદ ન્યાસ વના તું ઈહાં, બીજે દષ્ટિ મ દેઈસિ કિહાં;
એહવો સાંભલી વચન વિલાસ, જાસ્યે હર્ષિત કેડે તાસ. ૧૫
અંબાદેવિ ત્યારે ચાલતી, અન્ય શિખર ડાવે મૂકતી;
પુર્વ દિશિ હેમ પર્વતવિશે, સિદ્ધિ દેવને કહિસ્યે સુખે. ૧૬
ચૈત્ય કાંચન ગિરિના ગુણમણી, દેવે રાખ્યો રક્ષાભણી;
તુજને ભકતે ઢાંકયાબાર, તુરત ઉઘાડિ મ લાઈસિ વાર. ૧૭
અંબાદેશ હિવે ધારિસ્યે, બાર શિઘ્ર તે ઉઘાડસ્યે;
તદા કાંતિભર જાક જમાલ, બાહિર નીકલસ્યે તત્કાલ. ૧૮
ઘડાતણા મુખ જેહવો બાર, કરિસ્યે માંહિ પ્રવેશ તિવાર;
મૂચી કેડે ગુણજીમ જાઈ, રતન શ્રાવક પિણિ કેડે થાઈ ૧૯
તિહાં રહ્યા જે જીનવર બિંબ, જુદાર દેખાલે અંબ;
વચન તેહુને કહિસ્યે સ્વચ્છ, એહના કર્તા સાંભલિ વછ. ૨૦
સૌધર્મ દેવલોક પતિ જેહ, નીલોત્પલના કીધા એહ;
એહ કરાવ્યા ધરણીનાથ, પદ્મ રાગ પાષાણ સનાથ. ૨૧

ભરતાદિત્યયશા બાહુબલી, પ્રમુખ એહ ભરાવી વલી;
રતન માણિક્યની પુજી સદા, પ્રતિમા પામી શિવસંપદા ૨૨
પંચમ કલ્પષ્ણુતણો જે ધણી, રત્ન માણિકની
કીધી ઘણી;
ઘણા કાલલગી પૂજી તિણે, શાસ્વત પ્રતિમાની પરિભણે. ૨૩
પંચમ દુઃખમાં નામે કાલ, નિર્ઘૃણ લોક હુસ્યે સમકાલ;
સત્ય સૌચને દયા વિહીણ, ગુરૂદેવાર્ચકનિન્દાપ્રીણ, ૨૪
અન્યાઇ પરદ્રવ્ય અપહાર, આદર કરિસ્યે વલી પરદાર;
મ્લેચ્છ હુસ્યે ભુપીઠે ભૂપ, તસ્કર પિણ થાસ્યે વિરૂપ. ૨૫
નિર્મર્યાદ કિવારે તેહ. લોભે આશાતના કરેહ;
હું જાસ્યું કિહાંઈક કહેદેવિ, સુનો જીન મંદિર નિરખેવ. ૨૬
તિણિ કારણ ઉદ્ધારથી હાણિ, પશ્ચાત્તાપ હુસ્યે ગુણજાણ;
તેહવો નહીં અછતાધનતણો, થઇને જાયે તેહનો ઘણો. ૨૭
તેહભણી તુજને કહું વાત, તે કરિયે જિણે થાયે સાત.
આઠમાખંડની દશમી ઢાલ, થઈ એ જિનહર્ષ વિશાલ. ૨૮

સર્વગાથા. ૩૪.

## દુહા.

તે માટે બ્રહ્મ શક્રનો, સુસ્થિર બિંબ ગૃહાણ;
કુલિશેપિણિ ભાજે નહી, વિદ્યુત વાહ્નિ પાષાણ. ૧
બારહ જોયણ વિસ્તરી, તેહની કાંતિ પ્રધાન;
શક્રે ઢાંકી ચાકતી, કરિસ્યે ઉપલસમાન. ૨
બાંધી કાચા સૂત્રસ્યું, તાણીને લે જાહ;
રહિસ્યે થિર પરવત પરે, મેલિસિ તું ઇણિઠાહ. ૩

ઈમકહિ બિંબ દેઈ કરી, જાસ્યે અંબા તામ;
તે પિણિ તિમ હીજ આણિસ્યે, પ્રતિમા પુજણકામ. ૪
અસ્ખલિત ક્રમ અનુક્રમે, તૂલ જેમ વહમાન;
જીન ગૃહદ્વારે આવિસ્યે, ચિંતવિસ્યે મન ધ્યાન. ૫
ઈહાં મુંકી એહ મૂલગો, બિંબ વિલેપ મન જેહ;
એ થાપું દૂરે કરી, તિહાં મૂકિસ્યે તેહ. ૬
ચૈત્ય પ્રમાર્જી જેતલે, વલિસ્યે લેવા કાજ;
મેરૂ પરે તિહાં દેખિસ્યે, નિશ્ચલ બિંબજીનરાજ. ૭
માનવ કોડિ ચલાવિસ્યે, તોપિણિ ચલસ્યે નાહિ;
પૂર્વતણીપરે તીવ્રતપ, કરસ્યે ચિંતામાંહિ. ૮

**ઢાલ**—હીંડોલણાની. ૧૧.

ઉપવાસ સાતતણે પર્યંતે, દેસ્યે દરસણ દેવી;
વચન કહિસ્યે તેહને વચ્છ, કિમ આરાધી હેવી. ૧
જીહાં મેલ્હીસ તિહાં રહિસ્યે, વચન માહરો એહ;
વીસર્યો તે કેમ મૂંકો, ઈહાં રહીસ્યે નિઃસંદેહ. ૨
મનરંગસું કહે અંબિકા, તું સાંભલિ સુગુણાશેઠ;
મ કરીસ તું આયાસફોકટ. ૩
મેરૂ જીમ થિર એહ, દેવદાનવ કોડિ મિલિસ્યે;
પિણ ન ચલિસ્યે તેહ. ૪
પ્રાસાદ પશ્ચિમ દિશે ફેરી, હિવે ઈહાં કરાવિ;
પુન્ય તુજને હુસ્યે પરિઘલ, ભાવનમનમાંહિ ભાવિ. મ. ૫
અન્યત્ર ભાવીતીરથકેરા, ઘણા કરે ઉદ્ધાર
તીરથનો ઉદ્ધાર ઇહાં તું, બિંબજીમ થિર ધાર. મ. ૬

અંબિકા અનુસાસના ઈમ, બેઇ અદશ્ય થાઇ;
રતન પિણિ કહ્યો તાસ કરિસ્યે, નિરમલ કાય. મ. ૭
હિવે શ્રેષ્ટી સંઘ સાથે, હરષ હીયડે આણિ;
પ્રાસાદ ફેરી તિણ કરાવ્યો, પ્રતિષ્ટા સુપ્રમાણિ. મ. ૮
સૂરિમંત્રપદે આકર્ષી, દેવતા સૂરીશ;
બિંબને તે ચૈત્ય નિશ્ચય, કરિસ્યે અધિષ્ટાયી ઈસ. મ. ૯
તિણિ કરી પૂજા અષ્ટપ્રકારી મહાધ્વજ આરોપિ;
માહરી તવના તેહ કરિસ્યે, પાપ કરસ્યે લોપ. મ. ૧૦
ભક્તિ આણી લાભ જાણી, અર્થ વર્ણ ઉદાર;
જીનેંદ્રના ગુણ હીયડે ધારી, અદ્ભૂત વચન ઉદાર. મ. ૧૧
જય અનંત જગનાયક જગ ગુરૂ, નિરંજન અવ્યક્તિ;
ચિદાનંદમય સ્વામિ જય ૨, ત્રૈલોકય તારક શક્તિ. મ. ૧૨
જંગમ સ્થાવર દેહમાંહિ, સાસ્વતો તું નિત્ય;
ધાતુ આમય રોગ, વરજીત, જલહલે તેજ આદિત્ય, મ. ૧૩
ચાલી સકે નહી દેવતાપિણિ, અચિંત્ય મહિમોદાર;
સુરાસુર નર સદા અરચિત, વિવર્જીત અરિનાર. મ. ૧૪
છત્ર ત્રય દ્વય ચારૂ ચામર, અષ્ટ પ્રાતી હાર;
શ્રિયોદાર આધાર જગત્રય, નમો ૨ તુજ ગુણધાર. મ. ૧૫
ઈણિ પરિ સ્તવના કરિરોમાંચી, ધરા સ્પૃષ્ટ પંચાંગ;
સાક્ષાત્ જીમ સુજને નિહાલી, પ્રણમિસ્યે
મૂરતિ ચંગ. મ. ૧૬
સ્વયમેવ તેહને કંઠ ઠવિસ્યે, પારજાત સુમમાલ;
ક્ષેત્રપાલ આદિક દેવ સગલા, અંબાદેવી વિશાલ. મ. ૧૭
થયો તે કૃતકૃત્ય શ્રાવક, વસે સોરઠ દેશ;
સપ્તક્ષેત્ર સદ્બીજવાવે, મોક્ષ ફલ સુવિસેસ. મ. ૧૮

ઇણિ પરિ તે રત્ન પ્રતિમા, પૂજીસ્યે મુજ કાન્હ;
તીર્થનો ઉદ્ધાર કારી, તું પિણિ હોઇસ માન. મ. ૧૯
તદા વાણી સુણી પ્રભુની, કૃષ્ણ હર્ષ સંજાત;
સ્નાન ઠામે ચૈત્ય જિનનો, કરાવ્યો વિખ્યાત. મ. ૨૦
ગણધરે જીન વાસ લેઇ, પ્રતિષ્ઠયો જીનગેહ;
કૃષ્ણ જલયાત્રા ભણી હિવે, સુરમાનવ ન્યમંત્રેહ. મ. ૨૧
વાજીંત્ર મધુરાં વાજતાં, કુંભહસ્ત નારી વૃંદ;
કુંભ પાસે આવીયો, પરિવર્યો સુરે મુકુંદ. મ. ૨૨
પ્રથમ ઐરાવતે કુંડે, જઈ દીઠો તાસ
ગોવિંદ પૂછે ઇન્દ્રને એક વર્ણનામાર્થ પ્રકાશ. મ. ૨૩
હરિકહે પૂર્વે ઇહાં ભરત, યાત્ર નિમિત્ત,
ઐરાવણ ચડિ ઇંદ્રિ આવ્યો, થયો ગજપદચિત્ત. મ. ૨૪
ચઉદ સહસ્ર નદીતણો જલ, આવીયો એ માંહિં;
તે ભણી એ કુંડ પાવન, ટાલે ભવતણો દાહ. મ. ૨૫
એહને જલ જિનન્હવાવે, સ્નાન કરિ સય મેવ;
કર્મ મલસું તિણે આતમ, કાયા પવિત્ર વસુદેવ. મ. ૨૬
ખાસ સાસા રૂચિ જલો, સૂતિ ઉદરજ રોગ;
એહને જલપાન નાસે, બાહ્ય અંતરંગ પ્રયોગ. મ. ૨૭
એહતો ધરણેંદ્ર નાગે, કીયો પાવન કુંડ;
વલી એ ચમરેંદ્ર વાહન, કીયો મોર અખંડ. મ. ૨૮
એ કુંડ યુગને જલે, થાવર જંગમ વિષય સ્વાસ;
સબ્બા જે નવિજાયે તીખ, રોગ જાયે સહુ નાસ. મ. ૨૯
એહવા જલ થકી લહીએ, રાજ્ય સુખ ભરપૂર;
નિજ સ્નાન કરિ જીનને, નવરાવે જાયે કરમલ દૂરિ મ. ૩૦

વલિ ઇંદ્ર સૂરજ એહુ કીધા; બીજા પિણિ ઇહાં કુંડ;
જરે નીર્જરણાથકી જલ, પાતક હરે પ્રચંડ. મ. ૩૧
અંબયા ભરતોદ્ધાર સખ્યા, દીપાયો અતિએહ;
તિણે અંબાકુંડ અધુના, વિશિષ્ટાખ્ય હું એહ. મ. ૩૨
હરિ કહે વલી હરિપ્રતે કુણ, થયો વિશિષ્ટ મહંત;
પૂર્વલો જે નામ લોપ્યો, દેવીનો ગુણવંત. મ. ૩૩
કહે તામ સૌધર્મ નાયક, કથા સુણી કહું ઇષ્ટ;
વિશિષ્ટ જીનના મુખથકી વચન, મધુ વિમિશ્રિત મિષ્ટ. મ. ૩૪
થયો અષ્ટમ વિષ્ણુ બલવંત, અબ્ધિકાતટ ભૂપ;
વિશિષ્ટનામા પરિવ્રાજક; કિહાં તપ તપે અનૂપ. મ. ૩૫
જાણતો વેદ વેદાંગ વિદ્યા; કૌટિલ્ય કલા પ્રચાર.
કાર્યથી તે લોક પૂજે કંદમૂલ આહાર. મ. ૩૬
ઉટજ અજીર નીવારપથરી, કરે ભક્ષણ તાસ;
અન્યદૈણી હણાલકુટે, કરી બહુ રોસ વિલાસ. મ. ૩૭
તિણે ઘાતે મુઈહરિણી, પડયા ઉદરથી બાલ;
તડફડીતે મૃગીના સુત, પ્રાણ તજ્યા તત્કાલ. મ. ૩૮
વિશિષ્ટ રૂષિપતિ તેહ દેખી, રિદય પામ્યો કષ્ટ;
થયો ઘાતક બાલસ્રીનો, લોક હસે કહે દુષ્ટ. મ. ૩૯
પાપ તજીવા શિષ્ય સાથે, પાપભીરૂ ગયો તેહ;
તૃદા દ્રહ ગિરિ નદી જલગિરિ, અભ્ર જેમ ભમેહ. મ. ૪૦
અષ્ટષષ્ઠિ પ્રમાણ ઇણિપરે, તીર્થ વિચરી તામ.
માનતો નિજ સુદ્ધ મનમાં, આવીયો આપણે ઠામ. મ. ૪૧
તિહાં કોઇક જન મુનિવર, ભ્રમત જ્ઞાન પવિત્ર;
તેહને ઉટજ સમીપ આવી, ધર્યો કાઉસગ્ગ તત્ર. મ. ૪૨

ઢાલ અગ્યારમી પૂરી, આઠમે ખંડ વિચાર;
મુણિ એ જીનહર્ષ ગાજયો, રૂયડો રાગ મલાર. મ. ૪૩
સર્વ ગાથા, ૩૮૬. પાઠાંતર. ૩૬૯

દૂહા.

હિવે નિકટપુર વાસીયા, મુનિને આવ્યા જાણિ;
આવી સહુ ભકતે નમ્યા, સંસય તિમિર સુભાણુ. ૧
આખ્યાયમાન સહુતણા, સુણો પૂર્વભવ તેહ;
તે કરમ મુજ છે કે નહી, વિશિષ્ટ આવી પૂછેહ. ૨
મુનિભાખે કિમ ગિરિનદી, ભ્રમણ માત્ર રિખિરાય;
નિવડ કર્મ જાયે નહિ, ક્ષેત્ર વિણિ તપસાય. ૩
મિથ્યાત્વ તીરથ ભમતાં હુવે, નિશ્ચય કાય કલેસ;
પાપવ્યપોહક કો નહી, રૈવત વિના વિશેષ. ૪
વિશિષ્ટ પૂછે મુનિ ભણી. ક્ષેત્ર અને તપજેહ;
તુમ્હે કહો મુજને સહુ, પાપ સમે જીમ તેહ. ૫
રિષિ કહે સોરઠ દેશમાં, શ્રી રૈવત ગિરિક્ષેત્ર;
પંચાક્ષ નિગ્રહ નેમિનો, આરાધન તપ હેત. ૬
પાપતણી જો બીતિછે, પુણ્યે નિર્મલમત્તિ;
સદ્ગતિની પ્રાપ્તિ ભણી, રૈવત ભજી સુભ ચિત્ત. ૭
સુણી નયણ ઉત્પુલ્લ થયાં, પામ્યો બોધ વિશિષ્ટ;
ચંડાલ પાટકની પરે, આશ્રય તજયો અનિષ્ટ. ૮

ઢાલ—વિલસે રિદ્ધિ સમૃદ્ધિ મિલિ; એ દેશી, ૧૨.

શ્રીનેમિતમાલવરણી કાયા, તેજે સોભિત ત્રિભુવન રાયા;
સમરંતો મન સમતા આણી; રૈવતગિરિ પહુતો મુનિવાણી. ૧

ગિરિશ્રૃંગ પ્રદક્ષિણ દેઇ કરી, નિરમલ ભાવ મનમાંહિ ધરી;
ઉત્તર દિશિની ચડીયો પાજે, સ્ત્રી બાલહત્યા છુટણ કાજે. ૨
મુંકી દક્ષણથી છત્ર શિલા, અંબાગિરિ હેઠલિ ઘણુ ભલા;
અંબાને કુંડ આવ્યો તપસી, તિણિ જલસું સ્નાન કીયો ઉલસી. ૩
કરિ સ્નાન રિદય અંભોજ વિચે, ધ્યાવે ઉજલ મણિ ફટિક રૂચે;
અરિહંતતણે પ્રાસાદે ગયો, સદ્ધ્યાન સ્મૃતિથી યોગ્ય થયો. ૪
જેતલે ન્હાઇ બાહિર જાયે, તેતલે આકાશ વાણી થાયે,
હિવે સુદ્ધ થયો તું રિષિ જાણે, હત્યા વર્જીત નિજ મન આણે. ૫
અંબાકુંડ તીરે સ્નાન કર્યો, સુભધ્યાન હીયે જીન રાજ ધર્યો;
પ્રક્ષીણ કર્મ સહુ તુજ થયા, હિવે આશ્રય નેમીશ્વર સદયા. ૬
એહવી સાંભલી અંબર વાણી, મનમાંહે હર્ષ થયો જાણી;
ત્યારે શ્રીનેમિ પ્રાસાદ ગયો, પાએ લાગ્યો પરમોદ થયો. ૭
જીન સ્તવના કીધી સુભકતે, પ્રભુને ધ્યાયા પિણિ બહુ સુકતે;
તપસ્યા કીધી આતમ નામ્યો, તતક્ષિણ તિહાં અવધિ જ્ઞાન પામ્યો. ૮

વેષ પૂર્વલો તનુ ધરતો, શ્રીજીનવર ધ્યાન સુપરિ કરતો,
અનુક્રમે પામ્યો દેવત્વપણો, પરમાર્થ લહી લહ્યો
સુખ ઘણો. ૯

સુણિ કૃષ્ણ વિશિષ્ટ રિખીસરતણો, નાઠો ઈહાં હત્યા
દોષ ઘણો;
તેહને નામે એ કુંડ થયો, પાવન જગમાહે પ્રસિદ્ધ
ભયો. ૧૦

વાય વ્યાધિ અસ્મરી મેહ દુખા, કુષ્ટ દદ્રુ મંડલા
મય પ્રમુખા;
નાસે એહના જલસ્નાનથકી, નાસે હત્યા પિણિ
એહ વકી. ૧૧

સાંભલિ ઇણિપરિ હરિ કુંડતણો, પરભાવ રિદય થયો
હરષ ઘણો;
તે કુંડતણો લેઈ પાણી, શ્રી નેમિ મંદિર આવ્યો
જાણી. ૧૨

પ્રભુ સ્નાત્ર કીયો ઈદ્રને મેલી, કર્પૂરાગરૂ ચંદન ભેલી;
વિધિ જાણુ પ્રભુ પૂજા કીધી, આરાત્રિક કીધી હરિસીધી. ૧૩
સુવિશેષ ભક્તિ અધિકી સારી, દેખાવણુ નિજ મસ્તક
ધારી;
સુંદર શ્રી નેમીતણી પ્રતિમા, સુરનર ઉભા ચ્યારેઇ ગમા. ૧૪
જીણિ ઠામે પ્રભુજી વસ્ત્ર ધર્યા, તિહાં વસ્ત્રાપથ નામે
ઉચર્યા;
તીર્થં થયો કાલ મેઘાખ્ય સુરો, ક્ષેત્રપતિ ઇણિગિરિ
આનંદ ધરો. ૧૫

હિવે કર્ણાટક દેશમાંહે, ચક્રપાણિ નરાધિપ અરિગાહે;
પ્રિયંગુમંજરી નામે રાણી, ગુણ ઉજ્વલ જાણે ઇંદ્રાણી. ૧૬
અન્ય દિવસ તાસ પુત્રી આઈ, મનોહર રૂપે સહુ મન ભાઈ;
પિણિ કપિવક્ત્રા દિખી તેહુને, નૃપ વિસ્મય પામે અધિક મને. ૧૭
નૃપના મનમાં શંકા આઈ, વિપરીત રૂપ દેખી બાઈ;
શાંતિક સર્વત્ર નગર કીયો, જીનપૂજા દાન સુપાત્રે દીયો. ૧૮
નિત્ય ૨ વધે નૃપ આગારે, રૂપાકૃતિ અદ્ભુત તનુ ધારે;
લાવણ્ય સુગુણ કાયા સોહે, સુભગોત્તમ સહુનાં મન મોહે. ૧૯
સૌભાગ્ય મંજરી નામ દીયો, ચોસઠિ કલા અભ્યાસકીયો;
એક દિવસ જનક ઉછંગે લેઇ, બઇઠો દરબાર મિલ્યા કેઈ. ૨૦
એક દિવસ વિદેશી નરકોઈ, રાજા સભા આવ્યો સોઈ;
મહિમા ઉત્કીર્ત્તન તીર્થતણો, ભાખે નૃપ આગલિ ઘણું ઘણો. ૨૧
શત્રુંજયનો મહિમા કહીયો, રૈવતનો કહિવા ઉમહીયો;
સંસાર તારણ કારણ પુન્યનો, પાતક ટાલે સગલા જનનો. ૨૨
શંજન રૈવત પ્રગટ કરે, પુન્યનો સંચય દુઃખ દુરહરે;
વલી અજય પાપને પિણિ જીપે, દુર્ગતિ પિણિ તેહને નવિ છીપે. ૨૩
કલ્યાણતણો કારણ કહીયે, રૈવતસેવા પુણ્યે લહીયે;
એ ભવની ભીતિ અનીતિ હરે, એહથી સંસાર સમુદ્ર તરે. ૨૪

તિહાં ગિરિના શ્રૃંગ પવિત્ર સદા, નીજરણા નદી જલ
ભર્યા હૃદા;
ધાતુ વૃક્ષ સહુ મનના ભાયા, થાયે પ્રાણીને સુખદાયા. ૨૫
દેવા સેવા કરિવા આવે, સુખ સ્વર્ગતણા હિવે ન
સુહાવે;
આઠમે ખંડે એ ઢાલ કહી, જીનહર્ષ બારમી પૂરણ
થઈ. ૨૬

સર્વગાથા, ૪૨૦ પાઠાન્તર. ૪૦૩

## દુહા.

રૈવતની સુણતી કથા, સૌભાગ્ય મંજરી તામ;
મૂર્છા પાછી તતક્ષિણે, જાતિ સમરણ પામ. ૧
સીતોપચાર કરી ઘણા, કુમરી કીધ સચેત;
પિતા દુઃખાતુરને કહે, ધરી હર્ષ બહુ હેત. ૨
આજ મંગલ થયા માહરે, કારણ સાંભાલ તાત;
પ્રાગભવેરૈવતગિરે, હું કપિ નારી જાત. ૩
ચપલાઇ કરતી સદા, નહી વિવેક વિચાર;
સરવ શિખર ભૂરૂહ નદી, ભમું રમું તિણવાર. ૪
મુખ્ય શ્રૃંગથી દક્ષિણે; અમલકીરતિકા યત્ર;
નદી અનેક દ્રહ ગુણભરી, નેમિ દૃષ્ટિ સુપવિત્ર. ૫
તે કપી સહુ તરૂવિષે, ભમતી સ્વેચ્છાચાર;
જાતે ચપલાઈ તિહાં, આઈ કપિ પરિવાર. ૬
ઉર્ધ્વ ફાલ દેતાં પડી, કંઠ બંધાણો વેલિ;
તજ્યાં પ્રાણ તિહાં વાનરી, કરતી સ્વેચ્છા કેલિ. ૭

નૃપ હું તીરથ વાસથી, થઈ નંદની તુજ્જ;
વિચિત્ર શરીર થયો માહરો, સાંભલિ વાર્તા મુજ્જ. ૮

**ઢાલ**—પ્રભુ પ્રણમુંરે પાસજીનેસર થંભણો. એ દેશી. ૧૩.

લતા પાસેરે બંધાણો વપુ તેહનો, ગલી ૨ નેરે
શરીર પડીયો જેહનો
નદીમાંહેરે અમલકીર્તિકા જલભરી, મુખપાખેરે
તાત સુણો માહરો ચરી, ૧
ચરી માહરો તાત સાંભલિ, થઇ સર્વાંગ સુંદરી;
કપી મુજમુખ રહ્યો રાજન, નદી જલ વર્જીત કરી.
મુજ સીસ બાંધ્યો રહ્યો વલ્લી, નદીમાં નાખો હિવે;
યથા વિડંબન હીન નિજભવ કરૂં, ઇમ કુમારી લવે. ૨
ઇણિ રૈવતરે આખ્યાન મુજ સંભલાવીયો, તિણિ કારણરે
નિજભવ ચિત્ત આવીયો;
મુજ બંધવરે ઉપગારી એ માહરો, તાત માનોરે ઉપગાર
બહુ એહને કરો. ૩
કરો નૃપ ઈમ પૂરવભવ સુણી, સુતાનો સમજાવીયો;
નરાધિપ નર પાસિ મસ્તક, નદીમાંહિ નખાવીયો. ૪
તદા તસુ મુખેન્દુ સરિખો; તુરત થયો સુભ લોચના;
રાય તીર્થ મહાત્મ્ય દેખી, લહ્યો વિસ્મય ઇકમના. ૫
સંસારથીરે વિમુખ થઇ તે સુંદરી, પાણી પીડણરે
તાત ભણી વારી કરી;
ચાલી રૈવતરે પર્વત પ્રતિ ઉછુક થઇ, તીવ્ર તપસ્યા
કરિવા કારણ તિહાં ગઇ.
ગઇ તિહાં તપ કરે કુમરી. ૬

ધ્યાન જીનવર તતપરા, બહુ અસુભ કર્મ;
અનુક્રમે બેપ્યા પટુમના સંવરધરા, તીર્થ મોહથી
મરી તે થઈ;
ઈહાંઈજ વ્યંતરા મરી, નદી દ્રહમાં રહી સંઘના વિઘન
વારે હિતધરી. ૭
વાયવ્ય કુણેરે ઇંદ્ર પુરાભિધ ઇંદ્રકીયો, નેમી મૂરતિરે
શીસધરી રહ્યો ભાવીયો;
બ્રહ્મ સુરપતિરે નિજ મૂરતિ દ્વારે કરી, ડમર નામેરે
ધ્યાન નેમીસરનો ધરી. ૮
ધરી સંઘને વૃદ્ધ હેતે, મેઘભદ્ર વલી રૂદ્ર થયા,
મલ્લિનાથાભિધ બલી મહાગિરિદ્વારરક્ષક કહ્યા;
મહાબલ દ્વારે રહ્યો બલભદ્ર, જીનચરણ શિરછત્ર કીયો;
બકુલ દ્વારે વાયુ મહાબલ, ઉપદ્રવ ઉડાવીયો. ૯
ઉત્તર કુરૂરે સાત માત નિચલરહી, બદરી દ્વારેરે નિજ
ર શસ્ત્ર હાથે ગ્રહી;
કેદાર દ્વારેરે કેદાર રૂદ્ર રક્ષક ગિરે દિશિ આઠેરે
ત્રિદશોત્તમ રહ્યા ઇણિપરે. ૧૦
ઇણિપરેપ્રતિહાર્ય આઠે જાણીયે જીનવર વિષે;
તિમ ઇણિગિરિ પિણિ આઠ સુરવર પ્રતીહારની પરિ
રખે. ૧૧
સહુતણે સીસે નેમિજીનના, પાદપદ્મ પવિત્રતા;
મહા પ્રભાવે ત્રાસવ્યા, પ્રત્યૂહ વ્યૂહ વિચિત્રતા. ૧૨
સગલાઇરે અસંખ્ય દેવતા તિહાં રહે સંઘ આવેરે;

ઇણિગિરિ તે વંછિત લહે, નાનાયુધરે હાથ ધર્યા
જન વછલા.
ભય વારેરે જેહના મન હોઇ નિરમલા. ૧૩
નિરમલા મુખ્ય શ્રૃંગ ઉત્તર મેઘનાદ થયો મહાબલી;
પૂર્વ સિદ્ધે ભાસ્ય રક્ષક સિંહનાદ દક્ષિણ વલી,
ઇણે ચ્યારે શ્રૃંગ સોભિત ચતુર મુખ જીમ જીનવરા. ૧૪
મુખ્ય શ્રૃંગથી દિશેચ્યારે-લઘુશિખર બે બે વરા.
તિણિ શિખરેરે જીહાં જીહાં મૃત બાલે નરા,
થાયે ઉત્તમરે તિહાં ૨ તે તો સુરવરા;
તિહાં બેઠા રે કરે, તપસ્યા મન મુદા,
નેમીસરેરે ધ્યાન પરાયણ રહે સદા. ૧૫
સદા પામી અષ્ટ મહાસિદ્ધિ, અવ્યયપદ પામે સહી;
કલ્પતરૂની તિહાં છાયા, વલ્લિ વાંછિત ફલ કહી.
રસ કુપ્ય વલી તિહાં કૃષ્ણચિત્રા, છે સહુ પુણ્યે મિલે;
પુન્યવિણિ પગ હેઠિન મિલે. પુણ્ય તો જીહાં તિહાં ફલે, ૧૬
દ્રુમ ૨ પ્રતિરે શર ૨ પ્રતિ કૂપીપ્રતે, દ્રહ ૨ પ્રતિરે
ઠામ ૨ સુર રહે મતે;
નેમિધ્યાનેરે રાતા માતા તિહાં રહે, હારાંતરરે નાયક
જીમ રહે તે મહે. ૧૭
તેમાંહે ઉચ્ચ શિખરે સિંહાસણ અંબાસુરી,
ઇષ્ટાર્થ દાયક સંઘનાયક ભણી હિત આણી કરી;
જીહાં રહી શ્રી ભગવંત નેમે, પરાઙ્મુખાલોકયો યદા,
શ્રૃંગ આલોકના નામે, બિંબપૂત થયો તદા. ૧૮
અંબા ગિરિરે દક્ષિણ દિશિ મન આણીયે,
યક્ષ ગોમેધરે નામે પરતક્ષ જાણીયે;

શસ્ત્રધારીરે યુદ્ધ કરી રિપુ જીપિયા,
ઉત્તર દિશિરે મહાજવાલા દેવી કીયા. ૧૯
કીયા જીણિ સુપ્રસન્ન લોચન્ન, સંઘ વિઘ્ન નિવારિણી;
જીહાં મૂકયો વલી લીધો, પૂજાઘંતે ગુણમણી.
સારંગપાણી શિલા ઉપરી, છત્ર તે શિલનો થયો;
નામ છત્રશિલા પૃથ્વીમે, પ્રગટ લોકે મિલિ કહો. ૨૦
હિવે એહનારે શ્રૃંગ ઘણા, ઘણી કંદરા;
બહુ દેવારે સેવાજીનની સાદરા,
સહુ ઠામેરે ઇણિ ગિરિ સુર વાસો કીયો;
સુરમય ગિરિરે સ્વર્ગથકી સોભાવીયો. ૨૧
શોભાવીયો સહુ દેવ, ઉતરી થઈ કુતકૃત્ય જીન નમી;
આપ આપણે ઠામ પહુતા, તીરથ મહિમા મનગમી.
કૃષ્ણ પિણિ સતૃષ્ણ પુન્યનો આઠમા ખંડની થઇ;
તેરમી નરનારિ સુણિજયો, ઢાલ જીનહર્ષે કહી. ૨૨

સર્વગાથા, ૪૫૭. પાઠાંતર ૪૧૩.

## દુહા.

ગિંદુ ગુફામાંહિ ગારગે, મુનિવર સમતાવંત;
રિષ્ટ હ્રદય દેખી થયો, કેસવ નમ્યો તુરંત. ૧
આગલિ બેઠો મુનિતણે, ભાવ ધરી ગુણવંત;
તાસ ઉક્ત ઉર્જ્જયંતનો, સુણે પ્રભાવ મહંત. ૨
ચારૂપણો ગિરિ દેખતો, તિહાં બેઠો યદુરાય;
વાયુ કોણે ગિરિ નિરખીયો, પુછે નમિ મુનિપાય. ૩
મુનિ કહે ઉજ્જયતાદ્રિશિર, એહવો છે જસુ નામ;
ઉમા શંભુ એહવું હુસ્યે, એહનો નામ સુઠામ. ૪

તદ્યથા વૈતાઢયગિરિ, વિદ્યાબલથી રૌદ્ર,
રૂદ્રાનામે સહુ મહી, આક્રમિસ્યે ખગક્ષુદ્ર, ૫
ઉમા તેહની વલ્લભા, વલ્લભ જીવ સમાન;
અનવદ્યાંગી તે હુસ્યે, બહુનારીમાં માન. ૬
લોક સબલ તસુ ભીતિથી, શાંતિ ભણી શંભુ એહ.
સોમ કહી સદ્દૂ ભકિતસું, સુરપતિ જીમ પૂજેહ. ૭
ધ્યાનથકી તુઠોથકો, દેસ્યે વંછિત દાન;
તેહને લોક વિશેષથી, દેસ્યે પૂજા માન. ૮

**ઢાલ**—તોગડે મેવાસીમે વાડલોડીયોરેલો એ દેશી ૧૪

નગ આરામ નદી તટેરે રેલો, સરવરરમે સદીવ
મહારાજા
ઉમયા સહિત રૈવત સિરે રેલો, જોસ્યે
પ્રેમ અતીવ, મહારાજા. ન. ૧
ચારણ રિષિવર તિહાં રહ્યા રેલો, નમિસ્યે ભકતે
તાસ; મ.
સાંભલિસ્યે તે દેસનારે લો. તજીસ્યે પાપનો
પાસ. મ. ન. ૨
વિષય મૂલ દુઃખતરૂતણારે લો, ઉમિયા નારી
જાણી; મ.
તજી સહુઅબિંદુ કંદરારે લો, કરિસ્યે તપ
હિત આણિ. મ. ન. ૩
તાસ યોગ રહિતા ઉમારે લો, પતિ અજાણતી
વાત; મ.
તપિસ્યે બિંદુશિલોપરેરેલો, તીવ્ર મહા
તપ ગાત. મ. ન. ૪

તે તપ ધ્યાનથી તુસિસ્યેરે લો, દેસ્યે વર
સાક્ષાત; મ.
ગૌરી વિદ્યા આપસેરેલો, તપપરભાવ વિખ્યાત. મ. ન. ૫
તે વરથી પતિ જાણિનેરેલો, અતિરૂપ કરી
ગઈ તત્ર; મ.
ક્ષોભાવસ્યે તે ધ્યાનથીરેલો, કરી અનેક ચરિત્ર. મ. ન. ૬
તિમ હિજ વલી તેહને વસેરેલો, થયો રમિસ્યે
તે નાર; મ.
તેહને નામે શૈલનોરે લો, ઉમયા શંભુ થયો
ત્યાર. મ. ન. ૭
સહસ્ર બિંદુ ગિરિવરવિષેરે લો, નેમિ
આરાધી તેહ; મ.
અરિહંત હુસ્યે ઉત્સર્પિણીરે લો, સુરપતિ વંદિત
જેહ. મ. ન. ૮
મુનિ મુખથી હરિ સાંભલિરે લો, નમી જીનેસર
દેવ; મ.
આવ્યો નિજ પરિવારસુરેલો, દ્વારિકાપુરી
સુદેવ. મ. ન. ૯
ભવિક લોક પ્રતિ બોધિનેરેલો, નેમિસર સુખકાર મ;
સહસ્રાંશુતણી પરેરેલો; તિહાંથી કીયો વિહાર મ. ન. ૧૦
સંવિગ્ના રાજેમતીરે લો, નેમિ પાસે વ્રત લીધ; મ;
દશાર્હ દીક્ષા ગ્રહીરેલો, વસુદેવ વિણિ સુપ્રસિદ્ધ. મ. ન. ૧૧
મહા નેમિરથ નેમીશુ રેલો, બીજા પિણિ સુતેજેહ;
યાદવ વ્રત લઇ તપ કરે રેલો, નીરાગી નિસ
નેહ. મ. ન. ૧૨

તિણિહિજ નગરીમાંહિં છે રે લો, થાવ
ચ્ચા એક નારી મ.
સારથ વાહી સુત તેહનોરે રેલો, થાવચ્ચાસુત
સાર. મ. ન. ૧૩
બત્રીસ નારીનો વાલહોરે લો, સુખ ભોગવે
નિસિ દિસ; મ.
દોગુંદક જીમ દેવતારે લો, કાશિ ન નામે સિસ. મ. ન. ૧૪
ભવદાવાગ્નિ સમાઇવારે લો, નેમિ સુણ્યો ઉપદેશ; મ.
વિષય ગ્રામથી ઉભગોરેલો, ક્ષણએક માંહિ
વિશેસ. મ. ન. ૧૫
કરમ બંધથી છૂટિવારે લો, વ્રત લેવા તિણિવાર; મ.
માત ભણી આગ્રહ કરે રે લો, થાવચ્ચા સુકુમાર. મ. ન. ૧૬
બહુ મોલિક લેઇ ભેટણોરેલો; ગઈ માધવને
પાસ; મ.
સુત દીક્ષાની વીનતિરે લો, સંભલાવે ઇમ તાસ. મ. ન. ૧૭
કૃષ્ણ વચન કહે એહવારે લો, ભોગવિ સુખધન
એહ; મ.
તેહ વિરક્ત તેહનેવિષે રે લો; માને નહી
નિસનેહ. મ. ન. ૧૮
કેસવ તામ ખુશી થઈ રેલો, ઉદ્ઘોષણા પુરમાહિં; મ.
જે વ્રતના અભિલાષીયારેલો, તે આવો સંવાહિ. મ. ન. ૧૯
સહસ્ર પુરૂષ મિલી આવીયારે લો, વ્રત લેવાની
ખાંતિ; મ.
તેહ સંધાતે તેહનોરે લો, ઉછવ કૃષ્ણ કરંતિ. મ. ન. ૨૦

નેમિજીનેસરને કનેરે લો, સાધુ થયા સહુ તેહ; મ.
શ્રુતજ્ઞાની અનુક્રમે થયારે લો, તપ કરે નિરમલ
દેહ. મ. ન. ૨૧
થાવચ્ચા સુત યોગ્યતારેલો, જાણી થાપ્યો સૂરિ; મ.
યતિ સહસ્ર પરિવારસુરે લો, વિચર્યા ગુણ
ભરપૂર. મ. ન. ૨૨
થાવચ્ચા સુત વિહરતારેલો, શૈલકપૂર આવેહ; મ.
શૈલક નૃપસમજાવીયોરે લો, અણુવ્રત ધર-
કારેહ. મ. ન. ૨૩
ત્યારેહ સૌગંધિકા પુરીરે લો, વનમાં રહ્યા
પ્રસિદ્ધ; મ.
પરમભક્ત પરિવ્રાજનોરે લો, સુદર્શન સમૃદ્ધિ. મ. ન. ૨૪
ગુરૂ વાંદી ધર્મ સાંભલ્યોરેલો, જીવ દયામય
શ્રેષ્ઠિ; મ.
ગ્રહથી કુણ નવિ સંગ્રેહે રે લો, ચિંતારત્ન વિશિષ્ટ. મ. ન. ૨૫
પરિવ્રાજક ગુરૂ પૂર્વરેલો, સુક શિષ્ય સહસ્ર
સંઘાત; મ.
દેશાંતરથી આવીયારે લો, તિણિ નગરે સુપ્રભાત. મ. ન. ૨૬
સુદર્શનને પ્રતિબોધવારેલો, ચૌદમી એ થઈ ઢાલ; મ.
આઠમા ખંડની સાંભલોરે લો, કહે જીનહર્ષ
રસાલ. મ. ન. ૨૭

સર્વ ગાથા, ૪૮૫. પાઠાંતર. ૪૪૭

દુહા.

અન્યાદૃશ્ય આલોકિને, સેવકને કહે તેહ;
કિણિ પાખંડી ગુરૂ કન્હે, ધરમ સીખ્યો તું એહ. ૧

ચતુર્જ્ઞાનધર તે કહે, શીલગુણોજ્વલજેહ;
થાવચ્ચા સુતપ્રભુગુરૂ મુજ દયા ધર્મમય દેહ. ૨
સુદર્શન શિષ્ય સું ગયો, નીલાસોક વનમાંહિ;
સુક મુનિને દેખિને, બઈઠો આજ્ઞા તાહિ. ૩
અનેકાંત વાદી સુગુરૂ, પરિવ્રાજક એકાંત;
નિરૂત્તર સુકને કીયો, મેટી મનની ભ્રાંતિ. ૪
અરિહંતમતામૃત સ્વાદનો, લોલુપ શિષ્ય સંઘાત;
ચારૂ ચારિત્ર તિણિ સંગ્રહ્યો, ક્રમે સૂરિપદ જાત. ૫
કાલ હિવે નિજ જાણિને, થાવચ્ચા સુતસૂરિ;
પુંડરીક પર્વત કીયો, અણસણ સમતાપૂરિ. ૬
માસાંત તીર્થ મહાત્મ્યથી, સાવધાન જીનધ્યાન;
થાવચ્ચા સુત સાધુસું. પહોતા મુક્તિ પ્રધાન. ૭

ઢાલ—અપણા સોદાગરકું મઈચિલણુ દેસું, એ દેશી. ૧૫.

સુક આચારજ વિહરંતા આયા, શીલક નામે પુરમે
અધિક સુહાયા લાલ; સુ.
પંચશતીયુત મંત્રી સંઘાતે, સંયમ લીધો શૈલક
વચન સુહાતે લાલ. સુ. ૧
શૈલક બારે લાલ, અંગ અધીતા મહા
તપસી ધર્મવંત વદીતાલાલ; સુ.
અનુક્રમે સુરિસરપદ પામ્યો, ધરમી સહુ જેહને
સિર નામ્યો લાલ. સુ. ૨
સુક આચારજ લાલ પુહવીમાં વિચરે સમતા ધારેરે
મનમાં મમતા ન સમરે લાલ; સુ.

શત્રુંજય મહા તીરથ પધાર્યા, અણુસણુ લેઈ કેવલ જ્ઞાન
સમાર્યા. લાલ સુ. ૩
માસાંતે જ્યેષ્ટ રાકાને દીસે સહિથ મુનિસર સાથે
અધિક જગીસે ધાલ. સુ.
સિદ્ધ અનંત જીહાં ચારિ બિરાજે મુકિત મહલ
તિહાં મુનિવરછાજે લાલ. સુ.
હિવે આચારજ લાલ સુ. ૪
હિવે આચારજ લાલ શૈલક નામે કાલાકાન્ત ભોજ-
નથી પામે લાલ. સુ.
મોટે રોગે લાલ કાયા પીડાણી; સુ.
આવ્યા શીલક પત્તન અંગજ જાણી લાલ. સુ. ૪
મંદુક તેહનો લાલ અંગજ રાજા, આવ્યા જાણીરે લાલ
મુનિવરા તાજા લાલ; સુ.
સનમુખ આવ્યો બાલ, પરિવાર લેઈ જઇ વાંધોરે
પ્રદક્ષિણા દેઈલાલ. સુ.
અમૃત સરિખી લાલ ગુરૂની વાણી, મૃદુક નૃપતિ
સાંભલી સુહાણી લાલ; સુ.
ગુરૂને પાસે લાલ ધર્મ સાંભલીયો, શ્રાવકવ્રત લીધો
થયો અતિ બલીયો લાલ. સું. ૬
માંસ સૂકોરે લાલ રસ સૂકો કાલો પાય નમીરે
રાજા કહે કાયા ભાલોરે લાલ; સુ.
શુદ્ધ ચિકિત્સા સ્વામી તુંમચે આદેશે, તુમને કરાઉં
હું તો વૈદ્ય વિસેસે લાલ. સુ. ૭

ત્યારે આદેશ લાલ ગુરૂજીનો પામી, વૈદ્ય ચિકિચ્છા
કીધી રોગ ને દામી લાલ; સુ.
થઇ નિરોગી મુનિવરનીરે કાયા, સરસ આહાર
થકી સુખપાયા લાલ. સુ. ૮
રસગૃદ્ધ નિજ ગુરૂજીને રેજાણી મુકયો યતિરે એક
ગુણમણિ ખાણી લાલ; સુ.
બીજા મુનિવરરે લાલ ઠામ અનેરી, વિચર્યા
સઘલારેલાલ સંયમ સેરી લાલ. સુ. ૯
અન્ય દીવસ લાલ કાતીક ચોમાસે. રાકાદિવસરે લાલ
પંથક ઉલાસે લાલ; સુ.
ગુરૂને પાએરે લાલ સીસ લગાયો, પડિકમણા
માંહે ગુરૂને જગાયો લાલ. સુ. ૧૦
કિણિ મુજને રે લાલ હિવણાં જગાયો, એહવું
કહિને ઉઠયો ક્રોધ ભરાયો લાલ; સુ.
પંથક એહવો લાલ ગુરૂને નિહાલી; વિનય કરીને
ભાખે વાણી સુંહાલી લાલ. સુ. ૧૧
આજ ચોમાસો લાલ ક્ષામણા તુમને, કરતાં જગા
ડયો તે તો ધિગર અમને લાલ; સુ.
અપરાધ ખમજયોલાલ એતો મ્હારો, રીસ ન કર
જયો હું છું સેવક તાહરો લાલ. સુ. ૧૨
એહવો તેહનોરે લાલ વિનય વિચારી, મનમાંહિ
લાજયો સૂરીસર ગુણ ધારી લાલ; સુ.
આતમ નિંદા લાલ કરે અપારી, દોષ લગાયો;
સંયમને આવચારી લાલ. સુ. ૧૩

ધિગ ૨ મુજને લાલ રસનાએ જીતો, રસનેંદ્રી
વસિ પડીયો થયો ફજેતો લાલ; સુ.
ધરમરતન લાલ મલિન મેં કીધો, હુઓપ્રમાદી
કુલને દૂષણ દીધોલાલ. સુ. ૧૪
ઈણે પડીકમતાં લાલ મુજને જગાયોલાલ, ધરમ
ને મારગે ઇણે મુજને લગાયો લાલ; સુ.
હું તો પરમાદી લાલ મોહ મૂંજાણો, ધરમીરે ઉપરિ
ફોકટ હું તો રીસાણો લાલ સુ. ૧૫
ઈણિપરે આતમલાલ નિંદારે કરતો પરિગ્રહ મુકી
ઉઠયો સમતા મન ધરતો લાલ; સુ.
શિષ્ય સહુરે લાલ આવીને મિલીયા, તેહ સંઘાતે
વિચર્યા કયાંહી ન ખલીયારે લાલ, સુ. ૧૬
લોક ઘણાંને લાલ ધરમ પમાડયો, મિથ્યાત્વ પ્રાણી
કેરો દૂરિ ગમાડયો લાલ સુ.
શત્રુંજય શૈલ સદ્ગુરૂ પહુતા લાલ, અણુસણ કીધો
સહુ ઉપસર્ગ સહતા લાલ; સુ. ૧૭
પંચસતીરે લાલ મુનિવર ચુકતા, માસાંતેરે હુયા
કેવલ ભુકતા લાલ, સુ.
સાધુ સહુરે લાલ મુગતિ મ્હલમે, તિહાંજઈ,
સોભ્યા નિરમલ જ્ઞાન સહલમે લાલ સુ. ૧૮
થાવચ્ચા સુત સુક શીલકાદી, વાચંયમ ગયા શિવ
અપરમાદી લાલ; સુ.
શ્રી શત્રુંજય તીરથ પ્રભાવે, સુખ અનંતા પામ્યા
સુરનર ગાવે લાલ. સુ. ૧૯

નેમિ વચનથી સાંભલી પાંડવ રાયા, શત્રુંજયનો મહાત્મ્ય
ઉમાહ્યા લાલ; સુ.
જનમ પોતાનો લાલ સાર્થક કરિવા, યાત્રા મનોરથ
ભવના પાતક હરવા લાલ. સુ. ૨૦
પાંડુ નરેસર લાલ સ્વર્ગથી આવી, પ્રીતિતણીરે તાસ
વાણી સુણાવી લાલ, સુ.
યાત્રા મનોરથ લાલ વછ તુમ્હારો, પુણ્ય ઉદયથી એહવો
ચિત્ત વિચારો લાલ; સુ. ૨૧
યાત્રા કરોરે લાલ પુંડરીક ગિરિની, નિરમલ ચિત્તે એતો
પુણ્યની સરણી લાલ; સુ.
એહને વિષે લાલ, સાહાજ્ય કર્ત્તા, હું પુન્યવંત
કેરા કષ્ટાપહર્ત્તા લાલ. સુ. ૨૨
સાનિધ્ય કરિસું તુમને સ્નેહ વિચારી, યાત્રા કરીરે
હિંસા નાખો ઉતારી લાલ; સુ.
ઢાલ થઈરે એ તો પનરમી પૂરી, આઠમે ખંડે જીનહર્ષ
સનુરી લાલ. સુ. ૨૩

સર્વગાથા, ૫૧૫, પાઠાંતર. ૪૭૮

દુહા.

પિતુ આદેશ ઇસું લહી, પાંડવ હર્ષ ધરેહ;
યાત્રાર્થે સહુ નૃપ ભણી, તેડાવ્યા સુસ્નેહ. ૧
હર્ષ ધરી ભૂપતિ સહુ, આવ્યા રિદ્ધિ સમેત;
હથિણાપુર પરિવારસું, નૃપ માન્યા બહુહેત. ૨
સ્વર્ણ દેવાલય બિંબમણિ, આગલિ કરી સુદિન્ન.
સેનાસું પાંડવ ચલ્યા, ગિણુતા જનમ સુધન્ન. ૩

વાછલ્ય સ્વામીનો કરે, સુગુરૂ જ્ઞાન જીન પૂજી.
ચૈત્યોદ્ધાર કરાવતો, જાયે પાતક ધુજી, ૪
સોરઠ દેશને છેહડે, યદુસું પિણિ હરિ રાય;
આવી મિલ્યા આણંદસું, પાંડવ લાગા પાય. ૫
પૂજા તીરથ સંઘની, વિધિસું કીધિ તેણ;
મહાશૈલ પુંડરગિરે, ચડીયા હર્ષવસેણ. ૬
મુખ્ય શૃંગને વૃક્ષને, દેઈ પ્રદક્ષિણા તીન;
નમ્યા પાદુકા પ્રભુતણા, તિહાં સુરાસુર લીન. ૭
દત્તબાહુ મિથ જેતલે, તપ સુત વિષ્ણુ નરેશ;
વરદત્ત ગુરૂ આગલિ કરી, કીધો ચૈત્ય પ્રવેશ. ૮

**ઢાલ**—ચોપાઈની ૧૯.

દૃષદ સંધિ ફાટી તિણવાર, ઉગાતૃણ અંકૂર મજાર;
જરાક્રાંત જરજર જીમ દેહ, ચૈત્ય એહવો દીઠો તેહ. ૧
માંહિ બિંબ જીણેશ્વર તણો, દેખી દુઃખ પામ્યો અતિ ઘણો;
હરિ કહે ધર્મપુત્રને ઇસું, કાલ પ્રમાણ થયો એ કિસ્યું. ૨
તીરથ થયો એહવો જાજરો, આપણ રાજ્ય કરંતાં ખરો;
પાંડુદેવ આવી કહે તદા, દૃષ્ટિ પ્રસન્ન કૃષ્ણને મુદા. ૩
તે રૈવત ગિરિનો ઉદ્ધાર, પુરા કરાવ્યો છે ગુણધાર;
પુંડરીક તીરથ ઉદ્ધાર, પુણ્ય આપી મુજ સુતને સાર. ૪
કૃષ્ણ કહે ધરી પ્રીતિ અપાર, કીસી પ્રાર્થના સુરઅવધાર;
એહસું તુમસું માહરે ભેદ, પૂર્વે પિણિ નહુતો કોઇ ખેદ. ૫
ત્યારે ત્રિદશ થયો પ્રીતિવંત, કૃષ્ણ પ્રસંસા કરે ઉલસંત;
રાય યુધિષ્ઠરને હિત આણ, મણિ દેઇ ગયો સુર નિજઠાણ. ૬

હિવે શિલ્પી ધરી મન આણંદ, ધર્માંગજ પ્રભુનો સુખકંદ;
મોટો ચૈત્ય કરાવ્યો તિહાં, નિત્ય ચૈત્ય સારીખો કહ્યાં. ૭
પારિજાત દ્રુમ શાખાતણી, કીધી મૂરતિ સોહામણિ;
શ્રીજીનરિદય મણિ સુરદીધ, તે આરોપી લાહો લીધ. ૮
પાંડુતનુરૂહકેરો બિંબ; પ્રભુ આગલિ થાપ્યો અવિલંબ;
સુગંધ દ્રવ્ય ચંદન પૂજીઓ, કરજોડી ઉભો સોભીયો. ૯
ભક્તિ રાગ રાતો તેહસું, અથવા પુણ્યાંશુદય કિસું;
અથવા મુક્તિ નારીને ભાલ. કુંકુમ સોભા જાણી વિશાલ. ૧૦
ત્યારેશ્રી વરદત્ત ગણધાર, સુભ લગ્ને શુભ દિવસ મજાર;
ધરમ પુત્ર કરાવી સાર, બિંબપ્રતિષ્ઠા અતિ શ્રીકાર. ૧૧
અલંકાર જો છે જગતણા, તોપિણિ અલંકાર નૃપ ઘણા;
શ્રી જીનવરને પહિરાવીયા, જાણે નિજકુલ સોભાવીયા. ૧૨
પૂજા કીધી જીનવર તણી, આઠ પ્રકારી સોભા ઘણી;
ચૈત્ય ચડાવ્યો મહાધ્વજ દંડ, પરમ ધરમ લક્ષણ ઉદંડ. ૧૩
સહુને આપ્યા કામિત દાન, અવિશ્રાંત દેઈ બહુમાન;
સિંહતણી પૂજા તિહાં કરી, આદિ તીરથ પૂજા હિતધરી. ૧૪
કરી શક્ર ઉછવ તિણ ઠામ, ચામરછત્ર મૂકયા અભિરામ;
આરાત્રિકા હીમરથ દાન, તપસુત આપ્યા ધરિ સુભ ધ્યાન. ૧૫
અખિલ ધરમ કરમ સહુ કર્યા, ઉત્તમ દાન પુણ્ય આચર્યા;
રાજાએ અનુમોદ્યા સહુ, ઉત્તરીયા પર્વતથી લહુ. ૧૬
ચંદ્રપ્રભાસે ચંદ્રપ્રભા સ્વામિ, રૈવત નેમીસર સુખધામ;
યુગાદીસ અર્બુદ ગિરિવરે, તીરથ નમીયા ઈમ બહુપરે. ૧૭
શ્રી વૈભાર સમેત ગિરિંદ, તિહાં ચોવીસ નમ્યા જીનચંદ;
પૂજા તિહાં અમૂલિકકરી, અનુક્રમિ આવ્યા દ્વારાપુરી. ૧૮

હરિને મુંકી દ્વારાપુરી, ભૂષણ હરિ દીધા હિતધરી;
દીધી સીખ સહુ નૃપભણી, આવ્યા હથિણાપુર પુરધણી. ૧૯
શત્રુંજય પર્વત હિતધાર, પાંડવ પાંચે કીયો ઉદ્ધાર;
આતમ પુણ્યતણો ઉદ્ધાર, જાણે કીધો મંગલકાર. ૨૦
હિવે અન્યદા સ્વામી વલી, સહસ્રાામ્રવન આવ્યા રલી;
સમવસર્યા હરિનિસુણિવાત, વાંદણ આવ્યાતિહાં પ્રભાત. ૨૧
પૂછે સ્વામી દ્વારાપુરી. દેવે કીધી રિદ્ધેભરી;
યાદવનો થાસ્યે સ્વય નાશ, અથવા બીજાથકી પ્રકાસ. ૨૨
પ્રભુ કહે શંબાદિક મદ્યાંધ, તાહરાનંદનનો સંબંધ;
હણ્યો દ્વીપાયન સાંભલિસ્યે, અવશ્ય દ્વારિકા તે બાલિસ્યે. ૨૩
જરા કુમારભાઈ તાહરો, તુજ મરિવો તે હાથે ખરો;
સાંભલિ કૃષ્ણ થયો દુમણો, નમીનાથ ગયો નગરી તણો. ૨૪
જરા કુમાર સુણિ એ ભાસ નિર્ભંછયો યાદવ મિલિ તાસ.
કૃષ્ણ રક્ષા લીધો વનવાસ, દૂરિ ગયો નહી નર અવકાસ. ૨૫
મુજ હાથેભાઇને હણું, કુલને કલંક લગાડું ઘણું;
ઢાલ આઠમે ખંડે સોલમી, કહી જીન હર્ષ સુણો આદમી. ૨૬

સર્વ ગાથા; ૫૪૯, પાઠાંતર. ૫૧૨

## દુહા.

દીપાયણ પિણિ લોક મુખ, સાંભલયો તિણવાર;
હરિ મદિરા નખાવીયો, ગિરિગંહરામઝાર.
કાદંબરી કંદરા વિષે. રહી તિહાં બહુકાલ;
સાતીરદ્રુમ કુસુમ જીમ, મદકૃત ગંધ ઉછાલ. ૨
શાંબ અટંતો અન્યદિન, લોલુપ ગંધાઘ્રાય;
પીવે પાણી તૃપ્તો નહી, લીન થયો તિણમાંહિ. ૩

બીજા પિણિ ઘૂમ્યા કુમર, ગંધે ગંહ્વરમાંહિ;
ભમતાં દિઠો ધ્યાનમાં, દ્વીપાયણ અરિ સાહિ. ૪
એ અમ્હ નગરી બાલસ્યે, હણિસ્યે યાદવતેમ;
હણોર એહને ઈહાં, માર્યો હણિસ્યે કેમ ? ૫
શાંબે દીધિ આગન્યા, ક્રોધે ભર્યા કુમાર;
લકુટ યષ્ટિ મુષ્ટયાદિકે, કૂટી ગયા તિવાર. ૬
લોક મુખે તે સાંભલી, દૂન થયો હરિ તામ;
બલભદ્ર સાથે લેઇને, ગયો દ્વીપાયણ ઠામ. ૭
દુરવિનીત માહરા તનય, મદ ચેષ્ટાયે તુજ;
દૂહવ્યા તેહ ક્ષમા કરો, કોપ નિવારો મુજ. ૮

**ઢાલ**—ઇણિપુરિ કંબલ કોઈ ન લેશી; ૧૭

કોપ કરે નહિં જે હુઇ સંત; પીડયા પિણિ બાલિશ એકંત;
રાહુ પીડિત પિણ શશિહર જાણો, કિરણે સ્યું દહે મનમે આણો. ૧
હરિને દીપાયણ કહે વાણી, વૃથા પ્રાર્થના તુજ ચક્રપાણિ;
પુરી દગ્ધનો કીયો નીયાણો, તે હિવે ટાલ્યો ન ટલેટાણો. ૨
તુંમ બિવિણ બીજા સહુ અત્ર, યાદવ પાવકમાં એકત્ર;
બાલસ્યે નિયમા આપદ લહિસ્યો, ચાટુ વચન હિવે કોઈ મ કહિસ્યો, ૩
ભાવી તે અન્યથાનવિ થાયે, માધવ સુણી નિજ મંદિર જાયે;
તપસી પિણિ નિયાણે મૂઓ, અગ્નિ કુમાર ત્રિદશ તે હૂઓ. ૪
બીજે દિન ગોવિંદ કહાવે, ઉદ્ઘોષણા પુરમાં દિવરાવે
અરિષ્ટ નિવારણ આંબિલ ધરમ, કરજો સહુ છોડી મન ભરમ. ૫

લોક કરે આંબિલ બિહુંતા, આવ્યા નેમીસર વિહરંતા;
સમવસર્યા સ્વામિ ગિરિનાર, સુરનર મિલીયા તિહાં અપાર. ૬
આવી કૃષ્ણ નમ્યા જીન પાય, મોહ વિદ્રાવિણીવાણી સુણાય;
શાંબ પ્રદ્યુમ્નાદિક સુકુમાર, જીન પાસે લીધો વ્રતભાર. ૭
રૂકિમણી જાંબુવતી બહુરાણી, બીજી પિણિ યાદવ ધણીયાણી;
સંયમ લીધો બીજી નારી, શ્રાવકપણો ધર્યો સુવિચારી. ૮
પૂછે પ્રભુને કૃષ્ણ તિવારે, મુજ નગરી ક્ષય હુસ્યે કિવારે;
સ્વામી કહે અંત વછ (ર)બાર, રૂઠો દહિસ્યે અગનિકુમાર. ૯
તે સુણી કૃષ્ણ થઇ દલગીર, નિજ નગરી આવ્યો રણધીર;
અન્યત્ર પ્રભુજી કીયો વિહાર, ટાલણ મિથ્યામત અંધાર. ૧૦
કૃષ્ણાદેશે સહુ નરનારી, ધરમ વિસેસ કરે સુવિચારી;
અસુર દ્વીપાયણ તે પિણિ તામ, નિજ અવકાસ જોવે તિણિઠામ. ૧૧
બાર વરસને અંતે થાકા, તપ કરતાં સગલાઈ પાકા,
મદ્યમાંસના થયા આહારી, સગલાહી થયા સ્વેચ્છાચારી. ૧૨
છલ દેખી તે અગ્નિકુમાર, નગરી બાલણ થયો તૈયાર;
વાયે પૂર તૃણ કાઠે ભરીયો, બાહ્યલોક પિણિ માહે ધરીયો. ૧૩
બાહીર કુલ કોડી છે સાઠિ, દ્વાસપ્તતિમાંહે એ પાઠ;
ભેલા કીધા સહુ એકત્ર, અસુર દીપાવ્યો અગનિ વિચિત્ર. ૧૪
બળતાં માણુસ કરે આક્રંદ, માહોમાં આફલે અમંદ;
જાઇ ન સકે મુકે નિજપ્રાણ, બલદેવ ધન કોઈ ન ત્રાણ. ૧૫

વસુદેવ દેવકી રોહિણી નારી, કરે અણુસણ સમતામનધારિ;
બલીયા પાવકઝાલ વિચાલ, દેવપણું પામ્યું તત્કાલ. ૧૬
બલહરિ દેવ વચન મન ધરીયા, નિજ નગરીથી બહિ નીસરીયા;
ઉંચા જીર્ણોદ્યાને રહીયા, દહ્યમાન દેખે દુઃખ દહીયા. ૧૭
જાલોજાલે બલેહરિ નગરી, નયણે દેખી ન સકે જગરી;
ચાલ્યા પાંડવ મિલિવા કાજે, ઉદ્દીશી પાંડુ મથુરારાજે. ૧૮
લોક સાહત યાવત ક્ષણમાસી, દ્વારિકા નયરી બલિ ઉદાસી;
પ્લાવિત પય પુરે જલ રાશી, એએ જોવો એહ તમાસી. ૧૯
હસ્તિકલ્પ પુર પહુતા જામ, ભોજન લેવા ચાલ્યો રામ,
પુરમાંહિ તિણ કીયો પ્રવેશ, વીંટયો તિહાં અચ્છદંત નરેસ. ૨૦
પોલિતણી ભોગલ સંબાહી, સેના અરી રાજાની ગાહી;
જીપી બાહિરિ આવ્યો સીરી, ભોજન કીધો બે મિલી ભીરી. ૨૧
આગલિ કૃષ્ણ ભણી ચાલંતાં, તૃષ લાગી દોહિલો સહંતાં,
બલ મૂકયો નિજ તરૂને હેઠે, સુતો અંસુક સંવૃત દ્રેઠે. ૨૨
ઇણિ અવસર તે જરાકુમાર, કરતો આવ્યો તિહાં સિકાર.
વિંધ્યો પગ પીતંબર કેરો, મૃગ બુદ્ધે શરસું અધિકેરો. ૨૩

હિવે ઉઠીને ઇણિપરિ ભાણે, અહું કૃષ્ણ કિણિ હણીયો બાણે ?
સુણી જરાસુત પાસે આઈ, તુજ રક્ષાર્થે વનગ્રહ્યો ભાઈ. ૨૪
બાર વરસ થયાં મુજ રહતાં, કોઈ મનુષ્ય ન દીઠો વહતાં;
કુણ છે તું પંથી કહિ મુજને, મુજ શરઘાતે પીડયો તુજને. ૨૫

પાઠાંતર (પાપ અજાણ્યો લાગો મુજને)

આવિર માધવ ઇમભાસે, જીણી કારણ આવ્યો વનવાસે;
તે હું છું હરિ તુજ પ્રયાસ, ફોકટ એહ થયો અભ્યાસ. ૨૬
ભવિતવ્યતા એ સત્ય જણાઈ, ઇહાં તુજ દોસ ન કોઈ ભાઈ;
જા જા ઈહાંથી સીરી હણિસ્યે, ક્રોધે સગપણ મુલ ન ગિણિસ્યે. ૨૭
કૌસ્તુભ મુજ અભિજ્ઞાન ગ્રહાણ, પાંડવ પાસે ગચ્છ સુજાણ;
એ જીનહર્ષ સતરમો ઢાલ, ખંડ આઠમે થઇ વિશાલ. ૨૮

સર્વ ગાથા, ૫૮૫, પાઠાંતર. ૫૪૮

દૂહા.

વાત સહુ કહિ જે જઈ, સગલીહી થઇ જેહ;
તેહ સખાઇ તાહરા, થાસ્યે છે સુસ્નેહ. ૧
એહવું કહી જારેયને, દીધી સીખ મુરાર;
ઘાવ પિડીત થઇ તેતલે, આવી કુલેશ્યા ત્યાર. ૨
તિણે મરી ત્રીજી અવનિ, હરિ ઉપનો તુરત્ત;
સહસ્ર વરસનો આઉખો, કરી પૂર્ણ યદુપતિ. ૩

હિવે પત્ર પુટકે કરી, બલ આવ્યો લેઈ નીર;
આવી દીઠો અનુજને; સૂતો અવની ધીર. ૪
સુખમેં સૂતો ચિંતવિ, બલ બઈઠો ક્ષણુ એક;
મુહુડે પેઠી મક્ષિકા, દેખી થયો ઉદ્વેગ. ૫
બોલાવે સુસ્નેહથી, વારંવાર ધૂણંત;
મૂઓ જાણી બલ હિવે મૂર્છા લહી આવંત. ૬
ઘાતક જોવે વન ફિરી, દેખે નહી કિહાં તાસ;
સિંહનાદ કરીને તદા, કંપાવ્યો વનવાસ. ૭
ખંધ આરોપી સ્નેહથી, ભમે વનાંતરમાંહિ;
મૃદુ વચને મૂકી કરી, વલી બોલાવે તાહિ. ૮

**ઢાલ**—ચેડીના ગીતની. ૧૮.

ખણુ માસી ઇમ વોલાયા, ભાઇ મોરા સ્નેહે મોહ્યો;
તેહ સુર થયો તેહનો, સારથી ભાઇ સિધારથ આવેહ, ૧
રથ ચડાવી ગિરિ ઉપરે, ભાઈ. દગ્ધ તરૂ સીંચે નીર;
વેલૂ પીડે યંત્રમેં, ભા. સુરપતિ બોધે વીર. ભા. ૨
તે દૃષ્ટાન્ત વિચારીને, ભા. અનુજભણી મૃત જાણિ;
નિજ સ્વરૂપ સુરદાખવી, ભા. સ્નેહ મૂકાવ્યો વાણિ. ૩
તિણિ સુર સંઘાતે હલી, ભા. હરિનો કાયો સંસ્કાર;
અગનિ દારૂ આણી કરી, ભા. સંગમ સિંધુ મોઝાર, ૪
ચારણુ રિખી તિહાં આવીયો, ભા. શ્રી નેમિ મૂકયો તામોરે;
બલ સંબોધી વૃત દીયો, ભા. ગયો તુંગીયા ગિરિ રામોરે. ૫
ઇક દિન પુર પારણુભણી, ભા. આવે સ્રી નિરખંતિ;
રૂપ મોહી બાલકગલે, ભા. ઘટજાણી બાંધંત. ૬

સમજાવી પાછો વલ્યો, ભા. હિવે નાઉ પુરમાંહિ;
રૂપથકી અવગુણ હિવે, ભા. થયો વનવાસી જાઇં. ૭
તપ કરતાં તે મુનિ ભણી, ભા. ભાવથી સમતાવંત;
વ્યાઘ્રાદિક પ્રાણીથયા, ભા. નિજ દુષ્ટપણો ત્યજંત. ૮
હલુકરમી મૃગ આવીયો, ભા. કોઇક મુનિને પાસ;
શિષ્યતણી પરે સાસતી, ભા. સેવા કરે ઉલ્લાસ. ૯
એ દિવસ તિહાં આવીયો, ભા. કાઠભણી રથકાર;
પારણાથેં મુનિ ચાલીયો, ભા. આગલિ મૃગવન ચાર. ૧૦
રથકાર દેખી ઉલ્લસ્યો, ભા. કરે પોતાની નિંદ;
શુદ્ધાન્ને રામ રૂષિને, ભા. પ્રતિલાભે ગુણ વૃંદ. ૧૧
તે દાતાર સુપાત્રની, ભા. અનુમોદે બહુ ભકિત;
હર્ષાશ્રુ મિશ્રય લોયણ થયા, ભા. મૃગ ઉન્મુખ થયો રકત. ૧૨
ઇમ મન ચિંતે હરિણલો, ભા. નયણે નીર જરંત;
મુનિ વહિરાવત કર ધરી, ભા. જો હું માણસ હુંત. ૧૩
અર્ધછિન્ન તરૂઅરપડયો ભા. ત્રિણહે મૃત પામેહ;
પદ્મોત્તર સુવિમાનમેં, ભા. બ્રહ્મ સુર થયા તેહ. ૧૪
તુંગીયા શૃંગે તપ તપ્યો, ભા. જીહાં શ્રીરામ મહંત;
કલ્મષ ક્ષાલન ક્ષમ થયો, એ તીરથ ગુણવંત. ૧૫
મહાતુંગ તુંગીગિરે, ભા. પામ્યો જીહાં કુરંગ;
સ્વર્ગ પ્રમોદ તપ દાનની, અનુમોદના સુરંગ. ૧૬
જે તિહાં ભકતે નેમીને ભા. નમે 'ત્રિ સંધ્યાકાલ;
ત્રિણ ભવમાંહિ તે લહે, ભા. મુકિતતણા સુખસાલ ૧૭

પ્રદ્યુમ્ન શાંબ આદિક ઘણા, નેમિભણી તે કુમાર;
આરાધે વિધિસું પ્રભુ, ભા. અનુશાસના દ્યે સાર. ૧૮
વછ જાઓ સિદ્ધાચલે, ભા. દુર્ગતિદ્વારકપાટ;
ધ્યાન યુક્ત તુમને તિહાં, ભા. થાસ્યે મુગતિ સુઘાટ. ૧૯
સ્વામિ વચન ઈમ સાંભલી, ભા. સાર્દ્ધ ત્રિકોટી સાધ;
ચાલ્યા શત્રુંજય ભણી, મુનિજીપણ ભવ વ્યાધિ. ૨૦
રાજાદની જીન મુકીને ભા. દક્ષિણ દિશ મુનિ તાસ,
સપ્તમ શ્રૃંગે તિહાં રહ્યા, ભા. શ્રી રૈવત ગિરિ પાસ ૨૧
તિહાં આસણ બેઠાથકા; ભા. સમતાવંત જીતાક્ષ;
સ્વાસ પ્રસ્વાસ રૂંધન કીયો, ભા. નાશાકેર ઉદાક્ષ ૨૨
ધ્યાન જીણેસ્વર ધ્યાવતાં, ભા. કર્મતણી કરે હાણ;
તતક્ષિણ મુનિવર પામીયો, ભા. નિર્મલ કેવલ જ્ઞાન. ૨૩
અનુક્રમે યોગ સંયોગથી, ભા. કર્મ સમસ્ત ખપાયરે;
અવ્યાબાધ પદ પામીયો, ભા. ઉજ્જલ મુક્તિ કહાયોરે. ૨૪
સાર્દ્ધત્રિકોટી મુનિવરૂ, ભા. સુભદ્ર નામ શ્રૃંગોરેરે,
મુક્તિ ગયા સહુ તિહાં મુનિ, ભા. પામ્યો સુખ અભંગોરે. ભા. ૨૫
સિદ્ધિ સૌધાંગણ શૈલ એ, ભા. જે નર આવે તાસોરે;
કપર્દીગોમેધ બે, ભા. યક્ષ દોવારિક જાસોરે. ૨૬
તીરથતણી રક્ષા કરે, ભા. થઈ અઢારહ ઢાલોરે;
ખંડ આઠમે જાણવી, ભા. કહે જીનહર્ષ રસાલોરે. ૨૭
સર્વગાથા, ૬૨૦,

## દુહા.

હિવે જરાસુત આવીને, કૌસ્તુભ પાંડવને તેહ;
દેખાલી દ્વારિકાતણો, સહુ દાહાદિક હેહ. ૨
પાંડવ પિણિ તે શોકથી, તરિવા અબ્ધિ સંસાર.
પ્રવ્રજ્યાયાનસંગતે, જીનવર ધ્યાન સમાર, ૨
નેમીસર સર્વજ્ઞજીન, ધરમઘોષ મુનિ નામ;
મુંકયો પાંડવ બોધિવા, ઘણાયતિસું તામ. ૩
પાંડવ વિણિ નમિવા ભણી, લેઇ બહુ પરિવાર;
આવ્યા દેસણ સાંભલિ, મોહ ગમાવણહાર. ૪
પાંડવ નમિ ભવિ આપણો. પૂછે ઉલટ આણિ;
મુનિ જ્ઞાને જાણી કરી, ભાખે મીઠી વાણિ. ૫
પૂરી આસન્ન બલાવિષે, કારમુક બાંધવ પંચ;
પ્રીતિ પરસપર અતિ ઘણી, રાખે કપટ ન રંચ. ૬
સુરતિ શાંતિનુ દેવજી, સુમતિ સુભદ્રક પંચ;
ઇણિ નામે ભેલા રહે, પિણિ નહી મન ખલખંચ. ૭
ભવોદ્વિગ્ના અન્યદા, દારિદ્ર કર્દમ મગ્ન;
યશોધર મુનિ વચનથી, દીક્ષા ગ્રહિ અભગ્ન. ૮

ઢાલ—મહા વિદેહ ક્ષેત્ર સુહામણો એ દેશી. ૧૯

દેહ વિષે પિણિ નિસ્પૃહી, તપ સૂરજ કિરણેહ લાલરે;
ગુરૂ ગ્રીષ્મોદ્ભવ કર્મના, પલ્વલજલ શોષેહ લાલરે. દે. ૧
આદ્ય મુનિ કનકાવલી, રત્નાવલી અન્ય ધૂર્ય લાલરે;

મુકતાવલી ત્રીજો સહી, સિંહનિક્રીડિત તૂર્ય
લાલરે. દે. ૨
વર્ધમાન આંબિલ વલી, સુભદ્રે તપકીધ લાલરે;
પંચ મુનીસ્વર મહાવ્રતી, પંચાક્ષ વસિ સુપ્રસિદ્ધ
લાલરે. દે. ૩
ક્રમે દેહ ધાતુ દેહને, શોષી તપોગ્રહ જેણ લાલરે;
પ્રાંતે અણુસણ કરિ મૂઆ, દેવ અનુત્તર તેણ લાલરે. દે. ૪
તિહાંથી ચવી તુમ્હે ઇહાં થયા, પાંડુ નૃપતિ સુત
એહ લાલરે;
મુક્તિ લાભઇણિહીજભવે, થાસ્યે તુમઇણિ દેહ લાલરે. દે. ૫
એહવું સુણિ સંવેગથી, વાંછે મુક્તિ નિજીક લાલરે.
રાજ્ય દેઇ પરીક્ષિત ભણી, વ્રત લીધો તહતીકલાલરે. દે. ૬
દીક્ષા કુંતી દ્રૌપદી, લીધી ગુરૂ સંયોગ લાલરે;
પાંચે મુનિવર તપ કરે, નાનાભિગ્રહ યોગ લાલરે. દે. ૭
આર્ય અનાર્ય દેશાંતરે, વિહરંતા નેમીસ લાલરે;
ચોવીસ સહસ્ર મુનિ સાતસેં, અપ્રમાદી નિશિદીસ
લાલરે. દે. ૮
ચાલીસ સહસ્ર વ્રત તણો, પોઢો પ્રભુ પરિવાર લાલરે;
સહસ્ર ઊગુણોત્તર આગલા, શ્રાવક લાખ વિચાર
લાલરે. દે. ૯
ત્રિણ લાખ વલી શ્રાવિકા, એકોન ચાલીસ હજાર
લાલરે;
પોતાના પ્રતિબોધીયા, એતલો પ્રભુ પરિવાર લાલરે. દે. ૧૦

નિર્વાણ સમય જાણી કરી, આસન્ન નેમિ જીનંદ લાલરે;
સુર અસુર નર સંગતે, આવ્યા રૈવત ગિરિંદ
લાલરે. દે. ૧૧
દીધી પ્રભુજી દેશના, પ્રતિબુદ્ધા બહુ લોક લાલરે;
દીક્ષા લીધી કેટલે, શ્રાવક થયા કેઇ થોક લાલરે. દે. ૧૨
અણસણ કીધો નેમિજી, પાદપોગમ પ્રમાણ
લાલરે;
ચલિતાશન શક્રના થયા, આવ્યા મિલી તિણિ ઠાણ
લાલરે. દે. ૧૩
ચિત્રાસુચિ શિત અષ્ટમી, પ્રભુ શૈલેસીધ્યાન
લાલરે;
પાંચસે છત્રીસ સંગતે, પામ્યો નિવૃંતિ થાન
લાલરે. દે. ૧૪
શક્ર મિલી સુરતરૂતણે, કાષ્ટે નેમિ જીણંદ લાલરે,
અગ્નિ લેઇ પ્રભુ દેહનો, કીયો સંસ્કાર
મુણિંદ લાલરે. દે. ૧૫
આખંડલ અષ્ટાહ્નિકા' કૃત નંદીસર ઠામ લાલરે;
નિજર ઠામ પહુતલા, હીયડે પ્રભુનો નામલાલરે. દે. ૧૬
તીન કલ્યાણક જિહાં થયા, દીક્ષાજ્ઞાન નિર્વાણ લાલરે;
શ્રીનેમીસર જીનતણા, નમું રૈવત સુવિહાણ લાલરે. દે. ૧૭
એક જીહાં જિનવરતણો, થાયે કલ્યાણક જેણ
લાલરે;
તે તીરથ મુનિવર કહે, રૈવત અધિકો તેણ લાલરે. દે. ૧૮

પવિત્ર પગે જીનવરતણે, રૈવત ગિરિની ધુલિ લાલરે;
વિશ્વભણી નિર્મલ કરે, કાઢે પાતક મૂલ લાલરે. દે. ૧૯
સહુ પરવતમાં એ શિરે, જલથલ નભના પ્રાણ લાલરે;
જે છે ઇણે પરવતે, ત્રિણભવમાં નિર્વાણ લાલરે. દે. ૨૦
ઉગણીમી પૂરી થઈ, આઠમા ખંડની ઢાલ લાલરે;
છે જીન હર્ષ સોહામણી, સુણજયો બાલ ગોપાલ લાલરે. દે. ૨૧

સર્વગાથા, ૬૪૮.

## દુહા.

તરૂદ્દષદ્દાગનિ ભૂમિકા, પવન પાણીના જીવ;
જાઇ અચેતન પિણિ શિવે, કિતલે ભવે અતીવ. ૧
તપ ક્ષમા ગુણ સંયુકતસું, સામ્ય રસભરીયા જેહ;
ધાતુમય દેહ તજી કરી, લહે સાસ્વતો દેહ. ૨
જીમ પાષાણના ફરસથી, હેમપણું લહે લોહ;
તિમ પ્રાણી ગિરિ ફરસથી, થાઇ ચિન્મયરૂપસોહ; ૩
ચંદન થાઇ દ્રુમસહુ, મલયાચલની વાસ;
તિમ ઇહાં પાપી પ્રાણીયા, થાઈ પૂજ્ય નિવાસ. ૪

ઢાલ—સુ વિચારીરે પ્રાણી નિજમન થિર કરી જોઇ એ દેશી ૧૯

બંધવ પ્રભુના હરિતણીજી, : આઠેઇ પટનારી;
અપરિ ઘણી રાજેમતીજી, પહુતી મુગતિ મોઝારિ. ૧
ગુણવંતા પાંડવ ગયા, શત્રુંજય ચાલિ;
ઉત્તમ તીરથ જાણિનેજી, કરમ ભરમ સહુપાલિ. ગુ. ૨

પાંડવ વિહરંતા ગયા, હસ્તિકલ્પપુરમાંહિ;
જીનનિર્વાણ સુણ્યો તિહાંજી, લોક મુખેં કહવાય. ગુ. ૩
સુચાક્રાંત થયા સાંભલીજી. રૈવત દક્ષિણ મેલિ;
પહુતા શત્રુંજય ગિરિજી, અણુસણ કીયો સુખવેલિ. ગુ. ૪
પાંડવ કેડે પામીયેજી, પાંચસય મુનિ ગુણ શ્રેણિ;
દોઇ સહસ મુગતેં ગયાજી, ચ્યારિ અનંત લહ્યા તેણ. ગુ. ૫
પંચમ કલ્પે દ્રૌપદીજી, પહુતી પુણ્ય પ્રભાવ;
બીજા પણિ કોઇ મુનિવરૂજી, શિવ કેઇ સ્વર્ગ સ્વભાવ. ગુ. ૬
ત્યારે નારદ સાંભલ્યોજી, દ્વારીકા નગરીનો દાહ;
યાદવ સહુનો ક્ષય થયોજી, દૂન થયો મનમાંહિ. ગુ. ૭
દેવતણી કીધી પુરીજી, તેપણિ થઇ વિસરાલ;
જાણી શત્રુંજય ગયોજી. મન ધરિ ભાવ વિશાલ. ગુ. ૮
અવિરતિ પોતે નિંદતોજી, નમતો જીન યુગાદીસ;
તિણિહીજ શ્રૃંગે આદર્યોજી, અણુસણ વિસવાવિસ. ગુ. ૯
ચતુર ચ્યારિ સરણા કીયાંજી, ચ્યારિ મંગલ અંગીકાર;
ચ્યારે કષાય નિવારીયાજી, વિકથા મુંકિ ચ્યાર. ગુ. ૧૦
ચતુઃ શાખ ધર્મ આદર્યોજી, પાચ્યો ચોથો ધ્યાન;
ચોથો અંશ પિણિ તેહનોજી, પામી લહ્યો શિવથાન. ૧૧
ઉત્સર્પિણી અવસર્પિણીજી, શત્રુંજય ગિરિજાઇ;
નારદ અનંતા શિવ ગયાજી, અવિચલ સુખ સમુદાય. ગુ. ૧૨
ઇમ શ્રી રૈવતગિરિતણોજી, માહાત્મ અધિક ઉદાર;
કાંઇક પુણ્ય પ્રગટ કીયોજી, ઇહાં સિદ્ધિ શૈલ
અનુસાર. ગુ. ૧૩

શેષોદ્ધાર સ્થિતિ સુણોજી, ભાવિત આતમ ભાવ;
મુજવાણી સુરપતિ સુણોજી, ભવદુઃખ સાયર નાવ. ગુ. ૧૪
આઠમો ખંડ પૂરો થયોજી, વિસે ઢાલ રસાલ;
કહે જીનહર્ષ સહુ સુણોજી, આણી ભાવ વિશાલ. ગુ. ૧૫
સર્વગાથા, ૬૬૭. પાઠાંતર ૬૬૨.

ईति श्री जिनहर्ष विराचिते श्री शत्रुंजय महात्म्य, चतुष्पद्यन्तर्भूत श्री रैवताचल माहात्म्ये श्रीनेमि दीक्षाज्ञान निर्वाण पांडवोद्धारादि वर्णनो नामाष्टमः खंडः समाप्तः ॥ ८ ॥

## દુહા.

ફણામણિ કર જેહનો, વદનેંદુ નખ કાંતિ;
તીન જગતનો તમ હરે, પાસ પૂરે મન શાંતિ. ૧
સુરનર વંદિત પયકમલ, મહિમા જાસ અખંડ;
રિદય નામ ધરી તેહનો, બોલિસ નવમોખંડ. ૨
જંબૂ દ્વીપતણો ભરત, પુરી વારાણસી નામ;
ગંગાનદી પાસે વહે, ઇંદ્રપુરી અભિરામ. ૩
ભારત વંશે દીપતો, ગુણ ઉર્જ્વલ યશ છત્ર;
અશ્વસેન તિહાં રાજવી, જીન આજ્ઞા પવિત્ર. ૪
વામા વામાશય થઇ, ગુણોદામ અભિરામ;
સહુ વામા માથે રતન, તસુ રાણી શીલધામ. ૫
તે અન્યદા યામિની, પ્રહર ચોથે સુતી સુખ;
ચઉદ સુપન રાણી લહ્યા, ગય વસહ પ્રમુખ. ૬

ચૌથી ચૈત્ર અંધારીએ, વિશાખાભજીણુંદ
પ્રાણુતથી ગર્ભે રહ્યા, જગ ઉદ્યોત દિણુંદ. ૭
પૂર્ણ કાલે પોષની, દશમી ચૈત્ર નક્ષત્ર;
સુત જાયો શામલ વર્ણ, સર્પ ધ્વજ એકત્ર. ૮
દેવ દેવી વૃંદે મિલી, મેરૂ મહોત્સવ કીધ;
રાય પ્રભાતે હર્ષસું, ઉછવ કરિ યસ લીધ. ૯

**ઢાલ**—આલી ધન ઓપીઉ ધન વ્યાપારી, એ દેશી; ૧. રાગ નટ

અંબા પુત્રવતી શય્યા સૂતી પાસે શર્પ ચઢંતો દિઠો;
પાર્શ્વનામ થયો તે હુંતી, અં. ૧
બાલપણો વોલ્યો પ્રભુજીનો, અનુક્રમે તરૂણાપો આયો;
નરવર્મ નૃપની કન્યા સુંદર, પ્રભાવતી લેઇ પરણાયો. અં. ૨
પરિવ્રાજક અન્ય દિવસ સમાગત, કમઠ નામે તપ મઠજાણે
ધૂમ્ર પીડિત અહિ દષ્ટિ દિખાલી, પ્રતિબોધ્યો મન હઠ આણે, અં. ૩
જવાલા કુલમાં પ્રાણ તજંતો, સર્પેઇ પ્રભુ નયણે દીઠો;
થયો ધરણ નામે કરૂણોજિજત, સુખ પામ્યો તિણિ અતિ મીઠો, અં. ૪
કમઠની લોક કરે સહુ નિંદા, હિંસામિશ્ર કુધર્મકારી;
ધરતો ક્રોધ પ્રભુ પરિ મૂઓ, સુર થયો મેઘમાલી ભારી. અ. ૫

ત્રીસ વરસ ઘર વાસે રહીયા, આવી લોકાંત ભાસે;
દાન દેઇ વછર પરમાણે, દીક્ષોછવસુરનર.
વાસે અ. ૬
પોસતણી કાલી ઇગ્યારસિ, રાધા અઠમ તપ ચારી;
પ્રાત દિવસ પાસ (અંશ) પ્રભુ વ્રત લીધો, તિનસેં
રાજન સહુચારી. અ. ૭
ચોથો મનવર્યવ નામે હિવે, જ્ઞાન થયો પ્રભુને દેવા;
ચરણે નમિ નિજ ઠામે પહુતા, કરતા જીન
સમરણુ હેવા, અં. ૮
બીજેદિન કોપકટ સંનિવેશે, જગત પ્રભુ
આવ્યા રંગે;
પરમાન્ને પારણુ ધન્ય ગેહે, કીધો મનને ઉછરંગે, અં. ૯
વિહરંતા કલિ ગિરિ પ્રભુ આવ્યા, કુંડ સરોવરને
તીરે;
કાદંબરી અટવીમાંહિ લીધો, કાયોત્સર્ગ નિર્ભય
ધીરે. અં. ૧૦
ગજ મહીધર જલ પીવા કાજે, મલ્હપંતો તિહાં
આવીયો;
પ્રભુ દેખી પૂરવ ભવ સમર્યો, કરે સેવા મન
ભાવીયો. અં. ૧૧
પાસે ઉભા સુરવર મનોહર, ગાવે ગીત સંગીતસું;
ત્રિણુ કાલ પ્રભુ સેવા સારે, ભાવ પરિઘલ બહુ
પ્રીતિસું, અ. ૧૨

પ્રભુ વિચર્યા અંગ દેશનો રાજા, આવ્યો તિહાં
નમિવા ભણી;
દીઠા નહી ઉપનો મનમેં દુઃખ, ભૂષ્ટ થયો ચિંતા
મણિ. અં. ૧૩
મૂર્છા નૃપ પામી સુર દેખી, પ્રીતિ ઉપાવણ કારણે;
તિહાં કીધી જીનવરની મૂરતિ, નવ હસ્ત મિતિ
ચિત્ત ધારણે. અં. ૧૪
હસ્તીકાલ વસેમૂઓ તિહાંથી, તિહાંહીજ કરિ વ્યંતર
થયો;
નરનારી મન વંછિત પૂરે, પ્રભુ ચરણે આવી
રહ્યો. અ. ૧૫
અંગ રાજા પિણિ દેખી હરખ્યો, તિહાં પ્રાસાદ
કરાવીયો;
કલિકુંડ એહવે નામે તીરથ, પ્રગટ થયો સહુ
ધ્યાઇયો. અં. ૧૬
કલિ ગિરિકુંડ સરોવર તીરે, કાઉસગ્ગ પ્રતિમા
જીનકેરી;
જે દેખે જે પૂજે રતિપ્રીતિ, સુખ સંપતિ
લહે અતિકેરી. અં. ૧૭
મોટો તીરથ દેવે સેવિત, સેવ્યાં ઈપ્સિતફલ આપે;
ધ્યાન મંત્રથી નામ પ્રભુ અધિકો, ભવભવનાં
પાતક કાપે. અં. ૧૮

મહામંત્ર કલિકુંડ પાર્શ્વનો, સદ્ગુરૂના મુખથી પામી;
ધ્યાવે જેહ અસંકિતચિત્તે, અષ્ટસિદ્ધિ આવે ધામી. અં. ૧૯
ક્ષુદ્ર ઉપસર્ગે જેનર ધ્યાવે, ક્ષોભ કદાપામે નહી;
સિંહ આગલી જીમગોમાયુ નાસે, તિમનાસે ન રહે ત્યાંહી. અં. ૨૦
બ્રહ્મચારી જે મિત આહારી, દાંત વિજીત મન વચ કાયા;
મંત્ર જપે ગુરૂ વાકય થકીજે, સિદ્ધિ લહે સુપરે ધ્યાયા. અં. ૨૧
હિવે પ્રભુ શિવ નગરીના વનમાં, કાયોત્સર્ગ લેઈ રહ્યા;
આવ્યો તિહાં વાંદણુ ધરણી પતિ, ચરણે નમિયો સુખ લહ્યા. અં. ૨૨
ભવના તાપ ઇણે મુજ જાસ્યે, એહવું ચિંતવી કારણું;
પ્રભુ ઉપરે ધાર્યાં નાગેંદ્રે, નિજફણુ આતપ વારણું. અં. ૨૩
ઈંદ્રાણી જીનવરને આગે, કરે નાટિકરાગ રંગસું;
સંકતે કરે સમકિત નિરમલ, દુરિકરે મિછિત અંગસું. અં. ૨૪
તેહ દિવસથી તેહ પુરીનો, અહિછત્રા થયો અભિધાન;
જીહાંર મોટા લીયે વિસામો, તિહાંર તીરથ બહુ માન. અં. ૨૫

જઈ તિહાં અહિછત્રા નગરિ, અહનિશિ જે જીન
વર ધ્યાવે
તેહને લોક નમે ત્રિભુવનના, નિશ્ચય અવ્યય પદ
પાવે. અં. ૨૬
રાજપુરે તિહાં જઈ પ્રભુ ઉભા, પ્રતિમા ધર
થિર મન કરી;
પહિલી ઢાલ થઈ ખંડ નવમેં, કહી જીન હર્ષ
હર્ષ ધરી. અં. ૨૭

સર્વ ગાથા, ૩૬.

## દુહા.

તિહાં આવી ઇશ્વર નૃપતિ, વાંદે ભાવ સહિત;
ચરણ કમલ જીન રાયનાં, રિદય કમલ હરષિત. ૧
નિજપૂર્વ ભવ જાણીયો, પ્રભુ દરિસણથી રાય;
અતિ ઉત્તુંગ કરાવીઓ, જીન ગૃહ ચિત્ત લગાય. ૨
નિજ પ્રતિમા પ્રાગ્ભવતણી, કુકુટી કરાવી તાંહ;
કુકુટેસ્વર તે દિનથકી, તીર્થ થયો જગમાંહ. ૩
તે તીરથને ઉદ્દિસી, નિકટ રહયા સુર આઈ;
સુરતરૂ જીમ સુખ પૂરવે, જેનિત્ય સેવે પાય ૪
હિવે તિહાંથી પ્રભુ વિચરતા, તાપસ આશ્રમ
પાસ;
તિહાં આવી કાઉસગ કીયો, કર્મ ખપાવણ આસ. ૫
દશ ભવનો વઇરી હિવે, કમઠાસુર આવેહ;
છલ દેખી ઉપસર્ગ બહુ, કરવા આરંભેય. ૬

દ્વિપી દ્વિપ અરિપ્રબલ, વૃશ્ચિક વ્યાલ વેતાલ;
પ્રભુ અક્ષોભ્યજાણી કરી, વરસાવે જલ માલ. ૭
દ્રુમ ઉપાડિ મૂલથી, ઉડાડે ગિરિગલ્લ;
જાણે કલ્પાંત કાલનો, વાજે વાયુ અપલ્લ. ૮

**ઢાલ**–લાંધ્યા તોડાતોડરીરે લાંધીનદીરેવનાસ. એ દેશી. ૨.

તીવ્ર ધારાએ વરસતોરે જબર જબકે વીજ ગાજે;
ગિરિવર ધડહડે, જાણે કલોથલ એહીજ. ૧
કમઠાસુરકરેરે, વર્ષાનો ઉપસર્ગ;
સક્તિમંત પ્રભુજી સહે, તોડણ કરમના વર્ગ. ક. ૨
ભૂમિ વિષે ગર્તાવિષેરે, નદીનાં નિર્જરમાંહિ;
જલધારા માવે નહી, રહીયો-તમ અવગાહિ. ક. ૩
યથા અશનિ વિદ્યુતયથારે, યથા વારિનો પૂર;
ધ્યાન પ્રદીપ તથાતથા, પ્રભુનો વધે સનૂર. ક. ૪
અથિરથિરા તે પિણ થઈરે, ભૂધર થયા પ્રભુ પ્રકંપ;
એ ઉપમ ખોટી થઇ, જીનવર ધ્યાન અકંપ. ક. ૫
અંબુપૂર વધતો થકોરે, નીચગામી પણિ જોઇ;
પ્રભુ સંગતિ ઉંચો ચઢયો, નાસાપુટલગિ હોઇ. ક. ૬
ઇણિ અવસર ધરેણેંદ્રનોરે, આસન કાંપ્યો તામ;
વાહણ જેમ સમુદ્રમે, ચિન્તે મનમેં તામ. ક. ૭
કિણે ચલાવ્યો માહરોરે. અચલ સિંહાસન એહ;
તાસસીસ વજ્રે કરી, છેદું નહી સંદેહ. ક. ૮
કોપથકી ઈમ ચિંતવીરે, જેતલે જોવે જ્ઞાન;
પ્રભુ અવસ્થા તેતલે, દેખી થયો હેરાન. ક. ૯

તુરત તિહાં પરિવારસુંરે, આવ્યો નાગનો ઈંદ્ર;
ફણા છત્ર શિરધારીયો, ઉંચા ધર્યા જીનેન્દ્ર. ક. ૧૦
વિભુ આગલિ નાટક કરેરે, ગાવેગીત રસાલ;
ચિત્તવૃત્તિ બિહુ ઉપરે, સારિખી સંભાલ. ક. ૧૧
વૃષ્ટિથકી વિરમે નહી, ક્રોધ કરી તિણિવાર;
સેવકને આદેશદ્યે કરો, વિપક્ષ સંહાર. ક. ૧૨
મેઘ માલી તે નિરખીયોરે, લોયણ ભરીયાં કોપ;
જીનવર ચરણે આવીયો, ક્રોધતણો કરિ લોપ. ક. ૧૩
મેઘ વૃંદ તિણિ અપહર્યોરે, કહે અસુર તિણિવાર;
અજ્ઞપણે સ્વામી કર્યો, ખમજ્યો જગદાધાર. ક. ૧૪
નિર્ગુણ નિઘૃણ દાસ હું રે, તું જગત્રય આધાર;
મુજ ઉપરિ કરૂણા કરો, ક્ષમાતણા ભંડાર. ક. ૧૫
તીન લોકનો સ્વામી તુંરે, તું સહુનો પ્રતિપાલ;
તાહરી સહુ ઉપરી કૃપા, તું પ્રભુ દીન દયાલ. ક. ૧૬
કમઠાસુર ઇણિ પરિ થયો, પ્રભુનો સેવક ખાસ;
ધરણાજ્ઞાયે સંઘનાં, કરે ઉપદ્રવ નાસ. ક. ૧૭
ધરણેંદ્ર કમઠાદિક થયોરે, પ્રભુને સાસન તેહ;
મહા ઉછવકારી તિહાં, વાંછિત દાયક જેહ. ક. ૧૮
નમી કરી પ્રભુ પાસને રે, પહુતા નિજ ૨ ઠામ;
અન્ય ઠામ વિચર્યા પ્રભુ, ગયા વણારસી તામ. ક. ૧૯
સ્યામ ચતુર્થી ચૈત્રનીરે, ગત ચોરાસી દીસ;
રાધારિષિ ધાતકીતલે, જ્ઞાન લહયો જગદિસ. ક. ૨૦
સમવસરણ કીધો તિહાંરે, સુર અસુરે તતકાલ;
દીધી જિનવર દેશના, અમૃત થકી રસાલ. ક. ૨૧

અશ્વસેન આદિક તિહાંરે; આવ્યા નૃપ પરિવાર;
વામા પરભાવતી મુખા; પ્રતિબોધી બહુનારિ. ક. ૨૨
હસ્તિસેનાદિક રાજવીરે, પામ્યો સમકિત સાર;
આર્યદત્તાદિક પ્રભુતણા, હુયા દશ ગણધાર ક. ૨૩
અતિશયવંત પ્રભુ તિહાં થકીરે, કીધો ધરા વિહાર;
ઠામ ૨ કરતા થકા, તીરથ ચરણ પ્રચાર. ક. ૨૪
અનુક્રમિ આવ્યા પાસજીરે, શત્રુંજય સુવિલાસ;
આદ્યપ્રભુ જીમ ભવ્યનેરે, તીર્થ પ્રભાવ પ્રકાશ. ક. ૨૫
સર્પ નકુલ હરિણાદિકારે, પ્રભુ દેશણ સુણિ તેહ;
પ્રતિબોધ્યા સમતાધરી, પામ્યા સ્વર્ગ સનેહ. ક. ૨૬
પ્રભુની મીઠી દેશનારે, સહુને આવે દાઇ;
ઢાલ બીજી નવમા ખંડની, એ જીનહર્ષ સુહાઈ ક. ૨૭

સર્વગાથા, ૭૦ પાઠાંતર (૭૮).

## દુહા.

રૈવતાદિક શ્રૃંગને વિષે, પ્રભુજી કરિ વિહાર;
વલી કાસીવાસી થયા, સોવત સુરક્રમ સાર.
તસુ બંધવ હસ્તિસેનહિવે; આવ્યો નમિવા પાય;
સુરપતિપિણિ આવ્યા મિલી, ચરણે લાગા આય. ૨
હિવે કૃપાબ્ધિ જગનાથપિણિ, તારણ ભણીતિવાર;
સહુ ભાષા અનુયાયિની, દે દેશનામૃત ધાર. ૩
શત્રુંજય સંઘપતિ સુગુણ, સુરેશાર્ચ સમકિત;
શીલ શામ્ય શિવસુખ ભણી, સપ્ત એહ સુભ ચિત્ત. ૪
સાત એહ સાતે નરક, ભેદણહાર અંધાર;
એકોતરસપ્ત કર્મનો, ક્ષયકર મુક્તિ દાતાર ૫

તીર્થંકર ગોત્ર ઉપાર્જે, પવિત્ર કરે નિજવંશ;
ધરમવંત સંઘેશની, ન કરે કોણ પ્રશંસ. ૬
ભમે જીવ ભવતાં લગે, મુંજાણો મિથ્યાત;
સમકિત જાંકૂરસે નહિ, કરે પાપનો ઘાત. ૭
અગ્નિ નીર પીયુષ વિષ, વિષધર કમલ સમાન;
કિંકર સુર હુઇ જેહથી, સેવો સીલ પ્રધાન. ૮
જે વાલ્હા વૈરી હુવે, તાકે લેવા પ્રાણ;
મિત્ર થાઇ સમતાથકી, સિદ્ધિનિબંધણ જાણ. ૮

ઢાલ—મ્હારી સદારે સોહાગિણી આતમા તું નોકર ગોવિંદભરતાર એ દેશી. ૩.

રાજા હસ્તિસેન દેશણ સુણી, ઉઠી નમી પ્રભુ પાયરે;
કરજોડી માંગે મુદા, સંઘપતિ દ્યો જીનરાયરે. રા. ૧
વાસાક્ષત ઇન્દ્ર આણીઓ, શ્રી જીનવર તતકાલરે;
કીધી પ્રતિષ્ઠા ઉત્સવે, સંઘપતિની સુવિશાલરે. રા. ૨
ત્યારે તે નૃપ સંઘસું, દેવાલય લેઈ સાથિરે;
પ્રથમ સંઘ જીમ ચાલતો, પૂજંતો ગુરૂ જગનાથરે. રા. ૩
શત્રુંજય ગિરિ આવીયો, નદીતણા લેઇ નીરરે;
યુગાદિશ ભાવે કરિ, પૂજ્યા લહણ ભવતીરરે. રા. ૪
શ્રૃંગે ૨ દેહરા, રાય કરાવ્યા ભવ્યરે;
સંઘતણી પૂજા કરી, સફલ કીયો ભવિતવ્યરે. રા. ૫
ચંદ્રપ્રભાસશ્રી શૈલવિષે, ગિરવર શ્રીગિરનારરે;
નમી સ્તવી તીર્થેશને, પંચવિધ દાન દાતારરે. રા. ૬
સાત ક્ષેત્રે વિત્તઆપણો, જીમ ભુંઇ બીજ વાવંતરે;
નિશ્રેય ફલને કારણે, ભાવનીરસીંચંતરે. રા. ૭

ધર્મ ચતુર્વિધ ધ્યાઈને, વલીયા તિણુહીજ માગરે;
કાસીપાસ નમ્યા તિહાં, ચૈત્ય કરાવ્યો ભાગરે. રા. ૮
જીન ચિન્તે ગુરૂ લોયણે, વાચિ તત્ત્વ શ્રુતકાનરે;
હાથ દાન શિર આગન્યાં, તેહુથી ધરમીન આનરે. રા. ૯
વિહંરંતાં પ્રભુને થયા, નવસય વીસ હજારરે;
એતલા મુનિવર મહાવ્રતી, જેહનો શુદ્ધ આચારરે. રા. ૧૦
ત્રીસ સહસ્સ આઠ આગલી, વ્રતિની શ્રાવક લક્ષરે;
ચોસઠિ સહસ્ર ઉપરિ વલી, નિજ પ્રતિબોધિત દક્ષરે. રા. ૧૧
ત્રિણુ લાખ શ્રાવિકા થઈ, સિન્તોત્તર હજારરે,
પ્રભુજીને થયો એતલો, સંઘતણો પરિવારરે. રા. ૧૨
આયુ શત વર્ષ ભોગવી, સમેત શિખર ગયા નાહરે;
માસતણો અણુસણુ કર્યો, કર્મતણો કીયો દાહરે; રા. ૧૩
સાથે તેત્રીસ સાધુને, સુદિ આઠમિ સુવિમાસરે;
ચિત્રાયે મુકતેં ગયા, જગનાયક શ્રીપાસરે. રા. ૧૪
શ્રી હસ્તિસેન નિજ પુત્રને, ઉચ્છવસું દેઇ રાજરે;
શત્રુંજય સમતા ધરી, મુગતેં સાર્યા કાજરે. રા. ૧૫
જે સિદ્ધા મુનિવર ઇહાં, સંઘપતિ તીર્થ ઉદ્ધારરે.
વલી મુજથી આગલિ હુસ્યે, તે કહું ઈંદ્ર વિચારરે. રા. ૧૬
હિવે વૈભારગિરે ગયો, મુજ વચને રાજાનરે;
શ્રેણિક ચૈત્ય કરાવીયા, તિહાંર પુર સુપ્રધાનરે. રા. ૧૭
મુજ કેડિ ત્રિણુ વછરે, ઉપરિ સાઘઇિ માસરે;
પંચમઆરો બેસિસ્યે, દિનર ધરમ વિણાસરે. રા. ૧૮
ચ્યારસે વરસે મુજપછે, થાસ્યે વિક્રમાદિત્યરે;
કરિસ્યે પૃથિવી અનૃણી, પુન્ય પ્રમાણે વિત્તરે રા. ૧૯

સિદ્ધસેન ઉપદેશથી, પુહવી દારિદ્ર ચૂરિરે;
નિજ સંવછર થાપિસ્યે, મુજ વછર કરિ દૂરિરે. રા. ૨૦
હિવે કાંપિલ્યપુરને વિષે, જીન આજ્ઞા પ્રતિપાલરે,
જાવડ શ્રેષ્ઠી થાઇસ્યે, સુદ્ધવ્યવહાર વિશાલરે. રા. ૨૧
શીલવતી તેહને હુસ્યે, ભાવિલા નામે નારિરે;
ક્ષાંતિ જેમ ધર્માશ્રિતા, પરમ ભક્ત ભરતારરે. રા. ૨૨
ઇણિ પરિ ગૃહવૃત પાલતાં, વાસર જાસ્યે તાસરે;
સુખમાં કાલતણી પરે, ધર્મ શર્મ સુવાસરે રા. ૨૩
ચંચલ લક્ષ્મી તેહની, પાલી પિણિ ચિરકાલરે;
જાસ્યે યતન કરંતડાં, દેખંતાં વિસરાલરે. રા. ૨૪
ગયે દ્રવ્ય પિણિ તેહનો, સત્વ ન જાસ્યે દેહરે;
સત્ત્વ સાધ્ય સઘલી ક્રિયા, પુરૂષ ભણી કહી તેહરે. રા. ૨૫
આદર કોઇ આપિ નહીં, મેલાને મસકીનરે;
તો પિણિ નર્મ મુંકે નહી, યાચે નહી થઇ દીનરે. રા. ૨૬
મોટા પીડયા આપદા, મરે ન મૂંકે માનરે;
નવમે ખંડે ઢાલ તીસરી, કહી જીનહર્ષ સુજાણરે. રા. ૨૭

સર્વ ગાથા ૧૧૪.

## દુહા.

સારૂ નીવી (તિ.) આપણી, કરે અલ્પ વ્યાપાર;
વેલા દેખી ચલે નહીં, સોવાણીયો હિ ગમાર. ૧
ત્રિણ કાલ જીન પૂજસ્યે, નમસ્યે ગુરૂના પાય;
પડિકમસ્યે સંધ્યા બિન્હે, કરિસ્યે નિરમલ કાય. ૨
એક દિન મુનિ બે આવિસ્યે, વિહરંતા તસુ ગેહ;
પ્રતિલાભી શ્રી પૂછિસ્યે, ધન આગમન સનેહ. ૩

એક સાધુ તે માંહિલો, જાણી કહિસ્યે તાસ;
વેચણ તુરગી આવિસ્યે, લેજે ફલસ્યે આસ. ૪
સાવદ્ય એહ અમે કહ્યો, પિણિ થાસ્યે ઉપગાર;
તુજસુત તેહના દ્રવ્યથી, કરિસ્યે તીર્થોદ્ધાર. ૫
તે મુનિ ચરણે લાગિસ્યે, દેઈ ધર્માસીસ;
આવ્યા આશ્રમ આપણે, ધરતા હર્ષ જગીસ. ૬
તે ઘરથી હાટેં ગઇ, હયીક્રયક નર દેખિ;
પતિને કહિસ્યે મુનિવચન, હિતકારી સુવિશેષ. ૭
રોકડ ઉદ્ધારે કરી, ભાવડ અશ્વી તેહ;
લેઈ નિજગૃહ આવસ્યે, કામધેનોસમતેહ. ૮

**ઢાલ**—પરમ તિરથ પંચાસરો જીહાં સોહેપાસ જીણંદહો;
એ. દેશી. ૪.

સગલાં કામ મુકી કરી, સેવા કરિસ્યે નિત મેવહો,
સુભ કાર્ય જેહથી હુવે, સેવા કરિય જીમ દેવહો. ૧
હિવે સમય આવ્યે થકે, દીપે લક્ષણ સર્વાંગહો;
સૂરજ અશ્વ સમાનજે, જણુસ્યે તે અશ્વ સુરંગરે. સ. ૨
થયો કિસોર ત્રિવર્ષનો, તેજે જાણે દિનકારહો;
રાજ યોગ્ય તે થાઇસ્યે, જન કહિસ્યે જઈ વિચારહો. સ. ૩
તંપન રાજા આવી કરી, તેહના ઘરથી ગુણવંતહો;
તીન લાખ ધન દેઈ કરી, અશ્વ લેસ્યે લક્ષણ વંતહો. સ. ૪
તે વલી તિણિ દ્રવ્યે કરી, અશ્વ લેસ્યે બહુ જાણિહો;
ખાંણિ તુરંગ રતનતણી, જેહથી દારિદ્રની હાણિહો. સ. ૫

સૂરજ સસ અશ્વે કરી, એક ભુવન દીપાવે તેહહો;
એહનો સુત તીન લોકને, કરિસ્યે ઉદ્યોત ગુણ ગેહહો. સ. ૬
હિવે ભાવડને બહુ તુરી, થાસ્યે તેહના ગુણવંતહો;
ચરણેદિક ચક્ર આક્રમે, બહુ વિક્રમ અતિ ઓપંતહો. સ. ૭
સર્વાધિપવિક્રમભણી, જાણી ભાવડબુદ્ધિવાનહો;
એક વર્ણના લેઇ ઘોડા, ભેટ કીધી પામ્યો માનહો. સ. ૮
વિક્રમરાય ખુશી થયો, સોરઠ મંડલ દિયો તાસહો;
દ્વાદશ અન્ય પુરોપેતા, મધુમતી પુરી દી જાસહો. સ. ૯
વાજીત્ર બહુ પરિવાજતાં, છત્ર ચામર ચિન્હિત જેહહો;
મુખ આગલિ માગધ ભણે, ગાયેગાયન ગુણગેહહો. સ. ૧૦
હય ઘટસુંનરવ્રાતસું, મધુમતી પુરી માજારી;
પોલે તોરણ બાંધીયાં, ભાવડ આવે જીણીવાર હો. સ. ૧૧
તિણિ હિજ અવસર તેહની, ભાર્યા પૂર્વાચલ ભાણુહો;
લક્ષણ વ્યંજન ગુણે કરી, જણિસ્યે નંદન ગુણ ખાણિહો. સ. ૧૨
પુત્રાગતિ સુણી પ્રીતડી, આવી નિજ નગરી માહીહો;
દાન દેસ્યે દીન હીનને, ઉપજાવિસ્યે સહુને ઉછાહિહો. સ. ૧૩
પ્રસન્ન હુસ્યે સહુદિશિતદા, વાજીસ્યે વાયરો સુખકારહો;
સચરાચર સહુ જીવને, ઉપજાવસ્યે શાંતિ અપારહો. સ. ૧૪

નિજ સુતનો ઉછવ કીયો, ખરચ્યા તિહાં દામ
અમામહો;
ગોત્રતણી થિતિ સહુ કરી, દીધો જાવડ તસુ
નામહો; સ. ૧૫
લાલે ધાત્રી બાલક ભણી, પોષિત તેહુને પયપાનહો;
સુરતરૂ જીમ તેહનો પિતા, પૂરવસ્યે વાંછિત
માનહો. સ. ૧૬
કહ્યો નિમિત્ત ભૂ ભાગે, નિજ વિભવ પ્રમાણે તામહો;
ભાવડ અન્ય પુરીવરા, થાપિસ્યે પિણિ તિણિહીજ
નામહો. સ. ૧૭
તિણિ પુરિમાંહિ કરાવિસ્યે, પ્રાસાદ અમારો.
જાણિહો.
તિણિ પાસે પોષધશાલા, ધર્મ ધ્યાને ઇચ્છામન
આણિહો. સ. ૧૮
બાલપણું મુકી કરી, કરિસ્યે બાલક પદ ન્યાસહો;
થાઇસ્યે પાંચ વરસતણો, કરિસ્યે સહુ કલા
અભ્યાસહો. સ. ૧૯
જ્યારે મધ્ય વય આવિસ્યે, ચિંતવસ્યે તેહનો
તાતહો;
તે યોગ્ય કન્યા પામિને, જોડસ્યે વિવાહ
વિખ્યાતહો. સ. ૨૦
જાણી કાંપિલ્યપુર આપણા, ન્યાતિ વસે વણિક
હજારહો;
લક્ષણ જાણે અંગના, મુંકિસ્યે નિજ સાલો ત્યારહો. સ. ૨૧

કાંપિલ્ય પુર ભણી ચાલિસ્યે, શત્રુંજય તલહટીયાતિહો;
ઘેટી એકનિશાતિહાં, રહિસ્યે વાસો વિખ્યાતહો. સ. ૨૨
તિણ પુરમે નિજ ન્યતિનો, એક વણિક વસે સૂર નામહો;
સૂતારત્ન તેહુને ઘરિ, થાસ્યે શીલ ગુણ અભિરામહો. સ. ૨૩
વાણી જાણે સરસતી, રંભા અપછર અનુહારહો;
રમતી નિજ ગૃહ બારણે, જોસ્યે તે રૂપ ઉદારહો. સ. ૨૪
જાવડ કેરો માઉલો, જીમ શશિપ્રભા તારામાંહિહો;
અન્ય કન્યાવિચિ દેખિને, લહિસ્યે વિસ્મય ઉત્સાહિહો. સ. ૨૫
નામગોત્ર જાણી કરી, તેડી કન્યાને તામહો;
ઉછંગે આરોપિને, તાતને તેડાવ્યો કામહો. સ. ૨૬
ગ્રામોચિત લેઇ ભેટણો, સૂર મિલિવા આવ્યો તાસહો;
નમ્યો મિલિસ્યે તે ઉઠિને, બેસાડિ તે આપણે પાસહો. સ. ૨૭
સામાન્યે પિણિ મોટકા, કાર્યાર્થી આપે માનહો;
નવમે ખંડે ચોથી થઇ, જીનહર્ષ ઢાલ કરો ગાનહો. સ. ૨૮

સર્વગાથા, ૧૪૦ પાઠાંતર ૧૪૯

દુહા.

મધુરં વચન બોલ્યાવિસ્યે, સૂરને બુદ્ધિ પ્રમાણ;
નિજં ભાણેજને માગિસ્યે, કન્યા સરીખી જાણ. ૧
અશક્તિ નમ્ર વદનેકરી, જેતલે રહિસ્યે સૂર;
મૂલકી કન્યા તેતલે, કહીસ્યે સહુ હજૂર. ૨

ઢાલ—ધણુરા ઢાલા. એ દેશી. ૫.

ચ્યાર પ્રશ્ન જે માહારા, નિર્ણય કરિસ્યે તાસ;

કુમરી બોલે તે વર થાસ્યે માહરો, નહી તો
તપવનવાસ. કુ. ૧
વારૂરે ૨ સુજાણ, ગુણ દરીયો;
થાસ્યે ૨ રેસુજાણ; હીયડે ધરીયો;
ઇમ જાણી જયાં સહુ કોઇ. કુ. ૨
તેહની ઉક્તિ સુણી કરીરે, ધરી પ્રમોદ મનમાંહિ; કુ.
લેઈ કુમારી કન્યકારે પુર આવિસ્યે ઉમાહિ. કુ. ૩
તે સાંભલિ ભાવડ હિવેરે, કૌતક મનમાં ધારિ; કુ.
સ્વજન લેઇ મુજ દેહરે રે, રહિસ્યે સસુત વિચાર. કુ. ૪
ભૂષિત અંગી કન્યકારે, ઘણા સ્વજન લેઈ સાથ; કુ.
ચૈત્ય આવસ્યે લોકનેરે, જોતી મનમથ આથ. કુ. ૫
ખિન્ન થયા ભમતાથકારે, જાણે લોચન તાસ; કુ.
જાવડ ચુનિ લાવણ્ય શરીરે, નિશ્ચલ કરિસ્યેવાસ. કુ. ૬
અલ્પ માત્ર હસી કરીરે, સીલવતી સુકુમાલ; કુ.
સીતલ મીઠી વાણીયેરે, કહિસ્યે વચન રસાલ. કુ. ૭
ધરમ અર્થ કામ મોક્ષ એરે, શાસ્ત્રે ભાખ્યા જેહ;
પુરૂષાર્થ ચ્યારે મુજપુરે, વર્ણવિસહુ સુણેહ. કુ. ૮
વચન સુણી કુમરીતણારે; કહિસ્યે તામ કુમાર;
સાયરધ્વનિ જીમ ઉછલેરે, મધુર ગંભીર વિચાર. કુ. ૯
સર્વભૂતને હિત કરેરે, રત્નત્રય આધાર; કુ.
ચારિત્ર લક્ષણ ધર્મ એરે, કેહને નહી સુખકાર. કુ. ૧૦
હિંસાસ્તેય પરદ્રોહણારે, મોહ કલેશ અહિત; કુ.
સપ્ત ક્ષેત્રે જેવાવીયેરે, અરથ અનર્થ રહિત કુ. ૧૧

જાતિ સ્વભાવે ગુણુધરેરે, અન્ય કરણનો લોપ; કુ.
બાધક ધર્મ અરથ તણોરે, કામ દંપતિ મનઓપ. કુ. ૧૨
દોષ કષાય સહુ ગયારે, જીન માનસ સામ્યવાન; કુ.
શુકલ ધ્યાન મય સ્વાતમારે, મોક્ષ ભાખ્યો તે ભગવાન. કુ. ૧૩
એહવું નિર્ણય પામિનેરે, ભારતી અનુમતિ પામિ; કુ.
વરમાલા લેઈ કુમરનેરે, કંઠે ધરસ્યે તામ. કુ. ૧૪
હર્ષ ધરી બહુ પ્રીતિસુરે, માતપિતા શુભ દીસ; કુ.
કરસ્યે વીવાહ તેહનોરે, મનમેં ધરીય જગીસ. કુ. ૧૫

સર્વગાથા, ૧૫૭. પાઠાંતર ૧૧૬

ચંદ્ર નિશા જીમ પ્રીતડી, છાયાંને જીમ દેહ;
હીયમાન અધિકી હુવે, ઉપમાનલહે તેહ. ૧
ચ્યારૂ ઉપાયને વિષે, ચતુર ધન અર્જન રિપુધ્વંસ;
જાવડ ભાવડનો કુમર, સોભ ઉપાવણ વંશ. ૨

**ઢાલ**—દાન ઉલટ ધરી દીજીએ, એ દેશી. ૭.

કિતલે કાલ ગઈ થકે ભાવડ દિવંગત હોઇરે;
જાવડ નિજ પુરી રિદ્ધિભરી, ધરમજીન પાલસ્યે
જોઇરે. કે. ૧

દુખમા કાલ મહાત્મથી, મુગલતણા બલ જોહ (૨) રે;
સમુદ્રના પૂર જીમ સહુ ધરા, લેસ્યે પ્રાણુ નિજ
ફેરરે. કે, ૨

ઉત્તમ મધ્યમ જનથકી, ગોધન ધાન્ય સ્ત્રી બાલરે;
સોરઠ કચ્છ લાટાદિકા, લેઈ જાસ્યે તત્કાલરે. કે. ૩
નિજ નિજોચિત કામને વિષે, વર્ણને મુર્ગલ
ભાખીરે;

વિત્ત દેઇ બહુ સહુ ભણી, જોડિસ્યે મંડલ
સાખિરે. કે. ૪
જાવડ સેઠિ તિહાં હિવે, સગલી વસ્તુનો જાણુરે;
અરજીસ્યે વિત્ત સુભચિત્તસું, કરિસ્યે અન્યાય
નિહાણિરે. કે. ૫
આરજ દેશ જીમ આપણા, ન્યાતિવસાવિસ્યે
વાસરે;
તિહાં પિણિ ચૈત્ય કરાવિસ્યે, માહરો ધર્મ
અભ્યાસરે. કે. ૬
આર્ય અનાર્ય દેશને વિષે, વિહરંતા મુનિ રાયરે;
તિહાં આનંદ ધરતો થકો, વાંદિસ્યે જાવડ જાઇરે. કે. ૭
સિદ્ધિગિરિતણા વ્યાખ્યાનમેં, કહ્યો મહિમા
અધિકારરે;
જાવડ પાંચમારે હુસ્યે, તીરથનો કરિસ્યે ઉદ્ધારરે. કે. ૮
કરિય પ્રણામ આણંદસું, પૂછિસ્યે મુનિ ભણી
તેહરે;
જાવડ અન્ય કે હું પ્રભો, તીરથ ઉદ્ધાર કૃત જેહરે. કે. ૯
ઉપયોગે જાણી કરી ગુરૂ કહેસ્યે ઇમ તાસરે;
પુંડરીક રક્ષક સુર હુસ્યે, હિંસક અનુક્રમે વાસરે. કે. ૧૦
આસક્ત થયા મદ્ય માંસના, અવધિ યોજન પંચાસરે;
પુંડરીક ગિરિતણી પાખતી, ઉદ્ધસ કરિસ્યે દેઇ
ત્રાસરે. કે. ૧૧
અવધિ જે તાસ ઉલંધીને, આવિસ્યે કોઈ
અર્વાકરે;
યક્ષકપર્દી મિથ્યામતી, હણે રોષે કરી તાકરે. કે. ૧૨

રહે અરિહંત અપૂજીયા, શ્રી યુગાદીસ જીનરાયરે;
સમય છે એ ઉદ્ધારનો, થા ભાગ્યવાન તું ન્યાયરે. કે. ૧૩
બાહુબલિ રાય કરાવિયો, બિંબ શ્રી પ્રથમ જીણંદરે;
દેવી આરાધી ચક્રેશ્વરી, માગિ જિનોદિત ભંદરે. કે. ૧૪
ઇમ સુણી શ્રી ગુરૂનમી, કમલ લોચન ઉતફુલ્લરે;
જાવડ નિજ ગૃહ જાઇને, પૂજીસ્યે બિંબ જીન તુલ્લરે. કે. ૧૫
બલિ વિધાન સહુ કરી, સંતોષ્યા ક્ષુદ્ર દેવરે;
મનધરી સુરી ચક્રેશ્વરી, તપ કરિસ્યે નિતમેવરે. કે. ૧૬
માસિકતપ તિણે છેહડે, થઈ ચક્રેશ્વરી તુષ્ટરે;
સાક્ષાત્ થઇ મહાભાગ્યને, વચન કહિસ્યે ગુણ પુષ્ટરે. કે. ૧૭
જા તક્ષસિલા નગરી પ્રતે, તેહનો પ્રભુ જગમલ્લરે;
ધરમચક્ર આગે કરી, દેખિસિ બિંબ એકલ્લરે. કે. ૧૮
જીન ભાષિત ભાગ્યવાન તું, માહરે તું સુપ્રસાદરે;
ધરમનો સાર ઉદ્ધાર તું, કરાવિ પ્રાસાદરે. કે. ૧૯
કર્ણ પીયુષ નિજ સાંભલી, તેહનો વચન રસાલરે;
ચાલિસે તક્ષશિલા પ્રતે, સમરિ દેવી સુકુમાલરે. કે. ૧૦
ભેટણો બહુ લેઇ ભૂપને, સંતોષી જીનબિંબરે;
દેવ્યોપદિષ્ટ શ્રેષ્ઠી તદા, માગિસ્યે બિંબ અવિલંબરે. કે. ૨૧
પામી પ્રાસાદ ભૂપાલનો, ધરમચક્ર પાસે આઇરે;
ભક્તિ પ્રદક્ષિણ દેઇ કરી, પુજીસ્યે તેહના પાયરે. કે. ૨૨
કેતલે કાલ ગયે થકે, નિરમલ શશિકલા જેમરે;
બિંબ શ્રી રૂષભ જીણંદનો, પુંડરીક દયાન્વિત
તેમરે. કે. ૨૩

મૂરતિ સુકૃતિનીપરે, નયણ પીયુષ સારિખરે;
પ્રગટ થાસ્યે પ્રભુની તદા, ભકતે સુંસ્યુંન હૂઇઇખરે. કે. ૨૪
પંચામૃતસું પખાલિને; પૂજીને જગનાથરે;
રથે આરોપિ નિજ નગરીયે, આણિસ્યે ઉછવ સાથીરે. કે. ૨૫
સાહાય્ય ભૂપતિનો લહી, નિજ ગોત્રી પરિવારરે;
આગલિ કરી તીરથ ભણી, ચાલિસ્યે કરીવા ઉદ્ધારરે. કે. ૨૬
દેખી ચક્રેશ્વરી મન ધરી; જાવડ પંચમી ઢાલરે;
ખંડ નવમાતણી એ થઇ; કહી જીનહર્ષ રસાલરે. કે. ૨૭

સર્વ ગાથા, ૧૮૫. પાઠાંતર ૧૨૫.

## દુહા.

નિર્ઘાતાગ્નિ પ્રદિપના, ભૂમિકંપ મહાઘાત;
મિથ્યાત્વી સુરના કીયા, પગ ૨ વિઘ્ન સંજાત. ૧
ભાગ્યોદયથી સહુ ટલ્યા, અનુક્રમે સોરઠ દેશ;
મધુમતી પુરી આવિસ્યે, ઉછવસુ સુવિશેષ. ૨
ઇણિ અવસર પહિલી તિણે, પૂર્યા વાહણ ભૂરિ;
ચીણ મહા ચીણ ભોટ દિશિ, ગયા તિહાંથી દૂરિ. ૩
વાયુ વસે ભમતા થકા, આવ્યા સોવન દ્વીપ;
અગ્નિ દાહથી મૃત્તિકા, થઇ કંચણ દેદ્દીપ. ૪
અષ્ટાદશ વાહણ ભર્યા, કંચણ ધાતુ સંઘાત;
પ્રવેશ કાલે આવસ્યે, પુણ્યોદયની ખ્યાત. ૫
એક પુરૂષ ચરણે નમી, પુરી પરિસરે સાધ;
શ્રી વજ્રસ્વામી આવ્યા પ્રભો, કહિસ્યે ગુણ અગાધ. ૬

બીજો દ્વાદશ વરસને, પ્રાન્તે આવ્યા પોત;
કહિ આનંદ ઉપજાવિસ્યે, કનક ધાતુ ભૃત ઓપ. ૭
તીણે ચિત્ત ડોલાવીયો, તે ચિંતિવિસ્યે એમ;
પાપાકર લક્ષ્મી કિહાં, કિહાં મુનિ પુન્યસુ પ્રેમ. ૮

**ઢાલ**—કોઇ ભૂલ્યો મન સમજાવેરે. એ દેશી. ૬.

ચિંતે જાવડ મનમાંહિરે, ધરમ તણી કરણી સારીખો;
બીજો નહી છે કોઇરે, ચિં. ૧
પહિલી નમિસ્યું વજ્રમુનિને, સુણીસું તેહની વાણીરે;
તેહના દરસણથી તે આવસ્યે, લખમી પિણિ ખંચાણીરે. ચિં. ૨
એહવો ચિંતવિ ઉત્તમ નર તે, જંગમતીરથ આવેરે;
મહા મહોછવ લોક સંઘાતે, વાંદિસિ જાવડ ભાવેરે. ચિં. ૩
સ્વર્ણ કમલ ઉપરિ તે બેઠા, મુનિ મુખ સનમુખ જોતોરે.
જેતલે તે આગલિ બેસિસ્યે, નિજ મન કસમલ ધોતોરે. ચિં. ૪
આકાસે ઉદ્યોત બીજ જીમ, મનમેં અચિરજ કારીરે;
દિવ્યથી એક દેવતા આવી; મુનિ વંદસ્યે હિતકારીરે. ચિં. ૫
સ્વામી સુકર્માનો હું અંગજ, તીર્થમાન પુરીસોરે;
મહા દુર્દાંત કપર્દીનામે, પરભવ મદ્ય જગીસોરે. ચિં. ૬
કરૂણા સાગર તે પચખાણ, કરાવ્યો સિદ્ધક્ષેત્ર વાતરિ;
પંચપરમેષ્ઠીના સમરણથી, સુજ દુઃખની ટલી અતરિ. ચિં. ૭
નરકતણી ગતિથી ઉદ્ધરીયો, મદ્યપાન ભવ પાપેરે;

જીમ થયો તિમ સ્વામી, તુજ ઉપકૃતિ દુઃખ કાપેરે. ચિં. ૮

મદ્યપાન રસમાંહિ મગ્ન મુજ, દેખી કરૂણા આણીરે;
પ્રત્યાખ્યાન અવલંબ કરાવ્યો, પૂજ્ય તુંમે હિત જાણીરે. ચિં. ૯

ભદ્રાસણ બેઠા ચંદ્રશાલા, એક દિવસ રંગ માંહિરે;
નારીસુ કાદંબરી નામે, સુરાપીઉં ઉછાંહરે. ચિં. ૧૦
મદ્ય પ્યાલો હાથે લેઈ, સમરૂં અક્ષર જેતેરે;
શકુનિજગ્ધઅહિગરલવિષોપમ, વમ્યો પડયો માંહિ તેતેરે. ચિં, ૧૧
પીધો તેહ અજાણપણમેં, વિષથી મૂર્છા પામીરે;
મહામંત્ર સમરયો મનમાંહિ, વાંદ્યા તુજ સિર નામીરે. ચિં. ૧૨

વારંવાર વ્યસન નિજ નિંદતો, મરણ લહ્યો સુભ ધ્યાનેહો;
એહવો યક્ષ થયો હું સ્વામી, પામ્યો સુખ અસમાનેહો, ચિં. ૧૩

નામકપર્દી યક્ષ થયો હું, યક્ષ લક્ષ મુજ સેવેરે;
વિશ્વોદ્ધાર કરિવા સમરથ, જે કહો કરૂં નિત મેવેરે. ચિં. ૧૪

વિનયોદાર કહાતે એહવું, ભૂષિત સર્વાભરણેરે;
પાશાંકુશ માતુલિંગ અક્ષધર, ચ્યારિ ભુજાબલ ધરણેરે. ચિં. ૧૫

ગજારૂઢ સોહે અતુલી બલ, સેવે અમર અનેકોરે;
સોવન વરણ શરીર વિરાજે, જોસ્યે આગલિ એકોરે. ચિં. ૧૬
કહી પ્રભાવસિદ્ધાચલકેરો, સો વજાસ્વામી શ્રુતધારીરે;
જાવડ આગલિ એહવો કહિસ્યે, હિતકારી સુવિચારીહો. ચિં. ૧૭
મહાભાગ્ય યાત્રા કરી ગિરિની, તીર્થોદ્ધાર કરાવોરે;
અમે યક્ષ તુજ ભાગે આવ્યા. વહિલા વાર મ લાવોરે. ચિં. ૧૮
એહવો સાંભલિ તે ઉઠીને, વાહણ વસ્તુ ઉતારીરે;
કામ ધામતણા સહુ કરિને, ચલિસ્યે તીર્થ વિચારીરે. ચિં. ૧૯
પૂર્વ દિને સહુ કરી સજાઇ, સિદ્ધક્ષેત્ર રખવાલોરે;
જયમતી નારીને માંહી, કરિસ્યે મદમતવાલોરે. ચિં. ૨૦
વજાસ્વામિ તપસી હિતકારી, નયણ ચિકિછા કરિસ્યેરે;
ક્ષપાધ્વાંતરવિઆગલિ ન રહે, તિમ તેહના ગદ હરિસ્યેરે. ચિં. ૨૧
યક્ષલક્ષવૃત ભ્યોમ્નિકપર્દી, દુષ્ટના કીના કીધારે;
વજા સહુતે દુરિ કરિસ્યે, અતિ દુસહ સુપ્રસીધારે. ચિં. ૨૨
વાયે જલદ વાયુગિરે તિમ, વજા ગિરિગજ સીંહેરે;
શરભેસિંહ અગનિ પાણીસું, પાણી અગનિ બીહેરે. ચિં. ૨૩
તિમ અસુરકેરા ઉપજાવ્યા, વજા વિઘન સહુ હણિસ્યેરે;
ઢાલ છઠી નવમા ખંડકેરી, સહુ જીનહર્ષ સુણિસ્યેરે. ચિં. ૨૪

સર્વગાથા, ૨૧૭. સર્વગાથા પાઠાંતર ૨૧૫

## દુહા.

આદિપુરે સંઘ પહોંચિસ્યે, અધમ દેવતા તત્ર;
શત્રુંજય કંપાવસ્યે, વાતધૂતતરૂપત્ર. ૧
વજ્રસ્વામિ શાંતિક કરી, તીર્થતોયાક્ષત ફૂલ;
શૈલવ્રતે છાંટયો તુરત, નિશ્ચલ થયો અમૂલ. ૨
જીનપ્રતિમા આગલિ કરી, સંઘ ચડે સુવિહાણ;
શૈલેંદ્રે વજ્રાગન્યા, વાજે ભેરી નિસાણ. ૩
ભૂતવેતાલ રાક્ષસ સાકિણી, દરસણ મહા વિકરાલ;
ભીષણ રૂપ દિખાલિસ્યે, મિથ્યાત્વિસુર બાલ. ૪
કપર્દી વજ્ર સ્વામિ બે, વિઘન હણસ્યે તાસ;
શત્રુંજય ચડિસ્યે તદા, સંઘ ધરી ઉલ્લાસ. ૫
કીકસ અસ્થિ વસારૂધિર, માંસ અને પુરકેશ;
કિલન્ન નિહાલી ગિરિ પ્રતે, સંઘ ખીજિસ્યે વિસેસ. ૬
નદી નીર મંગાવીને, જાવડ ચિત્ત વિચાર;
શૈલ પ્રતે કરિસ્યે પવિત્ર, ધોઇને તિણિ વાર. ૭
સતૃણ કંપિત વાયુ જીમ, પતિત ભ્રષ્ટ પ્રાસાદ,
સંઘાધિપ દેખી ઘણું, લહિસ્યે અરતિ વિષાદ. ૮

**ઢાલ**—જોધપુરીના ગીતની. ૭.

સંઘ ગિરિ નિશિ વશીયોહો, અસુર મિલી કરી;
રથ પ્રતિમા પ્રભુનીહો, ગિરિથી ભૂમિધરી. ૧
પ્રાત મંગલનાદેહો, જાવડ જાગીયો;
પ્રતિમા નવિ દીઠીહો, મનમેં દુઃખ કીયો. ૨
ઉપયોગે જાણીહો, વજ્રયક્ષ તેહને;
દેખાલિસ્યે તે વલીહો, ગિરિ ચડિસ્યે મને, ૩

રાત્રે વલી સૂતાંહો, મિથ્યાત્વી સૂરા,
ઉતારીસ્યે ગિરિથીહો, મેલ્હીસ્યે લેઇ ધરા. ૪
સંઘજન પરભાતે હો, વલી ગિરિ આણિસ્યે;
ગિરિતલ નહી દેખેહો, સુરવલી જાણિસ્યે. ૫
એકવીસ દિન સુધી હો, ચડા ઉતાર કરી;
રહિસ્યે નહી સૂધીહો, ગુરૂ મનમાંહિ ધરી. ૬
રાત્રે યક્ષ તેડીહો, વજા જાવડ ભણી;
કહિસ્યે યક્ષ સ્મર શકિત હો, હુરિઆપદ ઘણી. ૭
સુરસું વ્યોમ વ્યાપીહો, નિરભય અસુરરહો;
મન્મંત્રાશ્રિત તનુહો, વજા અભેદ્ય વહો. ૮
ભાર્યા સુસંઘપતિહો, ધરમ ચોવિહ ધારી;
આદીશ્વર ધ્યાવોહો, નવપદ સંભારી. ૯
રથ અધ ચક્ર સુધીહો, પ્રતિમા સ્થૈર્યકારી. ૧૦
સબલા છે પિણિહો, પહુચે નહી અરિ;
અમસું સંઘ સગલોહો, કાઉસગપ્રાત લગે;
લેઇ રહો આદીશ્વરહો, સમરો કષ્ટ ભગે. ૧૧
ઇમ સુણી ગુરૂ વાણીહો, ધ્યાન ધરમ કરસ્યે,
પોતે વજાસ્વામિહો, ધ્યાન નિશ્ચલ ધરિસ્યે. ૧૨
ભીષણ રવ કરતા હો, અસુર ઘણા મિલ્યા;
પરવેશ ન લહસ્યેહો, પુણ્યે ધ્યાને કલ્યા. ૧૩
પ્રાત રવિ ઉગંતેહો, પુણ્ય પ્રકાશ થયો;
ગુરૂ ધ્યાન સંપૂરણ હો, જોસ્યે તિમહીભયો. ૧૪
મંગલનાં વાજાંહો, બહુપરિ વાજતાં;
પ્રતિમાલેઈ જાસ્યેહો, સહુજન દેખતાં. ૧૫

વજ્રસ્વામી સંઘપતિહો, પત્ની મહાથરા;
પેસી ચૈત્ય જોસ્યેહો, વિસંસ્થુલ આકરા. ૧૬
દુષ્ટદેવ નસાયાહો, વજ્ર મન ધ્યાન ધરી;
સર્વત્ર અક્ષતસુ હો, કરિસ્યે શાંતિ કરી. ૧૭
યક્ષ પ્રથમ કપર્દીહો, મૂર્ત્તિ પ્રથમ તણી;
અધ્યાસી કોપનહો, રહિસ્યે દુષ્ટમણી. ૧૮
કેતલે કે અસુરેહો, વૃત દુષ્ટાતમા;
અનરથ ઇચ્છાઇહો, તે અધમાધમા. ૧૯
એભ્રસ્પદવર્ણ્યાહો, બ્રાહ્ય નૂતન માંહે;
થાપું ઈમ ચિંતવીહો, ઉધરસ્યે નાહે. ૨૦
વજ્રસ્વામી મંત્રેહો, સ્થંભ્યા અસુર સહુ;
કરિ ન સકે ઉપદ્રવહો, કરિસ્યે શવ બહુ. ૨૧
તિણિ ધ્વનિ આકાશેહો, ખેચર ખલભલસ્યે;
દિગદંતી જાસ્યેહો, સાયર જલ ઉછલિસ્યે ૨૨
ક્ષિતિ પર્વત કંપસ્યેહો, અહિ શિરધુણિસ્યે;
ગજ સિંહ વનેચરહો, મૂરછા પામસ્યે. ૨૩
કુટ્ટિમ પ્રાસાદાહો, પડસ્યે તરૂ દંડા;
પર્વત દ્વિધા ભાવીહો, દક્ષિણોત્તર ખંડા. ૨૪
વજ્ર જાવડ પાખેહો, પત્ની વિણુ નરા,
સહુ હુસ્યે વિચેતનહો, ભુંઇ લુઠિસ્યે ખરા. ૨૫
તેહવા જનને દેખીહો, વજ્ર કપર્દીને;
કહસ્યે વજ્ર લેઇહો, આસ્યે મર્દીને. ૨૬
પૂરવ યક્ષ બીહંતોહો, નાસી સમુદ્ર તટે;
ચંદ્ર પ્રભાસ ક્ષેત્રાંતેહો, રહિસ્યે ગુપ્તવટે. ૨૭

નામાંતર કરસ્યેહો, નવમા ખંડની;
આઠમી ઢાલ પૂરીહો, એ જીન હર્ષ ભણી. ૨૮

સર્વ ગાથા, ૨૫૩. પાઠાંતર ૨૫૧.

દુહા.

તિણિ કારણ જન બોધિવા, આદિ મૂર્તિ જીનરાય;
અધિષ્ટાતૃને વજ્રગુરૂ, કહિસ્યે શામ ગિરાય. ૧
જે બિંબ જાવડ આણીયો, બઇસો પ્રાસાદાંત;
વલી ઇણિ બિંબ સાથે રહો, ઇહાં તુમે સુપ્રસાંત. ૨
સ્તવના સ્નાત્ર પૂજા વલી, ધ્વજા રાત્રી મંગલીક;
એ મુખ્યનાયકને કરી, પછે તુમને તહતીક. ૩
થાઓ મુખ્ય નાયકતણા, સદૈવ આજ્ઞાકાર;
કપર્દી મસ્તકતણા, થાઓ મરદણહાર. ૪
એહવી આજ્ઞા સુરભણી, દેઇને વજ્રસ્વામિ;
સુસ્થ કીયો કરિસ્યે તિહાં, સહુને હર્ષ પ્રકામિ. ૫
ત્યારે ૨ જયજયરવ થયો, ધુર્યા મંગલ નીસાણ;
પ્રતિષ્ઠા મહા ઉછવે, કરિસ્યે ગુરૂ વિધિ જાણ. ૬
ગુરૈ ભક્તિ અર્ચા જીને, મહા દાન સન્માન;
ચિત્ત પ્રમોદ સુભ ભાવના, નિર્મલ મનનો ધ્યાન. ૭
એ સગલા જાવડને વિષે, થયા ન બીજે કયાહિ;
સ્વાદ જીસો ગો દુગ્ધમે, તેહવો નાહી તક્રમાંહિ. ૮

ઢાલ—આડો ન કરીએરે, કીકા આડો ન કરીએરે, એ દેશી. ૯.

હિવે ધ્વજા આરોપણ કાજે, નારી સહિત સંઘનાથ;
જીન પ્રાસાદ ભણી આશ્રયિસ્યે, સંગતિ ધાતણ
આથરે. ૧

જાવડ ભાવન ભાવેરે, અહો ધન્ય હું ઇણિ સંસારે;
અદ્ભુત ભાગ્ય માહરો, અન્યભણી દુઃખકર જે
તીર્થોદ્ધાર કરાવ્યો સારોરે. જા. ૨
માહરે ભાગ્યે લછી સંપૂરણ, સંસારાર્ણવ તારેરે;
વજ્રસ્વામી થયા સદ્ગુરૂ માહરા, પ્રત્યુવ્યૂહ નિવારેરે. જા. ૩
શ્રી બાહુબલી રાય કરાવ્યો, સપ્રભાવ રિદ્ધિવંતે;
અવર ભણી પામંતા દુઃખકર, મેં પામ્યો ભાગ્યવંતેરે. જા. ૪
શત્રુંજય મહા તીરથ દુક્કર, મુક્તિતણી પરિ
લહતાં;
તે સુપ્રાપ્ય કીયો મેં આવી. પુણ્યોદય ગુણગહતાંરે. જા. ૫
શ્રી વજ્રસ્વામી યક્ષ પ્રબોધિત, અમર કોટિ પરિ
વરિયો;
વિઘ્ન વિમરદી યક્ષ કપર્દી, મુજ ભાગ્યોદય મિલીયોરે. જા. ૬
માનુષ્ય ભવતરૂઅરનો એહીજ; પહિલો ફલ મનિ
આણો.
સંઘભણી આગલિ કરિ નમીયે, શ્રી જીનવર તિહાં
જાણો. જા. ૭
આજ પ્રભાત થયો મુજ સુફલો, આજ જનમ
થયો સફલો;
આજ દેવતા મુજને તુઠો, આજ મંગલ થયો
સગલોરે. જા. ૮
અદ્ભૂત એહ પૂણ્ય મેં કીધો, વલી કર્મ વસિ
પ્રાણી;
આર્ત રૌદ્ર ધ્યાનાદિક કરીને, કલંકિત આત્મ
પ્રમાણીરે. જા. ૯

એ સંસાર વાસ મૂકીને, શ્રી જીન ધ્યાન સનાથે;
કરમ ખપાવો જેહું માહરા, સિદ્ધિ થાયે મુજ હાથેરે. જા. ૧૦
શેઠ શેઠાણી એમ ચિંતવતાં, આતમ ભાવ વસાવે;
નિકલંક સુભ ધ્યાન ક્ષણિ ઈકમાં,થાસ્યે આતમભાવેરે. જા. ૧૧
ઘણા વરસ આઉખું પાલી, અંતસમય સુભ ભાવે;
મરી તિહાં ચોથે સુર લોકે,બેજણ સુર સુખ પાવેરે. જા. ૧૨
ઉત્તમ દેહ લેઈને તેહના, વ્યંતર દેવ તિવારે;
ક્ષીર સમુદ્રમાંહે પરવાહિસ્યે, કરિસ્યે મહિમા સારરે. જા. ૧૩
ત્યારે શત્રુંજય તસુ નંદન, યાજનાગ ઇણિ નામે;
માતપિતાનો મૃત્યુ નિહાલી, કરિસ્યે ખેદ વિરામેરે. જા. ૧૪
એહ વૃત્તાંત તેહનો જાણી, ચક્રેશ્વરી તિહાં આવી;
ઇષ્ટ ઉક્તિ યુક્તેકરિ તેહનો, શોક ગમાવસ્યે ભાવીરે; જા. ૧૫
યાજનાગ તે સંઘ ભણી હિવે, આગલિ કરી
ગુરૂ ઉક્તે;
રૈવત આદિક શૈલવિષે જઇ, નમસ્યે જીનવર
યુક્તેરે. જા. ૧૬
હિવે ચૈત્ય કરાવી સર્વત્ર, કરિસ્યે પુણ્ય અપાર;
સર્વ કાર્યનેવિષે પિતાનો, સહુ પાલિસ્યે આચારરે. જા. ૧૭
વિક્રમાદિત્યથકી તે જાવડ, શત્રુંજય ઉદ્ધાર;
એકસો આઠ વરસને અંતે, થયો જાણે સંસારરે. જા. ૧૮
કિતલેકે કાલે તે હુંતી, વિદ્યાબલ બલવંતા;
દુર્જય બૌદ્ધાપરવાદીને, બોધીનૃપમતિમંતારે. જા. ૧૯

લોપી અન્ય તણા શાસન સહુ, થાપિસ્યે આતમ ધરમ;
સગલા તીરથ પોતે લેસ્યે, કરિસ્યે એહવા કર્મરે. જા. ૨૦
સર્વ દેવમય શ્રીગુરૂ રાયા, હિવે લબ્ધિ સંપૂરરે;
શશિ ગચ્છાંબુધિ શશી સારીખા, થાસ્યે ધનેશ્વર સૂરિરે. જા. ૨૧
તે અનેક તપસ્યા ગુણ પૂરણ, વલભીપુરીનો રાજા.
શિલાદિત્ય જીનમતનો જ્ઞાયક, કરસ્યે બોધિ તાજા. જા. ૨૨
કાઢી બૌધ દેશથી સગલા, શિલાદિત્ય સૂરિપાસે;
તીરથ સહુને વિષે કરાવિસ્યે, શાંતિક ચૈત્ય ઉલાસે. જા. ૨૩
સિત્તોત્તરીને ચ્યારસેં વરસેં, વિક્રમાદિત્યથી ધારી;
શિલાદિત્ય રાજેસર થાસ્યે, ધરમ વૃદ્ધિનો કારીરે. જા. ૨૪
કુમારપાલ થાસ્યે તે કહે, બાહડદેવ વસ્તુપાલ;
સમરા આદિક સંઘવી મોટા, જૈન શાસન ગુણમાલરે. જા. ૨૫
મલેછવંશના રાજા થાસ્યે, દ્રવ્યલુબ્ધ મંત્રીસ;
લોક ભ્રષ્ટ આચારથી થાસ્યે, વંચક પરમ નરીસરે. જા. ૨૬
કપટ ધરમ કલિ માંહે થાસ્યે, નવમી ઢાલ થઇ એહ;
નવમા ખંડની ઢાલ થઇ સંપૂરણ, કહે જીનહર્ષ સુણેહરે. જા. ૨૭

સર્વગાથા, ૨૮૮.

દુહા.

લિંગી ગીતારથ હુસ્યે, કેઈ આચાર વિહીણ;
સાદર અપવિદ્યાવિષે, સદ્વિદ્યા અપ્રવીણ. ૧

વલી માહરા નિર્વાણુથી, વર્ષ ઉગણીસસેં માન;
ચઉદ વર્ષ ઉપરી ગયાં, મલેછ નંદ રાજાન. ૨
વિષ્ટકરણ ચૈત્રાષ્ટમી, પાટલીપુત્ર મજારિ;
ચતુર્વક્ત્ર કલ્કી હુસ્યે, રૂદ્રનામ ત્રયધાર. ૩
અકસ્માત મથુરાતણા, હલી કૃષ્ણના તેમ;
પડિસ્યે અનુપમ દેહરા, વાતાહત તરૂ જેમ. ૪
સાત ઇત ભય થાઇસ્યે, ક્ષય થાઇસ્યે રસ ગંધ;
રાજ વિરોધ દુર્ભિક્ષ હુસ્યે, અરિષ્ટ કોટી સંબંધ. ૫
બત્રીસ વરસને અંતરે, થાસ્યે કલંકી રાય.
થૂભ હિરણ્યમય નંદના, તે ખણાવિસ્યે આઈ. ૬
અર્થાર્થી ખણાવિસ્યે, નગર લેસ્યે વિત્ત;
કર દેસ્યે રાજા સહુ, લોક હુસ્યે ચલચિત્ત. ૭
પુર ખણતા પેદા હુસ્યે, ધેનુ શિલામય તામ;
લગ્ન દેવી નામે હુસ્યે, મુનિ પીડિસ્યે અકામ. ૮

ઢાલ—મનકો પ્યારો તનકો પ્યારો, એ દેશી. ૧૦

અરિષ્ટ ઈહાં થાસ્યે સહી, અતિવર્ષા કેઇ સાધ લાલરે;
જાણી અન્યત્ર જાઇસ્યે, કેઈ રહિસ્યે રસગાધ લાલરે.
વીર કહે ઇંદ્ર સાંભલો, કલ્કીતણી ઉપાધિ લાલરે. વી. ૧
લેસ્યે કર લીંગીકને, માગિસ્યે જીન રિષિપાસિ લાલરે;
નિષેધસ્યે પુર દેવતા, બલાતકારે તાસ લાલરે. વી. ૨

અહો રાત્રી સતરે લગે, વર્ષા થાસ્યે તત્ર લાલરે;
લોકાભણી વહાડિસ્યે, નૃપ રહિસ્યે એકત્ર લાલરે. વી. ૩
થલ મસ્તકં રહિસ્યે જઇ, કેટલાઇક સંઘ લોક લાલરે;
જાસ્યે સાયર પુરમાં, બીજા લોક સશોક લાલરે. વી. ૪
નંદ દ્રવ્યસું નિજપુરી, નવી કરાવિસ્યે તેહ લાલરે;
પંચાસત વરસાં પછે, હુસ્યે સુભક્ષ ધર્મનેહ લાલરે. વી. ૫
કલ્કી આસન આયુખે, મુનિને દેસ્યે દુઃખ લાલરે;
શાસન સુરિ નિવારિસ્યે, નહી માને મૂરખ લાલરે. વી. ૬
સૂરિ પ્રભાતે સંઘસું દેસ્યે, કાયોત્સર્ગ લાલરે;
દ્વિજરૂપે શક્ર આવિસ્યે, ચલિતાસન તજી સ્વર્ગ લાલરે. વી. ૭
ઉક્તિ પ્રત્યુક્તે વારિસ્યે, પિણિ નહી માને તેહ લાલરે;
કલ્કી તદા શક્રઘાતથી, લહિસ્યે પંચત્વ જેહ લાલરે. વી. ૮
છયાસી વરસ આઉખો, પુરી કલ્કીરાય લાલરે;
નરકાવનીયે નારકી, થાસ્યે પાપ પસાય લાલરે. વી. ૯
શક્ર કલ્કી સુત દત્તને, પિતા રાજ્ય આરોપિ લાલરે;
શિક્ષા દેઈ ધર્મની, સુરપતિ હુસ્યે અલોપ લાલરે. વી. ૧૦
પાતક ફલ તે જાણતો, દત્ત શક્ર–વયણેણ લાલરે,
સૂરિ વયણે જીનરાયનાં, ચૈત્ય કરાવિસ્યે તેણ લાલરે. વી. ૧૧
આગલિ કરી ગુરૂ સંઘને, દત્તનૃપતિ ગુણ ધાર લાલરે;
શત્રુંજય તીરથ વિષે, કરિસ્યે યાત્રોદ્ધાર લાલરે. વી. ૧૨
સગલેહી ત્રિણ ખંડમે, અરિહંતના પ્રાસાદ લાલરે;
રાજા દત્ત કરાવિસ્યે, ગુરૂસેવા અપ્રમાદ લાલરે. વી. ૧૩
કાલે વારિદ વરસિસ્યે, થાસ્યે ધરા સુગાલ લાલરે;
ગો મહિષી પય બહુ હુસ્યે, પુહવી હુસ્યે રસાલ લાલરે. વી. ૧૪

રાજા સહુ ન્યાયી હુસ્યે, મંત્રીજન હિતકાર લાલરે;
લોકધની ધર્મી હુસ્યે, દત્તનૃપ રાજ્ય મોઝારિ લાલરે. વી. ૧૫
પંચમઆરક છેહડા, લગિ રહિસ્યે જીનધર્મ લાલરે;
હિવે પછે 'દુઃષમા' વિષે, કરિસ્યે લોકકુકર્મ લાલરે. વી. ૧૬
નિર્ધન થોડો આઉખો, રોગે ગ્રસ્ત શરીર લાલરે;
કરપીડિત માનવ હુસ્યે, થાસ્યે અસ્તવ અધીર
લાલરે. વી. ૧૭
રાજા ધનના લોભીયા, ભીષણ ચોર સમાન લાલરે;
કુલનારી કુલટા હુસ્યે, ગ્રામ પ્રેતવન ઉપમાન લાલરે. વી. ૧૮
નિર્દય નિર્લજ જન હુસ્યે, ગુરૂદેવ નિંદાકાર લાલરે;
પંચમારકના માનવી, જાણો હીન આચાર લાલરે. વી. ૧૯
દુપ્પસહઆચારજ હુસ્યે, સાધ્વી ફલ્ગુશ્રીનામ લાલરે;
શ્રાવક નાગિલ શ્રાવિકાસત્યશ્રી ગુણ અભિરામ લાલરે. વી. ૨૦
વિમલ વાહન રાજા હુસ્યે, મંત્રી સુમુખ સુજાણ લાલરે;
અંતે પંચમારકતણે, ભરતક્ષેત્ર અહિનાણ લાલરે. વી. ૨૧
ગુરૂ દુપ્પસહ આદેશથી, વિમલ વાહન રાજાન લાલરે;
ચૈત્યોદ્ધાર કરાવિસ્યે, કરિસ્યે યાત્રા પ્રધાન લાલરે. વી. ૨૨
કર દ્વય માન શરીરનો, આઉ વરસ નર વીસ લાલરે;
કેઈક ધર્મિ બહુ હુસ્યે, પાપી વિસવાવીસ લાલરે. વી. ૨૩
બાર વરસ ઘરમાં રહી, આઠ વરસ વ્રતભાર લાલરે;
દુપ્પસહ અષ્ટમ ભક્તસું, સાધર્મે સુર સાર લાલરે. વી. ૨૪
પ્રથમ પ્રહર ચારિત્રનો, મધ્યાન્હે રાજ્યધર્મ લાલરે;
અપરાન્હે ક્ષય વહ્નિનો, અનુક્રમે થાસ્યે મર્મ લાલરે. વી. ૨૫

ઇણિપરિ દુઃષમા કાલના, 'ઈકવીસ' વરસ હજાર લાલરે;
દુઃષમા' કાલનો, એહીજ માન વિચાર લાલરે. વી. ૨૬
નવમાં ખંડતણી થઇ, પૂરી થઈ દશમી ઢાલ લાલરે;
કહે જીનહર્ષ સુણો સહુ, શ્રવણે બાલગોપાલ લાલરે. વી. ૨૭

સર્વગાથા, ૩૨૩. પાઠાન્તર ૩૨૧.

## દુહા.

લોક હુસ્યે પશુ સારિખા, બિલવાસી નિર્લજ્જ;
મછાશન કરિસ્યે સદા, આચરસ્યે સાવજ્જ. ૧
શત્રુંજય પર્વત તદા, સપ્તહસ્તોચ્ચ પ્રસિદ્ધિ;
થાસ્યે ઉત્સર્પિણીવિષે, પૂરવતણી પરિવૃદ્ધિ. ૨
પદ્મનાભ જીનવર પ્રથમ, તીર્થે પૂરવ પ્રમાણ;
તન્મૂર્તિ ઉદ્ધાર પિણિ, રાયણિ તથા વખાણ. ૩
થાસ્યે એ શૈલેંદ્ર બહુ, પ્રાણી તારણહાર:
કીર્ત્તન દર્શન ફરસથી, જીનની પરે સુખકાર. ૪
દુરિત ધ્વાંત નિધ્વંસ રવિ, શત સુકૃત ઘે જેહ;
પીડા સહુ જગની હણે, શત્રુંજય ગિરિ એહ. ૫
પીડા સ્યામાટે ખમે, બીહે પાપથી કેમ;
તપ નિયમે દુખ કાં સહે, આશ્રય ગિરિ ધરિ પ્રેમ. ૬

**ઢાલ**—આજ નિહેજોરે દીસે નાહલો, એ દેશી. **૧૧**
**પાપ સુભટ** તાવત ભૂતલ ભમે, વિકટ મહા ભયકાર;
ત્યાર લગે અવિરત શાખા વધે, દુર્ગમ અગમ અપાર. ૧

શ્રી શત્રુંજય ગિરિ મહિમા સુણો, ભવ સમુદ્ર
જીહાજ;
એ તીરથ સરીખો કોઇ નહી, આપે શિવપુર રાજ. શ્રી. ૨
બોધ કલિત પ્રાણી સિદ્ધાચલે, યાવત્ પ્રથમ જીણંદ;
ભવ દુઃખભંજન તે નહી ધ્યાવતો, કાઢણપાતક કંદ. શ્રી. ૩
કુણરે તું કલિકાલ કવણ તૃષ્ણા, એકુણ વિષય વિકાર;
મૂલ વિમૂલણ શત્રુંજયગિરિ, એ તુમ કાઢણ હાર. શ્રી. ૪
ગિરિશ્રૃંગ એહનારે ગુરૂ સરોવર,વિપિન કુંડનોરે નીર;
નદી અસ્મકણ માટી એહની, ચેતન રહિત શરીર. શ્રી. ૫
મહાપાપી નરક કર્મ નિવડ કીયા, તેહના ક્ષયનેરે કાજ;
તોસ્યું કહિવોરે મનરૂંધી રહે, ધર્મિઇણિ ગિરિરાજ. શ્રી. ૬
એહવો કહીયો મે એ ગિરિતણો, મહિમા અલ્પ વિચાર;
જો થાયે રસના મુખ અતિઘણી, તોહી ન લહી-
એરે પાર. શ્રી. ૭
ઘણો પ્રયાસ કરે કાંઇ પ્રાણીયા, બોલે વચન વિલાસ;
પાપથકી જો તું બીહે અછે, તો ભજી ગિરિ
પ્રભુ ખાસ. શ્રી. ૮
એ ગિરિવરની સેવા કીજીયે, લહીયે પરમ જગીસ;
આરાધ્યો એ સુરતરૂ સારીખો, પ્રણમો ઇહાં જગદીસ. શ્રી. ૯
ઇણિપરિ બોધામૃત અંગી વર્ગે, વરસી વિરમ્યારે વીર;
હ્રિદય સહુજનના શીતલ થયા, પામ્યો ભવજલ તીર. શ્રી. ૧૦

નેત્ર પ્રફુલ્લિત નિજ ચિત્તથિર કરી, જીનવાણી રસપીધ;
અસ્થિર દેહ હુતો તે થિર થયો, ચલદૃગ અચપલ
કીધ. શ્રી. ૧૧
હુતા અવિરતી તે વિરતી થયા, વિરતી તે થયા સાધ;
સમતા સાગર આગર ગુણતણા, ટાલી ભવ આબાધ. શ્રી. ૧૨
એહવી દીધી જીનવરદેશના, વિમલાચલથીરે તામ;
ઉતરીયા સુરનર તીરથ નમી, પહુતા નિજ નિજ ઠામ. શ્રી. ૧૩
શ્રીશત્રુંજય મહિમા કથનથી, પુણ્ય થયો મુજ જેહ;
બોધિ બીજ નિર્મલ હુઓ માહરો, ગમણ મિથ્યાત્વ-
નિરેહ. શ્રી. ૧૪
ઉણો અધિકો કહ્યો પ્રમાદથી, કીયો ઉત્સૂત્ર પ્રકાશ;
થાઓ શ્રી જીનવરના ધ્યાનથી, મિચ્છા દુક્કડ તાસ. શ્રી. ૧૫
મિથ્યા રજનીહર અરિવિજયથી, ઉત્કટ થયો પ્રતાપ;
નિજગો બોધિત ભવ્ય કમલ વરો, સુજસ જગત
થયો વ્યાપી. શ્રી. ૧૬
ઉન્મીલિત અંશૂજ્વલ જેહના, દિનકર આદિ જીણંદ;
સિદ્ધાચલ પર્વત ઉપરી રહ્યા, દ્યો શ્રી સંઘ આનંદ. શ્રી. ૧૭
શ્રીયદુવંશ વિભૂષણ દિનમણિ, શિલાદિત્ય ગિરિ
સ્વામિ;
સૂરિ ધનેશ્વર પાસિ કરાવીયો, ગ્રંથ મહાતમ નામિ. શ્રી. ૧૮
સજ્જનવિદ્વજ્જન મનરંજણો, કવિકુલમાંહિ પ્રસિદ્ધ;
વિનયચંદ્ર નિર્મલ ગુણ માલિકા, હીયડે વાસો કીધ. શ્રી. ૧૯
મુજને ઉદ્યમ તિણે કરાવીયો, રાસ રચ્યો શ્રીકાર;
શ્રીશત્રુંજય મહાત્મ્ય ગ્રંથનો, લોક ભણી ઉપગાર. શ્રી. ૨૦

સંવત (૧૭૫૫)સત્તરેસે પંચાવને, પાંચમ વદિ આસાઢ;
રાસ સંપૂરણ બુધવારે થયો, મેં કીધો કરિ ગાઢ. શ્રી. ૨૧
શ્રીખરતર ગછ ગયણ રયણ સમો, શ્રીજીનચંદ સુરિંદ
જાસ પ્રતાપ જગતમાં વિસ્તર્યો, દરસણ હોઇ આણંદ. શ્રી. ૨૨
વાચક **શ્રીસોમ**ગણિ મણિસોભતા, જાણે સહુ સંસાર,
**શાંતિ** હર્ષ ગણિ વાચક તેહના, શિષ્ય બહુ પરિવાર. શ્રી. ૨૩
તાસ શીસ **જીનહર્ષ** હર્ષધરી, કીધો પૂરણ રાસ;
નવમે ખંડ ઢાલ ઇગ્યારમી, એ થઇ પૂરણ તાસ. શ્રી. ૨૪
નવ ખંડે એ રાસ સુહામણો, દોઈસે સત્તર ઢાલ;
**શ્રીપાટણ**માંહિ જીન સુપસાયથી, રચીયો રાસ રસાલ. શ્રી. ૨૫

સર્વગાથા, ૩૫૫.

इति श्रीजिनहर्षविरचिते श्रीशत्रुंजयमहातीर्थमाहात्म्य चतुष्पद्यां श्रीपार्श्वनाथादि--महापुरुषसच्चरित्रवर्णननाम, नवमः खंडः समाप्तः ॥ ९ ॥ श्री ॥ श्री ॥ श्री ॥

प्रथम खण्डे ११७६ द्वितीय खंडे ११९४ तृतीय खण्डे ११७६ चतुर्थ खंडे ५७६ पंचम खंडे ६९६ षष्ठम खण्डे ११०४ सप्तम खण्डे १३४४ अष्टम खण्डे ९३६ नवम खण्डे ४९६ सर्व गाथा मिलने ६४९० सं. १७५५ वर्षे आषाढ वदि पंचमी दिने लिखितो जिनहर्षेण श्रीपत्तनमध्ये श्रीजिनप्रसादात् सौख्यं भवतु ॥

ઇતિ શેઠ દેવચંદ લાલભાઈ-જૈન પુસ્તકોદ્ધારે—ગ્રન્થાંકઃ૩૦.

( ઇતિ જૈન ગૂર્જર—સાહિત્યોદ્ધારે—ગ્રન્થાંક ૪. )



